# મુસલમાની રિયાસત.

## ભાગ ૧ લો.—(ઉત્તરાર્ધ)

મુલ્ય એક રૂપીઆ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.

# हिंदुस्थाननो अर्वाचीन इतिहास.

## ભાગ ૧ લો.

### मुसलमानी रियासत-(उत्तरार्ध).

(પ્રકરણ ૨૦ થી ૩૦).

રા. રા. ગોવિંદ સખારામ સરદેસાઈ કૃત.

हिंदुस्थानचा अर्वाचीन इतिहास, भाग बीहीजा

ના આધારે ઘટતા ફેરફાર સાથે,

અનુવાદક

સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી,

"સ્વ. ન્યા. મહાદેવ ગોવિંદ રાનડેનું જીવનચરિત્ર" ના લેખક,

અને

આસિ. ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટર-ખેડા વિભાગ-નડિયાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૭૩.—સને ૧૯૧૭.

મૂલ્ય એક રૂપિયો.

# શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળાનો

## ઉપોદ્ઘાત.

---

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેના-ખાસખેલ સમશેર બહાદૂર સન ૧૮૮૨ માં અમદાવાદ પધાર્યા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂ. ૫૦૦૦ બક્ષીસ કર્યા. માટે સોસાઈટીએ તેમને પોતાના મુરબ્બી ( પેટ્રન ) ઠરાવ્યા છે; અને તે રકમ તેમના નામથી જૂદી રાખી તેનું વ્યાજ તેમને નામે ગ્રન્થો રચાવવામાં, ગ્રન્થો છપાવી પ્રસિદ્ધ કરવામાં અને ઉત્તેજન દાખલ ગ્રન્થો ખરીદ કરવામાં વાપરવાનો ઠરાવ કર્યો છે. તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો "શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે:—

૧. ગ્રીસ દેશનો ઇતિહાસ.
૨. વિધવાવપન અનાચાર.
૩. હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ.
૪. ભાલણસુત ઉદ્ધવકૃત રામાયણ.
૫. કર્ત્તવ્ય.
૬. બર્નિયરનો પ્રવાસ.
૭. ઔષધિકોષ ભાગ ૧ લો.
૮. અકસ્માત વખતે મદદ અને ઇલાજ.
૯. હેન્રી ફૉસેટનું જીવનચરિત્ર.
૧૦. હિંદની ઉદ્યોગ–સ્થિતિ.
૧૧. મરાઠી સત્તાનો ઉદય.
૧૨. હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ. ભાગ ૩ જો. બ્રિટિશ રિયાસત.
૧૩. હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ. ભાગ ૧ લો. મુસલમાની રિયાસત.
૧૪. હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ. ભાગ ૧ લો–ઉત્તરાર્ધ–મુસલમાની રિયાસત.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,
અમદાવાદ, તા. ૨૦ એપ્રિલ, ૧૯૧૭.

# પ્રસ્તાવના.

હર કોઇ દેશની ઉન્નતિ માટે આવશ્યક ગણાતા અનેક મુખ્ય વિષયોમાં 'ઇતિહાસ' ને સર્વ દેશના વિદ્વજ્જનો એક મતે અગ્રસ્થાન આપે છે. ખરે-ખર ઇતિહાસ જેવા વિષયની આવી ઉપયોગિતા વિષે કોઈ પણ સ્થળે અને કોઇ પણ કાળમાં બેમત પડવા સંભવજ નથી કારણ કે અમુક દેશના અમુક કાળના ઇતિહાસનું સંભાળપૂર્વક અવલોકન કરતાં તે તે દેશ અને કાળના લોકોની સાંસારિક, ધાર્મિક, રાજ્યકીય, આર્થિક, અને નૈતિક સ્થિ-તિનો યોગ્ય ચિતાર વાચકના મન આગળ ખડો થાય છે, અને તે તેને પોતાના પ્રાંત અને દેશની સાંપ્રત સ્થિતિ તરફ દૃષ્ટિ ફેંકવા પ્રેરે છે. આમ થતાં પ્રાચીનકાળના મહાન્ પૂર્વજો પ્રતિ તેના મનમાં અનન્ય આદર બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને તે પોતાના તથા પોતાની સમકાલીન પ્રજાના ગુણ દોષની તુલના કરવા શક્તિમાન થયા છે. આ અને આવી અનેક બીજી રીતે ઇતિહાસ અમુક પ્રજાનું ભાવી સ્વરૂપ બદલીને તેને ઉંચા પ્રકારનું બનાવવામાં ઘણો સારો જેવો ભાગ ભજવે છે. આર્ય પ્રજાના મહાભારત અને રામા-યણાદિ પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોએ માત્ર હિંદુસ્તાનની તો શું, પરંતુ દરેક સુધરેલા દેશની પ્રજાના જીવન ઉપર કંઇ ને કંઇ સારી અસર નીપજાવી નથી એમ કોણ કહી શકશે ? ઇતિહાસનો વિષય સમગ્ર પ્રજાની ઉન્નતિ અર્થે આવો ઉપયોગી હોવા સાથે, તે વાંચનાર વ્યક્તિ—પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય—તેને ઘણો રસિક, બોધપ્રદ અને મનોરંજક થઈ પડી તેને માનસિક ઉન્નતિ અને આનંદનાં પ્રદેશમાં સ્વાભા-વિક રીતે રમણ કરાવે છે.

આવા આનંદજનક અને દેશની ઉન્નતિના કાર્યમાં અતિ અગત્યનો ભાગ ભજવનાર ઇતિહાસ જેવા વિષયની ઉપયોગિતા વિષે ઉપોદ્ઘાતરૂપે ઉપલું ટૂંક વિવેચન કરી દિલગીરી સાથે જણાવવું પડે છે કે આવા ઉપ-યોગી વિષય ઉપર ગુર્જર સાહિત્યમાં ઘણાંજ થોડાં—બલ્કે નહિ જેવી સંખ્યામાં પુસ્તકો છે, અને તેથી તેવા ગ્રંથોની વૃદ્ધિ થવાની ઘણીજ જરૂર છે. શાળો-

પયોગી નાનાં ઐતિહાસિક પુસ્તકો બાદ કરતાં ખરૂં કહીએ તો ઉપર સૂચવેલી બધી અથવા લગભગ ઘણીખરી દિશામાં હિંદુસ્થાન દેશનાં ઇતિહાસનો ચિતાર આપનાર ગ્રંથ તો ભાગ્યેજ જડી આવવા સંભવ છે. આથી વાસ્તવિક અને સવિસ્તાર ઐતિહાસિક જ્ઞાન માટેની ગુર્જર વાચકવૃન્દની અભિલાષા પુરી પાડવા અર્થે પ્રસ્તુત ઐતિહાસિક ગ્રંથો ગુજરાતી ભાષામાં તૈયાર કરાવવાનાં શુભ પગલાં લેવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને બેશક ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તક વડોદરા નિવાસી રા. રા. ગોવિંદ સખારામ સરદેસાઇ કૃત " હિંદુસ્થાનનો અર્વાચીન ઇતિહાસ, ભાગ ૧ લો, 'મુસલમાની રિયાસત,' " નામના મરાઠી પુસ્તકની બહોળા સુધારા અને વધારાવાળી દ્વિતીય આવૃત્તિ ઉપરથી યોગ્ય ફેરફારો સાથે તૈયાર કરવામાં આવ્યું છે. અને ઉદાર દિલથી પોતાના પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરવા અમને પરવાનગી આપી તે બદલ અમે તે વિદ્વાન્ ગૃહસ્થનો ખાસ ઉપકાર માનીએ છીએ. તેમને ન્યાય આપવાની ખાતર કહેવું જોઇએ છે કે અનેક વર્ષની સતત્ મહેનત અને ઐતિહાસિક શોધોના પરિણામ તરીકે મિ. સરદેસાઇએ પોતાનો " હિંદુસ્થાનનો અર્વાચીન ઇતિહાસ " એક નિષ્પક્ષપાત ઇતિહાસકારની દૃષ્ટિથી તેના જુદા જુદા અંગ અને ઉપાંગોના નિરીક્ષણ સાથે તૈયાર કરીને તેને ચાર મોટા ગ્રંથોના રૂપમાં બહાર પાડી સામાન્ય જનસમાજને બેશક એક પ્રકારના આભાર નીચે મૂકયો છે.

આજ કાલ કરતાં મુસલમાન લોકો હિંદુ લોકોના સંબંધમાં આવ્યે લગભગ દશેક સૈકાં જેટલો કાળ વ્યતીત થયો છે. આટલા લાંબા પરિચયથી એક બીજાના આચારવિચાર ઉપર કેવી અસર થઇ છે, અને મુસલમાન કોમે જગતના અને ખાસ કરીને હિંદુસ્થાન દેશના ઇતિહાસમાં કેવી કામગીરી બજાવેલી છે, તે આ પુસ્તકમાં યથાશક્તિ દર્શાવવા યત્ન થયેલો જણાય છે.

જો કે સાધારણ રીતે મૂળ ગ્રંથકારના વિચારો અસલ રૂપમાં દર્શાવવા તજવીજ કરી છે, પરંતુ તેમાં લોકકાળ સ્થિતિ અનુસાર ઘટતા ફેરફાર કરવામાં આવ્યા છે. કેટલેક સ્થળે નવીન ઉપયોગી ફૂટનોટો કર્નલ ટૉડકૃત રાજ-

સ્થાન, ખા. બા. એદલજી ડોસાભાઇકૃત હિસ્ટરી ઑફ ગુજરાત, રા. સા. મહીપતરામકૃત ગુજરાતનો બાળબોધક ઇતિહાસ વગેરે ગ્રંથો તથા 'વસંત,' " ગુજરાત શાળાપત્ર, " સાંજવર્તમાન વગેરે માસિકો તથા વર્તમાનપત્રોમાં આવેલા ઐતિહાસિક લેખો ઉપરથી ઉમેરવામાં આવી છે. પુસ્તકની ભાષા સરળ અને રસિક કરવા બનતો દરેક પ્રયત્ન કરવામાં આવ્યો છે, તથા જોડણી બનતા સુધી એક સરખી રાખવા કાળજી રાખવામાં આવી છે. આવી અનેક પ્રકારની સંભાળ સાથે પુસ્તકને અસલ લેખના રૂપમાં તૈયાર કરવા બનતી તજવીજ કરી છે, અને તેથી તે મૂળ મરાઠી ગ્રંથનું અક્ષરશઃ ભાષાંતર નથી એમ સ્પષ્ટ જણાઈ આવશે. આમ બનતી દરેક કાળજી રાખ્યા છતાં ઉપર જણાવેલી હકીકત સંબંધમાં પુસ્તકમાં કંઈ પણ ન્યૂનતા અથવા દોષ જણાય તો ભૂલ થવી એ સ્વાભાવિક છે, એ ધ્યાનમાં રાખી તે માટે સુજ્ઞ વાચક વર્ગ ઉદાર વૃત્તિથી ક્ષમા આપશે એવી આશા છે.

શાળોપયોગી ઈતિહાસનાં પુસ્તકોમાં સવિસ્તર ઐતિહાસિક માહિતી માલૂમ પડતી ન હોવાથી ઈતિહાસના શોખીન અને ટ્રેનિંગ કૉલેજ વગેરેના મોટી ઉમરના વિદ્યાર્થીઓને આ પુસ્તક ખાસ ઉપયોગી થઈ પડવા સંભવ છે.

લુણાવાડા.<br>તા. ૧ લી જૂન ૧૯૧૨. } **સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી.**



# અનુક્રમણિકા.



## પ્રકરણ ૨૦ મું.

### મોગલવંશ.

### જહીરૂદ્દીન મહમદ બાબર.

ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦.





## પ્રકરણ ૨૧ મું.

### મોગલ વંશ.

### નાસિરૂદ્દીન મહંમદ હુમાયુન.

ઈ. સ. ૧૫૩૦–૪૦ અને ૧૫૫૫–૫૬.





## પ્રકરણ ૨૪ મું.

### નુરૂદ્દીન મહંમદ સલીમ ઉર્ફે જહાંગીર.

સ. ૧૬૦૫–૧૬૨૭.



---

## પ્રકરણ ૨૫ મું.

### શહાબુદ્દીન મહમદ ખુરમ ઉર્ફે શાહજહાન.

સ. ૧૬૨૭–૧૬૫૮.



---

## પ્રકરણ ૨૯ મું.

## મોગલ બાદશાહીની પડતીનો કાળ.

સ. ૧૭૦૭–૧૭૪૮.



## પ્રકરણ ૩૦ મું.

## મોગલ બાદશાહીનો અંત.

સ. ૧૭૪૮–૧૮૦૩.

# હિંદુસ્થાનનો અર્વાચીન ઇતિહાસ.

## પ્રથમ ભાગ.

## મુસલમાની રિયાસત.

### પ્રકરણ ૨૦ મું.

### મોગલ વંશ.

### જહીરૂદ્દીન મહમદ બાબર.

### ઇ. સ. ૧૫૨૬–૧૫૩૦.

૧. પૂર્વ વૃત્તાન્ત ( જન્મ ૧૪૮૩ ). ૨. મધ્ય એશિયામાં નસીબના ખેલ. ૩. પાણિપતની લડાઇ અને હિંદુસ્થાન. ૪. સિક્રીની લડાઇ; રાણા સંગનો પરાભવ. ૫. અન્ય શત્રુઓનો પરાભવ અને મૃત્યુ. ૬. બાબરના ગુણોનું અવલોકન. ૭ બાબરનું આત્મચરિત્ર.

૧. **પૂર્વ વૃત્તાન્ત** (સ. ૧૪૮૩–૯૪ ).—જહીરૂદ્દીન મહમદ બાબર તૈમૂરલંગનો છઠ્ઠો વંશજ હતો. તેનો દાદો અબુ સૈયદ મીરઝાં તૈમૂરે જીતેલા વિશાળ રાજ્યનો માલિક હતો. અબુ સૈયદને અગિયાર પુત્રો હતા. તે સર્વેએ તેના મરણ પછી તે રાજ્ય વહેંચી લીધું. તેનો ચોથો પુત્ર ઉમર શેખ મીરઝાં બાબરનો બાપ હોઈ, તેને પ્રથમ કાબૂલનું રાજ્ય મળ્યું હતું, પરંતુ પાછળથી તે તેની પાસેથી જઈને તેને સિરદર્યા નદીના મૂળ પાસેનો ફરગાના પ્રાંત મળ્યો હતો. ચંગીઝખાનનો એક ઝગતાઈ નામે છોકરો હતો, જેના નામ ઉપર-થી એક તુર્ક ટોળી ઝગતાઈ કહેવાવા લાગી હતી. આ ઝગતાઈના મહંમદ-

ખાન નામના એક વંશજની બ્હેન ઉમરશેખને પરણાવેલી હોવાથી, બાબર તેની મા તરફથી ચંગીઝખાનનો, અને બાપ તરફથી તૈમૂરલંગનો વંશજ હતો. ફરગાના પ્રાંત કવિ અને વિદ્વજ્જનોના સ્થાન તરીકે જાણીતો થયો હતો; ઉમરશેખ મીરઝાં પોતે વિદ્વાન્ હોઈ કવિઓનો આશ્રયદાતા અને મહત્વાકાંક્ષી હતો. તેમજ તે ઉદાર, શૂરો, અને ન્યાયદક્ષ પણ હતો એવું બાબરે લખેલું છે.

તા. ૧૪મી ફેબ્રુઆરી સન ૧૪૮૩ને રોજ બાબરનો જન્મ થયો હતો. બાબર ઉપર કહ્યું તેમ તેના બાપ તરફથી તુર્ક જાતિનો અને મા તરફથી મોગલ જાતિનો હતો. તૈમૂરલંગ ઇ. સ. ૧૪૦૫ માં મરણ પામ્યો, તે વખતે જોકે તેનું રાજ્ય ઘણું વિશાળ હતું, છતાં તેની બરાબર રીતે વ્યવસ્થા થયેલી નહોતી, તેથી તુરતજ તેના ટૂકડા થતાં તેના વંશજોના હાથમાં મધ્ય એશિયામાંનો ઑક્સસ ઉર્ફે આમૂદર્યા અને ઝક્સાર્ટીસ ઉર્ફે સિરદર્યા એ બે નદીઓ વચ્ચેનો પ્રદેશ રહ્યો હતો. તૈમૂરના વંશનો વિસ્તાર મોટો હોઇ, પ્રત્યેક વંશના હાથમાં કાંઈ ને કાંઈ કારભાર હતો. બાબરનો કાકો સુલતાન અહમદ મીરઝાં* સમર્કંદમાં રાજ્ય કરતો હતો. પૂર્વે હિસારમાં તેના બીજા કાકા મહમદનું રાજ્ય હતું. ત્રીજા કાકા ઉલુઘબેગના તાબામાં કાબૂલ અને ગિજની પ્રાંતો હતો, અને બાબરના બાપ ઉપર શેખ મીરઝાંનો અમલ ફરગાના પ્રાંત ઉપર હતો. આ પ્રાંત સિરદર્યા નદીના મૂળ પાસે હોઈ તેને હાલમાં ખોકંડ કહે છે. આ પ્રાંતની રાજધાની અંદિજાન શહેર હોઈ, ઓકસી નામે બીજું એક મજબુત શહેર તે પ્રાંતમાં હતું. આ સઘળો પ્રદેશ ડુંગરવાળો હોઈ તેનો ઘણો ભાગ બરફથી ઢંકાયલો હોય છે. બાબરનો બાપ ઉમરશેખ મીરઝાં ઓકસીમાં તા. ૯ મી જુન સન ૧૪૯૪ને રોજ ડુંગર ઉપરથી નીચે ધસી પડી મરણ પામ્યો

---

* 'મીરઝાં' શબ્દ ફારસી હોઈ, તે રાજકુટુંબના પુરૂષો 'રાજપુત્ર' ના અર્થમાં પોતાના નામ સાથે લગાડે છે. તેમાંનો ગાદીએ બેસનાર તે શબ્દ સાથે પોતાના નામ પહેલાં 'સુલતાન' શબ્દ મૂકે છે, તેજ અર્થમાં 'અમીર' શબ્દ આરબી અને 'ખાન' શબ્દ તુર્કી છે; ખાનથી જરા ઉતરતા દરજ્જાનો શબ્દ 'બેગ' છે. અકબરની સંભાળ રાખનાર બહેરામખાનને પહેલાં બહેરામબેગ કહેતા.

હતો. જુન ૧૪૯૪માં મને ફરગાના પ્રાંતનું રાજ્ય મળ્યું, એ બાબરના આત્મચરિત્રનું પહેલું વાક્ય છે.

ઉપર કહેલા તૈમૂરના વંશજોના રાજ્યની પેલી તરફ પૂર્વે અને ઉત્તરે ચંગીઝખાનના મોગલ વંશજ પોતાનો પેઢી દર પેઢીનો લુંટનો ધંધો કરીને રહેતા હતા. તેમનામાં યૂનસખાન નામે એક ઘણોજ પ્રસિદ્ધ પુરૂષ હતો. બાબરના દાદા સુલતાન અબુસૈયદ મીરઝાંએ યૂનસખાનને ઘણી મદદ કર્યાથી તેણે પોતાની ત્રણે પુત્રીઓ અબુ સૈયદ મીરઝાંના ત્રણે પુત્રોને આપી. તેમાંની એક કુતલક નિગાર ખાનમ બાબરની મા હતી. યૂનસખાનની સ્ત્રી ઇસાન-દોલત બેગમ તે બાબરની દાદી પાછળથી ઘણુભાગે તેની પાસેજ રહેતી હતી. બાબર જન્મ્યો ત્યારે નામ પાડવાના સમારંભમાં ૭૦ વર્ષનો વૃદ્ધ યૂનસ-ખાન ખાસ અંદિજાન આવ્યો હતો. જહીરૂદ્દીન મહંમદ એવું તેનું અરબી નામ પાડવામાં આવ્યું, પણ યૂનસખાનથી તે પરદેશી નામ બરાબર ન બોલી શકાયાથી તેણે પોતે બીજું ‘ બાબર ’ નું નામ પાડયું, અને તેજ નામથી તે આગળ પ્રસિદ્ધ થયો. બાબરનો અભ્યાસ નાનપણમાં સારોજ થયો હશે, કારણકે તેનો બાપ મરણ પામ્યા બાદ તેના ઉપર જે આપત્તિઓ આવી પડી તેથી વિદ્યા શીખવાને તેને પાછળથી ઝાઝો અવકાશ મળ્યો નહોતો. તેનું નાનપણનું શિક્ષણ તેની મા અને દાદીએ આપ્યું હતું. આ બાઇમાં મોગલોના કેટલાક અસલ ગુણો કાયમ હતા, અને અનેક સંકટ આવ્યા છતાં પણ તેણે તે કદી છોડયા નહોતા. તેની દાદી ઘણી લાયકાતવાળી સ્ત્રી હતી. બાબર કહે છે, “ તેનું ડહાપણ અને અક્કલ કોઇનામાં આવનાર નથી. તે ઘણી ચતુર હોઇ, આગળ શું બનશે તે તે સહજ જાણતી. તેના કહેવા ઉપરથી મેં અનેક કામ હાથમાં લીધાં હતાં. ” એક વખતે તેના ધણીને અને તેને શત્રુઓએ પકડયાં હતાં, અને તેને એક સરદારને હવાલે કરી હતી. પછી તે સરદાર તેની પાસે આવતાંજ તેણે ઓરડીનું બારણું બંધ કર્યું, અને પોતાના સ્ત્રીમંડળ દ્વારા તેનું ખૂન કરાવ્યું. આ જોઈ તેના શત્રુ શેખ જમાલને ઘણો સંતાપ થયો. તે વખતે તેણે જવાબ દીધો કે, ‘ હું યૂનસખાનની સ્ત્રી છતાં શેખ જમાલે મને બીજાને હવાલે કરી, તેથી મેં તેના પ્રાણ લીધા. મરજી

હોય તો તે માટે તે મારો જાન લે, હું તૈયાર છું.' આ બેધડક જવાબ સાંભળીને જમાલખાને તેને તેના ધણી પાસે પહોંચતી કરી હતી." આ બીના ઉપરથી તે બાઈનો ઉગ્ર જુસ્સો જણાઈ આવે છે. આ અડગ નિશ્ચયવાળી બાઈ બાબરને હરેક અડચણના સમયે ખાસ ઉપયોગી થઈ પડતી.

સન ૧૪૯૪ ના જુન મહિનામાં અંદિજાનના રાજ્યનો ભાર તેના બાપના મૃત્યુથી બાબર ઉપર આવી પડયો. તેજ વેળાએ અનેક શત્રુઓએ ચોતરફથી અંદિજાન ઉપર ચડાઇ કરી, જેમાં તેનો કાકો સમર્કંદનો સુલતાન મહમદ મુખ્ય હતો. અંદિજાન આવતાં વચ્ચે એક નદી આવતી હોઈ, તેના ઉપરના પૂલ ઉપર થઈ મહમદનાં માણસો આવતાં હતાં તેવામાં પૂલ ટૂટી પડવાથી ઘણાં માણસો મરી ગયાં. તે સમયે આથી અપશુકન થયેલા સમજી અહમદ મીરઝાં પાછો ગયો. વળી ચાર વર્ષ પહેલાં આજ સ્થળે બાબરના બાપે અહમદના લશ્કરનો પરાજય કર્યો હતો. આજ સંધિ વખતે કોઇક ભયંકર રોગથી અહમદના ઘણા ઘોડા મરણ પામ્યા હતા. આવી અડચણોને લીધે બાબર સાથે સલાહ કરીને અહંમદ શાહ પાછો ગયો, અને તેટલે અંશે બાબરની આપત્તિ ઓછી થઈ. એમ છતાં સમર્કંદમાં તૈમૂરના સિંહાસન ઉપર બેસવાનું બાબરને ઘણું મન હતું, અને તે માટે પચ્ચીશ વર્ષ સુધી એક સરખો યત્ન ચાલુ રાખ્યો હતો. ત્રણ વખત સમર્કંદ રાજધાની તેના હાથમાં આવી, પરંતુ ત્રણે વખતે તે હાથમાંથી જતી રહી. આથી નિરાશ થઈ તેણે હિંદુસ્થાન તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. આ પચ્ચીશ વર્ષના યુદ્ધમાં અને અડચણોમાં તેને જે અમૂલ્ય શિક્ષણ પ્રાપ્ત થયું, તેને લીધે હિંદુસ્થાનમાં નવીન રાજ્ય સંપાદન કરવાની તેનામાં લાયકાત આવી.

**૨. મધ્ય એશિયામાં નસીબના ખેલ** (૧૪૯૪–૧૫૧૯)—મધ્ય એશિયામાં બાબરની ઝપાઝપીઓ એક કલ્પિત કાદંબરીને પણ શોભાવે એવી છે. સમર્કંદ, બુખારા, બલ્ક વગેરે શહેરો સિકંદર બાદશાહના વખતથી પ્રસિદ્ધિમાં આવીને હજારો વર્ષની ઉથલપાથલમાં સંપત્તિમાન્ અને સુંદર થયાં હતાં. ત્યાં અનેક વિદ્યાકળાઓનો ઉત્કર્ષ થયો હતો. આમૂદર્યા અને સિરદર્યા નદીઓ વચ્ચેનો પ્રાંત અત્યંત રસાળ અને રમણીય છે, અને તેના મૂળ પાસે આવેલા

ફરગાના પ્રાંતને એક ઉભય બગિચાની ઉપમા આપી શકાય તેવો છે. બાબર કહે છે કે, 'દ્રાક્ષ, દાડમ, ખડબૂચ વગેરે ફળો અંદિજાન અને આકસીમાં થાય છે તેવાં બીજે કંઈ થતાં નથી.' આકસીના ખડબૂચનું વર્ણન તો પગલે પગલે જોવામાં આવે છે. પોતાનાં સગાંસંબંધીઓનું અને તે સમયના અનેક પુરૂષોનાં વર્ણન બાબરે પોતાના ચરિત્રમાં આપેલાં છે. તેના ઘણા સગાં સંબંધી અને સ્નેહીઓ તેની સેવામાં હમેશાં હાજર રહેતા. નાનપણથીજ બીજાનાં ચિત્ત પોતાની તરફ આકર્ષી લેવાની કળા બાબરે સારી રીતે મેળવેલી હતી. એમ છતાં અણીના પ્રસંગે છેક ભરોંસાના માણસોએ તેને ત્યજી દીધાના પ્રસંગ કાંઇ થોડા બનેલા નથી. ઘણી વખત તો એમ બનતું કે, 'બાબરને હવે પોતાને માટે કંઇ આશા રહેલી નથી' એમ જણાતું. સર્વે તેને છોડી દેતા. એમ છતાં તેની પોતાની હિમ્મત કદી પણ ડગતી નહિ. પોતેજ પોતાના ભાગ્યનો ઉદય કરી શકશે, એમ તેની અડગ ખાતરી હતી, અને તેવી ખાતરીના જોરને લીધે તેની યુક્તિઓ પાર પડતી.

સમર્કંદમાં બાબરનો કાકો અહ્મદ મીરઝાં રાજ્ય કરતો હતો તે મરણ પામ્યો, અને તેના બીજા કાકા અહ્મદ મીરઝાંને તે રાજ્ય મળ્યું. પરંતુ તે પણ સ. ૧૪૯૫ માં મરણ પામ્યા બાદ અનેક શખસોએ સમર્કંદ ઉપર ચડાઇ કરી. બાબરે પણ તેમની સાથે તે સ્થાન ઉપર ચઢાઈ કરી. સ. ૧૪૯૭ ના નવેમ્બરમાં તે તેના હાથમાં આવ્યું. તૈમૂરની આ રાજધાનીમાં પોતાનો રાજ્યાભિષેક થયા પછી, ત્યાં પોતાનો બરાબર બંદોબસ્ત કરવામાં તે રોકાયો. તે વખતે તેણે પોતાના સરદારોને અને ફોજને સમર્કંદમાં લુંટ કરવા દીધી નહિ, તેથી નાખુશ થઈને બાબરને તેના માણસો એક પછી એક છોડી ચાલ્યા ગયા. આવી મુસ્કેલીના પ્રસંગે તે પોતે અત્યંત માંદો પડયો. ચાર દિવસ સુધી તો બોલવું સુદ્ધાં બંધ રહ્યું. આ સમાચાર અંદિજાનમાં પહોંચતાં તે શહેર ઉપર શત્રુઓ ચઢી આવ્યા, ત્યારે તેના બચાવ માટે ત્વરાથી ત્યાં જવા તાકીદના પત્રો આવ્યાથી કંઇક સારૂં થયા બાદ તે તુરતજ સમર્કંદ છોડી ગયો. તેના ગયા બાદ અહિં તેના પીતરાઈ ભાઈ સુલતાન અલીએ સમર્કંદ કબજે કર્યું, અને ત્યાં તેના ભાઈ જહાંગીર મીરઝાએ વિશ્વાસઘાત કરીને અંદિજાન

લીધું. સમર્કંદ શહેર બરાબર તાબામાં આવેલું નહોતું, છતાં વડિલોપાર્જિત ફરગાના પ્રાંત ઉપર તેની વિશેષ પ્રીતિ હોવાથી તે એકદમ પોતાના ભાઈને શિક્ષા કરવાને નીકળ્યો. રસ્તામાં તેને એવી ખબર મળી કે, તે પોતે મરી ગયો છે એવી ગપ ઉડાવીને જહાંગીર મીરઝાંએ ફરગાના પ્રાંત બથાવી પડ્યો છે. સારાંશ કે, સમર્કંદ લેવાની હોંશમાં, અંદિજાન પણ જતું રહી બાબરને વનવાસ લેવાની જરૂર પડી. સમર્કંદમાં તેનો મુકામ માત્ર ૧૦૦ દિવસ રહ્યો હતો. સારા સારા સઘળા માણસો તેને છોડી જતા રહ્યા. ઘણા તો સો બસેં નિરૂપયોગી માણસો તેની પાસે રહ્યા. 'હવે માત્ર મારી હિમ્મત જતી રહે છે. મને ચોતરફથી નિરાશા થઈ છે, અને તેથી મને એક સરખું રડવું આવે છે,' એમ તેણે પોતાના આત્મચરિત્રમાં લખેલું છે. ખોકંદ આગળ તેની મા અને તેની દાદી તેને આવી મળ્યાં. તે વખતે નવીન જુસ્સો આવતાં તે પોતાના કામમાં મંડ્યો. જંગલમાંનાં નવીન લોકોનાં ટોળાં તેની મદદે આવ્યાં, અને થોડાજ સમયમાં આકસી અને અંદિજાન બન્ને શહેર તેના કબજે આવ્યાં (જુન સ. ૧૪૯૯). એટલામાં ફરીથી યુદ્ધ કરવાનો પ્રસંગ આવતાં બાબરને તેના ભાઈ જહાંગીરને આકસી આપવાની ફરજ પડી (સ. ૧૫૦૦), અને બન્ને ભાઈઓને સ્નેહ થયો. બન્નેએ મળીને સમર્કંદ જીતવું, અને પછી ફરગાના પ્રાંત જહાંગીરને આપવા એમ નક્કી થયું. સમર્કંદ જીતવાની બાબરને ઘણી ઉત્કંઠા હતી, એટલામાં ત્યાંથી તેને તેડું પણ આવ્યું. સ. ૧૫૦૦ ના જુન મહિનામાં બાબર ફરીથી સમર્કંદ ઉપર ચઢાઈ કરવા નીકળ્યો, અને અનાયાસે એક દિવસે રાત્રિના સમયે તેનો શહેરમાં પ્રવેશ થઈ શક્યો. તેની સાથે લોકોમાં જ્યાં ત્યાં આનંદ આનંદ થઈ રહ્યો, અને તેની મા તથા દાદી તેને આવી મળ્યાં. બાબરને ઘણો બંદોબસ્ત કરવાનો હતો. ઉઝબેક મોગલોનો સરદાર શયબાનીખાન સમર્કંદ કબજે કરવાને ટાંપી રહેલો હતો. ચંગીઝખાનના પૌત્ર શયબાનીનો આ વંશજ હોવાથી તેણે શયબાનીખાન નામ ધારણ કર્યું હતું. તેની સાથે બાબરને લડાઈ થતાં બાબરનો ફરીથી પરાજય થયો. તેના સઘળા માણસો નાસી ગયા અને માત્ર ૧૦–૧૫ માણસો સાથે ઘોડા સહિત કોહિક નદીમાં તરીને તે પાછો સમર્કંદ આવ્યો. શયબાનીએ તેને ઘેરી લીધો,

પણ તે ઘેરામાંથી એક દિવસે મધ્ય રાતે પોતાની મા તથા દાદી સાથે તે જીવ લઈને નાસી ગયો. તે રાત્રિના તેના હાલનું તેણે ચિત્તવેધક વર્ણન આપેલું છે. ઘણા દિવસ સુધી તે ડુંગરમાં ભટકતો હતો, તેવામાં તેને એક ઘણી વૃદ્ધ સ્ત્રી મળી. તે બાઈએ નાનપણમાં પોતે તૈમૂરની સ્વારીની જે વાતો સાંભળી હતી, તે બાબરને કહીને તેને હિંદુસ્થાન પર સ્વારી કરવાને ઉશ્કેર્યો. પછી કેટલાક વખત સુધી તે તાસ્કંદમાં તેના મામાના આશ્રયે જઇ રહ્યો. આ તરફ શયબાનીખાને તેનું રાજ્ય ઘણું વધાર્યું. તેણે તાસ્કંદ પણ કબજે કર્યું તે વખતે સ. ૧૫૦૩ માં આકસી આગળ પરાભવ પામી બાબર પોતાના ભાઈઓ સાથે નાસીને કાબુલ તરફ નાશી આવ્યો.

'આવી સ્થિતિમાં હું તદ્દન કંટાળી ગયો. ઘર નહિ, બાર નહિ, આવી સ્થિતિમાં શી રીતે રહેવું! મેં વિચાર કર્યો કે, આવી દુર્દશા અને વિપત્તિમાં દિવસ કાઢવા કરતાં કોઈ સ્થળે એકાંતમાં જઈ બેસવું સારૂં. ત્યાં મને કોઈ સ્થળે ઓળખશે નહિ, અને પૂછશે નહિ. આવા અપમાનમાં લોકોને મોઢું બતાવવા કરતાં મનુષ્યનું દર્શન ન થાય એવા સ્થળે જ્યાં પગ લઈ જાય ત્યાં નાસી જવું. એક વખત મનમાં થયું કે ચીન દેશમા જવું. નાનપણથી ચીન દેશ જોવાની મને તીવ્ર ઇચ્છા હતી. પરંતુ હું રાજા હર્યો, તેથી રાજ્ય છોડી શી રીતે જવાય! વળી મારાં સગાં વહાલાં અને રિસાલાને કયાં નાંખી દેવો! હવે રાજ્ય ગયું, એટલે એક અડચણ દૂર થઈ. માની ગોઠવણ માત્ર રહેલી છે. ત્યારે હવે મને ફાવે ત્યાં જવાની શી અડચણ!' આ વગેરે તેના ચરિત્રમાંની હકીકત ઉપરથી તેના મનની દુઃખિત સ્થિતિ સારી રીતે જણાય છે.

કાબૂલમાં બાબરનો કાકો ઉલુઘબેગ રાજ્ય કરતો હતો, તે સન ૧૫૦૧ માં મરણ પામ્યો. તેના નાની વયના છોકરાને રાજ્ય મળવાથી વજીર સઘળો કારભાર બથાવી બેઠો હતો. આ વજીર લોકોને અપ્રિય થઈ માર્યો ગયો. આવી ગરબડમાં બાબરે જઈ સન ૧૫૦૪ ના ઓકટોબરમાં કાબૂલનું રાજ્ય કબજે કર્યું. પછી થોડાજ વખતમાં તેણે કંદહાર શહેર લીધું. (સ. ૧૫૦૪). આ વખતથી એના વિચાર અને ઉદ્યોગે જુદીજ દિશા લીધી. સમર્કંદથી કાબૂલ અને કાબૂલથી દિલ્હીનો માર્ગ પુરાતન વખતથી ચાલતો આવ્યો હતો.

કાબૂલમાં તેણે નવીન બાગો વગેરે કરીને ત્યાં પોતાને રહેવા માટે સગવડ કરી અને ઘણાં નવીન ફળઝાડ રોપાવ્યાં. તે વખતે કાબૂલની ઉપજ સુમારે પાંચ લાખ રૂપીઆ હતી. કાબૂલ પ્રાંત સૃષ્ટિસૌંદર્યની બાબતમાં ઉત્તમ હતો, એમ છતાં ત્યાં હમેશાં ધાન્ય પાણીના દુષ્કાળ જેવું હતું. આથી કોઈ રીતે હાથ મારીને બહારથી જોઈતી સંપત્તિ આણ્યા વગર છૂટકો નહોતો, અર્થાત્ આથી બાબરની દૃષ્ટિ હિંદુસ્થાન તરફ વળી. તેણે સિંધુ નદી સુધી એક સ્વારી કરી, અને પાછો જઈ ગિજની કબજે કરીને ફરીથી ચાર મહિનામાં પાછો ચઢી આવ્યો. ( સ. ૧૫૦૫ જાન્યુઆરી—મે ). આ અરસામાં તેની મા અને દાદી મરણ પામ્યાં. કાબૂલમાં બાબરની સત્તા સારી જામી હતી, છતાં સમર્કંદ કબજે કરવાની તેની કાળજી બંધ પડી નહોતી. ફરીથી એકવાર તે બાજુએ પ્રયત્ન કરવાના વિચારથી તે હિરાત ગયો. ( સન ૧૫૦૫ ). હિરાત પ્રાંત તે સમયે સારી સમૃદ્ધિવાળો અને વિદ્યાકળા માટે પ્રસિદ્ધિ પામેલો હતો. ત્યાંના તે સમયના અનેક વિદ્વાન અને નામાંકિત પુરૂષોની યાદી બાબરે આપેલી છે. હિરાતમાં તેના પિતરાઈ ભાઈ હતા, તેમની પાસે તેણે ૨૦ દિવસ ઘણા આનંદ અને મોજમાં ગાળ્યા. આ પ્રમાણે તે તરફના મુલકની માહિતી મેળવીને અને ફોજ વગેરેની વ્યવસ્થા કરીને બાબર કાબુલ પાછો આવ્યો. એટલામાં શયબાનીએ હિરાત કબજે કર્યાના તેને સમાચાર મળ્યા. અર્થાત્ તૈમૂરના વિશાળ વંશમાં બાબર એકલોજ રાજ્યગાદી ઉપર રહ્યો, અને તેનો પણ શયબાનીખાન થોડાજ સમયમાં નાશ કરશે એવી ભીતિ લાગવા માંડી. આથી બાબર પોતાનું રાજ્ય મજબૂત કરવાના કામમાં મંડયો. આજ અરસામાં તેને મદ્યપાનની વિશેષ લત પડી, તે મોજીલો બન્યો. સન ૧૫૦૮ થી ૧૫૧૯ સુધીના કાળનું ચરિત્ર તેણે લખેલું નથી, તેથી તે અરસામાં શા શા પ્રસંગો બન્યા તે વિગતવાર કહી શકાય તેમ નથી. સન ૧૫૧૦ માં તેણે એકાએક સમર્કંદ ઉપર ચઢાઈ કરી, કારણ કે તે પહેલાંજ ઈરાનના શાહ ઇસ્માઇલ સૂફી સાથેની લડાઈમાં શયબાનીખાન માર્યો ગયો હતો. તેના ઉઝબેગ સરદારો બાબર સાથે લડવા આવતાં તેમને તેણે હરાવ્યા, અને શાહ ઇસ્માઇલ સૂફીની મદદથી તેણે ત્રીજી વખત સમર્કંદનું તખ્ત મેળવ્યું. ( ઓકટોબર ૧૫૧૧ ). તે

સાથે તે એકદમ સઘળા મધ્ય એશિયાનો બાદશાહ થયો. તેણે કાબૂલનું રાજ્ય પોતાના ભાઈ નાસિરને આપ્યું અને તેણે પોતે સમર્કંદમાંજ રહેવાનો નિશ્ચય કર્યો. પરંતુ આ તેનો વિજય ઘણો વખત ટકયો નહિ. ઈરાનના શાહને ખુશ કરવા માટે બાબરે શિયાપંથ સ્વીકાર્યાથી સઘળા સુની લોકોને તે પસંદ ન પડતાં તેઓ તેને છોડી ગયા. ફરીથી ઉઝબેગ લોકોએ તેનો પરાભવ કર્યાથી તેને સમર્કંદ છોડવું પડયું. કેટલાક વખત સુધી તે એમનેએમ વનમાં ભટકયો, અને સન ૧૫૧૪ માં કાબૂલ ગયા બાદ તે ફરીથી કદી પાછો તે તરફ ગયો નહિ. ઉઝબેગ મોગલોએ સમર્કંદનું રાજ્ય લીધું. બાબર તુર્ક હતો અને તે મોગલો ઉપર અત્યંત દ્વેષ રાખતો.

બાબરનો અમલ કાબુલમાં ૨૦ વર્ષ રહ્યો, તે દરમિયાન હિંદુસ્થાન મેળવવા માટે તેને ઘણી વખત ઈચ્છા થઈ હતી. વળી તેની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા તેને ઉત્તર અને પશ્ચિમ તરફ હવે બાલકુલ માર્ગ રહ્યો નહોતો. આથી તૈમુરની પેઠે રાજ્ય વધારી કીર્તિ મેળવવી હોય તો હિંદુસ્થાન દેશજ જીતી લેવો જોઇએ, એવી તેની ખાતરી થઈ. લોદી વંશના અમલમાં હિંદુસ્થાનની રાજ્ય વ્યવસ્થામાં કંઈ સત્ત્વ રહ્યું નહોતું. સર્વત્ર અવ્યવસ્થા ચાલુ થતાં દિલ્હીના સાર્વભૌમ રાજ્યની સત્તા તે શહેરની બહાર ઝાઝી નહોતી. આવા વખતમાં આવો સંપત્તિમાન દેશ પોતાના હાથમાં સહજ આવી જશે. એમ બાબરને લાગે એમાં કંઈ આશ્ચર્ય નથી. વાસ્તવિક રીતે કહેતાં તો ઉપલો ઉદ્દેશ પાર પાડવા માટે બાબર જેવા શૂરા અને ચતુર પુરૂષને આટલો વિલંબ લાગ્યો એજ આશ્ચર્યની વાત છે. આથી તેણે હવે પોતાની દૃષ્ટિ હિંદુસ્થાન તરફ વાળી. સન ૧૫૧૯ માં હિંદુસ્થાન ઉપર સ્વારી કરીને તે ઘણીજ લુંટ કાબૂલ લઈ ગયો. સાત વર્ષની અંદર તેણે પાંચ સ્વારીઓ કરી, જેમાંની છેલ્લીમાં તેને હિંદુસ્થાનનું રાજ્ય પ્રાપ્ત થયું. આ સ્વારીમાં તેણે તોપોનો ઉપયોગ કર્યો હતો. હિંદુસ્થાનમાં આ પહેલીજવાર તોપોનો ઉપયોગ થયો હતો.

૩. **પાણિપતની લડાઈ અને હિંદુસ્થાન કબજે કરવું.** (એપ્રિલ ૨૯, સન ૧૫૨૬).—સ. ૧૫૧૯ માં બાબરે હિંદુસ્થાન ઉપર પહેલી સ્વારી કરીને પંજાબમાં આવી ઈબ્રાહીમ લોદીને કહેવડાવ્યું કે, ' પંજાબ પ્રાંત તૈમૂરના

વંશજોના તાબામાં ચાલ્યો આવે છે, તે તમારે પાછો આપવો, નહિ તો લઢાઈ માટે તૈયાર થવું.' આ વખતે તે ચિનાબ નદી સુધી આવીને પાછો કાબૂલ ચાલ્યો ગયો. તેજ વર્ષે તેણે હિંદુસ્થાન ઉપર બીજી સ્વારી કરી, પરંતુ કાશ્મીરના રાજાએ બદક્શાન પ્રાંત ઉપર સ્વારી કર્યાનું સાંભળીને તે તુરતજ પાછો ગયો. સન ૧૫૨૦ માં તે સિયાલકોટ સુધી આવેલો હતો. તેવામાં ફરીથી પહેલાંની પેઠે તેને પાછા જવું પડયું. પંજાબનો સુબેદાર દૌલતખાન લોદી સ્વતંત્રપણે કારભાર કરવા લાગેલો હોઈ, તેણે દિલ્હીના સુલતાન વિરૂદ્ધ લડવા માટે સન ૧૫૨૪ માં બાબરની મદદ માગી. બાબરને એટલુંજ જોઈતું હતું. તે તત્કાળ હિંદુસ્થાનમાં આવ્યો, અને ઇબ્રાહીમખાનની ફોજ સાથે લડીને તેણે પંજાબ પ્રાંત લીધો. હિંદુસ્થાનમાંની અવ્યવસ્થા સાંભળીને તેનું રાજ્ય કબજે કરવાની બાબરને તીવ્ર ઉત્કંઠા થઈ. તેની તૈયારી ઉત્તમ પ્રકારની હતી, અને ઇબ્રાહીમ લોદી તેની સામે ટક્કર ઝીલવાને સમર્થ નહોતો. દૌલતખાન લોદીને બાબરની આ ઇચ્છા પસંદ પડી નહિ. પોતાને બાજુએ રાખી એજ હિંદુસ્થાનનું રાજ્ય પચાવી પડશે એમ સમજી દૌલતખાન લોદી બાબરને છોડી દઈને ડુંગરી મુલકમાં નાઠો. અર્થાત્ દૌલતખાન લોદી ફરી ગયાથી બાબરની ખટપટ જરાક ટાંડી પડી. એમ છતાં પંજાબ પ્રાંતમાં અલાઉદ્દીન લોદીને બંદોબસ્ત માટે રાખીને અને ઠેકાણે ઠેકાણે પોતાનાં થાણાં બેસાડીને બાબર કાબૂલ પાછો ગયો.

આ અલાઉદ્દીન લોદી ઇબ્રાહીમ લોદીનો ભાઈ હોઈ રીસાઈને બાબરની પાસે ગયેલો હતો. તેની સાથે પોતાની ફોજ બાબરે હિંદુસ્થાનમાં મોકલી હતી. આરંભમાં અલાઉદ્દીનને જય મળ્યો, પરંતુ પછીથી અસાવધ રહ્યાથી દિલ્હી નજીક ઇબ્રાહીમની ફોજે તેનો સારો પરાજય કર્યાથી, તે પંજાબમાં નાસી ગયો. આ બાબરના જાણવામાં આવતાં તે પોતે વિશેષ તૈયારી સાથે અલાઉદ્દીનની મદદે આવ્યો. આ બાબરની પાંચમી અને છેલ્લી સ્વારી હતી ( નવેમ્બર ૧૫૨૫ ). દૌલતખાન અને તેના પુત્ર ગાજીખાનની છાવણી રાવી નદીના કાંઠે હોઈ, બાબર આવે છે એવું સાંભળતાંજ બન્ને નાસી ગયા. દૌલતખાનની પુંઠ પકડીને બાબરે તેને ઘેર્યો. પછી તે સ્થળ લીધા બાદ

બાબરના સિપાઈ લુંટફાટ કરતા હતા તે વખતે તે પોતે ત્યાં ગયો. અને દોલતખાનના કુટુંબની એક બાઈને છોડવી તેણે તેને સુરક્ષિત સ્થળે મોકલાવી, તથા ગાજીખાને સ્થાપેલા એક ઉત્તમ પુસ્તકાલયનો બચાવ કર્યો. દોલતખાન બાબરને શરણે આવ્યો, પરંતુ તે થોડાજ સમયમાં મરણ પામ્યો.

પંજાબમાં આ પ્રમાણે બનતું હતું તે વખતે દિલ્હી શહેરમાં ચાલી રહેલા ઘોટાળા બાબરના જાણવામાં હતા. દરબારના અનેક પ્રતિષ્ઠિત માણસોએ બાબરને અભિનંદનપૂર્વક આગળ આવવા વિનંતિ કરી. બાબર ત્વરા કરીને દિલ્હી ઉપર ચઢી ગયો. ઈબ્રાહીમ લોદી એક લાખ ફોજ લઈ તેની સાથે લડવા બહાર પડયો. બાબર પાસે તેના પાંચમા ભાગ જેટલી ફોજ હતી, છતાં તેનો પ્રત્યેક શખ્સ લડાઈમાં કસાયલો હોઈ 'મારવું કે મરવું' એવા નિશ્ચયથી લડાઈમાં આવેલો હતો. તેનો પુત્ર હુમાયૂન પણ પોતાની ફોજ સાથે હાજર હતો. તેને લડવાનો તો આ પહેલોજ પ્રસંગ હતો. ઈબ્રાહીમની ફોજ પાણિપતની પ્રાચીન રણભૂમિ ઉપર એકઠી થયેલી હતી. બાબરે પોતાની તોપોનાં ૭૦૦ ગાડાં ચામડાનાં દોરડાંથી હારબંધ બાંધી રાખીને તેમની પાછળ પોતાની ફોજ ઉભી રાખી. આથી શત્રુઓના સ્વારોનું કાંઈ ચાલ્યું નહિ. ખરૂં કહેતાં બાબરની ફોજ ઘણી થાકીને આવેલી હતી. લોદી પાસે ૧૦૦ હાથી હતા, જેનો ભય બાબરના લશ્કરને ઘણો લાગતો હતો, કારણ કે તેમણે પહેલાં લડાઈમાં હાથીનો ઉપયોગ થયેલો કદી જોયો નહોતો. એમ છતાં લડાઈની વ્યવસ્થા બાબર ભણી ઉત્તમ હોઇ, લોદી તરફ તો સઘળી અવ્યવસ્થા હતી. તા. ૨૧ મી એપ્રિલ સ. ૧૫૨૯ ને રોજ લડાઇની શરૂઆત થઈ. બાબરની હમેશની લડવાની રીત અહિં પણ ઉપયોગી થઈ પડી. ગાડાંના આશ્રય પાછળ પોતાની ફોજનું અર્ધચંદ્રાકાર વર્તુળ કરીને તેના બન્ને છેડેથી ધીમે ધીમે આગળ ખસીને શત્રુની ફોજને ઘેરવાની તેની ગોઠવણ પ્રમાણે ઈબ્રાહીમની ફોજને બાબરે ઘેરી લીધી, અને તેના તોપખાનાથી શત્રુઓને વીખેરી નાંખ્યા. આ પ્રમાણે બે પ્રહર સુધી ભારે સંગ્રામ થતાં લોદીના ૧૫૦૦૦ માણસ મુઆં. તેમાં લોદી પોતે પણ મરવાથી તેનું માથું કાપીને બાબર પાસે લાવવામાં આવ્યું. તુરતજ બાબરે હુમાયૂનને આગ્રા કબજે કરવા મોકલીને,

બીજી એક ટૂકડીને દિલ્હી મોકલી, બન્ને શહેરો કબજે કર્યાં. તા. ૨૭ મી એપ્રિલ શુક્રવારને દિને દિલ્હીની મસીદમાં બાબરના નામથી ખુત્બા પઢવામાં આવ્યા. આ બાજુએ તેના માણસોએ અત્યંત લુંટ મેળવી. દિલ્હીમાં પેસતાંની સાથે તેણે ખજાનો ઉઘાડીને તેમાંનું દ્રવ્ય અને એકઠી થયેલી લુંટ પોતાના માણસોને વહેંચી આપી. આ પ્રસંગે તેણે દર્શાવેલું ઉડાઉપણું અવર્ણનીય છે. પોતાની સાથેના પ્રત્યેક સરદારને ૩૦ થી ૫૦ હજાર રૂપીઆ, અને થોડું ઘણું દ્રવ્ય પણ આપ્યું, અને તે ઉપરાંત કાબૂલના પ્રત્યેક શખસને તેણે કાંઈ ને કાંઈ બક્ષિસ મોકલી આપી. એકલા હુમાયૂનને ત્રણ લાખ રૂપીઆ રોકડા અને ગણત્રી કર્યા વિનાનું પુષ્કળ ઝવેરાત મળ્યું. તૈમૂરની પેઠે હિંદુસ્થાન છોડી પાછા જવાનો બાબરે વિચાર રાખ્યો હોત તો આવું ઉડાઉપણું તેને શોભત. પરંતુ પહેલેથીજ અહિં કાયમ રહેવાનો તેનો ઇરાદો હોવા છતાં તેણે આ મહાન્ વિજયના સ્મરણાર્થે સર્વેને બક્ષિસ આપી ખુશ કર્યાં, તેથી તેને ‘કલંદર’ એટલે ‘ઉડાઉ ફકીર’નું નામ મળ્યું હતું.

બાબરના સરદારોના મનમાં કાબૂલ પાછા જવાનું હતું, પણ બાબરે તેમને સ્પષ્ટ કહી દીધું કે, ‘જેને પાછા જવું હોય તેણે ખુશીથી જવું. હું તો અહિં રહીશ.’ લોકોએ પાછા જવાનો ઘણોજ આગ્રહ પકડ્યો, ત્યારે તેણે સર્વે સરદારોની સભા બોલાવીને આજસુધી પોતાને કેવાં કેવાં સંકટ વેઠવાં પડયાં હતાં, અને તે સર્વેનું નિવારણ થતાં આજ પોતાને કેવું મોટું ફળ પ્રાપ્ત થયું છે એ તેમને સમજાવીને તેણે કહ્યું, કે ‘પ્રચંડ ફોજનો પરાભવ થઇને હિંદુસ્થાનનું રાજ્ય આપણે હાથ આવ્યું છે. આ પ્રમાણે સર્વ ઇચ્છા પૂર્ણ થતાં, હાથમાં આવેલું ફળ ફેંકી દેવું, અને બ્હીકણ બિલાડી પેઠે નાસી જવું એ આપણા જેવા મરદોને શોભે કે? મારી સાથે રહેવાની જેમને ઇચ્છા હોય તેમણે હવે પછી પાછા જવાનું નામ પણ લેવું નહિ, અને જેને જવું હોય તેણે ખુશીથી ચાલ્યા જવું.’ આવું નિશ્ચયાત્મક બોલવું સાંભળ્યા બાદ કોઈની ચું કરવાની હિમ્મત ચાલી નહિ. આ તેનો સખત નિશ્ચય તેની શૂર-વીરતાને ઉત્તમ શોભા આપે છે. વળી તે નિશ્ચય હિંદુસ્થાનના લોકોમાં જાહેર થયો ત્યારે તૈમૂરલંગની પેઠેજ લુંટ કરીને બાબર ચાલ્યો જશે, એવી તેમની

શંકાનો નાશ થતાં, જે લોકો અડધા સંકોચ પામતા હતા તેઓ એકદમ જઈને બાબરને મળ્યા, અને પાછળથી તેણે કેવી રીતે કામ લેવું તે વિષે કાયમનો ઠરાવ કરી નાંખ્યો.

પહેલાંના રાજ્યકુટુંબના પક્ષના અનેક અફ્ઘાન સરદાર રોજ બંડ કરતા હોઈ, તેમની સાથે બાબરને લડવું પડયું. આથી અનેક યુદ્ધ તેને કરવાં પડયાં. ઇબ્રાહીમ લોદીની માએ એક વખત તેને ઝેર દેવાની તજવીજ કરી. બાબરે થોડુંક ઝેર ભેળેલું અનાજ ખાધું પણ હતું, પરંતુ તે લાગલુંજ જાણ્યામાં આવ્યાથી તેનો જીવ બચ્યો. હિંદુસ્થાનના અફ્ઘાન અમલદારોને બાબરનું અહિં રહેવું પસંદ પડયું નહિ, તેથી તેઓએ તેને હેરાન કર્યો. વળી બાબર એક પછી એક પ્રાંત જીતતો ગયો, ત્યારે અફ્ઘાનોનો પુરો બંદોબસ્ત થતા પહેલાં તેને રજપૂતો સાથે લડવું પડયું.

**૪. સિક્રીની લડાઈ અને રાણા સંગનો પરાભવ** (તા. ૧૬મી માર્ચ ૧૫૨૮)—રજપૂતોનાં સઘળાં રાજ્યમાં આ સમયે મેવાડનું રાજ્ય ઘણું બળવાન હતું. ચિતોડગઢ ઉપર રાણો સંગ રાજ્ય કરતો હતો. ચિતોડના રાજકુટુંબમાં આજ સુધીમાં થઈ ગયેલા નામાંકિત રાજામાં રાણા સંગની ગણના થાય છે. બાબરની પેઠેજ રાણો સંગ નાનપણથી દુઃખિત સ્થિતિમાં ઉછર્યાથી, રાજાને છાજતા અનેક ગુણો તેનામાં હતા. શૌર્ય અને પરાક્રમથી પોતાના નામની છેક દૂર સુધી ધાક બેસાડીને, તેણે પોતાના રાજ્યની હદ ઘણી વધારી હતી. દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ લોદીનો સંગ રાણાએ અનેક વખત પરાભવ કર્યો હતો. બાબર જેવો પરાક્રમી પુરૂષ આ સમયે તેનો પ્રતિસ્પર્ધી ન થયો હોત, તો સંગના હાથે ચિતોડગઢ હિંદુસ્થાનની સાર્વભૌમ રાજધાની થવાનો સમય આવી લાગ્યો હતો. ભિલસા અને ચંદેરી સુધીનો માળવાનો પૂર્વભાગ સંગના તાબામાં હતો. હિંદુસ્થાનમાં આવ્યા પહેલાં બાબર અને સંગ રાણાને પત્રવ્યવહાર ચાલેલો હોઈ બાબરને મદદ કરવાનું સંગે કબૂલ કર્યું હતું. આથી જણાય છે કે દિલ્હીની મુસલમાન સત્તાનો પરાભવ જેથી થાય તે કરવા સંગ રાણો મથતો હતો, અને બાબર તૈમૂરની પેઠે સ્વારી કરીને પાછો જશે એમ તે ધારતો હતો, અને તેથી સંગે બાબરને મદદ કરવાનું વચન

આપ્યું હતું. પરંતુ બાબરે હિંદુસ્થાનની બાદશાહી ગાદી સ્વીકારીને અહિંજ રહેવાનો નિશ્ચય કર્યો ત્યારે પોતાની પાડોશમાં આવા બળવાન્ શત્રુને રહેવા દેવાનું બાબરને ઠીક લાગ્યું નહિ. બાબરની સત્તા જામી નહોતી, તેથી તેનો નાશ કરવાના ઉદ્દેશથી આસપાસના હિંદુ રાજાઓને મદદે બોલાવીને તેણે યુદ્ધની જંગી તૈયારી કરી. મારવાડ અને અંબરના રાજા તેની ઇચ્છાને અધીન હતા, એટલુંજ નહિ પણ ગ્વાલિયર, અજમેર, સિક્રી, રાયસેન, કાલ્પી, ચંદેરી, બુંદી, ગાગ્રૌન, રામપુરા, અને આબુ વગેરે સ્થળોના નાના મોટા રાજા જેના હાથ નીચે રહીને તેને મદદ કરવાને તૈયાર હતા. તેના શરીર ઉપરથી તેનું અગાધ બળ સાક્ષાત્ જણાઈ આવતું હતું. ભાઈ સાથે લડવામાં તેની એક આંખ ગઈ હતી. દિલ્હીના લોદી સુલતાન સાથે લડતાં તેનો એક હાથ ભાગેલો હોઈ, બીજી એક લડાઈમાં ગોળી વાગવાથી તે તે એક પગે લંગડો થયેલો હતો. તેના શરીરે તલવાર અને ભાલાના જખમનાં ૮૦ નિશાન દેખાતાં હતાં. ખુદ બાબરે તેના માટે એવો ઉદ્દગાર કાઢેલો છે કે, ‘ સંગ રાણાની જે આટલી બધી કીર્તિ થયેલી છે, તે તેણે કેવળ સ્વપરાક્રમથી મેળવેલી છે. ’ સઘળા રજપૂત વીરપુરૂષો હિંદુઓનું નામ રાખવા માટે સંગની છાવણીમાં એકઠા થયા. સર્વેની સામે ઉભા રહીને સંગ રાણાએ તેમને ઉદ્દેશીને આવી પડેલા સંકટ વિષે વીરશ્રી યુક્ત ભાષણ કર્યું. ક્ષાત્ર ધર્મને અનુસરીને અને વડીલોનાં પરાક્રમ યાદ લાવીને પ્રત્યેકે આ પ્રસંગે વર્તવું, એવો તેણે તેમને ઉપદેશ કર્યો. મુસલમાનોનો પરાભવ કરવાનો આજ પ્રસંગ છે, અને એક વખત સંધિ સધાઈ એટલે તેમનાથી પોતાનું માથું ઉચકાવાનું નથી, અને સઘળા દેશમાં હિંદુ બાદશાહી ધ્વજા ફરકતી થશે, એ વગેરે સઘળી બાબતો તેણે ઉભય પ્રકારે તેમને સમજાવી દીધી. આ ભાષણ પૂરૂં થતાં સર્વેએ તેના ઉત્તરમાં ભારે જય જયકારનો ધ્વનિ કર્યો. સંગ રાણા તરફથીજ યુદ્ધનો આરંભ થયો. મેવાડ અને દિલ્હીના રાજ્યોની હદ વચ્ચે બિયાના નદી આવેલી હતી, તે ઓળંગીને રજપૂત ફોજ દિલ્હી તરફ ગઈ. તે સમયે બાબરને મોટી ધાસ્તી પડી. પહેલાં તેને મુસલમાનો સાથે લડવાના પ્રસંગો આવેલા હતા, અને રજપૂતો સાથે લડવાનો તો આ પહેલોજ પ્રસંગ હતો. રજ-

પૂતોના શૌર્ય વિષે તેણે સાંભળેલું હોવાથી આવા મોટા લશ્કર સામે થવા જેવું પોતાનું સામર્થ્ય નથી એમ તે સમજ્યો, પરંતુ સ્વસ્થ બેસી રહેવામાં ફાયદો નથી એમ ધારી જેવી તેવી તૈયારી કરીને તે સંગ સાથે લડવા નીકળ્યો. તેની આગળ ૧૫૦૦ મુસલમાનો ગયેલા હતા, તેમની રજપૂતોએ કતલ કરી નાંખી. આગ્રાથી દશ કોશ ઉપર સિક્રી નામે એક સ્થાન છે ત્યાં બાબરે પોતાના લશ્કરની છાવણી નાંખી, અને પોતાની લડાઇની સર્વ વ્યવસ્થા નક્કી કરી. પાણિપતની પેઠે તેણે પોતાનાં તોપખાનાનાં ગાડાં સાંકળથી એકઠાં બાંધીને તેમના આશ્રય પાછળ રહીને લડવાની તેણે યુક્તિ કરી. દર બે ગાડાં વચ્ચે પાંચ પગલાંનું અંતર હતું. જ્યાં ગાડાં નહોતાં ત્યાં ખાઈઓ ખોદી તેણે મજબુતી કરી. આ તૈયારીમાં ૨૫ દિવસ ગયા, અને તે જોઈને તેના માણસોને ઘણીજ હિમ્મત આવી.

સિક્રી ગામને હાલમાં ફતેહપુર સિક્રી કહે છે. ત્યાંથી તેણે રજપૂત ફોજ ઉપર નાની નાની ટોળીઓ મોકલી પરંતુ તે સર્વે પરાભવ પામીને પાછી આવવા લાગી, ત્યારે તેના હાંજા નરમ પડી ગયા, અને તેના પક્ષના મોટા મોટા યોદ્ધા નરમ પડવા લાગ્યા. કાબુલથી આવેલા એક જોષીએ આવીને 'તારો પરાજય થશે.' એમ તેને કહ્યું, ત્યારે પશ્ચાત્તાપ કરીને તે ઇશ્વરની કૃપા મેળવવા સ્તુતિ કરવા લાગ્યો. પોતે ઘોર પાપ એવાં શાં કર્યાં છે, અને તે કઈ રીતે ધોઈ નાંખવાં તે વિષે તે મનમાં વિચાર કરવા લાગ્યો. તેને દારૂ પીવાનો ઘણો શોખ હતો. કુરાનમાં દારૂ પીવાની સખ્ત મનાઈ હોવાથી એજ ઘોર પાપ પોતાનું છે એમ સમજી 'હવે પછી દારૂ નહિ પીઉં' એમ ખુલ્લી રીતે નિશ્ચય કર્યો. દારૂ પીવાનાં સઘળાં પાત્ર તેણે ફોડી નંખાવ્યાં, અને પાસેનો દારૂ ઢોળાવી દઈ તે ઠેકાણે આ બિનાના સ્મરણાર્થે એક ભિક્ષાગૃહ સ્થાપન કર્યું. તેજ પ્રમાણે સઘળા મુસલમાનો પાસેથી 'શિક્કાનો કર' નામનો જે કર લેવાતો હતો તે તેણે માફ કર્યો. આટલું થયા બાદ પોતાના લોકો આગળ તેણે પ્રોત્સાહિક અને જુસ્સાભરેલું ભાષણ કર્યું. 'હે સિપાઇઓ, ભાઇઓ ! તમે આજ સુધી કેટલું સન્માન મેળવ્યું છે, અને અનેક પ્રસંગે કેવી રીતે વિજય સંપાદન કર્યો છે ! કાફર લોકોથી બ્હીને

આપણે નાઠા, તો તે લોકો આપણુને કેવા કહેશે ! નહિ નાસીએ તો પણ આપણે શત્રુઓના હાથથી છુટનાર નથી. મનુષ્ય જન્મે છે ત્યારથી તેને મરવાનું નક્કી થાય છેજ, અને એક દિવસે આ દુ:ખમય જગત્ છોડી આપણ સર્વેને જવુંજ પડશે; તો પછી આબરૂ ગુમાવીને જીવતા રહેવા કરતાં કીર્તિ મેળવીને મરવું એ કંઈ ખોટું નથી. ધર્મ માટે જીવ આપવાનો પ્રસંગ આવે તો તે પણ એક પુણ્યજ છે. ત્યારે પછી જીવમાં જીવ હોય ત્યાં સુધી લડાઇમાંથી અપયશ લઈ પાછા ફરવું નહિ, એવા એક દિલથી સોગંદ લઈ ચાલો.' તે સાથે સર્વેએ એકદમ કુરાન ઉપર હાથ મૂકીને સોગંદ લીધા, અને બાબરના ઉપદેશના ઉતારમાં તેમણે જયઘોષ કરી પોતાની અનુમતિ દર્શાવી બન્ને બાજુએ સંપૂર્ણ તૈયારી થઈ. પરંતુ આ સૈન્યો સામ સામે કેટલાક દિવસ સુધી છાવણી નાંખી સ્વસ્થ બેસી રહ્યાથી બાબરને ફાયદો થયો. સંગ રાણાએ આરંભમાંજ હલ્લો કર્યો હોત તો મુસલમાનોની ધૂળધાણી થઇ હોત. બાબરને વખત મળ્યાથી તે સંપૂર્ણ તૈયારી કરી શક્યો. મુસલમાનો ખુશીથી આગળ આવશે એવી આશામાં સંગ રાણો સ્વસ્થ બેસી રહ્યો. જેમ જેમ દહાડા જતા ગયા તેમ તેમ તે બેફિકર રહેવા લાગ્યો. વળી બન્ને વચ્ચે સ્નેહ કરવા માટે અંદરખાનેથી સલાહની હીલચાલ પણ ચાલતી હતી.

આખરે શનિવાર તા. ૧૬ મી માર્ચ સન ૧૫૨૮ ને રોજ સવારમાં સાડા નવ વાગતાં મુસલમાનો ઉપર રજપૂતોએ હલ્લો કર્યો. યુદ્ધ ઘણું જબરૂં થયું. મુસલમાનોની તોપો આગળ રજપૂત લોકો ટપોટપ મરવા લાગ્યા. એ ચાર કલાક જોરમાં ઝપાઝપી ચાલ્યા પછી બાબરે પોતાના હમેશના શત્રુને ઘેરી લેવાની યુક્તિ અમલમાં મૂકી. અગાઉથીજ તેણે પોતાની ફોજને અર્ધચંદ્રના આકારમાં ઉભી રાખીને રજપૂત સૈન્ય લડાઇના જોસમાં આવતાંજ, એકદમ બન્ને બાજુઓએ આગળ ખસીને તેમના ઉપર ઝપાટો ચલાવ્યાથી તેઓ રોકાઇ ગયા, અને તુરતજ બાબરના તોપખાનાએ તેમનો નાશ કર્યો. સંધ્યાકાળ થતાંજ એક સરખી અવ્યવસ્થા થઈ રહી, અને ભયંકર કતલ થઇ. રજપૂત લોકોને આગળ જવું મુંશ્કેલ થઈ પડયું, ત્યારે તેઓ પાછા વળીને મુસલમાનો ઉપર ધુસીને નાસવા લાગ્યા. તુરતજ બાબર તેમની પુઠે

પડયો. આથી બાબરને જય મળ્યો, અને અગણિત માણસો રણભૂમિમાં મૃત્યુ પામ્યા.

સંગરાણાને જખમ લાગ્યો અને તેના મોટા મોટા પરાક્રમી મળતીઆઓ માર્યા ગયા. આ પ્રમાણે ચોતરફથી સંગરાણાને ઘણું નુકશાન અને પાયમાલી થઈ, અને તેને પરાજયનો અપયશ લઈને પાછા ફરવાની ફરજ પડી. તે મેવાડના ડુંગરમાં નાશી ગયો, અને મુસલમાનો ઉપર જય મેળવ્યા વગર રાજધાનીમાં પેસવું નહિ એવો તેણે નિશ્ચય કર્યો. પરંતુ આ નિશ્ચય પાર પડતા પહેલાંજ તે સન ૧૫૩૦ માં મરણ પામ્યો. આ બાજુએ સિક્રીની લડાઈમાં મુસલમાનોએ વિજયથી ઉન્મત થઈને રણભૂમિમાંથી હાથ લાગેલા રજપૂતોનાં માથાં કાપી તેના ઢગલા કર્યા. આ જયના સ્મરણાર્થે 'ગાજી' નું નામ બાબરે ધારણ કર્યું. અરબી ભાષામાં 'ગાજી' શબ્દનો અર્થ કાફરોને શિક્ષા કરનારો એવો થાય છે. આ નામ મોગલ વંશના બાદશાહોની સંનદમાં સિક્કાઓ ઉપર અને નાણાં ઉપર આખર સુધી વાપરવામાં આવતું હતું.

સિક્રીની આ લડાઈના વૃત્તાન્ત ઉપરથી પાછલા પ્રકરણમાં રજપૂતોની પડતીના જે મીમાંસા ( ઉંડો વિચાર ) કરેલી છે, તેમાંના ઘણા મુદ્દાઓની સત્યતા જણાઈ આવે છે. હરેક બાબતમાં રજપૂતોનો પક્ષ પ્રબળ હતો, છતાં ખુદ લડાઈની વ્યવસ્થા એટલે રણભૂમિ પર ફોજની હીલચાલ નક્કી કરવાના સેનાપતિના કામની એકલીજ બાબતમાં સંગરાણાથી બાબર ઘણો ચઢિયાતો હતો. આશરે એક મહિના સુધી સંગરાણો શત્રુના હલ્લાની વાટ જોતો સ્વસ્થ બેસી રહ્યો એ તેણે ઠીક કર્યું નહિ.

આ લડાઈ પછી મેવાડના રાણાઓએ મોગલ બાદશાહોની વિરૂદ્ધ કોઇ પણ વખતે ખુલ્લી રીતે હથિયાર ઉંચક્યું નહિ. એક વર્ષમાં પાણિપત અને સિક્રીના બે પ્રચંડ વિજય મેળવીને અફઘાન અને રજપૂત બન્ને જાતના દુસ્મનોનો પરાભવ કર્યાથી બાબરનો દાબ હિંદુસ્થાનમાં સારી રીતે જામ્યો.

**૫. બીજા શત્રુઓનો પરાભવ અને બાબરનું પોતાનું મૃત્યુ ( ૧૫૩૦ ).**—સંગરાણાનો પરાભવ થયા બાદ રજપૂતોમાં કંઇ સત્ત્વ રહ્યું નહોતું. બાબરે સ્થળે સ્થળે પોતાનાં થાણાં બેસાડીને બંદોબસ્ત કર્યો, અને જે લોકો

પોતાના દેશ જવાને ઇચ્છતા હતા, તેમની એક ટોળી કરીને તેમને હુમાયૂનના તાબામાં સોંપીને કાબૂલ મોકલી. બદ્દકશાનના સુબા તરીકે તેણે હુમાયૂનનીજ નિમણુક કરી તેને ત્યાં રહેવાનું કહ્યું. આ વખતથી કાબૂલ વગેરે પ્રાંતો મોગલ રાજ્યનો એક સુબો—પ્રાંત બન્યા એ આગળ લક્ષમાં રાખવાની જરૂર છે.

સિક્રીની લડાઈ પછી બાબરે પોતાનો સમય રાજ્યમાં શાન્તિ ફેલાવવામાં ગાળ્યો. એમ છતાં આસપાસના પ્રાંતોમાં લડાઈઓ બંધ પડી નહોતી. માળવા અને બુંદેલખંડની સરહદ ઉપરનો ચંદેરી નામનો કિલ્લો મેદિનીરાય નામના એક રજપૂત સરદારના તાબામાં હતો. મેદિનીરાય સંગરાણાનો મિત્ર હતો. તે બાબરના શરણે ન ગયાથી બાબરે ચંદેરી ઉપર સ્વારી કરી. ( તા. ૨૦ મી જાન્યુઆરી સન ૧૫૨૮ ). આ પ્રસંગે રજપૂત લોકો ઘણા શૌર્યથી લડયા, અને મુસલમાનો આગળ પોતાથી ટકી શકાશે નહિ, એમ જોઈને બૈરાં છોકરાંની કતલ કરીને રણક્ષેત્રમાં ઘુમ્યા, અને તેઓ મૃત્યુ પામ્યા બાદ તે કિલ્લો બાબરના હાથમાં આવ્યો. તે વખતે થોડા રજપૂત લોકો મેદિનીરાયના મહેલમાં એકઠા થયા; એક માણસ આડી તરવાર ધરીને ઉભો રહ્યા અને બીજાઓએ દોડી આવીને તે તલવારથી પોતાનાં માથાં કાપી નાંખ્યાં. આ પ્રમાણે જાનની દરકાર ન કરતાં આ લોકોએ પોતાનાજ હાથે પોતાના દેહનો અંત આણ્યો જાણી બાબરને ઘણું આશ્ચર્ય લાગ્યું.

રજપૂતોનો પરાભવ થયા છતાં બાબરને સ્વસ્થતા મળી નહિ. અફઘાન લોકો સ્થળે સ્થળે એકઠા થતા હતા, અને તેઓ મોગલોના અમલને માન્ય કરતા નહોતા. ૩૦૦ વર્ષ સુધી અફઘાનોએ મોગલોનું કાંઈ પણ ચાલવા દીધું નહોતું. બાબરને દિલ્હીનું તખ્ત મળ્યા છતાં તેને હાંકી કાઢવાની તેઓ આશા રાખતા હતા. ઇબ્રાહીમ લોદીનો ભાઈ મહંમદ બહાર પ્રાંત કબજે કરીને બાબર સાથે યુદ્ધ કરવા માટે કાશી સુધી ચઢી આવ્યો. જોનપુર પણ તેણે કબજે કર્યું હતું. આ સમાચાર સન ૧૫૨૯ ના જાન્યુઆરીમાં ધોળપુર મુકામે બાબરના જાણવામાં આવતાં તુરતજ આગ્રે જઈ તેણે અફઘાનો ઉપર ચઢાઈ કરી. ગંગાના જમણા કાંઠે પોતે બાબર અને ડાબા કાંઠે તેનો પુત્ર મીરઝાં અસ્કરી

હતા. અલાહાબાદ, ચુનાર, બનારસ, ગાજીપુર ઉપર થઈ તેઓ બકસાર સુધી આવ્યા, તેમના આવતાની સાથે અફઘાન ફોજે નાસી ગઈ અને તેમના ઘણાક સરદારો બાબરને શરણે આવ્યા. મહમદ લોદી બંગાળામાં જઈને ત્યાંના સુલતાન નસરતશાહને મળ્યો, અને પછી એ બન્નેએ લશ્કર એકઠું કરીને બાબર સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી, ત્યારે તેમની સામે ચઢી જઈ બંગાળા કબજે કરવાની બાબરને ફરજ પડી. ગોગરા અને ભાગીરથી નદીઓના સંગમ ઉપર આ લડાઈ થઈ. બાબરના તોપખાનાએ ઉત્તમ કામ બજાવ્યું. તેના તોપખાનાનો ઉપરી સરદાર ઉસ્તાદઅલી ઘણાં વર્ષ બાબર પાસે રહીને સારી રીતે કસાયલો અને વાકેફગાર થયેલો હતો. સન ૧૫૨૯ ના મે મહિનામાં સઘળી ફોજે ભાગીરથી ઓળંગીને ગોગરાના કાંઠે છાવણી નાંખી. પછી તુરતજ ગોગરા ઓળંગીને બાબર અને અસ્કરીએ બંગાળાની ફોજને વીખેરી નાખી, એટલે નસરતશાહે શરણે આવીને બાબર સાથે સલાહ કરી. બાબરની જીંદગીમાં આ છેલ્લી ચઢાઇ હતી.

**મૃત્યુ** (તા. ૨૬ મી ડીસેમ્બર સન ૧૫૩૦):—બંગાળાથી પાછા આવ્યા બાદ બાબરને ઉપરાઉપરી તાવ આવવા લાગ્યો, અને તેનું શરીર ધીમે ધીમે ક્ષીણ થતું ગયું. તેના આજ સુધીના વનવાસોને લીધે તેના શરીરનો બાંધો તદ્દન નબળો પડી ગયો હતો. તેનો કાળ એકસરખો ઘણે ભાગે પ્રવાસમાંજ જતો. સન ૧૫૨૯ ના માર્ચ માસની નોંધમાં તે લખે છે કે, 'હું ગંગા નદીની પેલી પાર તરીને ગયો. તે વખતે મેં હાથ ભર્યા, તો તે ૩૩ થયા. થોડો દમ લઈને હું તુરતજ તરતો આ તરફ આવ્યો. સમર્કંદથી આ તરફ જેટલી નદીઓ મારા રસ્તામાં આવી તે પ્રત્યેકમાંથી હું તરીને ગયેલો છું. ફક્ત ગંગા નદી રહી હતી, તે આ વખતે પૂરી કરી.' કેટલાક દહાડા ને રાતો આખી ને આખી તેને ઘોડા ઉપર જતી. ઘણી વખતે દરરોજ ૮૦ માઇલની મજલ તે ઘોડા ઉપર કરતો.

સન ૧૫૨૯ ના ડીસેમ્બર મહિનામાં આગ્રામાં બાબરે એક મોટી 'ગાર્ડન પાર્ટી' આપી હતી, જે વેળા સમર્કંદથી બંગાળા સુધીના અનેક મોટા મોટા સરદારો હાજર હતા. તેમનાં નામની પાટી તેણે આપેલી છે.

ઘણાઓએ તેને નજરાણાં કર્યાં તે સ્વીકારીને અને મોટી મોટી બક્ષિસો આપીને તેણે સર્વેની સારી બરદાસ્ત કરી. તેની જન્મભૂમિ અંદિજાનના જે લોકો છેક નાનપણથી દરેક સંકટમાં તેને વળગી રહ્યા હતા તે સર્વેને ઉત્તમ પ્રકારની બક્ષિસો આપીને મોટા ઉમળકા સાથે તેમના ઉપકારોનું તેણે જાહેર રીતે સ્મરણ કરી બતાવ્યું. આ પ્રસંગે કુસ્તી, હાથીઓની લડાઈ, અને જુદા જુદા પ્રકારના ખેલ પરોણાઓની ગમ્મત માટે રાખ્યા હતા. ભોજન પ્રસંગે હિંદુસ્થાનના મદારી અને જાદુગર ખેલ કરતા હતા, તે જોઈ બાબર અને તેના પરોણાઓ ઘણા ખુશ થયા હતા. આવા ખેલ પહેલાં બાબરે કદી જોયેલા નહોતા. આ સઘળી હકીકત આગ્રામાં બની હતી. એ ચાર વર્ષના અરસામાં આગ્રા શહેરનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયું. મહેલ, બગીચા, કૂવા, વગેરેથી શહેર વિશેષ શોભિતું બન્યું.

સમર્કંદનું રાજ્ય કબજે કરવાના હેતુથી હુમાયુન મધ્ય એશિયામાં રહ્યો હતો, પણ તે હેતુ સિદ્ધ થવાનો સંભવ ન રહ્યાથી એકદમ બદક્શાન છોડીને હુમાયૂન બાપને મળવા માટે ઉતાવળે આગ્રે આવ્યો. તે બદલ તેણે અગાઉથી ખબર આપેલી નહોતી. આથી તેના આવવા સંબંધમાં બાબર લખે છે કે 'હુમાયૂનની મા સાથે હું વાત કરતો બેઠો હતો તેવામાં એકદમ તે આવી દાખલ થયો. તેની સાથે અમને બન્નેને જે આનંદ થયો, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. તેના આવવા માટે મેં અનેક મિજબાનીઓ આપી અને હુમાયુનને ઘણોજ આદર અને મમતા દર્શાવી. હુમાયૂનની બોલી અતિશય મધુર અને મોહક હતી. તેનું વર્તન એક ઉત્તમ ગૃહસ્થને છાજે તેવું હતું.'

બાબરની હુમાયુન ઉપરની અગાધ પ્રીતિ તેના મંદવાડના સમયે બરાબર જણાઈ આવી હતી. હુમાયૂન આ દેશમાં આવ્યા બાદ કેટલેક મહિને સંભળમાં એકાએક માંદો પડયાથી તેને હોડી મારફતે આગ્રે લઈ જવામાં આવ્યો હતો. તે વખતે તેનો વ્યાધિ છેક વધી જશે એમ દેખાવા લાગ્યું, અને ઔષધોથી કાંઈ પણ ગુણ થશે નહિ એમ વૈદ્યોએ તેને કહ્યું, ત્યારે બાબરને અત્યંત દુઃખ થયું. છેવટે તેણે પોતાની સમજ પ્રમાણે પોતાને સૂઝ્યો એવો એક ઉપાય કરી જોયો. પોતાનું આયુષ્ય બીજાને આપી શકાય એમ

સમજીને બાબરે સર્વેની સમક્ષ હુમાયૂનના બિછાના આગળ, ઈશ્વરની કૃપા માટે સ્તુતિ કરીને નિશ્ચયપૂર્વક પોતાનું આયુષ્ય પોતાના પુત્રને આપ્યાનો સંકલ્પ કર્યો, અને ત્રણ વખત તે તેના બિછાનાની આસપાસ ફર્યો. ક્ષણભર ધ્યાન કરીને બેઠા બાદ તેને સ્ફૂરણા થઈ કે પોતાની વિનંતિ પરમેશ્વરની પાસે રજુ થઈ, અને તે ફતેહ, ફતેહ ! કરીને બોલી ઉઠયો. તે વખતથી હુમાયૂનને આરામ થઈ બાબર ક્ષીણ થતો ગયો. હિંદુસ્થાનમાં તેને અત્યંત શ્રમ વેઠવો પડયાથી પાછલા ભાગમાં તેની પ્રકૃતિ છેક બગડી ગઈ હતી. આખરે સન ૧૫૩૦ ના ડીસેમ્બરની ૨૬ મી તારીખે આગ્રામાં બાબર મરણ પામ્યો. તે વખતે તેનું વય અડતાલીશ વર્ષનું હતું.

**૬. બાબરના ગુણોનું અવલોકન**—બાબર હિંદુસ્થાન અને એશિયાને જોડનારી સાંકળનો વચલો આંકડો હતો. ચંગીઝખાન અને તૈમૂરલંગના વંશજ તરીકે બાબરમાં મોગલ અને તુર્ક જાતિનું મિશ્રણ થયું હતું. મોગલોનું બળ, અને તુર્ક લોકોનું સાહસ—એ બે ગુણો તેણે હિંદુઓની બેફિકરાઈ સાથે ભેળવી દીધા. હિંદુસ્થાન સાથે તેનો સંબંધ છેવટનાં બાર વર્ષમાંજ મોટે ભાગે ઉદ્ભવ્યો હતો. તે પહેલાંનું તેનું સઘળું આયુષ્ય મધ્ય એશિયામાં વ્યતીત થયું હતું.

બાબર બાર વર્ષનો થતાં તેનો બાપ ગુજર્યો, ત્યારથી તેના મરતા સુધી બાબરે એકંદરે ૩૬ વર્ષ રાજ્ય કર્યું. વચ્ચે અનેક વખતે તેનું રાજ્ય ગયું પણ હતું. તેની હિંદુસ્થાનમાંની કારકીર્દિ જોકે છેક થોડી છે, છતાં તેના એકંદર ચરિત્ર ઉપરથી અનેક પ્રકારનો બોધ લેવા યોગ્ય છે. એ પોતે વિદ્વાન્ અને રસિક હોઈ, તેણે પોતાનું આત્મચરિત્ર લખી રાખેલું છે, જે અત્યંત રસપૂર્ણ અને પ્રત્યેકે વાંચવા લાયક છે. બાબરની ખરી યોગ્યતા તેના આ ચરિત્ર ઉપરથી જણાઈ આવે છે.

આગળ કહ્યું છે તેમ, બાબરને તેની મા અને દાદીની આરંભમાં ઘણી સહાય હતી. ઘણી ખરી સ્વારીઓમાં અને યુદ્ધમાં તે તેની સાથે જતી હતી એમ બાબર જણાવે છે. શિવાજીની પેઠે બાબરના ઉદયને માટે આ બે સ્ત્રીઓજ ઘણે અંશે કારણરૂપ થઇ હતી.

હિંદુસ્થાનમાં સ્વસ્થતા થયા બાદ બાબરે કાબુલથી પોતાના જનાનખાનાને અને સગાં સંબંધીના મંડળને આગ્રે તેડાવ્યું હતું. જનાનખાનામાં તેની સાથે સગાઈના સંબંધવાળી ૯૬ સ્ત્રીઓ આવી હતી. બાબરને પોતાને ઘણી સ્ત્રીઓ હતી, પરંતુ તેની મુખ્ય રાણી—હુમાયૂનની મા મહાન બેગમ ઉપર તેનો વિશેષ પ્રેમ હતો. હુમાયૂનને ત્રણ બ્હેનો હતી, અને તેના બીજા ભાઈ બીજી રાણીઓના પેટે જન્મેલા હતા. હિંદાલની મા દીલદાર અગાચા નામની હતી. બાબરને પોતાને પાંચ બહેનો હતી. આગ્રામાં દર શુક્રવારે સઘળા સંબંધીઓ અને સ્ત્રીમંડળ પાસે જઈને બાબર તેમની મુલાકાત લેતો હતો.

બાબરે પોતાના ચારિત્રમાં પોતાના સોબતીઓનું વર્ણન આપેલું છે. એક સોબતી સાદો અને ભોળો હતો. તે મદ્યપાનના સમયે નાચ કરવામાં ઘણો પ્રવીણ હતો. બીજો એક સોબતી સારો ધર્મનિષ્ઠ અને સદાચરણી હતો; અને તેની ચતુરાઈ અને બુદ્ધિ પ્રશંસા કરવા જેવાં હતાં. મીરઅલી દુસ્ત નામે એક ત્રીજો સોબતી હતો. તેના વિષે બાબર લખે છે કે, ‘ તે મારી દાદીનો સંબંધી હોવાથી તેના ઉપર હું ઘણી પ્રીતિ રાખતો, પરંતુ તેણે મારૂં કંઈ પણ કામ બજાવ્યું નથી.’ ‘ અમીર ઉમરબેગ નામે એક મારો બીજો સ્નેહી શૂરો, સાદો, અને પ્રામાણિક હતો. તેનો છોકરો હાલ મારી પાસે છે, પરંતુ તે અત્યંત આળસુ અને મૂર્ખ છે. આવા બાપના પેટે આવો પુત્ર થાય !’ અલી શેરબેગ નામે એક વિદ્વાન્ ગૃહસ્થ હોઈ ઉત્તમ કાવ્યો કરતો, બુદ્ધિમાન અને કલ્પનાશક્તિવાળા મનુષ્યોને ઉત્તેજન આપનારો તેના જેવો બીજો મનુષ્ય ઇતિહાસમાં મળી આવતો નથી. ગવૈયા, ચિત્રકારો, અને કવિઓ હમેશ તેના આશ્રયે આવી રહેતા. તેને બૈરાં છોકરાં નહોતાં. વૃદ્ધાપકાળ થતાં ઐહિક કીર્તિની ઇચ્છા છોડીને વિદ્યાનું અધ્યયન કરતો. તે એકાંત વાસમાં રહ્યો હતો, આવા પ્રકારના બાબરના સોબતી હતા. રોમના પ્રસિદ્ધ બાદશાહ માર્કસ્ ઑરેલિયસે જેવી રીતે પોતાની પાસેની મંડળી વિષે પોતાનો અભિપ્રાય લખી રાખેલો છે, તેજ પ્રમાણે બાબરે પણ લખી રાખ્યો છે; પરંતુ લંબાણ થવાના ભયથી તે સવિસ્તર અત્રે આપી શકાય તેમ નથી.

બાબરે સૃષ્ટિની પ્રત્યક્ષ ઉથલપાથલોની અતિ ઉપયોગી પાઠશાળામાં

પોતાની યુદ્ધકળાને લગતી નિપુણતા મેળવી હતી. આવું તેનું શિક્ષણ છેક જાગૃતિવાળું હતુંજ એમ કહેવાની જરૂર નથી. એક પ્રસંગે તેના માણસોએ તેની પરવાનગી સિવાય લુંટ કરી હતી. તે સંબંધમાં તે પોતે લખે છે કે, 'મારી લશ્કરી વ્યવસ્થા એટલી કડકડતી કે તે સઘળી લુંટ મેં પાછી અપાવી દીધી. બીજે દિવસે પહેલો પહોર પુરો થતા પહેલાં લુંટમાંનો સુતળીનો કકડો કે સોયનો ટૂકડો પણ પાછો આપવો બાકી રહ્યો નહોતો.' પહેલાં લડાઈના પ્રસંગે જુદી જુદી ટોપીઓ મરજીમાં આવે તે પ્રમાણે હલ્લા કરતી, અથવા જુદી જુદી લડતી, પરંતુ સર્વેએ એકમતે અને વ્યવસ્થાપૂર્વક લડવાની પદ્ધતિ બાબરે દાખલ કરી. તે પદ્ધતિ કેવી ઉપયોગી થઈ પડી તે ઉપલા યુદ્ધના પ્રસંગોમાં દેખાઈ આવેલું છે. સમર્કંદ શહેર બાબરને અત્યંત પ્રિય હતું. ત્રણ વખત તે હાથમાં આવ્યું અને ત્રણ વખત ગયું હતું, તેની રચના ઘણી મોહક હોઈ બાબરને ત્યાં રહેવું પસંદ હતું. ત્યાંના રસ્તા ફરસબંધી કરેલા હતા. બુખારાનો દારૂ અને સમર્કંદનાં ખડબુચ બાબરને ઘણાં પસંદ હતાં, અને અનેક સ્થળે ફર્યા છતાં તે તે ખડબુચને કદી વીસરી ગયો નહોતો. સમર્કંદમાંજ બાબરે કવિતા કરવાનો અભ્યાસ કર્યો હતો. તે સમયે મોંઢે કરવાની સારી ટેવ હોય એ વિદ્વતાનું મોટું લક્ષણ ગણાતું. હિલાલી નામનો કવિ ૩૦ કે ૪૦ હજાર કવિતાનો વગર ભૂલે મોંઢેથી પાઠ કરી શકતો. આ દેશના હિંદુ-લોકોને આ મુખપાઠની શક્તિનું વિશેષ મહાત્મ્ય લાગે તેમ નથી. બાબરે એક નવીન લિપિ કાઢીને તે પ્રસિદ્ધ કરી હતી અને તેજ તુર્કી લિપિમાં તે પોતાની કવિતા અને અન્ય ગ્રંથો લખતો. તે લિપિને તેણે 'બાબરી લિપિ'નું નામ આપ્યું હતું. કવિતા કરવામાં તે ઘણો કુશળ અને નિપુણ હતો. તેનો પુત્ર હુમાયુન કાબુલમાં રાજ્ય કરતો હતો તેવામાં તેણે કેટલાંક કાવ્ય કરીને તેના બાપને બતાવેલાં, ત્યારે 'તને એ લીટી પણ સારી લખતાં આવડતી નથી' એમ કહી બાબરે તેને ઘણો ઠપકો આપ્યો હતો.

બાબરને શકુન ઉપર વિશેષ ભરોંસો હતો. એક વખતે એકાદ દિવસે લડાઈમાં તેનો પરાજય થતો તો તે દિવસે તે ફરીથી કદી લડાઈ કરતો નહિ. વળી કોઈ પણ કામ હાથમાં લેતાં તે અગાઉથી મુહૂર્ત જોતો હતો. એક

વેળા બાબર ઉપર એવો વિકટ પ્રસંગ આવ્યો હતો, કે ફક્ત બે માણસો સાથે તેને પોતાનો જીવ બચાવવાનો પ્રસંગ આવેલો હોઈ, શત્રુના બે માણસો તેની પુંઠે લાગેલા હતા. આ સંકટમાંથી તે કેવી રીતે છૂટયો હતો તે તેણે લખેલું નથી. ખુશરૂ શાહે સમર્કંદ લઈને બાબરને હાંકી કાઢ્યો, ત્યારે ઈરાનના લોકોએ તેને મદદ કરી હતી, અને તેમનીજ મદદથી તેણે કાબૂલનું રાજ્ય મેળવ્યું હતું. આ ઇરાની લોકો શિયા પંથના હોવાથી સમર્કંદના સુની મુસલમાનોને બાબરનું કામ પસંદ પડયું નહિ. પરંતુ સમર્કંદ શહેર કબજે કરવા માટે જોઈતી લશ્કરની મદદ ઇરાની લોકો તરફથી તેને ન મળ્યાથી તેને પોતાનો મોરચો હિંદુસ્થાન તરફ ફેરવવો પડયો હતો. તેના કટ્ટા શત્રુ શયબાનીખાનનો નાશ માત્ર ઇરાની લોકોની મદદથી થયો હતો. તેના શરીરના ટૂકડા કરીને તે આસપાસના રાજાઓને મોકલવામાં આવ્યા હતા. તેના માથામાં પરાળ ભરીને તે કૉન્સ્ટાન્ટિપલના તુર્ક બાદશાહ પાસે મોકલવામાં આવ્યું હતું. તેના કપાળની ખોપરી સોનેથી મઢાવીને મધ પીવા માટે ઇરાનના શાહે ઉપયોગમાં લીધી હતી. તે વખતે પ્રસિદ્ધ ગણાતું બીજું શહેર હિરાત પણ બાબરના હાથમાં આવ્યું હતું. ચંગીઝખાનના વખતમાં હિરાતની વસ્તી ઘણા લાખની હતી. ચંગીઝે તે શહેરને ઘેરો ઘાલીને લાખો માણસોને મારી નાંખ્યાં હતાં, અને પછીથી તે શહેર ઉજડ થયું હતું. ઉસ્તાદખાને સન ૧૨૩૫ માં તે ફરીથી બાંધ્યું હતું, અને બાબરના વખતમાં તે ઘણી જાહોજલાલીમાં હતું. બાબર તેના વિષે લખે છે કે, 'હિરાત શહેરમાં અનેક વિદ્વાન્ છે; તેમની બરાબરીના વિદ્વાન્ પૃથ્વી ઉપર બીજે કંઈ નથી. મુલ્લાંના અબ્દુલ રહેમાન જામી નામનો મહાન્ અને વિદ્વાન્ સાધુ પુરૂષ અહિં રહે છે. મહાન્ પુરૂષનું ગુણવર્ણન કરવાને હું સમર્થ નથી.' સન ૧૫૮૭ માં હિરાત શહેરમાં જે નામાંકિત કવિઓ અને કારીગરો હતા, તેમનું વર્ણન પ્રસિદ્ધ પાશ્ચાત્ય વિદ્વાન્ વૅમ્બેરીએ આપેલું હોઈ, તેણે તેમની કરેલી પ્રશંસા આપણને ખરી લાગે તેવી નથી.

સંકટમાં આવેલો તે વખતે પણ બાબરે કવિતા રચવાનો શોખ છોડયો નહોતો. તે લખે છે કે, 'હું દરરોજ સરાસરી બાવન કવિતા રચતો હતો.'

લશ્કરના માણસોની કાળજીને પોતાના શરીર કરતાં પણ વધારે રાખતો. એક વખતે શિયાળામાં કાબૂલ જતો હતો તેવામાં તોફાન થઈ અતિશય બરફ પડ્યો હતો. તે પ્રસંગ માટે તે લખે છે કે, 'હું તે બરફમાં નાની સરખી શેતરંજી જેટલો મોટો અને છાતી જેટલો ઉંડો ખાડો ખોદીને તેમાં બેઠો. પાસેની એક ધર્મશાળામાં જવાનો કેટલાકોએ મને આગ્રહ કર્યો, પરંતુ મારા સિપાઈઓને તેવા ઠંડીના સમયે છોડીને એકલા સુરક્ષિત જગોએ જવું એ અત્યંત બેઈમાની ભરેલી અને શરમની વાત છે એમ કહીને હું તે જગો-એથી હાલ્યો નહિ.' નેપોલિયન અને શિવાજીના સંબંધમાં આવી અનેક દંતકથાઓ ચાલેલી છે. અથવા મનુષ્યોને સરખા ગણવા એ મહાનપણનું લક્ષણ હોઈ, મહત્પદે ચઢનારા પુરૂષમાં તો અવશ્ય હોવું જોઈએ.

બાબરમાં એક મોટો દુર્ગુણ હતો, અને તે તેની મદ્યપાન કરવાની લત-નોજ હતો. નાનપણમાં તે શરમાળ હતો, પણ હાથમાં અધિકાર આવ્યા બાદ મંડળી એકઠી કરીને તે ખુબ મદ્યપાન કરતો હતો. તે પોતાના ચરિત્રમાં આવા પ્રત્યેક પ્રસંગની હકીકત ઘણા કૌતુક સાથે વર્ણવે છે. હિંદુસ્થાન ઉપરની સ્વારી-ઓના સમયમાં બાબરની આ ટેવ ઘણીજ વધી જઈ, તે ખરેખરો દારૂ-ડિયો બન્યો હતો. જરાક કાંઈક સારો બનાવ જોવામાં આવે, અને ખેતી સારી પાક્યાની ખબર આવે અથવા એવું કંઈક પણ કારણ બને તો આખો દિવસ મદ્યપાનનો તડાકો ચાલતો. સવારમાં તેજ, બપોરે તેજ, અને રાતે પણ તેજ ચાલતું. આમ તેનાં પાંચ સાત વર્ષ ગયાં. વળી તે ભાંગ પણ લેતો. કાબુલમાં હતો ત્યારે તે હમેશાં શિકારે જતો. આ સમયે મદ્યપાન વિશેષ ચાલતું. પરંતુ આ તેની લતથી તેનું એક પણ કામ કદી બગડ્યું જણાયું નથી, અથવા તો મદ્યપાન કરવા માટે તેણે બીજા ઉપર જબરજસ્તી વાપરી નથી. ફતેહપુર સિક્રીની લડાઈમાં તેણે સોગંદ લઈ તે બુરી ટેવ છોડી દીધા પછી તેણે કદી દારૂને સ્પર્શ કર્યો નહોતો.

સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરવાનો બાબરને ઘણો શોખ હતો. કાબૂલ તરફનો પ્રદેશ સૃષ્ટિસૌંદર્યથી ભરપૂર છે. નાના પ્રકારનાં ફૂલ, ફળ, અને હરેક પ્રકારનાં શોભિતાં ઝાડ ત્યાં થાય છે. આવા સૃષ્ટિવૈભવના અવલોકનથી સંતોષ

પામવાની શક્તિ બાબરમાં હતી એ કંઇક વિશેષ વાત છે. કાબૂલ શહેર બહાર એક સુંદર ટેકરી ઉપર તેણે પોતાની ગમત માટે એક જળમંદિર બંધાવીને અને આસપાસ સુગંધિત ફૂલો અને સુંદર ફળોના બાગબગિચા કરીને તે જગોને ઘણી સુશોભિત બનાવી હતી. કાબૂલ નજીક એક ટેકરીની તળેટી આગળ ખળખળ વહેતા વહેળાના કાંઠે પોતાના શબને દાટવાનું તેણે ઠરાવ્યું હતું, કારણ કે મરણ પછી પણ સૃષ્ટિસૌંદર્યવાળા પ્રદેશમાં પોતાનું શરીર દટાય એવી તેને ઉત્કટ ઇચ્છા હતી; અને તે મુજબ તેની અને તેના બૈરાં છોકરાંની અંત્ય વિધિ કરવામાં આવી હતી. શાહજહાન બાદશાહે સન ૧૬૪૦ માં તે જગો ઉપર એક નાની સરખી ભપકાદાર કબર બંધાવી હતી. આજે પણ તે રમણીય સ્થળે કાબૂલના લોકો હવા ખાવાને અને બાધા કરવાને માટે જાય છે.

સામાન્ય રીતે બાબરનો સ્વભાવ પરોપકારી અને ખુશમિજાજી હતો. છતાં અનેક પ્રસંગે તેના તુર્ક સ્વભાવનો ક્રૂર જુસ્સો બહાર દેખાઇ આવ્યા વિના રહેતો નહિ. અફઘાન સરહદ ઉપર તેણે એક વખત બંડખોરોની ક્રૂરતાથી કતલ કરીને ત્રણ હજાર માણસો કાપી નાંખ્યાં હતાં. આગેવાન માણસોનાં માથાં કાપીને કાબૂલ મોકલ્યાં હતાં, અને બંડની જગોએ માથાંનો એક મિનારો રચાવ્યો હતો. તેને હિંદુસ્થાનમાં જ્યારે ઝેર દેવાની તજવીજ થએલી ત્યારે પણ આવુંજ ક્રૂર અને ભયંકર વર્તન તેણે ચલાવ્યું હતું. તેનાં છોકરાં સાથે તેનું આચરણ અતિશય મમતાળુ હતું, અને એક રીતે તે તેમને હદ ઉપરાંત લાડ લડાવતો એમ કહેવાને હરકત નથી. હુમાયૂનની પાછલી દુર્દશાનું કારણ કેટલેક અંશે આવું તેનું મમતાળુ વર્તનજ હતું.

બાબરને હિંદુસ્થાનમાં આટલો બધો વિજય પ્રાપ્ત થવાનું કારણ એ છે, તેણે પોતાની ફોજને ઉભય પ્રતિનું લશ્કરી શિક્ષણ આપીને તેણે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા અને સખત બંદોબસ્ત રાખ્યો હતો. ધનુષ્ય બાણ, ભાલા, ખંજર, ગદા, અને કેટલીક બંદૂકો વગેરે હથિયારો તેના માણસો પાસે હતાં. તે વખતે તોપખાનું ઘણું મોટું હતું. ઉસ્તાદ અલીકુલી નામનો તેનો તોપખાનાનો અમલદાર હતો. બાબર કહે છે, 'ગંગા ઉપરનો ચાલુ હતો

તે વખતે ઉસ્તાદ કુલીએ તોપોનો મારો બરાબર ચલાવ્યો. પહેલે દિવસે તેણે આઠ વખત તોપ છોડી, અને બીજે દિવસે અને તે પછી દરરોજ તે દિવસે સોળ ગોળા છોડતો હતો.'

બાબરે હિંદુસ્થાનમાં બાદશાહી અમલ સ્થાપન કર્યો, પરંતુ તેને આ દેશ એકંદરે પસંદ પડ્યો હતો એવું તેના લેખ ઉપરથી જણાતું નથી; તે કહે છે, 'હિંદુસ્થાનમાં ઉપભોગની વસ્તુ મુદ્દલે નથી. લોકો દેખાવડા નથી. તેમનામાં બુદ્ધિ ન હોઇ તેમની ગ્રાહકશક્તિ તદ્દનજ ઓછી છે. તેમની રીતભાત સભ્યતાવાળી નથી, અને તેમનામાં દયા અને બંધુપ્રેમ નથી. કળા-કૌશલ્યનાં કામ કરવાની તેમનામાં અક્કલ નથી. કારીગીરી વિષે તેમને કાંઇ પણ માહિતી નથી. ઘોડા સારા નથી, અને માંસ સારૂં મળતું નથી. દ્રાક્ષ, ખડબુચ, બરફ, ઠંડું પાણી, સારૂં અન્ન કે મીણબત્તીના દીવા પૈકી કંઇ પણ આ દેશમાં નથી. હિંદુસ્થાનનો પ્રિય ગુણ એટલો છે કે, તે દેશ મોટો હોઇ સોના ચાંદીથી ભરેલો છે.' બાબરનું આ વર્ણન વસ્તુસ્થિતિ સાથે સરખાવી જોતાં વિચિત્ર જણાય છે. આ વાંચતાં એક વાત એ ધ્યાનમાં રાખવા જેવી છે કે, આ વર્ણન બહુધા હિંદુસ્થાનના મુસલમાનો સંબંધનું છે. કાબુલ, હિરાત, સમર્કંદના મુસલમાનોના વૈભવમાં ઉછરેલા બાબરને હિંદુસ્થાનના અફ્ઘાન મુસલમાનો આળસુ, મિજાજી, અને અશિક્ષિત લાગે તેમાં નવાઈ નથી. ઉપલા ઉતારા નીચેજ અફ્ઘાન લોકો માટે તેણે તિરસ્કાર બુદ્ધિ દર્શા-વેલી છે. અફ્ઘાન લોકો સાથે તેને બનાવ નહોતો. આ બિના ધ્યાનમાં રાખ્યાથી ઉપલા વર્ણનની યથાર્થતા જણાઈ આવે છે. બાબરનું સઘળું આયુષ્ય ધામધુમ અને યુદ્ધોમાં ગયું હતું. તે લખે છે કે 'મારી ઉમ્મરના અગિયારમા વર્ષથી મારા રમજાનના લાગટ બે તહેવાર એક સ્થળમાં પસાર થયાનું મને યાદ નથી.' બાબરના કેટલાક પત્રો મળેલા છે. એકમાં પોતાના પુત્રની ગેરવર્તણુક માટે તેણે કડક રીતે બિના લખેલી છે. બીજો એક પત્ર તેણે પોતાના કાબુલના એક સ્નેહીને લખેલો હોઇ તેમાં તેણે પોતાની જન્મભૂમિનું દર્શન કરવાની તીવ્ર ઇચ્છા પ્રકટ કરેલી છે.

આ એકંદર વર્ણન ઉપરથી બાબર ઘણો પરાક્રમી અને સભ્ય ગૃહસ્થ

હતો એમાં સંશય નથી. મહાન્ પદને છાજતા ઘણાખરા ગુણ તેનામાં હતા. ચતુરાઈ, વિદ્વતા, મહેનતનો શોખ, અને મહત્વાકાંક્ષા, તથા ઔદાર્ય વગેરે નાના પ્રકારના ગુણો તેનામાં હતા. તેના નસીબમાંજ ભાગ્યોદય લખેલો હતો. બાબરના આત્મચરિત્રનું ભાષાંતર કરનાર મિ. અર્સ્કિન–કહે છે, 'એશિયાના સામાન્ય રાજપુરૂષોથી બાબર તદ્દન જુદોજ હતો, એજ તેનો ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય ગુણ છે. મનુષ્ય પ્રાણીઓમાં જે કાંઇ સ્વાભાવિક હોવું જોઇએ તે એનામાં હતું. તે ચાલાક, મમતાળુ અને સાદો હોઇ, મોટો અધિકાર પ્રાપ્ત થયા પછી પણ તેના તે ગુણ કમી થયા નહોતા. બીજા રાજાઓના જેવો દબદબાવાળો અને ઠાઠમાઠના નિયમોથી જકડાઈ ગયેલો અને દેખીતી ભલમનસાઇ ધારણ કરનારો તે નહોતો. યોજકબુદ્ધિ અને બહુ ગુણો ધરાવવાની બાબતમાં તેની બરાબરી કરનાર થોડાજ રાજવંશીઓ મળી આવશે. અકબરે દૂર દૃષ્ટિથી ઉદાર રાજ્યપદ્ધતિ દાખલ કર્યાથી અકબરને પહેલું માન મળે છે; કાપટ્યનીતિ માટે ઔરંગઝેબ ઘણો પ્રખ્યાત થયેલો છે, અને ચંગીઝખાન તથા તૈમૂરલંગે બાબરના કરતાં સેંકડો ગણો મુલક જીત્યાથી તેમનાં નામ સ્મરણીય થયેલાં છે. પરંતુ મનની ચપળતા, વિપત્તિમાં અથવા સંપત્તિમાં મનના ધૈર્યને ડગવા ન દેતાં આનંદી અને શાન્ત વૃત્તિ ધારણ કરવાની તેમજ રાજવંશી પુરૂષમાં વારંવાર ન માલૂમ પડવું, મીલનસારપણું, ધૈર્ય, વિદ્યાભિરૂચી, અને તેમાં મળેલી સિદ્ધિ વગેરે ગુણોમાં બાબર ચઢે એવો બીજો બાદશાહ અમને જણાતો નથી.

બાબર બે નિયમોનો વારંવાર ઉલ્લેખ કરે છે. તે તે બે નિયમો નજર આગળ રાખીને વર્તતો હતો. 'વિજય મેળવવો અને રાજ્યની વૃદ્ધિ કરવી એવો મારો મૂળથી હેતુ હોવાથી; એક બે વખત પરાભવ થતાં હું ધીરજ છોડીને સ્વસ્થ થઈ બેસી રહેતો નથી.' અને બીજો 'મૃત્યુ પછી કીર્તિને ડાઘ લાગે એવું વર્તન ડાહ્યા મનુષ્યે કદી પણ કરવું નહિ.' આ બન્ને નિયમો પ્રત્યેક મનુષ્યે લક્ષમાં રાખવા જેવા છે. તે કાળની પરિસ્થિતિ અને કાળના મોટા અંતરને લીધે થનારા ફેરફાર છોડી દેતાં, રણધુરંધર, મુત્સદ્દી અને વિદ્યાસંપન્ન બાબરની તુલના જ્યુલિયસ્ સીઝર સાથે કરવાને કાંઈ અડચણ નથી.

ઉલટું સીઝર કરતાં વિશેષ અભિમાન ધરવા જેવી બાબરની યોગ્યતા છે. તેણે હિંદુસ્થાન દેશમાં મોગલ બાદશાહીની સ્થાપના કરી હતી. એકંદર ચરિત્રક્રમ ઉપરથી જોતાં સઘળા મોગલ બાદશાહોમાં બાબર બેશક વિશેષ માનનીય છે.

બાબરની તુલના મહારાષ્ટ્રના ઈતિહાસમાં શિવાજીની સાથે ઘણે અંશે કરી શકાય તેમ છે. બન્નેને આરંભથી અનેક અડચણો અને સંકટો આવ્યાં હતાં. શત્રુઓના પ્રપંચમાં સપડાવાના પ્રસંગો અને તેમાંથી યુક્તિથી છુટકો કરી લેવો, એ બન્ને બાબતનો અનુભવ બન્નેને થયો હતો. માતૃભક્તિ અને માતાના ઉપદેશ અનુસાર વર્તન અને પોતાને મદદ કરનારા સિપાઈ લોકોની પોતાના જય કરતાં વધારે ખબર રાખવી, અને લડાઈમાં અણીના પ્રસંગે જુસ્સાદાર ભાષણથી લોકોમાં શૌર્ય ઉત્પન્ન કરી વિજય સંપાદન કરવો, એ વગેરે બાબતોમાં આ બન્ને ભિન્ન કાળમાં થયેલા પુરૂષો સરખા હતા. હિંદુ-સ્થાનમાં આવ્યા બાદ બાબર ઘણું જીવ્યો નહિ, તેથી રૈયતને સુખ આપીને રાજ્ય કરવામાં તેની કુશળતા શિવાજી જેટલી પ્રકટ થઈ નહિ. તેમજ સ્વરાષ્ટ્ર અને સ્વધર્મને ઉચ્ચ સ્થિતિએ આણવાને શિવાજીએ જીવતોડ મહેનત કરી હતી, પરંતુ તેવો પ્રયત્ન કરવાને બાબરને સવડ નહોતી. સામાન્ય રીતે નવીન રાજ્ય સ્થાપન કરવામાં જોઈતા અવશ્યના ગુણો બન્નેમાં ભરપૂર હતા. કોલં-બસે અમેરિકા ખંડનો શોધ કર્યો તે પહેલાં બે વર્ષ અને વાસ્કોડીગામા હિંદુસ્થાનમાં આવ્યો તે પહેલાં ચાર વર્ષ ઉપર બાબર ફરગાનામાં તખ્ત ઉપર બેઠો હતો. સ્પેન દેશમાં ફર્ડિનાન્ડ અને ઇસાબેલા, અને ઇંગ્લાંડમાં સાતમો અને આઠમો હેન્રી તેના સમકાલીન રાજા હતા.

મિ. ઍન્ડ્રૂયુ કહે છે, 'મોગલ હોવા છતાં દયાવાન્, મુસલમાન હોવા છતાં પરધર્મીઓ સાથે મમતાથી વર્તનારો, શૂરો, ઉદાર, ગરીબોનો બેલી, માતૃભક્ત પુત્ર, પુત્રવાત્સલ્યયુક્ત પિતા—એવો બાબર બાદશાહ પૂર્વ અને પશ્ચિમના દેશોમાં મહાન્પણાને માટે જરૂરી મનાયલા સર્વ ગુણોથી યુક્ત હતો.' એકંદરે બાબર જેવો વનવાસમાં અને વિપત્તિમાં રચેલો પચેલો પુરૂષ મોગલ બાદશાહીની વિશાળ ઈમારતનો પાયો નાંખવાને સર્વ રીતે લાયક હતો.

બાબરના વખતથી હિંદુસ્થાનમાં નવીન જમાનો શરૂ થયો. અરાજકતા,

જુલમ અને ધામધુમનો અંત આવ્યો. પ્રજાના સંબંધમાં પોતાનું કર્તવ્ય શું છે, એ રાજ્યકર્તા ધ્યાનમાં રાખવા લાગ્યા. રૈયત ઉપર ધર્મની બાબતમાં જુલમ કરવાને પોતાને અધિકાર નથી એમ તેઓ સમજવા લાગ્યા. અર્થાત્ અનેક પ્રકારનો બોધ લેવા જેવી રાજનીતિની બાબતો વિષે ઉંડો વિચાર કરવાની ઇતિહાસકારને હવે સવડ થઇ. આવો ફરક એકદમ થવાનું કારણ થોડુંક ગૂઢ છે. મોગલ અને અફઘાન જાતિ વચ્ચેનો અંતઃસ્થ ભેદ તેનું કારણ છે. આ ભેદ હવે પછીના ઈતિહાસની મોટી કૂંચી છે. મોગલ નામના મુસલમાન હતા, અને તેઓ પ્રસંગ પડે તે પ્રમાણે શિયા અથવા સુની પંથ સ્વીકારતા. અફઘાન લોકો ઉપર તેઓ દ્વેષ રાખતા, અને હિંદુ લોકો સાથે સ્નેહ કરીને સુની અફઘાનોનો પરાભવ કરવો એ પોતાનું કામ છે એમ સમજવા લાગ્યા હતા. લશ્કરી જોરથી દેશ પોતાને તાબે રાખવા સિવાય વિશેષ અફઘાનોનું લક્ષ જતું નહિ. અફઘાન લોકો કટ્ટા ધર્માભિમાની હતા, અને તેઓ ઘણે ભાગે સુની પંથના હોઇ હિંદુ લોકો અને હિંદુધર્મનો અત્યંત દ્વેષ કરતા. તેમની અનેક પેટા જાતિઓ હતી, અને તે એક બીજા સાથે શત્રુતાથી વર્તતી, તેથી તેમનો પરાભવ કરવો, એ સુલભ હતું. આજ સુધી જે મુસલમાન સુલતાન થયા તેમના વંશો ઉપરાઉપરી પાદાક્રાન્ત થતા ગયા. તેનું અંતઃસ્થ કારણ આ હતું, તેમજ અકબરના રાજ્યકારભારનું ધોરણ પણ આ કારણને લીધેજ ચોક્કસ નિયમો ઉપર ઠરાવવામાં આવ્યું હતું.

બાબરના રાજ્યનો વિસ્તાર પશ્ચિમે મધ્ય એશિયાની અમૂદર્યા નદીથી પૂર્વે આસામ સુધી, અને ઉત્તરે સિયાલકોટથી દક્ષિણે રણથંભોર પર્યંત હોઇ, તેના રાજ્યનું મહેસુલ સુમારે સાડા ૭ કરોડ રૂપીઆ હતું. ( Talbot's Memoirs of Baber. )

**૭. બાબરનું 'આત્મચરિત્ર.'**—બાબરના હાથે મોગલ બાદશાહી સ્થાપન થયાથી ઇતિહાસમાં તેનું નામ ચિરસ્મરણીય થયેલું છે ખરૂં, પરંતુ તેના આત્મચરિત્રથી તેનું નામ સાહિત્યના ઇતિહાસમાં પણ અજરામર થયેલું છે. તે સારા સંસ્કાર પામેલો હોઇ, અનેકના ગુણદોષો ઉપર તેણે માર્મિક ટીકા કરેલી છે. તેણે પોતાના લેખ અને કવિતા સંકટના પ્રસંગમાં અને યુદ્ધના

ધાંધલમાં લખેલી છે. તેના લેખ માર્મિકપણાથી અને રસિકતાથી ભરેલા છે. કેવળ યુદ્ધની અને ચડાઇઓની શુષ્ક અને નીરસ હકીકતથી તેનું ચરિત્ર ભરેલું નથી. સંસારના અનેક પ્રસંગોમાં પૂર્ણપણે કસાયલો કોઈ વિદ્વાન્ અને બહુશ્રુત ગૃહસ્થ જે પ્રકારની ટીકા કરે તેવીજ બાબરની ટીકા કરવાની પદ્ધતિ છે. બીવરીજ કહે છે, 'જગતના કેટલાક અનુપમ લેખોમાં આ ચરિત્રની ગણના થશે. ગિબન, ન્યુટન, રૂસો વગેરેનાં આત્મચરિત્ર જેવાં મનોરંજક છે, તેમનીજ બરાબરીનું બાબરનું ચરિત્ર પણ છે. એશિયાખંડના સાહિત્યમાં તો તે એકનું એકજ છે. પાછલા ભાગો કરતાં પહેલા પહેલા ભાગ સારા બનેલા છે. તે ફરી ફરીને વાંચવાથી પાછળથી દુરસ્ત કરેલા હોય એમ જણાય છે. કેટલેક ઠેકાણે કંટાળા ભરેલો ભાગ છે, પણ વચ્ચે વચ્ચે રમુજી ટીકા હોવાથી તેમાં એક પ્રકારની મઝા રહેલી જણાય છે. સાહસિક, પ્રેમાળ, ઉત્સાહી, ધૈર્ય અને નિશ્ચયાદિ ગુણોવાળો, હમેશાં આશા ઉપર જીવનારો અને ઉલ્લાસ યુક્ત એવો બાબરનો સ્વભાવ તેમાં પગલે પગલે દૃષ્ટિએ પડે છે, અને તેના વિષે મનમાં પૂજ્યભાવ વધતો જાય છે. પોતાના દુર્ગુણો ઉપર ઢાંકપિછોડો કરવા તેણે યત્ન કરેલો નથી તેથી સત્યનું મૂર્તિમંત ચિત્ર મનમાં ખડું થાય છે. આ કારણોને લીધે બાબરના આત્મચરિત્રને અપૂર્વ માન મળવું યોગ્ય છે.

'મારા શરણે આવતા શત્રુ સાથે પણ હું પોતાના કુટુંબના માણસની પેઠે વર્તું છું......આ લખવામાં મારા પોતાની મોટાઇ દર્શાવવાનો મારો ઉદ્દેશ નથી. જે સાચેસાચું છે તેટલુંજ હું લખું છું......આજ સુધી આટલું લખવામાં એક અક્ષર પણ સત્ય છોડીને મેં લખ્યું નથી. બાપ હો કે ભાઇ હો, કોઇની દરકાર ન રાખતાં જે ખરૂં છે તેજ મેં લખ્યું છે. સ્નેહી હો કે શત્રુ હો, પ્રત્યેકના ગુણ અવગુણ છેક અત્યંત નિષ્પક્ષપાતથી મેં લખેલા છે, તેથી મારા સ્પષ્ટ લખવાથી વાચકોએ ગુસ્સે થવું નહિ.' મધ્ય એશિયાની તે કાળની રહેણી, રીતભાત, અંધાધુની, રાજ્યકીય ઉથલપાથલ વગેરે વિષે ઘણી હકીકત બાબરના પુસ્તકમાં છે. લોકો કેટલા વિશ્વાસઘાતી હતા, કોઇનો કાંઇ સંદેશો આવતો તો તેના ઉપર ભરોંસો ન રાખતાં તે વિષે કેટલી ખબરદારી રાખવી પડતી, અન્ન મારફતે ઝેર દેવાની ભીતિ હોવાથી અગાઉથી

અન્ન ચાખવાનો બંદોબસ્ત કેવો કરવો પડતો વગેરે અનેક બાબતો તે ઉપર-થી જણાય છે. બાબરનું આત્મચરિત્ર દિનચર્યા નિત્યનોંધના રૂપમાં છે. તેની શરૂઆત જૂન સન ૧૪૯૪ માં કરેલી છે. તેમાં વચ્ચે બે ત્રણ સ્થળે તે નોંધ તૂટક થયેલી છે. વિશેષે કરીને ૧૫૦૮ થી ૧૫૧૯ સુધીનાં બાર વર્ષનો વૃતાન્ત બિલકુલ નથી. પછી ફરીથી શરૂઆત કરતાં આમ તૂટક થયાનું કારણ પણ દર્શાવેલું નથી. આ ચરિત્ર તુર્કી ભાષામાં લખેલું હોઈ તે ઘણું બોધપ્રદ અને રમૂજ ભરેલું છે. બાબરનો પીતરાઈ ભાઈ મીરઝાં હૈદર નામે હતો, તેના હાથની આ આત્મચરિત્રની એક પ્રત બાબરના મૃત્યુ પછી દશજ વર્ષે લખેલી મળી આવી હતી. બીજી એક પ્રત હુમાયુનના હાથની સન ૧૫૫૩ માં લખેલી મળી આવી હતી, તેમાં હુમાયૂનના હાથની એવી નોંધ કરેલી છે કે, 'આ પ્રત બાબરે પોતે લખેલી પ્રત ઉપરથી મેં ઉતારી લીધેલી છે.' પુસ્તક-માં હુમાયૂન ઉઠી કેટલેક સ્થળે જોસભેર ઝાટકણી કાઢેલી હોવા છતાં તે ભાગ હુમાયૂને પોતાની પ્રતમાં કાઢી નાંખેલો ન હોવાથી હુમાયૂનની પ્રત ભરોંસા લાયક ગણવાને હરકત નથી, ઉપલી બન્ને પ્રતો સર્વ રીતે મળતી આવે છે. અકબરે આ આત્મચરિત્રનો તરજુમો પ્રથમ સન ૧૫૯૦ માં ફારસી ભાષામાં કરાવ્યો હતો અને પાછળથી સન ૧૦૨૬ માં વિલિયમ આર્સકને તેનું અંગ્રેજી-માં સુંદર ભાષાંતર કરેલું છે. પછીથી ફ્રેન્ચ અને બીજી ભાષાઓમાં પણ તેનાં ભાષાંતરો થયેલાં છે. મોગલ બાદશાહી નાશ પામી છે, મધ્ય એશિયામાં પણ મોગલોનું નામ સાંભળવામાં આવતું નથી, ત્યાંના તુર્ક લોકો રૂશિયાના તાબામાં ગયેલા છે; સારાંશ કે, બાબરનો વંશ નષ્ટ થયા છતાં પણ તેનો આ ચરિત્ર ગ્રંથ જેવો ને તેવો કાયમ હોઇ તેમાં કોઇ પણ ભાગ તૂટક થયેલો નથી. બાબરનો ઇતિહાસ ઘણેભાગે આ આત્મચરિત્ર ઉપરથી અને કેટલોક ભાગ મીરઝાં હૈદરે લખેલા 'તારીખ-ઇ-રાશિદી' નામના મોગલોના ઇતિહાસ ઉપરથી મળેલો છે. વળી બીજા અનેક મુસલમાની ગ્રંથોમાં બાબરનો ઉલ્લેખ થોડો ઘણો થયેલો છે. બાબરના બે પત્રો હુમાયૂનને લખેલા મળ્યા છે, તેમાંના ઉતારા નીચે પ્રમાણે છેઃ—'અડચણ વેઠીને સંકટમાં ઉડી પડવાના અને શાસ્ત્ર તથા અસ્ત્ર વડે પરાક્રમ દર્શાવવાના આ તારા દહાડા છે. ગમે તેવી અડ-

ચણુ આવ્યા છતાં પોતાથી બનતો સર્વ પ્રયત્ન કરવા ચૂકીશ નહિ. આળસ અને બેદરકારી રાખ્યાથી રાજ્ય ટકતું નથી, 'તને મારે એક બાબત કહેવાની છે, આજ એ ત્રણ વર્ષથી તારી તરફથી કોઈ પણ માણસ આવીને મને મળ્યું નથી. મેં અહિંથી માણસ મોકલ્યા તે એક વર્ષ થયું છતાં પાછા આવ્યા નથી. 'સ્નેહીમંડળ છોડીને મારાથી અવાતું નથી' એમ વારંવાર તું તારા પત્રોમાં લખે છે, પરંતુ ધ્યાનમાં રાખજે કે રાજા થવું એ જેવી કેદ છે તેવી બીજી કોઈ પણ નથી. આથી સ્નેહી સોબતી છોડીને અવાતું નથી, એ કહેવું તને શોભતું નથી.'

'હું કહું છું તેથી તું મને પત્ર લખે છે ખરો, પણ તે તું ફરીથી વાંચી જોતો નહિ હોઉં, કારણ કે જો તે વાંચી જોતો હોઉં, તો આવાં પત્રો તું કદી લખું નહિ. તારૂં છેલ્લું પત્ર વાંચતાં મને કેટલી મહેનત પડી! તે તદ્દન અસ્પષ્ટ અને અશુદ્ધ હતું. તને શુદ્ધ લખતાં આવડે છે, છતાં કેટલીક ભૂલો થાય છેજ. પત્રમાં આટલું દુર્બોધ લખાણ તેમાં શા માટે જોઈએ! તારા શબ્દોનો સંબંધ બરાબર બેસતો જણાતો નથી, તેથી અર્થ જલદીથી ધ્યાનમાં આવતો નથી. તું પત્રમાં પોતાની વિદ્વત્તા દર્શાવવા જાય છે, તેથી સઘળું ભૂલે છે. હવે પછી સ્પષ્ટ લખતો જા, સંદિગ્ધપણું રાખતો નહિ. સાદા શબ્દો વાપર એથી લખનારને ત્રાસ ન પડે, અને વાંચનારને પણ ન પડે.

'ફોજનો બંદોબસ્ત અને વ્યવસ્થા અત્યંત કાળજીપૂર્વક રાખતો જા. તારૂં કલ્યાણ થાઓ એવું વારંવાર ચિંતન કરીને ( હું પત્ર ) પુરો કરૂં છું.' ગુરૂવાર તા. ૧૩ મી રવિ.

બીજો એવોજ એક પત્ર તા. ૧૩ મી નવેમ્બર સન ૧૫૨૮ નો છે. તેમાં બદકશાન પ્રાંતમાં હુમાયુનને પુત્ર થયો તે માટે તેને અભિનંદન આપીને સમરકંદનું રાજ્ય પાછું મેળવવા માટે તેને આગ્રહ કરેલો છે. સમરકંદથી બંગાળા સુધીના વિશાળ પ્રદેશ ઉપર પોતાનું રાજ્ય થાય એવી બાબરને ઘણીજ ઇચ્છા હતી. 'સંકટને ગણીશ નહિ.' ગમે તેવો પ્રસંગ આવ્યા છતાં તેમાંથી હિંમતથી પોતાનો માર્ગ કાઢતો જજે. આળસ અને એશઆરામથી રાજ્ય ટકતું નથી. ભાઈ કામરાન કાબુલમાં રાજ્ય કરે છે, તેની સાથે સ્નેહથી વર્તીને તું

પોતે ત્યાં એટલે દૂર એકલો છું તે માટે દુઃખ માનીશ નહિ. રોજ બે વખત દરબાર ભરીને સર્વેની મુલાકાત લેતો રહેજે, સલાહકારોની મસલત સાંભળીને તે મુજબ વર્તવાનું રાખજે. ફોજનો બંદોબસ્ત બરાબર રાખજે.'

# પ્રકરણ ૨૧ મું.

## મોગલ વંશ.

## નાસિરૂદ્દીન મહંમદ હુમાયુન.

### ઈ. સ. ૧૫૩૦-૪૦ અને ૧૫૫૫-૫૬.

૧. રાજ્યારોહણ અને તેની ભૂલો. (૧૫૩૦).
૨. ગુજરાતની સ્વારી. (૧૫૩૪-૩૫).
૩. શેરખાનનું બંડ, અને હુમાયુનનું પદભ્રષ્ટ થવું. (૧૫૩૭-૪૦).
૪. શેરશાહ સૂર. (૧૫૪૦-૪૫.)
૫. પાછળના સૂરવંશી સુલતાન (૧૫૪૫-૫૫).
૬. હુમાયુનનો વનવાસ (૧૫૪૦-૫૫).
૭. તેનું મૃત્યુ અને ગુણાવલોકન (સ ૧૫૫૬)

**૧. રાજ્યારોહણ અને તેની ભૂલો** (સન. ૧૫૩૦):—એક મોગલ બાદશાહ મરણ પામતાં તેની પછી ગાદીએ કોણ બેસે તે સંબંધમાં કંઈ પણ કાયમી નિયમ ન હોવાનો દોષ કાઢતાં, શાહજહાન અને ઔરંગઝેબની કારકીર્દિનું વર્ણન લખનાર પ્રખ્યાત ફ્રેંચ બર્નિયર મોગલ રાજ્યપદ્ધતિના તે દોષ સંબંધે લખે છે કે:—'આ રાજ્યમાં એક ઘાતકી રિવાજ ચાલુ હતો. રાજ્યકર્તા મરણ પામ્યા બાદ તેની પછી ગાદી ઉપર કોણ બેસે તે વિષે કાંઈ પણ કાયમી નિયમ નહોતો. તેથી 'બળિયાના બે ભાગ' ના જેવું દર વખતે બનતું.' બાદશાહ મરતાં તેના છોકરા અને બીજા વારસોમાં ટંટા શરૂ થતા. જેની વધારે શક્તિ તેને જય મળતાં બીજાઓને બનતી હરેક રીતે ઠેકાણે પાડવામાં આવતા 'ઠેર મારવું, આંખો ફોડાવવી, અમુક મજબુત સ્થળે જન્મકેદમાં રાખવું, નિશાથી ગાંડા બનાવીને રાજ્યકારભારને માટે નાલાયક બનાવવું, અથવા મક્કાની યાત્રાએ મોકલવા વગેરે અનેક પ્રકારની

યુક્તિઓથી બીજા હક્કદારોને ઠેકાણે પાડવામાં આવતા. નવો બાદશાહ સ્વભાવે ક્રૂર ન હોય તો આવા લોકોને દૂરના પ્રાંતોમાં કામ સોંપી મોકલતો, પરંતુ તે સ્થળોમાં અનેક ખટપટો કરીને તેઓ બાદશાહને ત્રાસ આપતા. આથી ગાદીના હક્કદાર ઘણા થોડા હોય ત્યારેજ બાદશાહની કારકીર્દિ વિશેષે કરીને આબાદ નીવડતી. પાછલા વખતના મોગલ બાદશાહ આ હકીકત પૂર્ણપણે જાણતા હોવાથી ઘણે ભાગે સઘળા હક્કદારોનો સંહાર કરવાને ચુકતા નહિ.

બાબરને ચાર પુત્ર હતા. મોટો પુત્ર હુમાયુન હિરાતના સુલતાન હુસેન મિરઝાંના કુટુંબની છોકરી મહામ બેગમને પેટે સન ૧૫૦૫ માં જન્મ્યો હતો. બાબરના બીજા છોકરાનાં નામ કામરાન, હિંદાલ અને મીરઝા અસ્કરી હતાં. કામરાન ચીડીઓ અને વિશ્વાસઘાતી હતો. બાબરનો છોકરો આવો કેમ નીકળ્યો હશે એ વિષે આશ્ચર્ય થાય છે, હિંદાલ અને અસ્કરી બન્ને પરાક્રમી ન હોઈ, પ્રસંગ પ્રમાણે વર્તી લેનાર હતા. વળી બીજા કેટલાક પીતરાઈ ભાઈઓ હુમાયુનને ત્રાસ આપતા હતા. મરણ સમયે બાબરે હુમાયુનને પાસે બોલાવીને કહ્યું હતું કે, 'ભાઈ રે, અલ્લાએ તને રાજ્યગાદી આપી છે, તો તું તારા ભાઈઓ સાથે મમતાથી વર્તજે. તેમને મારી નાંખીશ નહિ, બાપની આ અંત સમયની આજ્ઞા પાળવાનું તે કોમળ અંતઃકરણના હુમાયુને તુરતજ કબુલ કર્યું હતું બાબર મરણ પામ્યા બાદ હુમાયુન ગાદીએ બેઠો, તે વખતે તેનો ભાઈ કામરાન કાબુલનો સુબેદાર હતો. કાબુલ પ્રાંતને બાદશાહી અમલ નીચે રહેવા દેવો, અને તેને સ્વતંત્ર રીતે વહેંચી આપવો નહિ એવી બાબરના મનની ઈચ્છા હતી. કાબુલની આસપાસ તુર્ક, મોગલ, અફઘાન વગેરે જાતના લોકો રહેતા હોઈ તેમાંથીજ બાદશાહી ફોજના માણસોની અને વિશેષે કરીને ઉંચા દરજ્જાના અમલદારોની પસંદગી થતી હતી. હિંદુ લોકો ઉપર અગર હિંદુસ્થાનમાંના અફઘાન લોકો ઉપર પોતાનાથી ભરોંસો રાખી શકાશે નહિ, અને તેથી પ્રસંગે ઉપયોગી થઈ પડે તે માટે પોતાના તનના અને પોતાના દેશનાજ માણસો જોઈએ, એમ બાબર સારી રીતે સમજતો હતો. પરંતુ બાબરની છેવટની આજ્ઞા પાળવા હુમાયુને કામરાનને કાબુલ અને પંજાબ એ પ્રાંતો સ્વતંત્ર રીતે વહેંચી આપ્યા. આમ કર્યા સિવાય તેને છૂટકો નહોતો.

હિંદાલને વચગાળાના સંભળ પ્રાંતનો કારભાર સોંપીને, મીરઝાં અસ્કરીને દિલ્હીની દક્ષિણે મેવાતનો મુલક સોંપ્યો. તેણે પોતે બાદશાહી ગાદી લીધી, પરંતુ પોતાનું લશ્કરી બળ તેણે કાયમ રાખ્યું નહિ. બાબરની ચાર વર્ષની કારકીર્દિમાં દેશમાં સ્વસ્થતા થઈ નહોતી, તેથી હુમાયુનને સર્વ રીતે પોતાની ફોજ ઉપર આધાર રાખી રહેવાનું હતું. પરંતુ અફઘાનિસ્તાન હાથમાંથી ગયાથી પોતાનું લશ્કરી બળ વધારવાનું સાધન તેના હાથમાં રહ્યું નહિ. આ દેશમાંની સારી ફોજ દિવસે દિવસે કમી થતી ગઈ. હિંદુસ્થાનની ઉષ્ણ હવામાં રહીને ફોજના માણસોમાં આળસ અને એશઆરામ ઉત્પન્ન થયાં. વળી જે થોડીક ફોજ હુમાયુન પાસે હતી તે પણ તેણે સઘળી એકત્ર ન રાખતાં જુદા જુદા પ્રાંતોમાં તેણે વહેંચી નાંખી. આથી તેની ભલમનસાઈ અને તેની અવ્યવસ્થા તેના નાશનું કારણ થઈ પડી. સાધારણ માણસોમાં મોટા ગણાવા યોગ્ય હુમાયુનનો સ્વભાવ હતો. તે શૂરો અને અક્કલવાન હતો. પરંતુ રાજકર્તાને જરૂરના નિશ્ચય અને ઝડપના ગુણો તેનામાં નહોતા. તેણે પોતાના ભાઈઓનો આરંભમાંજ બરાબર બંદોબસ્ત કર્યો હોત, તો પાછળ આવેલી આપત્તિમાં ઘણે અંશે ઘટાડો થયો હોત. જ્યારે ત્રણ ભાઈઓનો અંત આવ્યો ત્યારેજ હુમાયુનને સ્વસ્થતા મળી, પણ તેનો ઉપભોગ લેવા માટે તે ઝાઝો વખત જીવ્યો નહિ. તેના કુટુંબના ક્લેશને લીધે તેનું સઘળું આયુષ્ય વિપત્તિમાંજ ગયું.

ગાદી ઉપર બેસતાની સાથે હુમાયૂનને ત્રણ પ્રકારનાં સંકટ જણાયાં હતાં:—એક તેના ભાઈ કામરાનની વાયવ્ય દિશા તરફ ચાલી રહેલી ખટપટ, પૂર્વમાં શેરખાનના હાથ નીચે અફઘાનોનું એકઠા મળવું, અને ત્રીજું ગુજરાતમાં બહાદુરશાહનો ઉત્કર્ષ. તડાકાની સાથે એક પછી એક સંકટ સામે થઈને તેને હમેશને માટે નિર્મૂળ કરવું જોઈએ, પણ તે હુમાયૂને કર્યું નહિ. એક બીના જેવી ને તેવી અધુરી રહેવા દઈને તે બીજી હાથમાં લેતો. નિશ્ચય અને જુસ્સાથી ન વર્તતાં હમેશાં આળસુ અને ઢીલો રહીને તે હાંફળા ફાંફળા જેવો રહેતો. પ્રથમ હુમાયૂનને બુંદેલખંડ ઉપર સ્વારી કરવી પડી. કેટલાક અફઘાન સરદારોએ કલિંજરનો કિલ્લો લઈને બંડ કર્યું. હુમાયૂને પોતે જઈ

તે કિલ્લો લીધો, અને પછી તુરતજ જોનપુર ઉપર ચઢી જઈને ગોમતીના કાંઠે મહમદ લોદીનો તેણે પરાભવ કર્યો (સ. ૧૫૩૧). ત્યાં બનારસ નજીક ચુનારગઢ નામનો મજબૂત કિલ્લો હોઈ, તેને શેરખાન નામનો અફઘાન સરદાર અને તેનો પુત્ર જલાલખાન બથાવી બેઠા છે એવું તેણે જાણ્યું. હુમાયુને એકદમ ચુનારગઢ ઉપર ચડી જઈને કિલ્લાને ઘેરો ઘાલ્યો. ચાર મહિના સુધી ઘેરો રહ્યા બાદ પોતાનું કાંઈ ચાલનાર નથી એમ જોઈને શેરખાન શરણે આવ્યો. તે વખતે તેની સાથે ઠરાવ કરીને ચુનારગઢનો કિલ્લો હુમાયુને તેનાજ તાબામાં પાછો સોંપ્યો, અને તેના બીજા એક છોકરાએ બાદશાહ પાસે નોકરી લીધી. આ વખતે ચુનારગઢનો કિલ્લો શેરખાન પાસે હુમાયુને રહેવા દેવો જોઈતો નહોતો. પરંતુ હમેશના તેના સ્વભાવ પ્રમાણે મહેરબાની કરી તે કિલ્લો શેરખાનને પાછો સોંપી બાદશાહ આગ્રે પાછો આવ્યો. (સન ૧૫૩૨) શેરખાનનું બંડ તેણે પૂરૂં બેસાડયું નહિ, અને ઉલટું તેણે બંગાલ અને બહાર પ્રાંતમાં તેનું આધિપત્ય તેણે કાયમ રાખ્યું, અને આવીજ ભાંજગડના સમયમાં તેણે ગુજરાતની સ્વારીનું કામ હાથમાં લીધું. આ હુમાયુનની પહેલી મોટી ભૂલ હતી.

૨. **ગુજરાતની સ્વારી**—(સન ૧૫૩૪–૧૫૩૫): આ વખતે ગુજરાતનું રાજ્ય ઘણી જાહોજલાલીમાં હતું. ત્યાંના બાદશાહ બહાદુરશાહે સન ૧૫૨૬ માં તખ્તનશીન થયા બાદ માળવા વગેરે દેશ જીતીને પોતાના રાજ્યની મર્યાદા ઘણી વધારી હતી. દક્ષિણના રાજાઓ પણ તેને ખંડણી આપવા લાગ્યા હતા, અને દિલ્હીના બાદશાહની તે પરવા કરતો નહિ. એટલુંજ નહિ પણ જ્યાં ત્યાં બળવો ઉત્પન્ન કરીને અને અંદરખાનેથી તેમાંથી સહાય આપીને બાદશાહને શિક્ષા કરવાની અને પછી બાદશાહીને ઓહિયાં કરી જવાની બહાદુરશાહ યુક્તિ કરતો હતો. કદાચ લોદી સુલતાનને તેણે માન આપ્યું હોત, કારણ કે તે જાતે ગુજરાતમાંથી નાસી ગયો હતો ત્યારે તેને દિલ્હીમાં લોદી સુલતાન પાસે આશ્રય મળ્યો હતો. એમ છતાં તે પોતાને ઠેકાણે સ્વસ્થ બેસી રહ્યો હોત તો હુમાયુને તેની તરફ જોયું પણ ન હોત. પરંતુ હુમાયુનનો સાળો મહમદ જમાન મીરઝાં તેની વિરૂદ્ધ બંડ કરી ગુજરાતમાં

નાસી ગયો, ત્યારે તેને બહાદુરશાહે આશ્રય આપીને તેનું ખાસ મોટું સન્માન કર્યું. તે સંબંધમાં લખાપટી ચાલતી હતી તેવામાં ઇબ્રાહીમનો કાકો અલાઉદ્દીન લોદી અફઘાનિસ્તાનથી એકાએક હિંદુસ્થાનમાં આવ્યો અને હુમાયુનની સાથે લડવા માટે મદદ માગવાને પોતાના પુત્ર તાર્તારિખાનને તેણે ગુજરાતમાં બહાદુરશાહ પાસે મોકલ્યો. તેને ઉઘાડી રીતે મદદ કરવાને બહાદુરશાહની છાતી ચાલી નહિ, ત્યારે તેને તેણે ઘણુંજ દ્રવ્ય આપ્યું, જે વડે એક ફોજને તૈયાર કરીને તાર્તારિખાન દિલ્હી ઉપર ચઢી ગયો. તે વખતે બાદશાહના હુકમથી હિંદાલે મિયાના આગળ તે ફોજને હરાવી તાર્તારિખાનને મારી નાંખ્યો. આ સઘળી ઉદ્ધતાઇ માટે બહાદુરશાહને સજા કરવા માટે બાદશાહ પોતે ગુજરાત પર ચઢી આવ્યો. આ વખતે બહાદુરશાહ ચિતોડગઢને ઘેરો ઘાલી બેઠેલો હોવાથી, આવા વખતે તેના ઉપર એકદમ હલ્લો કરતાં, કાફર હિંદુઓને મદદ કરવા જેવું થશે, એમ સમજી હુમાયુન કેટલાક દિવસ સુધી એમ ને એમ વાટ જોતો સ્વસ્થ બેસી રહ્યો. પરંતુ આમ કરવાથી તેને પોતાનેજ નુકસાન થાય છે એમ તે જાણી શક્યો નહિ. આવી ઉંચ કલ્પનાઓને લીધે હુમાયુનને નુકસાન થતું ગયું. પછી બહાદુરશાહે ચિતોડગઢ લીધા બાદ મંદસોર આગળ હુમાયુને તેના ઉપર સ. ૧૫૩૪ ના નવેમ્બર માસમાં હલ્લો કર્યો. બહાદુરશાહનો સઘળો આધાર તેના તોપખાના ઉપર હતો. તેના તોપખાનાના ઉપરી અમલદારો પોર્ટુગીઝ હતા. પરંતુ હુમાયુને અન્ન પૂરૂં પાડવાનું બંધ કર્યાથી બહાદુરશાહનો કંઈ ઇલાજ ન ચાલતાં તે માંડવગઢ નાસી ગયો. ત્યાં પણ હુમાયૂન તેની પુઠે ગયેલો હોવાથી બહાદુરશાહ નાસીને પંજાબ થઈ દીવ આગળ પોર્ટુગીઝ લોકોનો આશ્રય લેવા ગયો. હુમાયૂને સઘળો ગુજરાત પ્રાંત કબજે કરીને ચાંપાનેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લો ઘણા દિવસ સુધી હાથમાં ન આવ્યો ત્યારે તેની ઉભી ભેખડમાં લોઢાના ગજ રોપીને તેના ઉપર થઈ ૩૦૦ માણસો અંદર પેઠા. પ્રથમ ૪૦ માણસ પેઠા પછી હુમાયૂન પોતે ઉપર ચડીને ગયો. કિલ્લાની અંદરનું સિબંદી લશ્કર દરવાજાની બાજુએ શત્રુની ફોજ સામે મોં રાખીને લઢતું હતું. પાછલી બાજુએથી લોકોને આવેલા જોઈ કિલ્લેદારો ગભરાયા, અને હુમાયૂનના હાથમાં

તે કિલ્લો આવ્યો. આ સ્થળમાં બાદશાહને ઘણુંજ દ્રવ્ય મળ્યું. આ ચઢાઈમાં ગુજરાત અને માળવા એ બન્ને ઉભય પ્રાંતો હુમાયૂનના તાબામાં આવ્યાથી, ત્યાં સર્વ પ્રકારનો બંદોબસ્ત કરીને પોતાનો અમલ હુમાયૂને કાયમ રાખવો જોઇતો હતો. આગળ બંગાળા અને બહારપ્રાંતો હાથમાંથી ગયા ત્યારે આ ગુજરાત અને માળવા પ્રાંતો તેને ઘણા ઉપયોગી થઈ પડયા હોત. પરંતુ હુમાયૂનનાં 'ખાતું ખાય અને ભરતું ભરે' એવા સ્વભાવથી સઘળું વ્યર્થ ગયું. આ નવીન જીતેલા પ્રાંતોના બંદોબસ્ત માટે મીરઝાં અસ્કરીને રાખીને હુમાયૂન આગ્રે ગયો, અને ત્યાં પોતે મોજમજામાં રહ્યો. આ તરફ અમદાવાદમાં તેનોજ દાખલો લઇને, અસ્કરી ઉલટો તેના ભાઇથી પણ ચઢયો. અસ્કરી લહેરમાં આવે ત્યારે કહેતો કે, 'હુંજ સઘળો બાદશાહ છું.' અને આવાજ ગર્વમાં તેનું સર્વ ગયું. અમદાવાદમાં બહાદુરશાહના પક્ષના ઘણા માણુસ હતા. તેમની અને પોર્ટુગીઝોની મદદથી બહાદુરે પાછા આવી પોતાનું રાજ્ય કબજે કર્યું. અસ્કરી નાસી ગયો, અને પછી બહાદુરશાહે માળવા પ્રાંત પણ જીતી લીધો.

**૩. શેરખાનનું બંડ અને હુમાયૂનનું પદભ્રષ્ટ થવું**—સ. ૧૫૩૭-૧૫૪૦) શેરખાન બંડ કરીને પાછળથી હિંદુસ્થાનનો બાદશાહ થયો હતો. તેથી તેનો થોડોક પૂર્વ વૃત્તાન્ત જાણવો જરૂરનો છે. સૂર નામે ઘોર પ્રાંતના લોકોની એક જાતમાં શેરખાનનો જન્મ થયો હતો. તેનો દાદો ઇબ્રાહીમખાન સૂર પેશાવર પ્રાંતના રોહ શહેરમાં રહેતો હતો. બહીલોલ લોદી દિલ્હીમાં રાજ્ય કરતો હતો તેવામાં ઇબ્રાહીમખાન સૂર નોકરી શોધતો તેની પાસે આવ્યો હતો, બાદશાહી લશ્કરમાં તેને નોકરી મળી નહિ, પણ પાછળથી જોનપુરના સુબેદાર જમાલખાને તેને નોકરી આપી હતી. ઇબ્રાહીમનો પુત્ર હસનખાન જોનપુરના રાજ્યમાં પાંચસેં સ્વારોનો ઉપરી હતો. હસનખાનને આઠ પુત્રો હોઈ તેમાંના બે ઔરસ હતા. મોટો પુત્ર ફરિદખાન હોંશિયાર હોવાથી તેના હાથમાં તેના બાપનો સઘળો કારભાર આવ્યો હતો. પાછળથી તેનો બાપ તેની એક રાખની સાથે પ્રેમમાં પડતાં, તેના સુલેમાન નામના છોકરાને સઘળો અધિકાર સોંપ્યાથી, ફરીદખાન જોનપુરનું રાજ્ય છોડીને આગ્રે

આવ્યો. અને ત્યાં દોલતખાન લોદી પાસે તેણે નોકરી લીધી. મુસલમાની રાજ્યમાં બહારના મુસલમાનોને નોકરી મળવાને વિલંબ લાગતી નહિ. એટલુંજ નહિ પરંતુ આવા પરદેશી મુસલમાનોની બાદશાહી લશ્કરમાં હમેશાંજ જરૂર રહેતી. ફરીદખાનને દિલ્હીમાં આશ્રય મળ્યાથી તેનો અનૌરસ ભાઈ સુલેમાન જોનપુરમાં ફાવી શક્યો. આ વ્યવસ્થા થોડો વખત ચાલ્યા પછી સુલતાન ઇબ્રાહીમ લોદીને મારીને બાબરે દિલ્હીની ગાદી કબજે કરી. આ ધાલમેલમાં મહંમદશાહ લોહાની નામનો જે એક સરદાર બહાર પ્રાંત બથાવી બેઠો હતો તેણે ફરીદખાનને પોતાની પાસે રાખ્યો. એક પ્રસંગે શિકારમાં ફરીદખાને તલવારના એક ઘાથી વાઘને મારી નાંખ્યાથી તેનું શેરખાન નામ પડ્યું, અને તેજ નામથી તે આગળ પ્રસિદ્ધ થયો. જોનપુરના સુબેદાર મહંમદખાન સૂરને તેની સાથે અણબનાવ હોવાથી તેણે ફરીથી ફરીદનો સર્વ અધિકાર લઇને સુલેમાનને આપ્યો. તે વખતે શેરખાને આસપાસની કેટલીક ફોજ એકઠી કરીને બાબર બાદશાહના નામથી પ્રાંત જીતવાનો આરંભ કર્યો. તેણે થોડાજ સમયમાં ઘણો મુલક કબજે કર્યો, અને મહંમદખાન પાસેથી જોનપુરનો કારભાર પણ લીધો. ધીમે ધીમે મહેનત કરીને પૂર્વ તરફના અફ્ઘાન સરદારોમાં તેણે ઐક્ય ઉત્પન્ન કર્યું, અને તે તરફનો ઘણોએક મુલક તાબામાં આવ્યા બાદ તેણે મહંમદખાન સૂરને જોનપુરનો અધિકાર પાછો આપ્યો. પછી દિલ્હીના નવાજુની સમાચાર જોવા માટે શેરખાન જાતે દિલ્હી ગયો. મોગલોના હાથમાં બાદશાહી ગાદી આવી પડી તે તેને રૂચ્યું નહિ. કોઈ રીતે ખટપટ કરીને મોગલોને હિંદુસ્થાનમાંથી હાંકી કાઢવા, અને અફ્ઘાન વંશને ફરીથી બાદશાહી અપાવવાનો તેનો વિચાર હતો. સઘળા અફ્ઘાન સરદારો એક મતે ચાલે તો આ બિના અશક્ય નથી એમ તેને લાગ્યું. એક વખતે બાબર બાદશાહના તંબુમાં ભોજન માટે તે આવેલો તે વખતે તેને છરી મળી નહિ. ત્યારે કમરેથી ખંજર કાઢીને તેણે પોતાનું કામ ચલાવી લીધું હતું. આ જોઈ બાબર બોલ્યો, 'નાની સરખી બાબતમાં આ અફ્ઘાન સરદારનું આવી રીતે અપમાન કરવું નહિ. દૈવયોગે તેને એકાદ દિવસે મહાનપદ મળશે.' પછી બાદશાહના મનમાં પોતાના વિષે વહેમ આવ્યો જાણી તે તરત નીકળીને

બંગાળામાં ગયો. ત્યાં થોડાજ સમયમાં બહારનો સુલતાન મહમદશાહ લોહાની મરણ પામ્યો, એટલે તેનો ઘણોખરો અધિકાર શેરખાનને ગયો. અફઘાન લોકોથી પારકાની ચઢતી સહન થઈ શકતી ન હોવાથી તેમના અનેક વંશોની પડતી થઈ હતી. શેરખાનનો ઉત્કર્ષ બંગાળા અને જોનપુરના સુલતાનોથી સહન ન થયાથી તેમણે શેરખાન સામે લશ્કર મોકલ્યું, પરંતુ શેરખાને તે બંનેની ફોજોને હરાવી. આથી તેની સત્તા ઘણી વધતાં તેણે ચુનારગઢનો કિલ્લો પોતાને હસ્તક લઇ ત્યાં ઉભય પ્રકારનો બંદોબસ્ત કર્યો. મહંમદશાહ લોદી હુમાયુનની સામે થયેલોજ હતો, તેવી વખતે આવા અફઘાન સરદારોને પ્રબળ થયેલા જોઈ હુમાયુનને ચેન પડયું નહિ. કલિંજરનો કિલ્લો લીધા પછી તે એકદમ શેરખાન ઉપર ચઢી ગયો. શેરખાન અને મહમદશાહ લોદીની ફોજો એકઠી થયેલી હતી, પરંતુ આ પ્રસંગે શેરખાને મહમદશાહને છોડી દીધો, એટલે હુમાયુને ગોમતીના કાંઠે એકલા મહંમદશાહનોજ પરાભવ કર્યો. પછી હુમાયૂને ચુનારગઢ પોતાને સોંપી દેવા માટે શેરખાનને કહ્યું. આરંભમાં શેરખાન કબુલ થયો નહિ, પરંતુ બાદશાહ પોતે ચુનારગઢ ઉપર ફોજ લઇને આવે છે એમ જાણી શેરખાન તેના શરણે ગયો, અને પોતાના છોકરાને બાદશાહની નોકરીમાં રાખીને તેણે ચુનારગઢનો કિલ્લો પોતાની દેખરેખ નીચે માગી લીધો. એ વાત ઉપર આવી ગયેલી છે. હુમાયુન ગુજરાતમાં ગુંથાયલો હતો તેવામાં શેરખાન અને બાદશાહી ફોજની ટૂકડીનું ઉપરીપણું ધરાવનાર તેના દીકરાએ બંગાળા અને બહાર બંને પ્રાંતો જીતી લીધા.

બાદશાહ ગુજરાતમાંથી પાછો આવ્યા બાદ તેણે શેરખાનના બંડની હકીકત જાણી. આ તરફ ગુજરાતમાં અસકરીનો પરાભવ થયાની બાતમી આવતાં ફરીથી ગુજરાત પર સ્વારી કરવાનો પ્રસંગ આવ્યા છતાં, તુરત ગુજરાત ઉપર ચઢી ન જતાં પ્રથમ શેરખાન ઉપર ચઢાઈ કરવાનો હુમાયુને નિશ્ચય કર્યો. શેરખાનને બંગાળામાં ગુંથાયલો જોઈને બાદશાહે ચુનારગઢને ઘેરો ઘાલ્યો, પણ તે કિલ્લો લેતાં તેને ઘણા દિવસ લાગ્યા. શેરખાન વેગળો જતો રહેલો, તે નજીક આવ્યોજ નહિ. તે શરણે આવે તો જોનપુર સુદ્ધાં પૂર્વ તરફના સઘળા પ્રાંતોનો કારભાર તેને આપીને પોતે સ્વસ્થપણે પાછા

જવું, એવો હુમાયૂનનો વિચાર હતો. અહિં શેરખાનને તેના પોતાના બળ ઉપર ઝઝુમીને સ્વતંત્ર રીતે રાજ્ય કરવાનું હતું, અને તેમ બને તો પછી મોગલોને હાંકી કાઢીને દિલ્હીનું રાજ્ય પણ પોતેજ લઈ લેવાનો તેનો વિચાર હતો. બહાર પ્રાંતમાંથી બંગાળામાં ઉતરવાની રાજમહાલના ડુંગરોમાં એક ખીણ છે, તેમાં થઇને બાદશાહ દૂર સુધી જાય, તેનો તેની પાછળના માણસોથી સંબંધ છૂટો પડે ! અને નજીક આવેલા ચોમાસાને લીધે બહાર પડવા તેને અવકાશ ન મળે એવી શેરખાનની તજવીજ હતી આખરે તેજ પ્રમાણે થયું. રોહસના કિલ્લામાં લુંટ, દારૂગોળો, દ્રવ્ય અને બીજો સામાન બંદોબસ્ત સાથે રાખીને શેરખાને રાજમહાલની ખીણમાં તેના પુત્ર જલાલખાનને મોકલ્યો. સન ૧૫૩૮ માં હુમાયૂન આ ખીણ વાટે બંગાળામાં ઉતર્યો, અને ગૌડ શહેર કબજે કર્યું. સઘળો પ્રાંત શેરખાને ખાસ કરીને ઉજડ કર્યો હતો, છતાં આવી અડચણમાં પણ હુમાયુન બંગાળામાં છ મહિના સુધી ચેન કરતો સ્વસ્થ બેસી રહ્યો. આ તરફ ચોમાસું શરૂ થયું અને ગંગા નદીમાં પૂર આવતાં સઘળો પ્રદેશ જળમય થઈ ગયો. બાદશાહ ગૌડ નજીક છાવણી નાંખીને પડયો હતો. ચોમાસાથી અને રોગથી તેની ફોજનાં માણસો ટપોટપ કમી થવા લાગ્યાં. તેનો ભાઈ હિંદાલ તેની પરવાનગી સિવાય તેને છોડીને આગ્રે ચાલ્યો ગયો, અને પોતાને બાદશાહ કહેવરાવવા લાગ્યો. ચોમાસું પુરૂં થતાંજ શેરખાને પાછળથી આવીને પાછળ રહેલા લોકો સાથે બાદશાહનો વ્યવહાર બંધ કરી દઇને ચુનારગઢનો કિલ્લો પાછો લીધો. આ અડચણ છેલ્લી ઘડી સુધી હુમાયૂનના જાણવામાં પણ આવી નહિ. શેરખાન જેવા કુશળ શત્રુ આગળ હુમાયૂને આટલા બેફિકર રહેવું જોઈતું નહોતું. પછી બાદશાહી ફોજ આવવા લાગી, એટલે તેના ઉપર છાપો મારીને મોંગીર આગળ શેરખાને હુમાયુનનો પરાભવ કર્યો. શેરખાનની ફોજની વ્યવસ્થા અને લડવાની રચના વિશેષ ચતુરાઇથી અગાઉથી નક્કી ઠરાવી રાખેલી હતી. કનોજની પૂર્વેનો સઘળો પ્રદેશ તેના તાબામાં હતો, અને રોહસમાં તેણે પોતે 'સ્વતંત્ર સુલતાન'ની પદવી ધારણ કરી. શેરખાનની બહાદુરી આ રોહસ કબજે કરવામાં દેખાઈ આવી. ચુનારગડ બાદશાહ પાસેથી લીધા પછી, શેર-

ખાનને પોતાનાં બૈરાં છોકરાં અને ખજાનો રાખવા માટે આવા સ્થાનની જરૂર હતી. નજીકમાં રોહતસ નામનો કિલ્લો હરિકૃષ્ણ નામના કિલ્લેદારના તાબામાં હોઈ, શેરખાને તેને તેમાં પોતાનો ખજાનો અને બૈરાં છોકરાં રાખવા દેવા વિનંતિ કરતાં તેણે તે કબૂલ રાખી. શેરખાને તે કિલ્લેદારને ફસાવવાની યુક્તિ કરી પાલખીઓમાં હથિયારબંધ સીપાઈઓને મોકલી તેણે હરિકૃષ્ણને હાંકી કઢાવી રોહતસનો કિલ્લો પોતે લીધો. આ કિલ્લામાં મજબુત ફોજ રાખીને શેરખાન બાદશાહ સાથે ટક્કર લેવાની તજવીજ કરવા લાગ્યો.

આ તરફ કામરાન હિંદાલને શિક્ષા કરીને ત્યાંજ રહ્યો હતો. એ બન્ને ભાઈઓ વડીલ ભાઈની મદદે ન જતાં તેની દુર્દશા જોતા એકલા સ્વસ્થપણે બેઠા હતા. હુમાયુનનો નાશ થયા બાદ શેરખાન પોતાના ઉપર ઉલટશે એવી તેમને કલ્પના પણ થઈ નહિ. ધીમે ધીમે આ બિના હુમાયુનના કાન પર આવી, છતાં તે ડગ્યો નહિ. બે મહિના સુધી બન્ને લશ્કર એક બીજા સામે છાવણી નાંખી પડ્યાં હતાં. હુમાયૂને એકદમ હલ્લો કર્યો હોત તો કદાચ શેરખાનનો પરાજય થયો હોત, પણ તેની છાતી કોઈની પણ ચાલી નહિ. કેટલાક વખત સુધી સલાહની વાતચિત ચાલી, પરંતુ શેરખાને હુમાયુનને બાદશાહ કબૂલ કર્યો નહિ. આવી સ્થિતિમાં મે સન ૧૫૩૯માં શેરખાને બાદશાહી ફોજ ઉપર બકસારની નજીકમાં હલ્લો કર્યો. હુમાયુન તૈયાર નહોતો, તેથી તેને તે લડાઈમાં એટલું નુકશાન થયું કે તેને નાસી જવાની સવડ પણ ન રહી. ગંગા નદી ઉપર હોડીઓનો પૂલ તૈયાર કરવાનું કામ તેણે આરંભ્યું હતું, પરંતુ તે પૂરૂં થયેલું ન હોવાથી, જીવ બચાવવા માટે તરીને જવાનો વિચાર કરીને હુમાયૂને પોતાના ઘોડાને નદીમાં નાંખ્યો. ઘોડો મરી ગયો, અને તે પોતે પણ ડૂબવાનો હતો, પરંતુ એક પખાળચી હવાથી ફુલાવેલી પોતાની પખાળ ઉપર તેને સંભાળીને પેલી તરફ લઈ ગયો. ત્યાંથી તે ત્વરાથી આગ્રે ગયો. બાપના વખતનું ઉભય સૈન્ય શત્રુઓની તલવારોથી અને નદીના પુરમાં મરાયું. હુમાયૂનની રાણી શેરખાનના હાથમાં સપડાઈ, પરંતુ તેને તેના સઘળા રિસાલા સાથે તેણે હુમાયૂન તરફ મોકલી આપી.

શેરખાન બાદશાહની પુંઠે પડ્યો નહિ. પાછળ બાદશાહની ફોજ હતી,

તેનો સંહાર કરીને તેણે સ. ૧૫૩૯ માં બાદશાહની પદવી ધારણ કરી. આગ્રે આવ્યા બાદ હુમાયુન ઘણાજ ધાંધલમાં પડયો. તેની સઘળી ફોજ નાશ પામી, અને તેનો પરાભવ થયાથી તેનો ધાક રહ્યો નહિ. તેનો ભાઇ તેની સામે થયો; અસ્કરીનું મન ચોકખું નહોતું. કામરાન પણ કાબૂલથી તેના ઉપર ચઢી આવવાને નીકળ્યો હતો. પણ તેટલામાં સઘળું ઠીકઠાક કરીને હુમાયુને પોતાના ભાઇઓ સાથે જેમ તેમ કરી સંપ કર્યો. શેરખાન આગ્રા ભણી આવ્યોજ નહિ. બંગાળા પ્રાંતમાં તે પોતાનો અમલ પૂર્ણ રીતે જમાવતો હતો. આ તરફ બાદશાહ કંઇ પણ ઢીલ કર્યા વગર ફોજની તૈયારી કરીને સ. ૧૫૪૦ ના એપ્રિલમાં ફરીથી શેરખાન ઉપર ચઢાઈ કરવા નીકળ્યો. જે વખતે શેરખાન પણ બંગાળામાંથી તૈયારી સાથે આવ્યો. કનોજ નજીક બન્ને સૈન્ય એકઠાં થયાં. હુમાયુન ગંગા ઉપર હોડીઓનો પૂલ બાંધીને પોતાની ફોજને પેલી પાર લઈ ગયો (૧૭ મી મે ૧૫૪૦). પરંતુ આ વખતની હુમાયુનની ફોજ એજે એજે લલચાવીને અને ભાઇબાપુ કરીને એકઠા કરેલા ભાડુતી માણસોની બનેલી હતી. સર્વ ગભરાઈ ગયેલા હોઇ વખત પ્રમાણે વર્તનારા હોવાથી હુમાયૂનથી ટકાય તેમ નહોતું. એક તીર છૂટયું ન છૂટયું એટલામાં સર્વે ફાવે ત્યાં વેરાઇ નાસી ગયા, અને કાંઇ પણ કર્યા સિવાય શેરખાનને જય મળ્યો. સારાંશ કે, આ વખતે હુમાયુનના કમનસીબે કાંઇ બાકી રાખ્યું નહિ. તેને હવે એકે આરો રહ્યો નહિ. તેનો ઘોડો જખમી થયો અને તે પોતે પણ શત્રુના હાથમાં સપડાયો હોત, પરંતુ એટલામાં એક ચાકરે તેને પાસેના એક હાથી ઉપર બેસાડયો. તે હાથી નદીમાં તરીને પેલે પાર ગયો. એમ છતાં પેલી બાજુનો કિનારો ઉંચો હોવાથી બાદશાહ નદીમાં ડૂબ્યો હોત, પરંતુ કાંઠા ઉપરના બે સિપાઇઓએ બાદશાહને સંકટમાં પડેલો જોઇને પોતાની બે પાઘડીઓ છેડેથી એકઠી બાંધીને નીચે નાંખી, જેના આધારથી બાદશાહ કિનારે આવ્યો. પછી તેના ભાઇ હિંદાલ અને અસ્કરી તેને આવી મળ્યા. ત્રણે જણ મળીને ત્વરાથી આગ્રે નાસી ગયા, અને જે કંઇ સરસામાન સાથે લેવાઇ તેટલી લીધી, અને કેટલુંક લશ્કર સાથે લઇને લાહોર તરફ નાસી ગયા. લાહોરમાં કામરાનની મદદ મળવાની તેમને આશા

હતી. સર્વે ભાઇઓ એકઠા થયા પણ તેઓ એકમત થયા નહિ. કામરાને તેમને પુરા ફસાવ્યા. શેરખાન હુમાયુનની પુંઠે આવેલોજ હતો. કામરાને પંજાબ પ્રાંત શેરખાનને આપીને તેની સાથે સલાહ કરી, અને પોતાનો બચાવ કરીને તે કાબુલ તરફ ચાલ્યો ગયો. હિંદાલ પણ ફાવ્યું તે તરફ નાઠો. ટૂંકમાં હુમાયુનને લાહોરમાં પણ આશ્રય મળ્યો નહિ.

**૪. શેરશાહ સૂરની કારકીર્દિ** ( સ. ૧૫૪૦–૧૫૪૫ ):—શેરખાને આખરે પોતાના મનનો ઉદ્દેશ પાર પાડયો. મોગલ બાદશાહને હાંકી મૂકીને તેણે દિલ્હીમાં અફઘાન વંશની ફરીને સ્થાપના કરી. તેણે રોહટસ કિલ્લો મજબુત પાયા ઉપર નવેસરથી બંધાવ્યો. અને ખવાસખાન નામના સરદારને ત્યાં રાખ્યો. એટલામાં બંગાળામાંના તેના સરદાર ખિજરખાને બંડ કર્યાની ખબર સાંભળ્યાથી તેણે જાતે જઇ તેને શિક્ષા કરી, અને બંગાળા પ્રાંતના નાના નાના વિભાગો કરીને ત્યાં નવીન વ્યવસ્થા કરી. સ. ૧૫૪૨ માં મધ્ય હિંદુસ્થાનમાં સ્વારી કરીને તેણે ગ્વાલિયર, રણથંભોર, વગેરે કિલ્લા લીધા. અહિંથી પાછા આવ્યા બાદ તેણે પ્રજાહિતનાં અનેક કામો કર્યાં. સ. ૧૫૪૩ માં તેણે માળવા ઉપર સ્વારી કરી. રસ્તામાં તેને ખબર મળી કે રાયસીનના ઠાકોર પ્રાણમલે ઘણી મુસલમાન સ્ત્રીઓને પકડીને પોતાના જનાનખાનામાં રાખેલી છે. આથી શેરશાહે પ્રાણમલને પોતાની પાસે બોલાવ્યો. પણ તે આવ્યો નહિ, અને માત્ર ૬૦૦ હાથી મોકલી આપ્યા. આથી ગુસ્સે થઇને શેરશાહે રાયસીનને ઘેરો ઘાલ્યો, જે વખતે પ્રાણમલના માણસો શૌર્યથી લડયા. પોતાની પાસે એવો એક પણ સિપાઈ નથી એમ અફઘાનોને લાગ્યું. શેરશાહે જબરા હલ્લા કર્યા. પ્રાણમલ છ મહિના ટકી રહ્યો, પણ છેવટે કંઇ ઇલાજ ન રહ્યાથી તે શેરશાહને શરણે ગયો. અને કિલ્લો સ્વાધીન કરવાને કબુલ થયો. આ વખતે લોકોની માલ મિલકત અને હથિયાર લુંટી ન લેવાનું અને તેમનાં બૈરાં છોકરાંને હેરાન ન કરવાનું શેરશાહે તેને વચન આપ્યું. આથી પ્રાણમલ શાહને મળવા આવ્યો હતો. પરંતુ શેરશાહની સાથેના એક મુસલમાન સાધુએ તેને કહ્યું કે, કાફરોને આપેલું વચન પાર પાડવાની જરૂર નથી, ત્યારે તાબે થયેલા તે નિરપરાધી લોકો ઉપર શેરશાહે

ફોજ છોડી તેમની કતલ કરાવી. પોતાની કતલ થશે એવું પ્રાણમલે જાણ્યું કે તુરતજ રત્નાવલિ નામની પોતાની પ્રિય રાણીનો તેણે પોતાનાજ હાથે શિરચ્છેદ કરીને બીજા માણસોને પણ તેમ કરવા કહ્યું. તેઓ તે પ્રમાણે કરતા હતા તેવામાં અફઘાનોએ હિંદુઓની કતલ કરી. તે પ્રસંગે રજપૂતોએ પોતાનું પાણી બતાવવામાં કાંઈ બાકી રાખી નહિ. પ્રાણમલ પોતે મરાયો, અને તેની એક પુત્રી અને ત્રણ પુત્રો શેરખાનના હાથમાં સપડાયા. તેણે છોકરીને ગાનારીનો ધંધો શીખવીને, છોકરાઓને નપુંશક બનાવ્યા. આવી હકીકત રાયસીનમાં બની હતી. (તારીખી–શેરશાહી–ઇલિયટ, પુ. ૪) આ કૃત્ય મુસલમાન સિપાહીઓને પણ અતિ ઘોર લાગ્યું હતું. રાયસીન ભોપાળ પાસે છે.

થોડો વખત વિશ્રાન્તિ લઈને શેરશાહ મારવાડમાં ગયો. ત્યાં રાજા માલદેવ રાજ્ય કરતો હતો. તે પોતાની સાથે ઘણા નિશ્ચયથી લડે છે એવું જોઈને, માંહોમાંહે ફાટફૂટ થાય એવો એક બનાવટી પત્ર શેરશાહે મોકલ્યો. રાજા માલદેવ આ કપટ ન સમજ્યાથી યુદ્ધ છોડી ગયો, પરંતુ તેનો સરદાર કુંભો શેરશાહનો પ્રપંચ જાણીને રણભૂમિ છોડી ગયો નહિ. કુંભાએ માલદેવને ઘણો સમજાવ્યો, પણ તેની ખાત્રી થઈ નહિ. આખરે તેણે એકલાએ લડીને રજપૂતોનું નામ રાખવાનો નિશ્ચય કર્યો. શેરશાહ પાસે ૮૦૦૦૦ ફોજ હતી અને કુંભા પાસે ૧૨૦૦૦ હતી. રજપૂતોએ એટલા મરણીયા થઈ હલ્લો કર્યો, કે શાહનો ઘણે ભાગે પરાજય થયો. એટલામાં શાહને નવીન મદદ આવી મળ્યાથી રજપૂતો થાકી ગયા, એટલે શેરશાહે ઘણાઓનો ઘાણ કાઢયો એમ છતાં આ સ્વારીમાં શેરશાહને ઘણુંજ નુકસાન થયું. તેણે પોતે આ વખતે બોલી બતાવ્યું હતું કે 'મુઠી ભર અન્ન મેળવવાના લોભમાં સઘળું રાજ્ય ગુમાવવાનો સમય આવ્યો હતો.' પછી ચિતોડગઢ ઉપર સ્વારી કરીને શેરશાહ રણથંભોર ગયો, અને ત્યાં પોતાના પુત્ર આદિલખાનને મૂકી, ત્યાંથી કલિંજર જઈ ત્યાંના કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ કિલ્લો ઘણો મજબૂત હતો. રાયસીનના લોકોને શેરશાહે વિશ્વાસઘાતથી ફસાવ્યા હતા, એ વાત સાંભળીને કલિંજરનો રાજા તાબે થયો નહિ. તે વેળા શેરશાહ પોતે કિલ્લો લેવા

મથતો હતો, તેવામાં કિલ્લામાંથી તોપનો એક ગોળો એકાએક શાહના દારૂ-ખાનામાં આવી પડયાથી સઘળું દારખાનું જોરથી ફૂટયું, અને તેમાં શેરશાહ અને તેના ઘણા સરદારોનો સંહાર થયો. સંધ્યાકાળે પ્રાણ જતા પહેલાં કિલ્લો તાબામાં આવ્યાની શેરશાહને ખબર મળી, તેથી સમાધાન પામીને તત્કાળ મરણ પામ્યો. ( તા. ૨૨ મી મે સન ૧૫૪૫ ). કલિંજર બાંધાની નજીક છે.

શેરશાહે પાંચ વર્ષ રાજ્ય કર્યું. તેનો ઘણો ખરો કાળ લડવામાં ગયા છતાં, પ્રજાહિતના કામમાં તેણે દુર્લક્ષ કર્યું નહોતું. બંગાળામાં સોનાર ગામથી સિંધુ નદી સુધીના બે હજાર માઇલના અંતર ઉપર દર બે માઇલે તેણે કૂવા અને ધર્મશાળાઓ બંધાવી. આવા કૂવાઓની કુલે સંખ્યા ૧૫૦૦ હતી. તેજ પ્રમાણે રસ્તા ઉપર મોટા મોટા સ્થળે મસીદો બંધાવી. રસ્તાની બેઉ બાજુએ ઝાડો રોપાવીને, લોકોના ઉપયોગ માટે ઘોડાની ટપાલ રાખી હતી. મુસાફર લોકોને રસ્તા ઉપર મફત ભોજન અને પાણી મળે તે માટે તેણે મજલે મજલે અન્નછત્ર કાઢયાં હતાં. સઘળા રાજ્યમાં વજન અને માપની એક સરખી પદ્ધતિ તેણે ચાલુ કરી હતી. રૂપીઆનું ચાંદીનું નાણું તેણેજ પ્રથમ શરૂ કર્યાનું કહેવાય છે. તેનું એક તોલાનું વજન આગળ અકબરે ઠરાવ્યું હતું. શેરશાહ ભરયુવાવસ્થામાં મરણ પામ્યો, નહિતો બીજાં અનેક કામો કરીને તેણે રૈયતને વધારે સુખી કરી હોત, મોગલ લોકોને પોતે કાયમના હિંદુસ્થાન-માંથી હાંકી મૂક્યા હતા એમ તેને લાગ્યું. ઉત્તર હિંદુસ્થાનમાં તેનો કોઇ પણ શત્રુ રહ્યો નહોતો. અફઘાન વંશના રાજ્ય કર્તાઓમાં શેરશાહનું નામ વિશેષ પ્રસિદ્ધ ગણાય છે. રાયસીનના લોકોની ક્રૂરતાથી કરેલી કતલ સિવાય બીજું ક્રૂરપણાનું કામ તેના હાથથી થયું નથી. બંગાળામાં તેણે ઘણા દિવસ સુધી પોતાના અમલનો પ્રતાપ દર્શાવ્યો હતો. ત્યાંની ઘણીખરી પ્રજા હિંદુ હોવા છતાં તેમની તરફ તેણે ધર્મદ્વેષ દર્શાવ્યાનું જણાઇ આવતું નથી. એમ છતાં મનમાંનો હેતુ પાર પાડવા માટે અનેક પ્રસંગે તેણે વિશ્વાસઘાત કર્યો હતો, એ નિર્વિવાદ છે. યુદ્ધકળામાં તે વિશેષ પ્રવીણ હતો એમ જણાય છે. હુમાયુન સાથેનાં તે બે યુદ્ધમાં તેની ચતુરતાથીજ તેને જય મળ્યો હતો. વાસ્તવિક રીતે કહેતાં તો મોગલ બાદશાહની ફોજ સામે તેની ટક્કર લેવાની

તેની શક્તિ નહોતી, પરંતુ તેના જેવી કુશળતા હુમાયુનમાં ન હોવાથી તે હાર્યો હતો. કેવળ લશ્કરી ચાતુર્યના જોરથી બાદશાહી ગાદી મેળવ્યાનાં જે ઉદાહરણ હિંદુસ્થાનના ઇતિહાસમાં છે, તેમાં શેરશાહનું નામ મુખ્ય છે. બહાર પ્રાંતમાં સાસિરામ નામના તેના મૂળના રહેવાના સ્થળમાં તેને લઈ જઈ દાટવામાં આવ્યો હતો. તેની ભવ્ય મસીદ આજે પણ સારી સ્થિતિમાં છે. તેની આસપાસ એક માઇલના પરિધની પાણીની ખાઇ હોઇ, અફઘાન પદ્ધતિની બાંધણીનું એ કામ સુંદર અને જોવા લાયક છે.

શેરશાહની કારકીર્દિનો ઇતિહાસ પાછળથી અકબર બાદશાહના હુકમથી આબાસખાન સારવાનીએ લખ્યો છે. તેનું નામ તારીખી શેરશાહી છે. આબાસખાનને શેરખાન સાથે સગાઇ હતી. તેણે ઇતિહાસ લખ્યો તે વખતે અફઘાન અને મોગલો વચ્ચે ભારે લડાઇ ચાલતી હોઈ, મોગલોની ચઢતી થતી જતી હતી. આવા પ્રસંગે અફઘાન લોકોની તરફેણ કરીને આબાસખાને શેરશાહનાં વિના કારણ બેહદ વખાણ કરેલાં છે, અને શેરશાહનો સર્વ કાળ યુદ્ધમાં ગયાથી પ્રજાના હિત તરફ લક્ષ આપવા માટે તેને ફુરસદ મળી હોય એ સંભવિત નથી, એવું આ દેશના ઇતિહાસકારો વિષે અત્યંત અવિશ્વાસ દર્શાવનારા વ્હીલરનું કહેવું છે. વાસ્તવિક રીતે આ બન્ને મત પક્ષપાતયુક્ત દેખાય છે. બન્નેમાં થોડો ઘણો સત્યનો અંશ હશે એ નિર્વિવાદ છે.

**૫. પાછળના સૂરવંશી સુલતાન સલીમશાહ સૂર** (સ. ૧૫૪૫–૧૫૫૩ ):—શેરશાહને આદિલખાન અને જલાલખાન નામના બે દીકરા હતા. પોતાનો મોટો પુત્ર પોતાની પાછળ ગાદી ઉપર બેસે એવી શેરશાહની ઇચ્છા હતી, પણ જલાલખાન લોકોને વિશેષ પ્રિય હતો. તેથી તેનોજ કલિંજરના કિલ્લામાં સરદાર મંડળે રાજ્યાભિષેક કર્યો. ત્યારથી તે સલીમશાહ સૂરનું નામ ધારણ કરીને રાજ્ય કરવા લાગ્યો. આગ્રે ગયા પછી સલીમશાહે પોતાના ભાઇ આદિલખાનને રાજ્યગાદી સ્વીકારવા માટે તેડું મોકલ્યું. તેના આવ્યા બાદ ભાઇઓની ઘણા આનંદ સાથે મુલાકાત થઇ, પરંતુ લોકો પોતાને અનુકૂળ નથી એમ જોઇને આદિલખાને રાજ્ય ઉપરનો પોતાનો હક ખુશીથી છોડી દીધો, અને રજપુતાનામાં બિયાનામાં જાગીર લઇને ત્યાં સ્વસ્થપણે

રહ્યો. ખવાસખાન નામે શેરશાહના મુખ્ય સેનાપતિ અને વિશ્વાસુ સલાહકાર-ની ઉપલા કામમાં સંપુર્ણ સંમતિ હતી. એ મહિના બરાબર સઘળું ચાલ્યું, પણ પછીથી સલીમશાહના મનમાં પોતાના ભાઈ વિષે અંદેશો ઉત્પન્ન થતાં તેણે કેટલાક માણસોને બિયાને મોકલી આદિલખાનને સોનાની બેડી પહે-રાવી આગ્રે બોલાવી લીધો. ખવાસખાનને આ બાબતની ખબર પડતાંજ તેને સલીમશાહના વિશ્વાસઘાત માટે તિરસ્કાર ઉત્પન્ન થયો, અને ફોજ મોક-લીને તેણે આદિલખાનને મદદ કરી. બન્ને ભાઈઓ વચ્ચે લડાઈ થતાં સલીમશાહને જય મળ્યો. આદિલખાન પાટણ તરફ નાઠો, પરંતુ પોતાની પુંઠ પકડવામાં આવશે એવી બીતિથી તે ત્યાંથી કઈ તરફ ગયો તે જણાયું નહિ, ખવાસખાન પણ જંગલોમાં નાસતો ફરતો હતો. પછીથી તે અંબરના સુબેદાર તાજખાનની પાસે રહેતો હતો તેવામાં તાજખાને તેને મારી નાંખ્યો (સ. ૧૫૫૦). તેના શબને દિલ્હી લઈ જઈ દાટવામાં આવ્યું, ખવાસખાન માટે લોકોના મનમાં વિશેષ પૂજ્ય બુદ્ધિ હતી. તેના કબરસ્તાન આગળ જઈને લોકો તેની ભક્તિ કરતા, એવું ફેરિસ્તો કહે છે.

સલીમશાહે નવ વર્ષ રાજ્ય કર્યું. બાબરની સાથે અનેક સ્વારીઓમાં કામ કર્યાથી તેનામાં શૌર્ય ધૈર્ય વગેરે ગુણો આવેલા હતા. તેની કારકીર્દિ એકંદરે શાન્તિમાં પસાર થઈ. તેણે બાપની પેઠેજ લોકોપયોગી અનેક કામો કર્યાં. બાપે જે ટપાલનાં મકાન બાંધ્યાં હતાં, તેમની વચ્ચે એક એક ટપાલ-નું મકાન તેણે વિશેષ વધાર્યું, અને રસ્તા ઉપર પોલિસનો ઉત્તમ બંદોબસ્ત રાખ્યો. તેની મહેનત અને દૃઢ નિશ્ચયમાં કદી પણ અંતર પડ્યું નથી. તેને જખમથી અગ્નિ ઉઠેલી તેવામાં કાબુલના શાહે પંજાબ ઉપર સ્વારી કર્યાના સમાચાર તેણે જાણ્યા. એટલે ઝડપથી ઉઠીને સંધ્યાકાળ થતાં પહેલાં સઘળી ફોજ સાથે મોટી મજલ કરીને તે ગયો. બળદ ચરવા ગયેલા હતા છતાં તેમની વાટ ન જોતાં મનુષ્યો પાસે તે તોપખાનું ઉચકાવી લઇ ગયો. તે ઘણા દિવસ સુધી કોઈક વિકાર થયાથી પીડાતો હતો, અને સ. ૧૫૫૩ માં મરણ પામ્યો. એજ વર્ષમાં ગુજરાતનો સુલતાન મહમદશાહ અને અહમદ-નગરનો સુલતાન બુરાન નિજામશાહ પણ મરણ પામ્યા.

મહંમદશાહ સૂર આદિલી, (સ. ૧૫૫૩–૧૫૫૪) તેના ભાઈ નિજામખાન સૂરની પુત્રી બીબી બાઈ સાથે સલીમશાહનું લગ્ન થયેલું હોઈ, તેનાથી તેને ફિરોજ નામનો એક છોકરો થયો હતો. મુબારિઝખાન નામનો બીબી બાઇનો એક ભાઈ પોતાના નાની વયના પુત્ર ફિરોજને દગો દઈને રાજ્ય બથાવી પડશે એવી સલીમશાહને ભીતિ હતી. મુબારિઝખાનને મારી નાંખવા માટે સલીમશાહે બીબી બાઈની પરવાનગી ઘણી વખત માગી હતી, પરંતુ તે વાત તેને પસંદ નહોતી. સલીમશાહ મરણ પામ્યા બાદ તેણે અગાઉથી કહ્યા પ્રમાણેજ બન્યું. મુબારિઝખાને છોકરાને તેની માના હાથમાંથી પકડી મંગાવીને મારી નાંખ્યો, અને મહમદશાહ સૂર અધિકારના નામથી તે રાજ્ય કરવા લાગ્યો. નાનપણથી હલકી મંડળીમાં ઉછરેલો હોવાથી તે રાજ્ય કરવાને તદ્દન નાલાયક હોઈ, તેને લખતાં વાંચતાં બિલકુલ આવડતું નહિ. સઘળો કાળ હલકા વ્યસનમાં તે નિમગ્ન રહેતો. હિમુ નામનો એક હુશિયાર વેપારી, જેને સલીમશાહના વખતમાં બજાર દરોગાની જગો મળી હતી, તેને મહંમદશાહે પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. તેથી ઉદ્ધત અફઘાન સરદારોને પોતાનું અપમાન થયાનું લાગી તેઓ પોતાના ધણી સામે થયા. હિમુએ કેવળ ઈમાનથી પોતાના માલિકની નોકરી બજાવી. મહંમદશાહ સૂરે જે મૂર્ખાઈ ભરેલા વિલાસ ભોગવ્યા તેનું વર્ણન અત્રે થઈ શકે તેમ નથી. તેણે સઘળી સંપત્તિ હલકાં કામોમાં ઉડાવી દીધી. રાજ્યમાં જ્યાં ત્યાં બળવા ચાલુ હતા. ઈબ્રાહીમખાન સૂર નામે મહંમદશાહનો એક સાળો દિલ્હીનું રાજ્ય બથાવી પડયો; એટલે મહંમદશાહ ચુનારગઢ નાસી ગયો, અને ત્યાં પૂર્વ તરફના પ્રદેશ ઉપર રાજ્ય કરવા લાગ્યો. આ પ્રમાણે રાજ્યના બે વિભાગ થયા, અહંમદખાન સૂર નામે મહંમદશાહનો બીજો એક સાળો, જે પંજાબનો સુબેદાર હતો, તે ફોજ લઈને દિલ્હી પર ચઢી આવ્યો. ઇબ્રાહીમશાહે પોતાનું સઘળું સૈન્ય એકઠું કરીને અહંમદખાન સાથે ટક્કર લીધી. તે વખતે ઇબ્રાહીમખાન પરાજય પામીને નાસી ગયો, અને અહમદખાન સૂર સિકંદરશાહનું નામ ધારણ કરીને દિલ્હીમાં રાજ્ય કરવા લાગ્યો. પરંતુ તેનો ઉપભોગ તેનાથી ઝાઝો વખત લઈ શકાયો નહિ.

ઇબ્રાહીમખાન નાસીને કાલ્પી ગયો. ત્યાં હિમુ મહમદશાહની તરફથી તેની સાથે ફોજ લઇને લડવા માટે આવ્યો. ચુનારગડમાં તેણે ઉત્તમ પ્રકારે ફોજ તૈયાર કરેલી હતી. હિમુએ ઇબ્રાહીમખાનનો પરાભવ કર્યો, અને તેની પુંઠ પકડીને તેને બિયાનાના કિલ્લામાં પૂર્યો. પરંતુ એટલામાં બંગાળાના સુલતાન મહમદશાહ સૂરે મહમદશાહ આદિલી ઉપર હલ્લો કર્યાથી તેણે તાબડતોબ હિમુને પાછો બોલાવ્યો. ઇબ્રાહીમ તરફથી આ ઝગડો ઘણા વખત સુધી ચાલુ રાખવામાં આવ્યો. આખરે સ. ૧૫૬૭ માં અકબર બાદશાહે પકડીને તેનો વધ કર્યો હતો. હિમુએ પોતાના ધણીને મદદ કરીને બુંદેલખંડમાં બંગાળાના સુલતાન મહમદશાહ સૂર સાથે લડીને તેને મારી નાંખ્યો. એટલામાં હુમાયૂને હિંદુસ્થાનમાં પાછા આવીને સિકંદરશાહ સૂર પાસેથી દિલ્હીનું તખ્ત પાછું મેળવ્યું. તેને હરાવવા માટે હિમુ મોટી ફોજ એકઠી કરીને દિલ્હી ઉપર ચઢી આવ્યો. અકબરે બહેરામખાનને તેની સામે મોકલ્યો, તે વખતે હિમુનો પરાભવ થઇને તેને દેહાન્તની શિક્ષા થઈ, વગેરે હકીકત અકબરની કારકીર્દિમાં કહેવામાં આવશે. હિમુ પરાક્રમી સરદાર હતો. તે પોતાના ધણીને કદી પણ વીસર્યો નહિ, અથવા તેની સાથે કદી બેઇમાન-થી વર્ત્યો નહિ. તેના મુઆ પછી મહમદશાહ આદિલીનો પક્ષ તદ્દન નરમ પડી ગયો, અને છેવટે બંગાળાના મહમદશાહ સૂરના છોકરાએ તેને યુદ્ધમાં મારી નાંખ્યો.

સિકંદરશાહ સૂર (સ. ૧૫૫૪–૫૫ ).—સિકંદરશાહને અફઘાન સર-દારોની સારી મદદ હતી, પણ તેના તખ્ત ઉપર બેસતાની સાથે તેઓ માન પાન માટે માંહોમાંહે લડવા લાગ્યા. ફેરિસ્તો કહે છે, ' આ વખતે કલહાગ્નિ ફરીથી સળગી ઉઠયો, અને તેનો બેશુમાર ભડકો થયો.' આ કલહ અંકુશ-માં રાખવાનું સિકંદરશાહમાં સામર્થ્ય નહોતું. તે પોતે શૂરો હતો, પણ રાજ્ય કરવાની અક્કલ ન હોવાથી તે આપત્તિમાં સપડાયો. એટલામાં હુમા-યૂન પાછો આવ્યાથી, તેને અટકાવવા માટે સિકંદરશાહે પોતાની ફોજ મોકલી, પણ તેનો પરાભવ થયો. ફરીથી તે પોતે ફોજ લઇને ગયો, ત્યારે સરહિંદ નજીક બહેરામ અને અકબરે તેનો ફરીથી પૂર્ણ રીતે પરાભવ કર્યો, એટલે

તે ડુંગરી પ્રદેશમાં નાશી ગયો. ત્યાંથી તેણે કેટલાક દિવસ સુધી મોગલો સાથે ઝગડો ચલાવ્યો, પણ તેથી કોઈ રીતે તેને ફળ ન થતાં, છેવટે તેનું અજ્ઞાત સ્થળમાં મરણ થયું. અહિંજ આ સૂર નામના છેવટના અફઘાન વંશની સમાપ્તિ થઈ. આ વંશના પુરૂષોએ ફરીથી કદી પણ માથું ઉચક્યું નહિ. અફઘાનોના ક્રૂર વર્તનથી લોકોને ઘણોજ કંટાળો આવ્યો હતો, અને નવીન જમાનાનો જલદીથીજ પ્રારંભ થતાં તેમના ત્રાસમાંથી લોકોનો છૂટકો થાય એવી ઇશ્વિરી રચના હતી, જે સંબંધી હકીકત હવે જાણવામાં આવશે.

૬. **હુમાયૂનનો વનવાસ** ( સ. ૧૫૪૦–૧૫૫૩ ):—રાજ્યગાદી ગુમાવ્યા પછી હુમાયૂન પંદર વર્ષ બહાર રહીને દિવસ નિર્ગમન કરતો હતો. આ વનવાસની હકીકત જેટલે અંશે હૃદયદ્રાવક છે, તેટલેજ અંશે તે ઉપરથી તેનો દુર્બળ, અનિશ્ચિત અને ઢંઢો સ્વભાવ જણાઈ આવે છે. બાબરને પણ આવીજ રીતે ઘણાં વર્ષ ગાળવાં પડયાં હતાં, પરંતુ બાબરમાં જે ઉગ્ર પાણી તે વખતે દેખાઈ આવ્યું હતું તે હુમાયૂનમાં નહોતું. પોતાના હેતુની પાછળ જો તે જોરથી અને ચીવટથી મંડયો રહ્યો હોત તો તેનાં આટલાં વર્ષ ફોકટ ગયાં ન હોત. એકલું કાબૂલ લઇને કામરાનનો બંદોબસ્ત કરવામાં તેને ૭ વર્ષ લાગ્યાં. પ્રથમ મોજશોખ અને પછી ઉદ્યોગ એ તેના જીવનનો હમેશનો ક્રમ માલૂમ પડે છે. આ બેદરકારી હુમાયુનના નીચેના કાળક્રમ ઉપરથી જણાઈ આવશે:—

| | | | |
|---|---|---|---|
| સ. ૧૫૩૧ | લોદીનો પરાભવ. | ૧૫૪૩–૪૪ | ઇરાનના શાહ તરફ પ્રયાણ. |
| ૧૫૩૪–૩૬ | માળવા અને ગુજરાત. | ૧૫૪૪–૪૫ | કંદહાર અને કાબૂલ. |
| ૧૫૩૭–૪૦ | બંગાળા અને બહાર. | ૧૫૪૬–૫૩ | કાબૂલ અને કામરાન. |
| ૧૫૪૦ | લાહોર તરફ પલાયન. | ૧૫૫૪–૫૫ | ફરીથી હિંદુસ્તાન પ્રાપ્ત કરવું. |
| ૧૫૪૧–૪૨ | હમીદા સાથે લગ્ન, અને સિંધ તથા રજપુતાનામાં સંકટ. | ૧૫૫૬ | મૃત્યુ. |
| ૧૫૪૩ | કંદહાર તરફ પલાયન. | | |

લાહોરમાં આશ્રય મળ્યો નહિ, ત્યારે પછી શું કરવું તે હુમાયુનને સુઝયું નહિ. સિંધ પ્રાંત તૈમૂરે જીતેલો હતો. કદાચ ત્યાં પોતાને આશ્રય મળશે, એવી આશાથી હુમાયૂન ત્યાં ગયો. રસ્તામાં હિંદાલના મુકામ પર તે કેટલોક વખત થોભ્યો. ખુરાસાન પ્રાંતમાં રહેનારો શેખઅલી અકબરનામી નામે હિંદાલનો ગુરૂ ત્યાં હોઈ, તેની પુત્રી ઉપર હુમાયુન મોહિત થયો. તે ચૌદ વર્ષની હોઈ તેનું લગ્ન બીજાની સાથે ઠરેલું હોવા છતાં, હુમાયૂને તેની સાથે લગ્ન કર્યું (૧૫૪૧). આજ અકબરની મા હમીદા બીબી હતી. હિંદાલે તેના ભાઈને ઘણા વખત સુધી આશ્રય આપ્યો નહિ. હુસેન અર્ઘૂનના તાબામાં સિંધ પ્રાંત હોઇ તે પોતાને મદદ કરશે એવી આશાથી હુમાયૂન તેની પાસે ગયો. પરંતુ અર્ઘૂને તેનો સત્કાર ન કરતાં તેને પોતાના પ્રાંતમાંથી હાંકી કાઢ્યો. પછી દુર્ગત રેતાળ રણમાં થઈને તે જોધપુર રાજા માલદેવની પાસે જવા નીકળ્યાં. આ રણમાં તેની અત્યંત દુર્દશા થઈ. પાણી વિના તેના માણસ ટપોટપ મરવા લાગ્યા. છેવટે અતિ સંકટથી તે જોધપુર પહોંચ્યો, પરંતુ ત્યાં પણ તેની આશા સફળ થઈ નહિ. માલદેવ તેને પકડી લેવા ધારે છે એવું જાણુતાં, તે પાછો સિંધુ નદી ભણી આવવા નીકળ્યો. તે પ્રદેશ રેતાળ હતો, અને રસ્તામાં મુદ્દલે ઝાડ ન હોઈ ટપકું પણ પાણી મળે તેમ નહોતું. કેટલેક સ્થળે લુંટારા વગેરે લોકોની વસ્તી હોઈ ત્યાં એકાદ ઉંડો કૂવો જોવામાં આવતો, પરંતુ તેમાંના પાણીનું રક્ષણ કરવા માટે મોટી મોટી ટોળીઓ બેઠેલી રહેતી. હુમાયુનના માણસો પાણી લેવા જતા ત્યારે તેમને તે ટોળીઓ તરફથી હેરાન કરવામાં આવતા. વળી હુમાયૂનની સાથે ઘોડા, ઉંટ, અને મોટું જનાનખાનું હતું. તેની સ્ત્રીની પ્રસૂતિનો સમય નજીક આવેલો હતો. નાની નાની મજલો કરતા તેઓ આગળ ચાલ્યા. પરંતુ શ્રમ અને તરસથી તથા યુદ્ધમાં મરાયાથી તેના ઘણાખરા માણસો મરણ પામ્યા. એટલામાં જોધપુરથી સ્વારોની એક ટોળી તેની પુંઠ પકડતી આવી. પ્રત્યક્ષ હુમલો ન કરતાં તેમણે હુમાયૂનનાં માણસોનાં દાણાપાણી બંધ કરવાનો પ્રયત્ન કર્યો. હુમાયૂન કેટલાંક પોતાનાં તનનાં માણસો સાથે આગળ ચાલ્યો ગયો, પરંતુ આવી રીતે પોતાથી નભી શકાશે નહિ, એમ જોઈને તેમણે લઢીને મર-

વાની તૈયારી કરી. આ વખતે તેની પુંઠ પકડનારાઓને બાદશાહ ઉપર દયા આવવાથી તેમણે તેને આગળ જવા દીધો, અને અન્નપાણીની થોડીક સવડ કરી આપી. પછી અનેક પ્રકારે તેની માઠી હાલત થયા બાદ ફક્ત સાત માણસો સાથે તે ઉમરકોટ આવી પહોંચ્યો. ઉમરકોટનો મજબૂત કિલ્લો એકાંત સ્થાનમાં આવેલો છે ત્યાંના અમલદાર રાણાપ્રસાદે તેને ઉભય પ્રકારનો આશ્રય આપ્યો. આજ સ્થળે તા. ૧૪ મી અકટોબર સ. ૧૫૪૨ ના રોજ હમીદા રાણીએ પુત્રને જન્મ આપ્યો. આજ પુત્ર તે પ્રસિદ્ધ અકબર બાદશાહ હતો. પુત્રના જન્મની બાતમી તેના જાસુસોએ આપી ત્યારે તેમને બક્ષિશ આપવા માટે હુમાયૂનની પાસે કાંઈ નહોતું, તેથી પાસેની કસ્તુરીની ડબ્બી ઉઘાડીને તે તેણે લોકોને વહેંચી આપી અને બોલ્યો, 'આ કસ્તુરીની સુવાસની પેઠે આ પુત્રની કીર્તિ આખા જગતમાં પ્રસરો.' તેણે તે પુત્રનું નામ જલાલુદ્દીન મહંમદ અકબર પાડ્યું.

ઉમરકોટના રાણા પાસેથી મદદ લઇને હુમાયૂને સિંધ પ્રાંત કબજે કરવાનો ફરીથી પ્રયત્ન કર્યો. બીજા હિંદુ રાજાઓ તેને આવી મળ્યા, અને તેની પાસે એકંદરે ૧૫૦૦૦ માણસની ફોજ એકઠી થઇ, પરંતુ તેનાથી હુસેન અર્ઘુનનું કાંઈ નુકશાન થઇ શક્યું નહિ. હુમાયૂનના કેટલાક મોગલોએ ઉદ્ધતાઈ ભરેલું વર્તન કરીને રાણાપ્રસાદનું અપમાન કર્યાથી તે રાણો અને બીજા એકઠા મળેલા મળતિયા રાજાઓ હુમાયૂનને છોડી ચાલ્યા ગયા. એટલે હુસેન અર્ઘૂન ઉપરની ચડાઇ પડતી મૂકી તે કંદહાર તરફ જવા નીકળ્યો. હુમાયૂન જાય તો ઠીક એમ રાણાપ્રસાદને લાગ્યાથી તેણે પણ તેની વિદાયગીરી માટે સઘળી તૈયારી કરી આપી. આ પ્રમાણે હિંદુસ્તાનના રાજ્યની આશા છોડીને આ મોગલ બાદશાહને હિંદુસ્તાન દેશની હદ પાર જવું પડ્યું.

આ વખતે કંદહારનો કારભાર કામરાનની વતી મીરઝાં અસ્કરી ચલાવતો હતો. અસ્કરીને ભોળવીને પોતાના પક્ષમાં લેવો, અને પોતે કંદહારમાં રહીને પછી યત્ન કરવો, એવો વિચાર રાખીને હુમાયૂન તે તરફ જવા નીકળ્યો. કેટલીક મજલ ગયા બાદ કંદહાર સુમારે ૧૦૦–૧૨૫ માઇલ દૂર હતું તેવામાં હુમાયૂને જાણ્યું કે અસ્કરી ફોજ લઇને પોતાની સાથે લડવા માટે ત્વરાથી

આવે છે. આવું સાંભળી તેણે ઇરાનનો રસ્તો પકડયો, અને નાસી જતાં વિલંબ લાગશે એમ ધારી તેણે અકબરને પણ રસ્તામાંજ રહેવા દીધો. સ્ત્રીને માત્ર તેણે પોતાની સાથે લીધી. મીરઝાં અસ્કરી આવ્યો ત્યારે હુમાયૂન ચાલ્યો ગયો હતો. અકબર તેના હાથમાં આવ્યો, તેથી તેને સુરક્ષિતપણે કંદહાર લઇ જઈને, ત્યાંથી કામરાન પાસે કાબૂલ મોકલ્યો. અકબરને જ્યારે અસ્કરી લઇને જવા લાગ્યો ત્યારે હુમાયૂનના એક રાજભક્ત નોકરે પહેરેગીરોને પૈસા આપીને છોકરાને છોડવીને હુમાયૂન પાસે લઈ જવાનો વિચાર કર્યો, પરંતુ પહેરેગીરોએજ વિચારને અંતે ઠરાવ્યું કે, આથી કદાચ છોકરાના જીવનની હાનિ થશે. હુમાયૂનનો કાંઈ પણ અંદરખાનાનો હેતુ હોવા સિવાય તે પોતાના પુત્રને આવી સ્થિતિમાં નાંખી જાય નહિ. પછી તે નોકરે ઇરાનમાં જઇને તેના બાળપુત્રની કુશળતાના સમાચાર હુમાયૂનને કહ્યા હતા.

ઇરાનમાં આ વખતે શિયાપંથી સૂફી શાહ તમસ્પ રાજ્ય કરતો હતો. તમસ્પના બાપ ઇસ્માઇલે ઇરાનમાં શિયાપંથની સ્થાપના કરી હતી. તુર્ક લોકોએ સ. ૧૪૫૩ માં રોમન બાદશાહીનો પરાભવ કરીને યૂરોપમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું હતું એ પાછળ કહેલુંજ છે. સ. ૧૫૧૬ માં કૉન્સ્ટાન્ટિનોપલના બાદશાહ પહેલા સલીમે ઇજિપ્ત દેશ જીત્યો, અને ત્યાંના આબ્બાસી વંશના ખલિફા મૂતવક્કિલની પાસેથી ખિલાફત પોતાના હાથમાં લીધી ત્યારથી તુર્કસ્થાનનો બાદશાહજ મુસલમાનોનો ખલિફા મનાય છે. પરંતુ તે મહંમદના વંશનો ન હોવાથી શિયાપંથી ચુસ્ત મુસલમાનો તેને ખલિફા ન માનતાં ઇરાનના શાહને પોતાનો વડો માને છે. એમ છતાં મુસલમાન ધર્મની હમણાં અભિવૃદ્ધિ થતી ન હોવાથી સઘળા મુસલમાનો એકજ ખલિફાને માને છે. ઇસ્માઇલ શાહની પેઠે તેનો પુત્ર તમસ્પ પણ શિયાપંથનો ચુસ્ત અભિમાની હતો. આરંભમાં તેણે હુમાયૂનનો ઘણી ઉત્તમ રીતે આદરસત્કાર કર્યો, અને બાદશાહના દરજાને શોભે એવી રીતે તેની બરદાસ રાખી. એમ છતાં પ્રત્યક્ષ મુલાકાત થવા માટે કેટલાક મહિના લાગ્યા, અને હુમાયૂને મદદની વાત કાઢી ત્યારે બન્નેને અણબનાવ થવા જેવું થયું, બહેરામખાન નામનો જે ચતુર અને વિશ્વાસુ સરદાર હમેશાં હુમાયૂનની સાથે તેના વનવાસમાં

રહેતો, તેને તેણે વાતચિત કરવા માટે તમસ્પ પાસે મોકલ્યો. બહેરામખાનને તુરત જણાઈ આવ્યું કે, આપણે સર્વ પ્રકારે પરાધીન છીએ, અને ઇરાનનો સુલતાન આપણા માલિકની બિલકુલ દરકાર કરતો નથી. તમસ્પે કહ્યું, 'હિંદુસ્થાનમાં શિયાપંથ ચાલુ કરો તો તમને મદદ આપું.' હુમાયુનથી આ વાત કબૂલ થઈ નહિ. છેવટે નિશ્ચય ઉપર આવીને તમસ્પે એક લાકડાની ભારી હુમાયૂનને મોકલીને જણાવ્યું કે, 'જો તમે શિયાપંથ નહિ સ્વીકારો, તો આજ લાકડાં તમારી ચિતા માટે કામમાં લેવામાં આવશે.' નિરૂપાયે હુમાયૂને તમસ્પનું કહેવું કબૂલ કર્યું, અને કંદહાર પ્રાંત જીતીને તેને આપવાનું વચન આપ્યું. પછી ઇરાનના શાહે પોતાના પુત્ર મીરઝાં મુરાદના હાથ નીચે ૧૪૦૦૦ ઘોડેસ્વાર હુમાયૂનની મદદ માટે આવ્યા, અને મોટા સન્માનથી તેને પાછા જવાની રજા આપી. સ. ૧૫૪૫ ના માર્ચ મહિનામાં હુમાયૂન કંદહાર આગળ આવ્યો. મીરઝાં અસ્કરીએ ૭ મહિના સુધી હુમાયૂનને દાદ ન દીધા પછી, અનાજ પાણી ખુટયાથી તે કિલ્લો હુમાયૂનના તાબામાં આવ્યો, અને ઇરાનનો શાહજાદો ત્યાં જઈ રહ્યો. તેમણે મીરઝાં અસ્કરીને બંદોબસ્ત સાથે કેદમાં રાખ્યો. અહિં સુધી હુમાયૂને પોતાનું વચન પાર પાડયું, પરંતુ પછી વિશેષ મદદની તેને આશા ન જણાઈ, ત્યારે કામરાન સાથે વાતચિત કરવા માટે કાબુલ જવા નીકળ્યો. તે ઝાઝો દૂર ગયો નહોતો, એટલામાંજ ઇરાનનો શાહજાદો મુરાદ કંદહારમાં મરણ પામ્યાની તેને ખબર મળી. તે વખતે સાથે ઔષધ ન હોઈ પોતાને ભારે ઉધરસ થયેલી લાગ્યાથી હુમાયૂન તુરતજ પાછો આવ્યો, અને ઇરાની લોકોને હાંકી મૂકીને તેણે કંદહારનો સારો બંદોબસ્ત કર્યો. વચ્ચે કામરાનની સમજૂત કરવા માટે બહેરામખાનને હુમાયૂને કાબૂલ મોકલ્યો, પણ કામરાને દાદ દીધી નહિ. પછી હુમાયૂન કંદહારમાં હતો તેવામાં કાબૂલમાં કામરાનના ઘણા શત્રુ ઉત્પન્ન થયા છે એવી તેને ખબર મળી, તેથી ફોજનો સારો બંદોબસ્ત કરીને કાબલ તરફ જવા નીકળ્યો. તેનો ભાઈ હિંદાલ જે ગિજનીના સુબા તરીકે કામ કરતો હતો, તે અને બીજા ઘણા સરદારો તેને આવી મળ્યા. હુમાયૂન આવતાંજ કામરાન સિંધ પ્રાંત તરફ નાઠો, અને હિંદાલ તેની પુઠે ગયો. સન

૧૫૪૫ ના ઑક્ટોબર મહિનામાં કાબુલ હુમાયૂનના હાથમાં આવ્યું. અહિં તેનો પુત્ર અકબર તેને સાજોતાજો આવી મળ્યો. કેટલાક દિવસ પછી હુમાયૂને બદકશાન પ્રાંત ઉપર સ્વારી કરી. કામરાનને સિંધ પ્રાંતમાં આશ્રય ન મળ્યાથી તે કાબૂલ પાછો આવ્યો, અને ત્યાં હુમાયૂનને ન જોવાથી તુરતજ તે શહેર તેણે કબજે કર્યું. શાહજાદો અકબર પણ તેના હાથમાં સપડાયો. હુમાયૂન અને હિંદાલ તુરતજ પાછા આવ્યા અને તેમણે કિલ્લાને ઘેરો ઘાલ્યો. કામરાન આ પ્રસંગે અકબરના જીવની હાનિ કરવાનો હતો, પરંતુ દૈવયોગે તે બચી ગયો. કાબૂલ હુમાયૂનના હાથમાં આવ્યું, કામરાન નાસી ગયો, અને તેણે બદકશાન પ્રાંત કબજે કર્યો. સ. ૧૫૪૮ માં કામરાનને કેદ કરીને હુમાયૂને બદકશાન પ્રાંત પાછો લીધો, અને તે કામરાન તરફ ઘણીજ મમતાથી વર્ત્યો. ચારે ભાઈઓ ફરીથી એકઠા થઈ ખુશી ખુશાલીમાં કેટલાક દિવસ રહ્યા, પછી થોડાજ વખતમાં કામરાન અને મીરઝાં અસ્કરીએ બંડ કરીને કાબૂલ હસ્તગત કર્યું. હુમાયુન અસાવધ ન હોઈ, તેણે કાબૂલ પાછું લીધું, અને કામરાન ફરીથી પંજાબ ભણી નાશી ગયો. હુમાયુને કામરાનને ઘણી મમતાનાં પત્રો લખીને પાસે રહેવા બોલાવ્યો, પણ તેને તે રૂચ્યું નહિ, ત્યારે હુમાયુને તેની સામે થવા હિંદાલને મોકલ્યો. તે કામરાનની પુંઠે પડેલો હતો તેવામાં એક દિવસે કામરાનના અફઘાન લોકોએ તેને ઠેર માર્યો (નવેમ્બર ૧૫૫૧). હિંદાલે હુમાયુનને ઉત્તમ પ્રકારે સહાય કર્યાથી તેના ઉપર હુમાયુનની વિશેષ પ્રીતિ બેઠી હતી, તેથી તેના મૃત્યુના સમાચાર સાંભળીને હુમાયુનને અત્યંત દુઃખ થયું. હિંદાલને રઝિયા સુલતાના નામની એક પુત્રી હતી, તેનું લગ્ન અકબર સાથે કરીને તેના બાપની સઘળી સંપત્તિ હુમાયુને તેને આપી. કામરાનને હિંદુસ્થાનમાં સલીમ શાહસૂર તરફથી આશ્રય ન મળ્યાથી ગક્કર વગેરે રાજા લોકોમાં તે ભટકતો હતો. છેવટે સન ૧૫૫૨ માં ગક્કર લોકોના મુખ્ય સરદારે તેને હુમાયુનને સ્વાધીન કર્યો. ૨૩ વર્ષ સુધી હુમાયુન સાથે તેણે એક સરખી બેઈમાની કર્યાથી તેને જીવતો મારવો એવી મોગલ અધિકારીઓની સલાહ થઈ. પરંતુ હુમાયુનને તે ઠીક ન લાગ્યાથી તેણે માત્ર તેની આંખો ફોડી નંખાવી (૧૫૫૩). પછી એક પ્રસંગે તે કામ-

રાનની મુલાકાતે મળેલો તે વખતે તેની તે દુઃખિત સ્થિતિ જોઇને હુમાયુનને અત્યંત દયા આવી, અને તે ઘણું રડયો. કામરાનને પણ પોતે કરેલાં કર્મનો પશ્ચાત્તાપ થયો, અને જેને જેનું તેણે નુકશાન કર્યું હતું તે સર્વેની તેણે ક્ષમા માગી. અનેક વખતે વિશ્વાસઘાત કર્યાથી આવી શિક્ષા કર્યા સિવાય હુમાયુનને બીજો માર્ગ નહોતો. કેટલાક વખત પછી હુમાયુનની પરવાનગીથી તે મક્કે જવા નીકળ્યો, પણ રસ્તામાંજ સિંધ પ્રાંતમાં તે મરણ પામ્યો. કામરાન શૂરો અને હિમ્મતવાન હતો, પરંતુ કપટી અને ક્રુર હોવાથી તેના ઉપર તેની સ્ત્રી સિવાય કોઈએ કદી વિશ્વાસ રાખ્યો નહોતો. સ્ત્રીને તેના બાપે પોતાના ઘેર બોલાવ્યા છતાં, તે ત્યાં ન જતાં પોતાના પતિ સાથે મક્કે ગઈ. મીરઝાં અસ્કરીને પણ હુમાયુને હદ પાર કર્યો. તે મક્કે જઇ ત્યાં સન ૧૫૫૮ માં મરણ પામ્યો.

આ ભાઇઓનાં બંડ, લડાઇઓ, ઘેરા, અને માંહોમાંહે એકનું બીજાને પકડવું, એ વગેરે બિનાઓની વારંવાર આવૃત્તિ થયેલી વાંચીને કંટાળો આવે તેમ છે. ખરૂં જોતાં આ કાળનો ઈતિહાસ એટલે ધામધુમના વર્ણન સિવાય બીજું કાંઇજ નથી. આવાં વર્ણનો કોઇને તુચ્છ લાગતાં હશે, છતાં તેને માટે એટલોજ ઉત્તર છે કે જગતના કોઈ પણ ભાગમાં અઢારમા સૈકાની આખર સુધી યુદ્ધો અને રાજ્યોનો ઇતિહાસ આવાજ પ્રકારનો છે. અર્વાચીન યુદ્ધ પદ્ધતિનો આરંભ નેપોલિયનના વખત સુધી થયો નહોતો.

**૭. મૃત્યુ અને ગુણોનું અવલોકન** (સન ૧૫૫૫–૧૫૫૬):—સઘળા ભાઇઓનો ઉપર મુજબ નિકાલ થયા પછી હુમાયુનને સ્વસ્થતા પ્રાપ્ત થઇ. કાબુલ તરફનું સઘળું રાજ્ય તાબામાં આવ્યાથી હિંદુસ્થાન તરફ લક્ષ આપવાને તેને અવકાશ મળ્યો. વળી આ સંધિ ઘણી સારી હતી. સૂરવંશના પુરૂષોમાં ટંટા થયાથી દિલ્હીમાં ધામધૂમ ચાલી રહી હતી. પ્રજાને પણ અફ્ઘાન લોકો માટે તિરસ્કાર આવ્યો હતો. આગ્રા અને દિલ્હીમાં હુમાયુનના ઘણા સ્નેહી હતા, તેમની તરફથી તેને હિંદુસ્થાનમાં આવવા બાબતના ઘણા પત્રો મળ્યા, પરંતુ આવું જોખમ પોતાના ઉપર વહોરી લેવાની તેને પ્રથમ છાતી ચાલી નહિ. તે સ્વભાવે હિમ્મતવાન નહોતો. બાપના છેવટના હુકમને

પાળવા માટે પોતાના ભાઇઓ તરફ અસાધારણ મમતાથી વર્તી તેણે શૌથી પોતાની વધારે ખરાબી કરી હતી. હિંદુસ્થાનમાં જવું કે ન જવું તે વિષે તે મોટી પંચાતમાં પડ્યો. છેવટે શકુન જોઇને અનુકૂળ ઉત્તર મળતાંજ તેણે જવાનો નિશ્ચય કર્યો. સન ૧૫૫૪ ના ડિસેમ્બર મહિનામાં કસાયલા ૧૫૦૦૦ ઘોડેસ્વાર સાથે લઇને તે કાબલથી નીકળ્યો. તેનો પુત્ર અકબર અને વજીર બહેરામખાન ગિજની અને કંદહારની ફોજ લઇને પેશાવર આગળ તેને આવી મળ્યા. કામરાન સાથેનું યુદ્ધ પૂરું થયા પછી અકબરના હાથમાં ગિઝનીનો કારભાર આવ્યો હતો. એજ સ્થળે સ્વતંત્રપણે રહીને અલ્પ વયમાંજ તેનામાં ચાતુર્ય આવતું ગયું. પંજાબમાં તાતારખાન સૂર સુલતાનોનો કારભારી હોઈ, તેણે હુમાયુનને અડચણ કરી નહિ. રોહટક કિલ્લો અને લાહોર તેને અનાયાસે પ્રાપ્ત થયાં. સિકંદરશાહે તાતારખાનના હાથ નીચે હુમાયુન સામે પોતાની ફોજ રવાના કરી. તેની સામે થવા માટે હુમાયુને અકબરને બહેરામખાનને સોંપીને મોકલ્યો. બહેરામખાને સરહિંદ નજીક તાતારખાનની ફોજનો પરાજય કરીને દિલ્હીની આસપાસનો પ્રદેશ નાની નાની ટોળીઓ મોકલી જીતી લીધો. તે વખતે સિકંદરશાહ પોતે ૮૦૦૦૦ ફોજ અને મોટું તોપખાનું લઇને યુદ્ધ કરવા માટે બહાર પડ્યો. બહેરામખાનના બોલાવ્યાથી હુમાયુન પણ ત્વરાથી આવ્યો. તા. ૧૮ મી જુન સન ૧૫૫૫ ને રોજ બન્ને સૈન્યો સરહિંદ આગળ એકઠાં મળ્યાં. બહેરામખાન તથા તેના માલિક હુમાયુન તથા તેનો પુત્ર અકબર ત્રણે છેક મધ્યમાં રહીને લડ્યા. આ પ્રસંગે અકબરે વિલક્ષણ શૌર્ય દર્શાવ્યું. સિકંદરશાહનો પરાભવ થઇને કાપાકાપી ચાલુ થઈ ત્યારે પોતાના જીવનું રક્ષણ કરવા માટે તે પંજાબના ડુંગરી પ્રદેશમાં નાસી ગયો. સરહિંદની આ લડાઇથી અફઘાન વંશના સુલતાનોની આશા સમૂળી નાશ પામી. મોગલોના હાથમાં હિંદુસ્થાનનું સ્વામિત્વ જતાં તેના રાજ્ય કારભારે નવીન અને જુદુંજ વલણ લીધું. પછી દિલ્હી અને આગ્રા કબજે થતાં વિલંબ લાગ્યો નહિ. આ પ્રમાણે પંદર વર્ષ સુધી સંકટ અને વનવાસ ભોગવનાર હુમાયુન જુલાઇ મહિનામાં બાદશાહી ગાદી ઉપર કાયમ થયો. પછીના પાંચ સાત મહિના નાનાં મોટાં બંડ બેસાડવામાં તે

ગુંથાયો હતો. આવા કષ્ટે પ્રાપ્ત થયેલી બાદશાહીનો ઉપભોગ લેવાને કુદૈવને લીધે તે ઝાઝા દિવસ જીવ્યો નહિ. દિલ્હીના રાજ્યમહેલમાં પુસ્તકાલયની અગાશી ઉપર બેઠેલો હતો તેવામાં સાયંકાળની નમાજની વખત થઇ એમ સમજી નીચે આવવા લાગ્યો. જીના ઉપરજ તેણે મસીદમાંની પ્રાર્થનાની શરૂઆત કરનારા પોકારનો શબ્દ સાંભળ્યો, એટલે લાગલોજ પગથિયા ઉપર ધુંટણ ટેકવીને નિમાજ પઢવા લાગ્યો. તે કામ પૂરૂં કરીને તે લાકડી ટેકતો ઉઠીને નીચે આવતો હતો તેવામાં આરસપહાણનાં લીસાં પગથિયાં ઉપરથી હાથમાંની લાકડી ખશી જવાથી તે એકદમ નીચે ચોકમાં પડયો, અને જખમી થઈ ચાર દિવસે મરણ પામ્યો (તા. ૨૫ મી જાન્યુઆરી સન ૧૫૫૬). આ વખતે તે ૫૧ વર્ષની ઉમરનો હતો. તાર્દીબેગ નામના વિશ્વાસુ સરદારે તુરતજ દિલ્હીનો બંદોબસ્ત કરીને હુમાયુનના મૃત્યુની ખબર કેટલોક વખત બહાર પાડી નહિ. અકબર સિવાય બીજી એક સ્ત્રીથી હુમાયુનને હકીમ નામનો બીજો એક પુત્ર હતો. દિલ્હીમાં હુમાયુનના કબર ઉપર અકબરે પાછળથી સુંદર આરસપહાણનો રોજો બંધાવ્યો હતો. આજ ઇમારતની અંદર સં. ૧૮૫૭ ના બળવા વખતે દિલ્હીનો બાદશાહ પોતાના પુત્રો સાથે સંતાઈ બેઠો હતો. અંગ્રેજોએ દિલ્હી લીધા બાદ, હુમાયુનની કબરમાં તેના બે શાહજાદાઓને મારી નાંખીને વૃદ્ધ બાદશાહને પકડી લઇ જવામાં આવ્યો હતો.

**હુમાયૂનના ગુણોનું અવલોકન**—હમીદા સાથે કરેલા લગ્ન ઉપરથી હુમાયૂનનો અપ્રયોજક, મોજશોખી, અને બેફિકર સ્વભાવ જણાઈ આવે છે. હમીદાનો બાપ મીરબાબા દોસ્ત એજઅલી અકબર જામીના નામથી પ્રસિદ્ધ થયેલો હોવો જોઇએ. એ ઇરાનના એક અહમદ જામ નામના મહાન્ સાધુના કુળનો હતો. હુમાયૂનની મા મહામ બેગમ એ કુળનીજ હતી. સાધુ અહમદ જામે ઇરાનમાં ત્રણ લાખ માણસોને મુસલમાની ધર્મમાં આણ્યા હતા. હુમાયૂન ઇરાનમાં ગયો હતો ત્યારે તેણે આ પોતાના પૂર્વજોની કબરનાં દર્શન કર્યાં હતાં. સન ૧૫૪૧ માં સિંધ પ્રાંતમાં બક્કરનો કિલ્લો હુમાયુન કબજે કરતો હતો, ત્યારે હિંદાલ વિષે તેને સંશય પડયાથી તે પાત્ર નામના ગામે તેને મળવા ગયેલો, તે વખતે હિંદાલ મુકામ ઉપર નહોતો. હિંદાલની મા દિલદાર બેગમ

અને બ્હેન ગુલબદને હુમાયુનની આગતા સ્વાગતા કરીને તેને મિજબાની આપી. આ પ્રસંગે હમીદા અને તેનો નાનો ભાઈ ત્યાંજ દિલદાર બેગમ પાસે હતાં. તેનો બાપ અલી અકબર ઉર્ફે મીરબાબા દોસ્ત હિંદાલાનો ગુરૂ હતો. હુમાયુન અને હમીદાની દૃષ્ટે દૃષ્ટ મળતાં 'આ કોણ?' એમ તેણે પૂછ્યું, અને તે અલી અકબરની પુત્રી છે એવું જાણુતાંજ તે બોલ્યો, 'ત્યારે તો તે આપણા મંડળમાંનીજ છે.' તેના ઉપર હુમાયુનનું મન ચોંટયું, અને તેણે પોતાની ઓરમાન માને કહ્યું 'એનું લગ્ન મારી સાથે કરાવી આપો.' હિંદાલ પાછો આવ્યા પછી આ વાત જાણી ત્યારે તેને ક્રોધ આવ્યો, અને તે બોલ્યો, 'હમીદા મારે બ્હેન જેવી હોઈ, તમારા જેવા બાદશાહને તે શોભે નહિ. તમે તો અહિં મને મળવા માટે આવ્યા છો, બીજા માટે આવ્યા નથી.' આ ઉત્તર સાંભળીને હુમાયુનને ઘણુંજ ખોટું લાગ્યું અને તે રીસાઇને ચાલી નીકળ્યો, ત્યારે દિલદાર બેગમે તેને સમજાવીને લગ્ન કરાવી આપવાનું કબૂલ કર્યું. બીજે દિવસે દિલદાર બેગમના મુકામ ઉપર તેમનું લગ્ન થયું (સપ્ટેમ્બર ૧૫૪૧). આ વખતે તે બાઈનું વય ચૌદ પંદર વર્ષનું હતું. હમીદાની જીંદગી એકંદરે ઘણા સુખમાં ગઈ નહિ. પહેલાં ૧૫ વર્ષ હુમાયુન સાથે વનવાસમાંજ ગયાં હતાં. અકબર ચૌદ મહિનાનો હતો ત્યારે તેને રસ્તામાં છોડીને તેને ધણી સાથે ઇરાનમાં જવું પડયું હતું. ધણીના મૃત્યુ પછી તેના મહાન્ દીકરાએ તેની ઉત્તમ પ્રકારે ખબર રાખી હતી, અને તેણે તેનું વચન કદી ઉલ્લંઘ્યું નહોતું. તેને ઘણાં છોકરાં થયાં હતાં, અને પૌત્ર પ્રપૌત્ર જોઇને સ. ૧૬૦૪ માં ૭૭ વર્ષની વયે મરણ પામી હતી. તેને હુમાયુનની કબરમાં તેની પાસેજ દાટવામાં આવી હતી. હાજીબેગમ નામે હુમાયુનની બીજી સ્ત્રી હતી.

હુમાયુનમાં ઘણા દોષ હતા. છતાં એકંદરે તે મોટા મનનો અને ઉદાર હતો. રણભૂમિ ઉપર ઉભા રહેવામાં તે ઓછો શૂરો નહોતો, પરંતુ નિશ્ચય અને હિકમતના ગુણ તેનામાં ન હોવાથી તેના ઉપર નાના પ્રકારનાં સંકટ આવ્યાં હતાં. આવાં સંકટોમાંથી તે સારી રીતે પાર પડયો એજ વિશેષ વાત છે, 'ઐશ્વર્ય કરતાં વિપત્તિનો ભાર તેનાથી વધારે સારી રીતે

સહન કરી શકાતો હતો.' એવું એક માર્મિક લેખકે લખેલું છે તે યોગ્ય છે. તે ઉતાવળો હતો પરંતુ ઉતાવળમાં બોલાયલું વચન તે પાર પાડતો. ગંગા નદી ઉપરથી જે ભીસ્તીએ પોતાનો જીવ બચાવ્યો હતો તેને અર્ધો દિવસ બાદશાહી ગાદી આપવાનું હુમાયુને વચન આપ્યું હતું તે તેણે બરાબર પાળ્યું હતું. ભાઈઓ સાથે મમતાથી વર્તવાનું બાપને આપેલું વચન તે કદી વીસરી ગયો નહિ. કામરાનના પુત્રની હુમાયુને સારી રીતે ખબર રાખી યુદ્ધ કળામાં નિપુણ એવા શેરશાહ સૂર સાથેજ હુમાયુને કામ પડયાથી તેને અપયશ મળ્યો. બીજા શત્રુઓને તેણે એકદમ દાદ દીધી નહોતી. હિંદુસ્થાનના મુસલમાનોની અફઘાનો પ્રતિ પૂજ્ય બુદ્ધ થઇ અને મોગલો પ્રતિ તિરસ્કાર હોવાથીજ શેરશાહને ઘણી મદદ મળી હતી. શેરશાહ જેવો શત્રુ ઉત્પન્ન થયો ન હોત તો હુમાયુનને હિંદુસ્થાનનું રાજ્ય મળતાં તેણે તે સારી રીતે ચલાવ્યું હોત એવું માનવાને ઘણાં કારણો છે. ભર યુવાવસ્થામાં તેને જે સંકટ પ્રાપ્ત થયાં હતાં, તેમનો વિચાર કરતાં કોઇને પણ લાગણી થયા વગર રહે તેમ નથી. તેનો વિશ્વાસુ નોકર જોહર તેનું પીવાનું પાણી સંભાળવાનું કામ કરતો હતો, અને તેણે તેનું ચરિત્ર લખેલું છે, જેમાં તેણે બાદશાહના ગુણાવગુણનું સારૂં વર્ણન કરેલું છે. તે વર્તનમાં સારો અને દયાળુ અંતઃકરણનો અને પોતાના કુટુંબ અને પરિવાર ઉપર અત્યંત મમતાળુ હતો. ખર્ચ કરવામાં અને બક્ષિસ આપવામાં તેનો હાથ છૂટો હતો. ક્રૂર કૃત્યથી તેની કીર્તિને ડાઘ લાગેલો નથી, તેણે પોતાના ભાઇની આંખો ફોડાવ્યા સિવાય બીજું કંઇ પણ ક્રૂર કૃત્ય કર્યું નથી. અકબર ઉપર તેની બેહદ પ્રીતિ હતી. દશ વર્ષનો થતાંજ તેણે તેને કામમાં દાખલ કર્યો હતો. હુમાયુનનો ચરિત્રકાર અર્સ્કિન લખે છે કે, 'તેની બુદ્ધિ તીવ્ર હોઇ, અનિશ્ચય મનની બાંધછોડ અને વિચાર શૂન્યતાના દોષો, તથા ઐદાર્ય, મમતાળુપણું અને સૌજન્યના ગુણો સ્વભાવથી તેનામાં હતા પરંતુ ધીમે ધીમે ઔદાર્યના સ્થળે ઉડાઉપણું અને સૌજન્યને બદલે દુર્બળતા તેના સ્વભાવમાં આવતી ગયાથી તેની પાસે મશ્કરી અને ખુશામતીયા માણસો એકઠા થયા હતા, તેને વિદ્યાની અભિરૂચિ હોઇ વિદ્વાનોને તે સારો આશ્રય આપતો. તેના આશ્રયે કેટલાક જ્યોતિષી

અને ઇતિહાસકાર રહેલા હતા. વનવાસમાં પણ તેની સાથે પુસ્તકોના ઢગલા રહેતા. ગણિત અને જ્યોતિષશાસ્ત્રનો હુમાયુને ઘણો અભ્યાસ કર્યો હતો, અને એક વેધશાળા સ્થાપવાનો તેનો વિચાર હતો. મુસલમાની ધર્મ ઉપર તેની શ્રદ્ધા દૃઢ હોઇ મંત્ર તંત્ર અને શકુન ઉપર તેને ભરોંસો હતો. કોઇ પણ ગુણનો અતિરેક તે દોષજ ગણાય એ નિયમાનુસાર તેનો પ્રત્યેક ગુણ અતિરેકને લીધે દોષરૂપ બન્યો હતો. અને તેની નાના પ્રકારે ખરાબી થઇ હતી.' બાબરે પણ પોતાના પુત્ર વિષે આજ અભિપ્રાય લખી રાખેલો હતો. તેણે લખ્યું હતું કે, 'લોકોને હુમાયુન ઘણો પસંદ પડશે, પણ તે કર્તત્વ શૂન્ય થશે.' રાજ્ય ચલાવવાનું તેને ન હોત તો હુમાયુનના જેવો બીજો સારો મનુષ્ય એકદમ મળવો મુશ્કેલ હતો. માત્ર તેને અફીણનું સેવન પ્રિય હતું, અને તેમજ કદાચ તેનામાં મંદતા આવી હશે. બાબર અને અકબર એ બન્નેને પણ આ વ્યસન હતું. હુમાયુને પોતાના બાપનું આત્મ–ચરિત્ર સ્વહસ્તે લખીને અને સ્થળે સ્થળે વિશેષ હકીકત આપીને તૈયાર કર્યું હતું. તેના ઔદાર્યની અનેક વાતો છે, પરંતુ અત્રે તે આપી શકાય તેમ નથી. બાબરના વીર્યશાલીપણું અને અકબરના રાજનીતિ કૌશલ્યને લીધે હુમાયુનની કાર્યકુશળતાને આગળ આવવાનું બન્યું નહિ એ વાત જુદીજ છે, પરંતુ તે બાબરને શોભે તેવો પુત્ર અને અકબરને શોભે તેવો પિતા હતો એમાં સંશય નથી.



# પ્રકરણ ૨૨ મું.

## જલાલુદ્દીન મહમદ અકબર.

સન ૧૫૫૬–૧૬૦૫.

૧. પૂર્વ ચરિત્ર અને રાજ્યારોહણ. ૨. સુરવંશી શત્રુઓનો બંદોબસ્ત.
૩. પોતાના સરદારોના બખેડા (સ. ૧૫૫૯–૧૫૬૬).
(अ) બહેરામખાન (૧૫૫૯–૬૧). (इ) ખાન જમાન (૧૫૬૬).
(आ) આદમખાન વગેરે (૧૫૬૧). (ई) મહમદ હકીમ મીરઝાં (૧૫૬૬).
૪. અકબરે જીતેલા પ્રદેશો (સ. ૧૫૬૧-૧૬૦૦).
(अ) રજપૂત રાજ્યો (૧૫૬૧-૬૭). (उ) કાશ્મીર (૧૫૮૭).
(आ) ગુજરાત (૧૫૭૨-૭૩) (ऊ) સિંધ પ્રાંત (૧૫૯૨).
(इ) બંગાળા (૧૫૭૨–૧૫૭૫). (ऋ) કંદહાર (૧૫૯૪).
(ई) કાબૂલ (૧૫૭૯). (ॠ) મહારાષ્ટ્ર (૧૫૯૫-૧૬૦૦)
૫. સલીમનાં દુરાચરણ. ૬. મૃત્યુ અને ગૃહપરિવાર.

**૧. પૂર્વચરિત્ર અને રાજ્યારોહણ**—બાપ વનવાસમાં હતો તેવામાં ઉમરકોટમાં અકબરનો જન્મ થયો હતો એ પાછળ કહેલુંજ છે. ચોદ મહિનાનો થતાં માબાપથી તેનો વિયોગ થઇ તે તેના કાકાના હાથમાં સપડાયો હતો. પછી ત્રણ વર્ષે કાબૂલમાં તેનો બાપ તેને આવી મળ્યો હતો અને બીજા ૭ મહિને તેની માની તેને મુલાકાત થઈ હતી. તે મુલાકાતની વખતે હુમાયુને અકબરની માની સાથે બીજી ઘણી સ્ત્રીઓને ઓરડામાં આણી હતી, પરંતુ અકબર ચૂક્યા વિના માને ઓળખીને તેને એકદમ બાઝી પડયો હતો. પછી ફરીથી તે તેના કાકાના હાથમાં જઈ પડયો હતો. હુમાયુનને કામરાન સામે યુદ્ધ ચાલતું હતું તેવામાં અકબરને તોપના ગોળે ઉરાડવાના હેતુથી કામરાને તેને ખાસ કિલ્લા ઉપર લઈ જઈ રાખ્યો હતો, પરંતુ તે સ્થળે કેવળ પરમેશ્વરેજ તેનો બચાવ કર્યો હતો. ઘણી વખતે તેને સખત કેદ પણ ભોગવવી પડી હતી. જીવના જોખમના પ્રસંગો કેટલા આવ્યા હતા તેની તો ગણત્રીજ

નથી, પરંતુ તે સર્વેમાંથી સુભાગ્યે તે સુરક્ષિત રહ્યો હતો. આવાં સંકટોને લીધે નાનપણમાં તેનો અભ્યાસ મુદ્દલે થયો નહિ. સન ૧૫૪૭ના નવેમ્બરમાં બાપે તેના માટે એક શિક્ષક રાખ્યો. શરૂઆતના દિવસે તે કોઇક સ્થળે સંતાઈ પેઠો તે કોઈ રીતે જડયો નહિ. પછી તે શિખવા લાગ્યો, ત્યારે શિક્ષક અને તે બન્ને કબૂતર ઉડાવવામાં સઘળો વખત ગાળતા. તેનો કાકો કામરાન જો કે તેને હેરાન કરતો, છતાં તેની ધાવ કાકી અને ઓરમન મા તેને છેક પ્રાણ સમાન રાખતાં હતાં, બાબરની ખાનોજેદા બેગમ નામની બ્હેનના તાબામાં નાનપણમાં અકબર હતો, જે તેને પ્રાણથી અધિક ગણતી. દશ વર્ષનો થતાં હુમાયુને અકબરના ખર્ચ માટે ચર્ખ અને ગજનીનાં બે પરગણાં કાઢી આપ્યાં, અને હિંદાલ મરણ પામ્યા પછી તેની સઘળી જાગીર અકબરને મળી. તેજ વખતે હિંદાલની રૂકૈયા નામની પુત્રીની સાથે અકબરના નિક્કા થયા. (લગ્ન થયું). આ અકબરની છેક પહેલી સ્ત્રી હોઈ, તે તેની પછી એકવીશ વર્ષે ૮૪ વર્ષની થઈને મરણ પામી હતી. ઉમ્મરે તે એક વર્ષે અકબરથી નાની હતી, સારાંશ કે અકબરના શિક્ષણ માટે નાનપણમાં છેકજ બેદરકારી રહી હતી, અને એકંદરે માબાપ તરફથી તેને વિશેષ મદદ થયેલી જણાતી નથી. બાપ પ્રેમાળ અને કુળવાન હતો, પરંતુ ચળ મનનો હોવાથી તેણે છોકરાની વિશેષ કાળજી રાખી નહિ. ધામધૂમના પ્રસંગે હાજર રહીને પ્રત્યક્ષ અનુભવથી જે શિક્ષણ અકબરને મળી શકે તે માત્ર અકબરને ભરપૂર રીતે મળ્યું હતું. તેની બુદ્ધિ તીવ્ર હોવાથી આવા શિક્ષણનો બોધ સારી રીતે તેના મન ઉપર ઠસ્યો હતો. બહેરામખાન હુમાયુનનો એકનિષ્ઠાવાળો અને શૂરો સરદાર હોઈ, ગમે તેવું સંકટ આવ્યા છતાં હુમાયુનને તેણે છોડયો નહિ. હુમાયુને પોતાના પુત્રને બહેરામખાનના હવાલે કર્યો હતો. એટલે અલબત બહેરામખાન અકબરનો ગુરૂ અને પાલનકર્તા થયો હતો. બાપના મરણ સમયે અકબર પાસે ન હોઇ બહેરામખાન સાથે પંજાબની ચડાઈ ઉપર ગયો હતો. બાપના મૃત્યુની વાત જાણતાંજ બેહેરામખાને તેને લાગલોજ બાદશાહ તરીકે જાહેર કર્યો. તે વખતે અકબર ૧૩ વર્ષ અને ૩ મહિનાનો હતો. તેને પંજાબમાં સ્વતંત્ર કારભાર કરવાનો અનુભવ ૭ મહિના મળવા ઉપરાંત બહે-

રામની તાલીમમાં તે પોતાની જાગિરમાં ઘણી વાતો શીખ્યો હતો. આથી પ્રધાનના સંબંધથી રાજ્યનો સર્વ કારભાર બહેરામ ચલાવવા લાગ્યો. અકબર રાજ્ય કરવા લાગ્યો ત્યારે બાદશાહી અમલ નીચે દિલ્હી અને આગ્રા શહેરની બહાર ઝાઝો મુલક નહોતો. પરંતુ તેની પચાશ વર્ષની કારકીર્દિમાં અકબરે અફઘાનિસ્તાનથી આસામ સુધી અને દક્ષિણે અહંમદનગર સુધીનો સઘળો પ્રદેશ જીતીને પોતાના તાબામાં આણ્યો હતો, અને નીતિ તથા ચતુરાઇથી રાજ્ય કરીને રૈયતને સુખી કરી હતી. આથી જગતના મહાન્ રાજ્યકર્તાઓમાં અકબરની ગણના થાય છે.

૨. **સૂરવંશી શત્રુઓનો બંદોબસ્ત,**—સરહિંદની લડાઇમાં પરાજય થયા છતાં સૂરવંશી અફઘાનોની આશા નિર્મૂળ થઇ નહિ. સિકંદરશાહ સૂર પઠાણ લોકોની મોટી ફોજ લઇને પંજાબમાં રહેલો હતો. પુર્વ તરફના પ્રાંતોમાં મહંમદશાહ આદિલી અને હિમુ મોટા લશ્કર સહિત અકબર સાથે યુદ્ધ કરવાને તૈયાર હતા. મધ્ય હિંદુસ્થાન અને રજપુતાના હિંદુ રાજાઓ મુસલમાની અમલને ગણકારતા નહિ. નવા મોગલ સરદારોને હુમાયુને જાગીરો અને નિમણુંકો બાંધી આપ્યાથી, જૂના પઠાણ સરદારોને વિષમતા લાગ્યાથી તેઓ બાદશાહ સામે બળવો કરવાને તૈયાર થયેલા હતા. અકબરનું લશ્કર ૩૦૦૦૦ ઉપરાંત હતું, જ્યારે સામા પક્ષમાં પઠાણ ફોજ એક લાખ ઉપર હતી. અફઘાનિસ્તાનમાંના અમલદારો અકબર સામે બાગર રીતે વર્તતા નહોતા. આવી સઘળી અડચણોનો બોજો આમ ચૌદ વર્ષના એક છોકરા ઉપર આવી પડ્યો હતો.

અકબરે બહેરામખાનને ‘ ખાનખાનાન ’ એટલે રાજાધિરાજનો ખિતાબ આપીને તેના હાથમાં સઘળો અધિકાર આપ્યો. એમ છતાં પોતે સઘળી હકીકત તપાસીને અને સઘળી બાબતોમાં મન પરોવીને મહેનત વેઠી બહેરામખાન સામે હાજર રહેતો હતો. પ્રથમ તે સિકંદરશાહનો બંદોબસ્ત કરવા લાગ્યો. સરહિંદ આગળ પરાભવ થયા બાદ ફોજ એકઠી કરીને સિકંદરશાહ ફરીથી યુદ્ધને માટે તૈયાર રહેવા લાગ્યો. ગુલ્બદન બેગમના ધણી ખિજરખ્વાજાનો સિકંદરશાહે પરાભવ કર્યો, ત્યારે તેનો બંદોબસ્ત કરવા માટે અકબર

મોટી ફોજ સાથે પંજાબમાં ચઢી ગયો. અંબાલા નજીક રસાકસી ભરેલું યુદ્ધ થતાં, સિકંદરનો પરાભવ થયો. ત્યાંથી તે શિવાલિક પહાડમાં માનકોટના કિલ્લા ઉપર જઈ રહ્યો, ત્યારે અકબરે તે કિલ્લાને ઘેરો ઘાલી કબજે કર્યો. (મે. ૧૫૫૭) ૭ મહિના ઘેરો ચાલ્યા બાદ સિકંદર અકબરને શરણે આવ્યો. ત્યારે તેના છોકરાને પોતાની પાસે નોકરીમાં રાખીને સિકંદરને બંગાળામાં રહેવાની અકબરે પરવાનગી આપી. ત્યાં આગળ તે થોડા વખતમાં મરણ પામ્યો, સુલેમાન મીરઝાં, જેને હુમાયુને બદકશાન પ્રાંતનો કારભાર સોંપ્યો હતો, તેણે કાબુલ ઉપર સ્વારી કરી ને ત્યાંના અમલદાર અકબરના ઓરમાન ભાઈ મહંમદ હકીમ મીરઝાં પાસેથી તે શહેર લીધું, અને ત્યાં સુલેમાન સ્વતંત્રતાથી રાજ્ય કરવા લાગ્યો. અકબર તે વખતે પંજાબના પહાડી લોકો સાથે લડતો હતો. તેણે કાબુલ કેટલીક મદદ મોકલી, પણ તે ઉપયોગી થઈ નહિ. એમ છતાં આ તરફ હિમુએ મોટો બળવો ઉઠાવ્યાથી કાબુલ તરફ લક્ષ આપવાને અકબરને આ સમયે અવકાશ મળ્યો નહિ.

મહંમદશાહ આદિલી અને હિમુ પૂર્વ તરફનો મૂલક કબજે કરતા ઠેઠ દિલ્હી સુધી આવ્યા. આગ્રાનો અમલદાર પણ નાસીને દિલ્હી આવ્યો. ખાનજમાન નામનો અકબરનો સરદાર થોડીક ફોજ લઇ શાદીખાન નામના હિમુના સરદાર ઉપર ચઢી ગયેલો, પણ તે પરાભવ પામી નાસી ગયો. હિમુએ આગ્રા શહેર લીધું, અને દિલ્હીના અમલદાર તાર્દીબેગખાનને મીરત આગળ હરાવ્યો. આ બનાવ બન્યો તે વખતે અકબર પંજાબમાં જાલંદર આગળ હતો. ખાનજમાન, તાર્દીબેગ અને બીજા પરાભવ પામેલા સરદારો પોતપોતાનાં લસ્કરો સાથે ત્યાં જઇ અકબરને મળ્યા પછી શું કરવું તે માટે વિચાર કરવાને મુખ્ય મુખ્ય સરદારોની એક સભા મળી. હુમાયુનની દુર્દશા જેવી રીતે થઇ હતી તેવોજ આ પણ અણીનો પ્રસંગ હતો. સભામાં ઘણાકોની એવી સલાહ થઇ કે આવા પ્રસંગે હિમુ સાથે યુદ્ધ કરવું લાભકારક થઇ પડશે નહિ. અને તેથી સર્વેએ મળીને તરત કાબુલ ચાલ્યા જવું. પરંતુ બહેરામખાને એવો અભિપ્રાય આપ્યો કે, આપણે એકદમ જઇને હિમુ સાથે લડાઈજ કરવી જોઇએ. એકવાર શત્રુ ફાવી ગયા પછી તે હિંદુસ્થાનનું રાજ્ય

બથાવી બેસશે, અને પછી તે પાછું મેળવવાને મહેનત પડશે. અકબરને બહેરામખાનની સલાહ પસંદ પડતાં, તેણે દિલ્હી ઉપર ચઢી જવાનો નિશ્ચય કર્યો. આ વખતે મોગલ સરદારોમાં કંઇ સંપ નહોતો. પ્રત્યેક જણ પોતપોતાની મરજી પ્રમાણે વર્તતો હતો. આવો બંદોબસ્ત કરીને ધાક બેસાડવાના હેતુથી અકબર છાવણીની બહાર ગયેલો. તેવામાં બહેરામખાને તાર્દીબેગખાનને દિલ્હી છોડી આવવા માટે ઠેર મરાવ્યો. અકબર પાછો આવતાં બહેરામે તેને જણાવ્યું કે, 'આપણા લશ્કરમાં ધાક રહે ને સર્વનો બચાવ થાય એવી કડક શિક્ષા એક શખસને કરવી પડી છે. આપ કદી એવું કરવાને અનુમોદન આપત નહિ, તેથી મેંજ એ કૃત્ય આપને પૂછ્યા વિના કરી દીધું છે! અકબરને આ કૃત્ય પસંદ પડ્યું નહિ, કેમકે તાર્દીબેગખાન હુમાયુનનો મૂળથી ઇમાની નોકર હતો. આવા સરદારના બહેરામે વિના કારણે પ્રાણ લીધા એ વાત અકબરને કદી વિસ્મૃત થઇ નહિ. એમ છતાં ગયેલી વાત પાછી આવનાર નથી એમ જાણીને ઘણી નાખુશી સાથે તેણે આ કૃત્ય મંજૂર રાખ્યું. એકંદરે આ કડક શિક્ષાનું જેવું જોઇએ તેવું પરિણામ થયું. અને બહેરામખાનથી સર્વ લોકો બ્હીવા લાગ્યા. અકબરનું સૈન્ય દિલ્હી તરફ આવ્યું, તેની સાથે હિમુ પણ પોતાની ફોજ લઇને પાણિપતની રણભૂમિ ઉપર આવ્યો. ક્યારનું હિમુએ વિક્રમાજીતનું નામ ધારણ કરીને દિલ્હીમાં રાજ્ય કરવાનું ચાલુ કર્યું હતું. હિમુનું તોપખાનું કેટલુંક આગળ ગયેલું હતું તેના ઉપર એકદમ છાપો મારીને બહેરામે તે સ્વાધીન કરી લીધું. તા. ૫ મી નવેમ્બર સ. ૧૫૫૩ ને રોજ લડાઇનો પ્રારંભ થયો. બન્ને લશ્કરો મોટી રસાકસીથી લડવા લાગ્યાં. હિમુ પોતાના 'હવા' નામના હાથી ઉપર બેસીને સર્વેની આગળ ઘૂમતો હતો, તેવામાં તેને આંખમાં તીર વાગવાથી તે પડ્યો, ત્યારે હિમુ મૂઓ અને પોતાનો બીજો કોઇ આગેવાન નથી એમ જોઇ તેના માણસો નાસી ગયા. તે પોતે પાછળના ભાગમાં જતો હતો તેવામાં અકબરના સ્વારો તેને પકડી લઇ ગયા. આ કાફરને સ્વહસ્તે મારી નાખી 'ગાજી'નું નામ મેળવવા બહેરામે અકબરને ઘણો આગ્રહ કર્યો, પરંતુ અકબરે તે વાત કબુલ કરી નહિ. પહેલા શત્રુને મારવાનું તેને જીવ

ઉપર આવ્યું, અને તેની આંખમાં આંસુ આવ્યાં. આ જોઇ બહેરામખાને ચડપ દઇને આગળ થઈ પોતાના હાથે હિમુનો શિરચ્છેદ કર્યો. આવા પ્રકારે કેવળ સ્વપરાક્રમથી મોટે દરજ્જે ચઢેલા આ હિમુ જેવા પુરૂષની જીંદગીનો અંત આવ્યો. તેનીજ અક્કલના બળથી સૂરવંશી પઠાણોથી આટલા દિવસ સુધી મોગલો સાથે લડી શકાયું હતું. મુસલમાનોની તાબેદારીમાં રહીને આવા મોટા દરજ્જે ચઢેલો આ એકજ હિંદુ ગૃહસ્થ હતો. તેની હુશિયારી અને રાજભક્તિના ગુણોનો તેને વધારે સારો બદલો મળવો જોઇતો હતો. અકબરને આવી મોટી ફોજ સાથે લડવાનો ફરીથી કદી પ્રસંગ આવ્યો નહિ.

આ જયથી અકબર નિશ્ચિંત થયો. પછીથી તેને લડવાના પ્રસંગ એક સરખા આવ્યા ખરા, છતાં બંડનો ફેલાવો થતા પહેલાંજ શત્રુ ઉપર હલ્લો કરવાની તેને સવડ થઇ ગઈ. હિમુનો પરાભવ કર્યા પછી તેણે મોટા સમારંભ સાથે દિલ્હીમાં પ્રવેશ કર્યો. પોતાના પૂજ્ય પિતાના તખત ઉપર ચઢતાં તેનું મન સંકોચ પામવા લાગ્યું, કારણ કે આ પદની પ્રાપ્તિ માટે અત્યાર સુધીમાં અનેક રક્તપાત થયા હતા, અને પોતાની પાછળ શું પરિણામ આવશે તે વિચાર તે વખતે તેના મનમાં ઘોળાયાં કરતો હતો.

સ. ૧૫૫૭ માં સિકંદરશાહ ઉપરની સ્વારીમાં અકબર ગયેલો તે વખતે તેણે કાબૂલ લશ્કર મોકલીને ત્યાંથી પોતાની માને અને બીજી સ્ત્રીઓને ત્યાંથી પોતાની પાસે તેડાવી લીધી હતી. હુમાયુન અને અકબર કાબૂલથી હિંદુસ્થાનમાં આવ્યા, ત્યારે આ સ્ત્રીઓ પાછળજ રહેલી હતી. આજ વખતે અકબરનું બીજું લગ્ન થયું. અબ્દુલ્લાખાન મોગલ નામે કામરાનના સાળાની છોકરીને અકબરે પસંદ કરી. કામરાનના સગા સાથે આમ થતો સંબંધ બહેરામખાનને પસંદ પડ્યો નહિ. પરંતુ અકબરે પોતે આગ્રહથી લગ્ન કર્યું હતું.

૩. **પોતાના સરદારોના બખેડા**—અકબરની ૫૦ વર્ષની કારકીર્દિને મોગલ બાદશાહીનો 'સુવર્ણકાળ' કહે છે. વાસ્તવિક રીતે તે વખતે સર્વત્ર શાન્તિ હતી એમ નહોતું. ડહાપણથી અને દયાળુ વર્તનથી જો કે તેણે ઘણું ખરૂં કામ કર્યું, છતાં યુદ્ધ કર્યા સિવાય આ ૫૦ વર્ષની અંદર એક

પણ વર્ષ અકબરનું ગયું નહિ. પ્રથમ તો તેને પોતાનાજ સરદારોનો બંદોબસ્ત કરવો પડયો.

**(अ) બહેરામખાન** (૧૫૫૯–૬૧)—ગુલ્બર્ગ બેગમ નામે હુમાયુનની એક ઓરમાન બ્હેનને સલીમા નામની એક છોકરી હતી. આ સલીમાને બહેરામખાનને પરણવાનું હુમાયુને ઠરાવ્યું હતું. તે સ્વરૂપે સુંદર હોઇ ઘણી ડાહી ગણાતી હતી. સ. ૧૫૫૭ માં અકબરે જાલંદર મુકામે તેને બહેરામ-ખાન સાથે મોટા ઠાઠથી પરણાવી. આ વખતે બહેરામખાનને સર્વેની સાથે સ્નેહ હતો. સ. ૧૫૬૦ માં બહેરામખાનનું ખૂન થયા પછી, અકબરેજ આ સલીમા સાથે ફરીથી લગ્ન કર્યું.

અકબર અને બહેરામખાનને એકદા કામ કરવાના પ્રસંગ આવવા લાગ્યા, તેમ તેમ તેમની વચ્ચે મતભેદ પડવા લાગ્યો. અનેક ભાંજગડના પ્રશ્નો દર-રોજ ઉત્પન્ન થતા અને અકબરને તેમનો નિકાલ કરવો પડતો. પોતાના ઉપર-ની જવાબદારી તે કદી પણ ખસેડી નાંખતો નહિ. જેમણે તેની નોકરી સારી રીતે બજાવી હોય તેમને બક્ષિસ, ભેટ વગેરે આપતાં ધીમે ધીમે બહે-રામખાનને તેણે પૂછવાનું બંધ કર્યું. કેટલીક વખત તો બહેરામ તેની પાસે પણ ન રહેતો. બહેરામખાન નિષ્ઠુર, હઠીલો અને ડંસીલો હતો, તાર્દીબેગની પેઠે અનેક જણ સાથે કડક રીતે તે વર્ત્યો હતો, અધિકાર વાપરવાના કામમાં તે એકદમ ન્યાય અન્યાય જોતો નહિ. અકબરની ધાવ મહામ અનાગાએ બહેરામની વિરૂદ્ધ ખટપટ કરીને અકબરને ભંભેર્યો. અને તેને પોતાના હાથમાં કારભાર લેવા કહ્યું. આવાં અનેક કારણોથી બહેરામ અને અકબર વચ્ચે દ્વેષ ભાવ વધતો ગયો. મુલ્લાં મીર મહંમદ નામે અકબરના એક શિક્ષકને બહેરામ સાથે અણબનાવ થયાથી બહેરામે તેને એકદમ કામ ઉપરથી દૂર કર્યો, અને તેની જગોએ પોતાની પસંદગીનો બીજો શિક્ષક નીમ્યો, એક વખતે દરબાર-ના સઘળા માણસો પણ અકબર પાસે બહેરામની વિરૂદ્ધ તકરારો લઈ ગયા. તે વખતે અકબર મોટો થતો જતો હતો, અને રાજ્ય સત્તા પોતાના હાથમાં જોઈએ એમ તેને લાગવા માંડયું હતું. તેણે કોઈ રીતે યુક્તિ કરીને બહેરા-મને હકુમતમાંથી ખસેડવાનો પ્રયત્ન કરવા માંડયો. એક દિવસે તે બન્ને

જણુ શિકારે ગયેલા ત્યારે પોતાની મા માંદી પડયાનું બહાનું કાઢીને કોઈને ખબર બિલકુલ ન પડવા દેતાં તે દિલ્હી પાછો આવ્યો, અને ત્યાંથી તેણે બહેરામખાનને જણાવ્યું કે, 'આજ સુધી અમારો વિદ્યાભ્યાસ અને બાળપણના ખેલ ચાલતા હતા, તેથી સઘળા રાજ્યનો કારભાર તમારા હાથમાં રહેવાની જરૂર હતી, પરંતુ હવે અમારે અમારૂં રાજ્ય જાતે ચલાવવું એવી અમારી ઇચ્છા થયેલી છે, તેથી અમારૂં કલ્યાણ થાય એવી ઇચ્છા સાથે હવે તમારે સઘળો કારભાર છોડી દેવો, અને સંસારનો ત્યાગ કરીને ઇશ્વર ચિંતનમાં કાળ ગાળવા માટે મક્કે જઈ રહેવું. ત્યાં તમારા ખર્ચનો બંદોબસ્ત ઉત્તમ પ્રકારે રાખવામાં આવશે.' વળી તેણે પોતાની સઘળી રૈયતની જાણ માટે એવું એક જાહેરનામું કાઢ્યું કે, 'અમે હવેથી અમારા રાજ્યનો સર્વ કારભાર અમારા હાથમાં લીધો છે, તેથી હવે પછી સર્વેએ અમારો હુકમ પાળવો, બીજા કોઈનો માનવો નહિ.' આ જાહેર નામાની બહેરામખાનને પહેલી ખબર પડી, ત્યારે તો તેને તે માટે ક્રોધ આવ્યો નહિ; તેણે મુંગા મુંગા સઘળો અધિકાર છોડી દીધો, અને મક્કે જવા માટે રજપુતાનામાં નાગોર સુધી ગયો. પરંતુ ત્યાં આગળ તેની બુદ્ધિ ફરી ગઈ, અને બાદશાહ વિરૂદ્ધ બળવો કરીને સ્વતંત્ર સત્તા મેળવવા તજવીજ કરવા લાગ્યો. સ. ૧૫૫૯ માં તેણે પોતાની સ્વતંત્ર ફોજ એકઠી કરી, ત્યારે તેને શિક્ષા કરવા માટે અકબરે પોતાનું સૈન્ય મોકલ્યું, તેનાથી છટકીને બહેરામ પંજાબમાં નાઠો, પરંતુ તેની પાછળ પડીને મચ્છીવાડા આગળ અકબરની ફોજે તેનો પરાભવ કર્યો. પછી કેટલોક વખત જંગલોમાં ભટકયા બાદ પોતાનાથી ટકી શકાશે નહિ એમ સમજી ક્ષમા માગવા માટે તેણે પોતાની તરફથી બાદશાહ તરફ કેટલાંક માણસો મોકલ્યાં, ત્યારે અકબરે પોતાના ઉમરાવોને તેની પાસે મોકલી મોટા સન્માનથી તેને દરબારમાં તેડાવ્યો, ( ડિસેમ્બર ૧૫૬૦ ).—પાઘડી માથે ચઢાવીને સિંહાસન આગળ પડીને તેણે બાદશાહની માફી માગી. અકબર તેની ખરી લાયકાત અને તેના પહેલાંના ઉપકાર વીસરી ગયો નહોતો. બહેરામખાનની દીન અવસ્થા જોઈને તેના મનમાં દયા આવી. પોતાના હાથે તેને ઉઠાડીને બાદશાહે તેને તેની પહેલાંની જગોએ પોતાની જમણી બાજુએ બેસાડયો, અને સન્મા-

નાથે તેને પોષાક આપ્યો. પછી બાદશાહે તેને કહ્યું કે, 'બહેરામખાન, અમારા કુટુંબ ઉપર તમારા ઘણા ઉપકાર થયેલા છે, જો તમારી ઇચ્છા હોય તો કાલ્પી અને ચંદેરી પ્રાંતોની સુબેદારી તમને આપું, તેમ નહિ તો ખુશીથી અહિંથી દરબારમાં રહી કામકાજ કરતા જાઓ, અને તે પણ પસંદ ન પડે તો મક્કે જઈ રહો. ત્યાં તમારા મોટા દરજાને છાજે એવી રીતે તમારો બંદોબસ્ત રાખવામાં આવશે.' બહેરામખાન અભિમાની અને ચતુર હતો, અને પોતાનો પહેલાંનો અધિકાર ફરીથી મળનાર નથી એમ તે સારી રીતે જાણતો હતો. તેણે મક્કે જવાનું કબૂલ કર્યું, અને તે બોલ્યો. 'ખાવિંદ, મેં એક વખત આપના ચરણ આગળ બેઇમાની કરી છે, અને હવે હું અહિં કામ કરવાને લાયક નથી. આપે ક્ષમા કરી એજ આપે મને મારી નોકરીનો યોગ્ય બદલો આપ્યો છે. બાદશાહે તેને દર સાલ પચાસ હજાર રૂપિયાની નિમણુંક બાંધી આપી. પછી તે મક્કે જવા માટે ગુજરાતમાં આવ્યો. ત્યાં હોડી ઉપરથી ઉતરીને કિનારે આવ્યા બાદ મુબારકખાન નામે એક પઠાણ તેને મળવા માટે આવ્યો. આ મુબારકખાનના બાપને બહેરામે પહેલાં લડાઇમાં મારી નાંખ્યો હતો. મુલાકાત વખતે મુબારકે બહેરામની પુંઠેથી પેટમાં હથિયાર ભોંકીને તેના પ્રાણ લીધા.

(જાન્યુઆરી સ. ૧૫૬૧) તેનાં બૈરાં છોકરાંને આગ્રે મોકલવામાં આવ્યાં, અને ત્યાં બાદશાહે તેમની ઉત્તમ બરદાસ રાખી, તેનો પુત્ર મીરઝાં ખાનને અકબરે મોટા યોદ્ધાનું કામ સોંપ્યું. અને પછી કેટલાક દિવસ સુધી તેની હુશિયારી જોઈને તેને તેના બાપની ખાનખાનાનની પદવી આપી. એ આગળ ઘણો પ્રસિદ્ધિમાં આવ્યો. બહેરામખાનનું રણભૂમિ ઉપરનું શૌર્ય અને આપત્કાળનું ધૈર્ય, વગેરે અનેક ગુણો સાંભળતાં તેનું બાદશાહને મરણ પર્યંત સ્મરણ થતું હતું. એકંદરે બહેરામખાન જેવો હુશિયાર અને મહેનતુ પુરૂષ મળ્યાથીજ હુનાયુન વિપત્તિમાંથી પાર પડતાં અકબરને સુદિન પ્રાપ્ત થયો હતો. બહેરામખાન જેવો હિમ્મતવાન વીર પુરૂષ અકબર પાસે ન હોત તો સૂરવંશી સરદારોએ અકબર જેવા બાળકને કદી પણ ફાવવા દીધો નહોત. અણીના પ્રસંગે મોગલ સરદારોમાં ઐક્યતા ને ઉત્સાહ બહેરામને લીધે રહ્યાં

હતાં. સારાસારનો વિચાર ન કરતાં ગમે તે વાત મનમાં આવતાં તડાકાની સાથે કરી નાંખવાનો તેની વર્તણુંકમાં દોષ હોવાથીજ તેને છેવટે આવું પરિણામ આવ્યું હતું. આવા ઉપકાર કરનારાનો અન્યાય જોયો ન જોયો કરીને તેને રજા આપવામાં અકબરે જે મનનું મોટાપણું દર્શાવ્યું તે તેના મહાન્પણાને સારી રીતે શોભે છે.

અકબરનું વય આ વખતે અઢાર વર્ષનું થયું હતું. હવે પછી તે કોઈના તાબામાં રહ્યો નહિ. પોતાની જાત ઉપર ભરોંસો રાખીને અનેક વિકટ પ્રસંગોમાંથી તેણે પોતાના રાજ્યને સારી સ્થિતિમાં કેવી રીતે આણ્યું હતું તે હવે જોવાનું છે.

(**आ.**) **આદમખાન વગેરે** (૧૫૬૧)—અકબરની ધાવ મહામ અનાગા ઘણી હુશિયાર અને ખટપટી બાઈ હતી. તે હમીદાની સગી હતી એમ જણાય છે. હરેક કામમાં ગરબડ કરી નાંખવાની તેની હોંશ હતી. તે સ્વભાવે પણ દુષ્ટજ હતી. તેના પુત્ર આદમખાનને મોટે દરજ્જે ચઢાવવા માટે તેણે બન્યા તેટલા પ્રયત્ન કર્યા હતા. એક વખતે એવું બન્યું કે બાઝ બહાદુર નામે માળવા પ્રાંતના કેટલાક ભાગને બથાવી પડનાર પઠાણ સરદાર સામે અકબરે આદલખાનને મોકલ્યો. આદલખાન અકબરનો વિશ્વાસુ સરદાર હોઈ, તેણે બાઝ બહાદુરનો પરાજય કરીને તેનો સઘળો મુલક કબજે કર્યો, ત્યારે બાઝ બહાદુર નાસીને બરાનપુર તરફ ચાલતો થયો. પછી આદમખાને ઘણું અધમ વર્તન ચલાવ્યું. તેણે સઘળી લુંટ પોતાના કબજે રાખી, અને બાઝ બહાદુરના જનાનાને પણ તેણે પોતાની પાસે અટકાવી રાખ્યો હતો. તે જનાનામાં બાઝ બહાદુરની એક સુંદર સ્ત્રી હોઈ, તેને મેળવવાની ઇચ્છાથી આદમખાને તેની મુલાકાત માટે વખત પણ ઠરાવ્યો હતો. તેનાથી ના ન કહેવાયાથી, સુંદર પોષાક પહેરીને આદમખાનના આવવાના વખતે પલંગ ઉપર સૂઈ રહી. ખાન આવી જુએ છે, તો તે તેને મુએલી જણાઈ. આદમખાન પોતાની એ આબરૂ ન કરે તે માટે તેણે વિષ ખાઈને આપઘાત કર્યો હતો. બાઝ બહાદુરની બીજી ઘણી સ્ત્રીઓ જનાનખાનામાં હતી, તે અકબરને ચાડીઓ કરશે એમ સમજીને મહામ અનાગાએ તે સર્વેને મારી

નંખાવી. બાઝ બહાદુર મુસલમાન હોવા છતાં હિંદુધર્મનો દ્વેષ કરતો નહોતો, તેથી તેના જનાનખાનામાં ઘણી હિંદુ સ્ત્રીઓ હતી. આદમખાને અધિકાર બહાર કરેલું કામ અકબરને રૂચ્યું નહિ. તે એકદમ ફોજ લઇને અત્રેથી આવ્યો, અને આદમખાનને સાથે લઈ પાછો ગયો. તેની પાસેથી સઘળી લુંટ પાછી લઇને તેને તેના કામ ઉપરથી દૂર કર્યો, અને તેની જગોએ પોતાના ગુરૂ પીરમહમદખાનને નીમ્યો. બાદશાહ પોતે પોતાના ઉપર ક્રોધે ભરાયો છે એવી આદમખાનને ખબર નહોતી. મહમદખાન ઉર્ફે શમ્સુદ્દીન નામે અકબરનો વજીર અને તેની એક માનીતી ધાવનો ધણી હતો. બહેરામખાનનો બંદોબસ્ત કરવામાં તેણેજ આગેવાની લીધેલી હોઇને, મહામ અનાગાનું વજન પણ તેણેજ કમી કરાવ્યું હતું. આથી આદમખાનની તેના ઉપર દૃષ્ટિ હોઈ, તે વખતે એજ પોતાનો નાશ કરાવે છે એમ સમજીને વજીર મહેલમાં કામ કરતો બેઠો હતો તેવામાં તેની પાસે જઈને, આદમે તેનું ખૂન કર્યું ( મે ૧૫૬૨ ). આ સમાચાર સાંભળીને અકબર તે સ્થળે ગયો ત્યારે આદમખાન તેને અગાસી ઉપર માલૂમ પડયો. અકબરનો હાથ તલવારભણી વળ્યો, પરંતુ તેમ ન કરતાં તુરતજ તેણે તેને અગાસી ઉપરથી નીચે ગબડાવી પાડવાનો હુકમ કર્યો, જેથી તેનું મૃત્યુ થયું. પુત્રના મરણશોકથી તેની મા મહામ અનાગા તે પછી ૪૦ દિવસે મરણ પામી. માત્ર આટલેથી માળવાના બંડનો અંત આવ્યો નહિ.

મુનીમખાન અને શહાબુદ્દીન નામના તે સરદારો શમ્સુદ્દીનના ખૂનના પ્રસંગે પાસે હાજર હતા, પરંતુ તેમણે આદમખાનને ખૂન કરવા દીધું એ અકબરને પસંદ પડયું નહિ. આથી તેઓ નાસી ગયા, પરંતુ તેમને પકડાવી મંગાવીને અકબરે ક્ષમા આપી. મુનીમખાન પાછળથી વજીર થયો હતો. શરાફુદ્દીન નામનો બીજો એક ગૃહસ્થ, જેને અકબરની બ્હેન બક્ષીબાનુ પરણાવેલી હતી, તેણે નાસી જઈને બંડ કર્યું. તેના એક ગુલામે પાછળ રહીને અકબરનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો. દિલ્હી શહેરમાં અકબર સાંજના વખતે મહેલમાં પાછો આવતો હતો તેવામાં તે ગુલામે તેને બાણથી ઘાયલ કર્યો. તેજ વખતે પાસેના માણસો તે ગુલામને પકડીને તપાસ કરવા લાગ્યા, પરંતુ

તપાસમાં અસંબદ્ધ નામ બહાર આવ્યાથી વિશેષ ત્રાસ થશે એમ સમજી તેને એકદમ મારી નંખાવ્યો. કેટલેક દિવસે તેનો ઘા રૂઝાયો. શરાફુદ્દીનને પકડીને અકબરે કેદમાં નાંખ્યો હતો.

ખ્વાજા મુઆજમ નામે અકબરનો મામો ઘણો વ્રાત્ય-ધર્મભ્રષ્ટ હોઈ જાહેર રીતે ખૂન વગેરે ગુન્હા કરતો હતો. તેની સ્ત્રીનું નામ જહરા આગા હતું. તેના ઉપર તે અત્યંત જુલમ ગુજારતો. તેની મા બીબી ફાતમાની દેખ-રેખ નીચે હુમાયુનનું જનાનખાનું હતું. તે બાઈના ઉપર અકબર પૂજ્યભાવ રાખતો હોવાથી તેણે ખ્વાજાની દુષ્ટ વર્તણુક અકબરને જણાવીને પોતાની પુત્રીનું સંરક્ષણ કરવા માટે તેને વિનંતિ કરી. અકબરે શિકારના બહાને નીક-ળીને ખ્વાજાને ઘેર જઈ, તેને આગળથી કહેવરાવ્યું કે, જરા બહાર આવીને મને મળો.' તે સાંભળીને ખ્વાજાને ક્રોધ આવ્યો, અને સ્ત્રીનું ખૂન કરી લોહીથી ખરડાયલી કટારી અકબરના જાસુસને આપી. આ સમાચારની ખબર પડતાંજ તે ખ્વાજાના ઘરમાં ગયો, અને ખ્વાજા તલવાર હાથમાં લઇને અક-બર ઉપર હુમલો કરવા જતો હતો એટલામાંજ અકબરે તેને ધમકાવીને છાનો-માનો બેસાડી દીધો, અને તે ગરીબ સ્ત્રીનું ખૂન કેમ કર્યું તે તેને પૂછ્યું. તે ઉપરથી તે બાદશાહને ગાળો દેવા લાગ્યો, ત્યારે તેને પકડીને અકબરે ગ્વાલિ-યરના કિલ્લામાં કેદમાં પૂરાવ્યો અને ત્યાંજ તે મરણ પામ્યો (સ. ૧૫૬૩).

(૬) **ખાનજમાન** (સ. ૧૫૬૬)—મહમદશાહ આદિલિ અને હિમુની સાથેની લડાઇનો નિકાલ આવ્યા બાદ શેરખાન નામનો સૂર જાતનો પઠાણ સરદાર અયોધ્યા અને બંગાળા પ્રાંત તરફ બળવો ફેલાવતો હતો. તેનો બંદો-બસ્ત કરવા માટે ખાનજમાન નામના એક ઇમાની સરદારને અકબરે રવાના કર્યો. શેરખાન પોતે મુલક જીતતો જોધપુર સુધી તો આવ્યો હતો. ખાન-જમાને તેનો પરાજય કરીને સઘળી લુંટ છીનવી લીધી અને આખરે સ્વતંત્ર-તાથી રહેવાનું તેનું વલણ જણાવા લાગ્યું. અકબરે આ વાત જાણી, અને બાદશાહ પોતે પોતાના ઉપર ચઢી આવે છે એવું જાણતાં તેણે સઘળી લુંટ તેની તરફ મોકલી આપી. પછી બાદશાહ પાછો ગયો, પણ ખાનજમાનના મનમાંની દ્વેષબુદ્ધિ કમી થઈ નહિ. કેટલાક ઉઝબેક લોકોએ અયોધ્યા પ્રાંતમાં

બંડ મચાવ્યું, અને તેમને ખાનજમાન અને આસફખાન ઉઝબેક નામનો અક-બરનો બીજો એક સરદાર, જે કોરા પ્રાંતનો સુબેદાર હતો તે બન્ને જઇ મળ્યા. તે વખતે અકબર ભર ચોમાસામાં અયોધ્યા પ્રાંતમાં ગયો, અને સઘળી ફોજને પાછળ રહેવા દઇને ફક્ત સાથેના ખાસ સ્વારો સાથે તે શત્રુ પાસે જઈ પહોંચ્યો. ગંગાની પેલી બાજુના કાંઠા ઉપર શત્રુની ફોજ ઉતરેલી છે એમ જોઇને અકબર પોતાના સ્વારો સાથે રાતોરાત નદીમાંથી તરીને પેલીપાર ગયો. વચ્ચે નદી હોવાથી અકબરથી આ બાજુએ અવાનાર નથી, એમ સમજી શત્રુઓ સ્વસ્થ બેઠેલા હોવાથી, એકદમ જઇને અકબરે હલ્લો કરતાંજ તેઓ વીખરાઈ નાસી ગયા. ખાનજમાન માર્યો ગયો, અને બીજા સરદારોને પક-ડાવીને અકબરે હાથીના પગતળે ચગદાવી નાંખ્યા, (સ. ૧૫૬૬). પછીથી પૂર્વ તરફના પ્રાંતોમાં ઘણે ભાગે શાન્તિ થઈ.

(ઈ) **મહમદ હકીમ મીરઝાં** (સ. ૧૫૬૬)—અકબરના ઓરમાન ભાઈ હકીમને સુલેમાન મીરઝાંએ કાબૂલમાંથી હાંકી કાઢયો, ત્યારે તે પંજાબ-માં આવ્યો. અને તે પ્રાંત કબજે કરવાનો વિચાર કરવા લાગ્યો. અકબર પૂર્વ તરફ ઉઝબેક લોકોનાં બંડ બેસાડવામાં ગુંથાયલો હતો તેવામાં હકીમને આ બાજુએ ઠીક ફાવ્યું. અકબર નવેમ્બર સન ૧૫૬૬ માં જાતે પંજાબમાં ગયો, ત્યારે તેના આવ્યાની ખબર મળતાંજ હકીમ નાસીને કાબૂલ તરફ ગયો. ત્યાં સુભાગ્યે કાબૂલ તેને હાથ આવ્યું, કારણ કે તે સમયે સુલેમાન મીરઝાં બદકશાન પ્રાંતમાં ગયેલો હતો. તરત વેળા અકબરે હકીમને છેડયો નહિ. તેની હકીકત આગળ કાબૂલના પ્રકરણમાં આવશે.

આ સિવાય બીજા ઘણા સરદારોએ બળવા કર્યા, પરંતુ તેમાં વિશેષે કરીને ઉઝબેક સરદારોજ આગેવાન હતા. આવાં સઘળાં બંડોનો બંદોબસ્ત કરવામાં સ. ૧૫૬૦ થી ૧૫૬૭ સુધીનો અકબરનો સઘળો કાળ ગયો. કોઇ પણ કામ ત્વરાથી કરવાની ટેવ અને શત્રુને પણ ક્ષમા કરવાની ઉદાર વૃત્તિ એ તેના ગુણો આ સર્વ પ્રસંગોમાં વિશેષ દૃષ્ટિએ પડયા હતા. અકબરના રાજ્યમાં અત્યાર સુધી સ્વસ્થતા થઈ નહોતી.

૪. **અકબરે જીતેલા પ્રદેશ** (સ. ૧૫૬૧-૧૬૦૦) **ઉપક્રમ**—બહેરામ-

ના હાથ નીચેનાં પહેલાં પાંચ અને તે પછીનાં બંડો બેસાડવામાં ગયેલાં પાંચ વર્ષ મળીને દશ વર્ષમાં મળેલા અનુભવ ઉપરથી પોતાનું રાજ્ય કેવી રીતે લોકોને સુખકારક અને ચિરસ્થાયી કરી શકાય એ વિષે તેના મનમાં વારંવાર વિચાર આવવા લાગ્યા. ચારસેં વર્ષ થયા છતાં મુસલમાનોનું રાજ્ય ટકાઉ થયું નહોતું. હુમાયુન ઉપર આવી પડેલી આપત્તિ તેની નજર આગળજ હતી. આવી સ્થિતિ હોવાથી રજપૂત રાજાઓનાં મન પોતાની તરફ વાળીને પોતાના રાજ્યને સુરક્ષિત બનાવવાનો તેણે નિશ્ચય કર્યો. સર્વેની તરફ સમતા અને મમતાથી વર્તવું, રાજ્યકર્તાઓનો તેમના ઉપર જુલમ થવા દેવો નહિ, તેમની સામાજિક અને સાંપત્તિક સ્થિતિ સુધારવી, ધર્મની બાબતમાં કોઇના ઉપર જુલમ કરવો નહિ, અને આવી રીતે લોકપ્રીતિ મેળવીને સઘળો હિંદુ-સ્થાન દેશ પોતાના તાબામાં લાવવો એ વગેરે પોતાનાં કર્તવ્યો છે એમ કાયમને માટે સમજીને અકબરે ઉદ્યોગ આરંભ્યો. સ. ૧૫૬૨ માં તેણે અંબરના રાજા ભગવાનદાસની પુત્રી સાથે લગ્ન કર્યું, અને તુરતજ હિંદુ-ઓને ત્રાસજનક થઇ પડેલો જિઝિયા કર તેણે માફ કર્યો ( સ. ૧૫૬૨ ). વળી યાત્રાનાં સ્થળોમાં હિંદુ યાત્રાળુઓ પાસેથી લેવામાં આવતો કર પણ તેણે બંધ કર્યો. આવા ઉપક્રમથી તેણે પોતાનો મુખ્ય ઉદ્દેશ કેવી રીતે પાર પાડયો તે આગળ ધીમે ધીમે માલૂમ પડશે.

પોતાના રાજ્યને ચિરસ્થાયી કરવામાં અકબરે કરેલી વિવિધ યુક્તિ-ઓમાં રજપૂતો સાથે તેણે કરેલો શરીર સંબંધ મુખ્ય હતો. પુરાતન કાળથી રજપૂત રાજાઓ હિંદુસ્થાનના માલિક હોઈ, મુસલમાનોએ અત્યાર સુધીમાં ઘણાઓને જીત્યા છતાં તેમનો અમલ જોઇએ તેવો બેઠો નહોતો. તેઓ સ્વતંત્રતાથીજ વર્તતા હોવાથી અકબરે તેમના ઉપર વિલક્ષણ રીતે પોતાનો અમલ બેસાડયો. તેમનાં રાજ્યો ખાલસા કરવાની ભાંજગડમાં તે પડયો નહિ, પરંતુ તેમની સાથે શરીર સંબંધ બાંધીને અને પોતાના દરબારમાં લશ્કરી અને બીજા ખાતામાં મોટાં મોટાં કામ સોંપીને તેમને પોતાના કરી લીધા. અફઘાન લોકો મોગલોના શત્રુ હોઈ, એમનો પરાભવ કરવામાં રજ-પૂતો પોતાને સારી રીતે ઉપયોગી થઈ પડશે એમ અકબરે પૂર્ણ રીતે જાણી

લીધું, અને તેણે પોતાના બાદશાહી સામ્રાજ્યની એવી વ્યવસ્થા રાખી કે તેમાં સર્વ પ્રકારના અને જાતિના લોકોનો સમાવેશ થાય. રજપૂત અને મુસલમાનોને તેણે એક સરખા ગણ્યા. આ કામમાં અકબરને જે યશ મળ્યો, અને તેનાથી જે ભૂલો થઈ, તેના ઉપરથી સઘળા રાજ્યકર્તાઓને હમેશાં બોધ લેવા જેવો છે.

(अ) **રજપૂત રાજ્યો** ( સ. ૧૫૬૧–૧૫૬૭ )—જયપુર સ. ૧૫૬૧ માં અકબર રજપુતાનામાં ગયો, ત્યારે જયપુરના રજપૂત રાજા બહારમલ્લે તેને પોતાની પુત્રી આપી. તેના બદલામાં તે રાજાને અને તેના પુત્ર ભગવાનદાસને અકબરે પોતાના લશ્કરમાં સરદારની જગો આપી રાખ્યા.

**જોધપુર** ( સ. ૧૫૬૧ )—અકબર અજમેર ગયેલો હતો તે વખતે તેણે મીરઝાં શરીફુદ્દીન હુસેનને જોધપુરના તાબાનો મેડતાનો કિલ્લો કબજે કરવાને મોકલ્યો. રાજા માલદેવે હુમાયુનને ત્રાસ આપ્યો હતો, અને તે અકબરને પણ એકદમ શરણે આવ્યો નહિ. મેડતાનો કિલ્લો લેવાને અકબરની ફોજને ઘણી મહેનત પડી. અંદરનું ધાન્ય પાણી ખૂટતાં સુધી તે કિલ્લો મોગલોને સ્વાધીન થયો નહિ. અર્ધા રજપૂતો લડીને મરણ પામ્યા, ત્યારે માલદેવ અકબરને શરણે આવ્યો. અકબરે તેનું સન્માન કરીને પોતાના દરબારમાં જમણી બાજુએ બેઠક આપી, અને તેની તરફથી તે રાજાને વિશેષ મુલક પણ મળ્યો. માલદેવે પોતાની પુત્રી જોધાબાઈ અકબરને પરણાવી, જેનો પુત્ર સલીમ હતો. આ પ્રમાણે બીજા અનેક રજપૂત રાજા અકબરને શરણે આવ્યા.

**મેવાડ**—મેવાડના રાણા ઉદયસિંહે, અકબરની સાર્વભૌમ સત્તા કબૂલ કરી નહિ. તે પોતાને સ્વતંત્ર સમજતો, અને સઘળા રજપૂત રાજાઓમાં પોતે શ્રેષ્ઠ અને સાર્વભૌમ છે એમ તે માનતો. તે અકબરને શરણે ન ગયાથી, તેને જીત્યા સિવાય રજપુતાના ઉપર પોતાનો અમલ બેસશે નહિ એમ અકબર સારી પેઠે જાણતો હતો. બાઝ બહાદુર માળવામાંથી નાસી ગયો ત્યારે તેને ઉદયસિંહે આશ્રય આપ્યો હતો. આથી ઉઝબેક લોકોના બંડમાંથી છુટા થતાંજ તે જાતે માળવામાં થઇ ચિતોડગડ ઉપર ચઢી આવ્યો ( ૧૫૬૭ ).

ચિતોડના કિલ્લાના સંરક્ષણ અર્થે આઠ હજાર માણસ રાખીને રાણો ઉદય-
સિંહ બીજી એક દુર્ગમસ્થળે જઇ રહ્યો. આ વખત સુધી અકબરે તોપખાનું
રાખ્યું નહોતું. આ કિલ્લો લેવાનું કામ તેણે જાતે પાર પાડ્યું. ચિતોડગડ
૪૦૦ ફૂટ ઉંચો હોઈ ઘણો અગવડ ભરેલો છે, તેથી તે અકબરથી કબજે
થનાર નથી એમ ઉદયસિંહને લાગ્યું હતું. કિલ્લામાં ધાન્ય, દારૂગોળો, વગેરે
સામાન ભરપુર હોઈ ૮૦૦૦ સિપાઈઓ જયમલ્લના હાથ નીચે લડવાને
તૈયાર હતા. જયમલ અને અકબર બન્નેએ લડવામાં અને દરેક યુક્તિ કર-
વામાં કંઈ કચાશ રાખી નહિ. અકબર હિંદુસ્થાનમાંનો એક કિલ્લો લઈ
શક્યો નથી એમ ન કહેવાય, તેટલા માટે આ કિલ્લો લીધા સિવાય રહેવું
નહિ એવો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે જયમલ્લને 'સંગ્રામ' નામની
પોતાની બંદૂકથી ઠાર કર્યો કે તુરતજ તે કિલ્લો અકબરને હાથ આવ્યો.
તે સમયે રજપૂતો 'જોહાર' કરીને એટલે મરણિયા થઇને લડયા કે તે
બાબતનું કદી વિસ્મરણ થશે નહિ. ચિતોડમાં અકબરે દર્શાવેલું યુદ્ધ કૌશલ્ય
તે વખતના યુદ્ધકળામાં નિપુણ પાશ્ચાત્ય સેનાનાયકોમાં પણ નહોતું એમ
ઘણાઓનું માનવું છે. ચિતોડગડ ઉપર અકબરને જય મળ્યાથી રજપુતાનામાં
જ્યાં ત્યાં સ્વસ્થતા થઈ. ઘણાક રાજાઓ પોતાના સંરક્ષણને અર્થે અકબરને
શરણે આવ્યા. માત્ર ઉદયસિંહે તેને દાદ દીધી નહિ. રાજધાની મુસલમાનોના
તાબામાં ગયા છતાં કેટલાંક વર્ષ તેના કુટુંબે વનવાસમાં ગાળ્યાં, અને છેવટે
અકબરના મોઢેથી પોતાની સ્વતંત્રતા કબુલ કરાવી.

સન ૧૫૬૯ માં રણથંભોર અને કલિંજર રજપૂત રાજાઓના હાથ-
માંથી અકબરે કબજે કર્યાં. સ. ૧૫૭૦ માં બિકાનેરના રાજા કલ્યાણમલ્લે
પોતાની ભત્રિજી બાદશાહને પરણાવી અને બાદશાહે તે રાજાને પોતાના
લશ્કરમાં મનસબદારની જગો આપી. કલ્યાણમલ અને તેનો પુત્ર રાયસિંહ
આ પછી ઘણા દિવસ સુધી બાદશાહી નોકરીમાં હતા.

**(आ) ગુજરાત** (સ. ૧૫૭૨–૭૩)—હિંદુસ્થાનના જુદા જુદા
પ્રાંતો પોતાના તાબામાં આણીને પોતાનું એક મોટું સળંગ રાજ્ય કરવાનો
મૂળથી અકબરનો વિચાર હતો. વળી જે જે સ્થળે તેના બાપને ત્રાસ વેઠવો

પડ્યો હતો, તે પ્રાંતો તો અવશ્ય જીતવાની તેની ઇચ્છા હતી. તેને અનુસરીને ગુજરાત બંગાળા વગેરે પ્રાંતો જીતીને તેણે પોતાના તાબામાં આણ્યા. ગુજરાતમાં આ સમયે મોટી અંધાધુંધી હતી, એ તે પ્રાંતના ઇતિહાસમાં કહેલુંજ છે. તૈમૂરના વંશનો સુલતાન મીરઝાં નામનો એક રાજપુત્ર બાબર સાથે હિંદુસ્થાનમાં આવેલો હતો. તેને હુમાયુને વચગાળેના સંબલ પ્રાંતની સુબેદારી આપી હતી. તેના છોકરાઓએ બંડ કર્યાથી અકબરે તેમનો માળવા પ્રાંતમાં પરાભવ કર્યા બાદ તેઓ ગુજરાતમાં લુંટફાટ કરતા હતા. વળી ગુજરાતની ગાદી માટે ચાલી રહેલા ટંટા મટાડવા માટે ઇતિમાદખાન નામના સરદારે અકબરને ગુજરાતમાં બોલાવ્યો. આથી સ. ૧૫૭૨ ના સપ્ટેમ્બર મહિનામાં અકબર દિલ્હી છોડીને ગુજરાતમાં પાટણ શહેર આગળ આવ્યો. ત્યાંના સુલતાન મુજફ્ફરશાહે અકબરને શરણે આવીને સઘળું રાજ્ય તેને સ્વાધીન કર્યું. અકબરે દિલ્હી લઇ જઇ બંદોબસ્તમાં રાખ્યો અને ત્યાંથી કેટલાક વખત પછી તેને ચુનારગડ અને પછી ગૌડ મોકલવામાં આવ્યો હતો. અકબરે અજીજ કોકા નામના સરદારને ગુજરાતનો સુબેદાર નીમ્યો, અને પ્રાંતની સર્વ વ્યવસ્થા પોતે કરી. ઉપર કહેલો મીરઝાં સૂરત, ભરૂચ, અને ચાંપાનેરમાં ફોજ સાથે રહેતો હતો, તેથી તે શહેરો ઉપર ચડી જઈને અકબરે તેમનો પરાભવ કર્યો, અને તેના લસ્કરે મીરઝાંની પુંઠ પકડી તેને ઠેર માર્યો. તેની સાથે ગુજરાતમાં લડતાં એક વખત આણંદ નજીક સારસા આગળ અકબરનો જીવ જોખમમાં આવી પડ્યો હતો. પરંતુ જયપુરના રાજા ભગવાનદાસ અને તેના ભત્રિજા માનસિંહે વિલક્ષણ પરાક્રમ કરીને અકબરનો જીવ બચાવ્યો, અને આખરે અકબરની ફતેહ થઈ. પછી તે મીરઝાં માળવા અને પંજાબ ભણી નાઠો, અને ગુજરાતનો બંદોબસ્ત કરીને અકબર આગ્રે આવ્યો. પછીથી સ. ૧૫૭૩ માં અમદાવાદ આવી ત્યાંથી ખંભાત જઈ ત્યાં તેણે પોતાની જીંદગીમાં પહેલ વહેલું સમુદ્ર દર્શન કર્યું. ત્યાં એક અઠવાડીયું રહીને તે વડોદરે ગયો. અને ત્યાં તેણે ગુજરાતના બંદોબસ્તની સઘળી વ્યવસ્થા કરી. પછી ભરૂચ થઈને તે સૂરત ગયો. સૂરતનો કિલ્લો ઘણો મજબૂત હોવાથી તે લેતાં તેને ઘણોજ પ્રયાસ પડ્યો. દોઢ મહિનો ઘેરો ચાલુ રાખીને તેણે સૂરત કબજે કર્યું, અને સઘળો

બંદોબસ્ત કરીને સ. ૧૫૭૩ ના જુન મહિનામાં આગ્રે પાછો આવ્યો. સમુદ્ર ઉપર પોર્ટુગીઝ લોકો કેવો ઉદ્યોગ ચલાવે છે તેની કલ્પના અકબરને પહેલવહેલી આ સ્વારીમાં આવી. ગુજરાતમાં ફરીથી બંડ થયાની ખબર એટલામાં આવી. મહમદહુસેન મીરઝાં અને ગુજરાતના એક પદભ્રષ્ટ થયેલા સુલતાને ત્યાં બળવો કર્યો હતો. અકબર અદ્‌ભુત રીતે ચપળ હોઈ, પ્રસંગને અનુસરી જે તે કામનો તુરતજ નિવેડો કરી નાંખતો હતો. બે હજાર સ્વાર એકદમ આગળ મોકલીને, પોતાના તેહનાતી લશ્કરમાંનાં ૩૦૦ માણસો સાથે લઈને લાગલો સાંઢણી ઉપર બેસી લાંબી મજલો કરતો તે પાટણ આવ્યો. નવ દિવસમાં ૪૫૦ માઇલની તેણે મુસાફરી કરી હતી. પાટણમાં તેનું ૩૦૦૦ માણસનું લશ્કર હતું. વિશ્રાન્તિ લીધા વગર તે લાગલો અમદાવાદ ઉપર ચઢી આવ્યો. અમદાવાદમાં રહેલી થોડીક અકબરની ફોજ ઘેરામાં સપડાઈ હતી. અકબર એટલી ત્વરાથી આવ્યો કે શત્રુઓએ તેના આવ્યાની વાત પણ ખરી માની નહિ. અકબરે ઉતાવળથી લડાઈ શરૂ કરીને બંડખોરોને જીતીને ઠેર માર્યા. અને ફરીથી ગુજરાત પ્રાંતની સુબેદારી અજીજકોકાને સોંપીને અમદાવાદની આસપાસ તેને જાગીર કાઢી આપી. દિલ્હી પાછા ગયા બાદ ગુજરાત પ્રાંતની જમાબંદી અને નવીન વ્યવસ્થા ઠરાવવા માટે બાદશાહે પ્રસિદ્ધ ખત્રી અમલદાર રાજા ટોડરમલ્લને મોકલ્યો. તેણે ગુજરાત પ્રાંતની પુરેપુરી તપાસણી કરી, અને પ્રતબંધિ તથા દર ઠરાવવાનું કામ કરીને તે દિલ્હી પાછો ગયો. અજીજકોકા ઘણો સાત્ત્વિક વૃત્તિનો હતો. રાજ્યકારભારની ખટપટ પસંદ ન પડવાથી તે વિરાગી થઈને દિલ્હી જઈ રહ્યો. તે પછી માળવાનો અમલદાર શહાબુદ્દીન અહંમદખાન અને ઈતિયાદખાન કેટલોક વખત અમદાવાદના સુબેદાર થયા હતા. સુલતાન મુજફ્ફર બંગાળામાંથી છૂટીને ફરીથી ગુજરાતમાં આવ્યો, અને અમદાવાદ કબજે કરીને તેણે બંડ ઉઠાવ્યું. વડોદરાના અમલદાર કુતબુદ્દીનને ઠેર મારીને તેણે ગુજરાત પ્રાંતનો ઘણો ભાગ કબજે કર્યો. આ બાબતની અકબરને ખબર પડતાં તેણે બહેરામખાનના પરાક્રમી પુત્ર મીરઝાંખાનને ગુજરાતના બંદોબસ્ત માટે મોકલ્યો ( ૧૫૮૩ ). મીરઝાંખાને મુજફ્ફરશાહનો પરાભવ કરીને અમદાવાદનો બંદોબસ્ત કર્યો. આ

પરાક્રમથી ખુશ થઈને અકબરે મીરઝાંખાનને ખાનખાનાનની પદવી આપી. અકબર અને જહાંગીરની કારકીર્દિમાં એ એક આગેવાન સરદાર હતો. પછી સ. ૧૫૯૦ માં મીરઝાંખાનને પાછો બોલાવીને અકબરે અજીજકોકાને ફરીથી ગુજરાતનો સુબેદાર નીમ્યો. તે સમયે મુજફરશાહ જંગલોમાં ભટકતો હોઈ, કચ્છ પ્રાંતમાં અજીજકોકાના પુત્ર અબ્દુલ્લાએ તેને પકડયો. ત્યાંથી જૂનાગઢ આવતાં રસ્તામાં મુજફ્રે અસ્ત્રાથી પોતાનું ગળું કાપીને આપઘાત કર્યો (સ. ૧૫૯૨). તેના પુત્ર બહાદુરે પછી ઘણા દિવસ સુધી બંડ ચાલુ રાખ્યા બાદ, જહાંગીરના વખતમાં તે સ. ૧૬૧૪ માં મરણ પામ્યો. આ તરફ અજીજકોકા સ. ૧૫૯૦ માં ગુજરાતના બંદોબસ્ત કર્યા પછી બાદશાહની પરવાનગી વિના મક્કે જવા ચાલી નીકળ્યો. તે પછી અકબરે પોતાના પુત્ર મુરાદને ગુજરાતની સુબેદારી આપી. તેને પછીથી અહમદનગર જવું પડ્યું, અને ત્યાં તે મરણ પામ્યા બાદ, અજીજકોકા મક્કેથી પાછો આવેલો હોવાથી ફરીથી તેને અકબરે ગુજરાતનો સુબો નીમ્યો. અકબરના મરણ વખતે એજ ગૃહસ્થ ગુજરાતનો સુબેદાર હતો. કોકા એટલે દૂધભાઈ. અજીમ–અજીજ અકબરના મુખ્ય સરદારોમાંનો એક હોઈ તેની એક પુત્રી મુરાદને અને બીજી ખુશરૂને પરણાવેલી હતી.

( ઈ ) **બંગાળા** ( ૧૫૭૫ ).—પોતાના બાપને બંગાળામાં હેરાનગતી વેઠવી પડેલી, તેથી તે સધન પ્રાંતને જીતીને પોતાનું એકછત્રી રાજ્ય કરવાની અકબરને મોટી ઉત્કંઠા હતી. બંગાળા, બહાર અને ઓરિયા, ત્રણે પ્રાંતો ઉપર સૂરવંશી સુલતાનોના અફઘાન અમલદારો સ્વતંત્ર કારભાર કરતા હતા. પહેલો અમલદાર તાજખાન હોઈ, તે મરણ પામ્યા બાદ તેનો ભાઈ સુલેમાન કારભાર કરવા લાગ્યો હતો. પ્રથમ તે અયોધ્યાની દક્ષિણે ગોગરા નદીના કાંઠે આવેલા તાંડામાં રહેતો હતો, અને પાછળથી પટણા ગયો હતો. સુલેમાન ૧૫૭૨ માં મરણ પામ્યા બાદ તેનો પુત્ર દાઉદ કારભાર કરવા લાગ્યો. સુલેમાને શામ દામથી વર્તીને અકબર સાથે ટંટો ઉપસ્થિત કર્યો નહોતો, પરંતુ દાઉદે એકદમ સ્વતંત્રતા ધારણ કરી, અને અકબરને ગણકારવા ન લાગ્યો તે વખતે અકબરે પોતે સ્વારી કરીને પટણા શહેર સ. ૧૫૭૪ માં કબજે કર્યું, અને

દરિયાપુર સુધી દાઉદની પુંઠ પકડી. ત્યાંથી આગ્રે પાછા આવ્યા બાદ અકબર ફરીથી કદી બંગાળા પ્રાંતમાં ગયો નહિ. પાછા આવતાં મુનિમખાન અને ટોડરમલ્લ નામના સરદારોને બંગાળા પ્રાંત જીતવા માટે પાછળ રાખીને પોતે પાછો ફર્યો હતો. આ બન્ને સરદારોને દાઉદખાન સાથે બે ત્રણ લડાઈઓ થઈ. દાઉદખાન પ્રથમ તાંડે નાસી ગયો, અને ત્યાં છેટે રહીને તેણે પોતાની હીલચાલ ચાલુ રાખી. સ. ૧૫૭૫ માં બંગાળા, બહાર અને ઓઢિયા એ ત્રણે પ્રાંતો અકબરના અમલ નીચે આવ્યા. મુનિમખાન આજ વખતે તાંડામાં મરણ પામ્યો, અને તેની જગોએ હુસેન હુલીખાન ઉર્ફે ખાનજહાનની નિમણુંક થઈ. તે બહેરામખાનનો ભાણેજ હતો, અને બહેરામના જેવીજ તેની ઝડપ હતી. દાઉદની પુંઠે ઘણા જોરથી લાગીને તેને પકડીને તેણે ઠેર માર્યો. પછી સ. ૧૫૭૮ માં ખાનજહાન મરણ પામ્યા બાદ બંગાળામાં ફરીથી બંડ શરૂ થયું. નવા જીતાયલા બંગાળા પ્રાંતમાંથી જબરાઈથી ઘણું મહેસુલ વસુલ કરવા માટે નાના મોટા ઘણા અધિકારીઓ અકબરે તે પ્રાંત ઉપર છોડયાથી રૈયત તેમનાથી ત્રાસી ગઈ. ફોજમાં રાખવાના ઘોડા સરકારમાં પાસ કરતાં તેમને ડામ દઈને નિશાની કરવામાં આવતી, તેથી ઘોડાઓ મળવા ન લાગ્યા, અને ફોજમાં ભરતી થઈ નહિ. આમ અસંતોષ વધતાં બંગાળાના નવીન અમલદાર મુજફ્ફરખાનનું તાંડામાં સન ૧૫૮૦ માં ખૂન થયું. આ બંગાળાના બંડખોરોને અકબરના ઓરમાન ભાઈ હકીમની કાબુલથી મદદ હતી, પરંતુ તે વ્યસની અને બ્હીકણ હોવાથી તે કાબુલથી બહાર આવ્યો નહિ; નહિ તો તેની તરફથી અકબરને ઘણો ત્રાસ થયો હોત. સ. ૧૫૮૧ માં હકીમ ઉપર દેખરેખ રાખવા માટે અકબર પોતે પંજાબમાં થઈને ઠેઠ કાબુલ ગયો. પણ હકીમ સાથે તેની પ્રત્યક્ષ મુલાકાત ન થતાં અને એ પ્રકરણ વિશેષ વધવા ન દેવાની ડહાપણથી યુક્તિ કરીને અકબર પાછો આવ્યો. વાસ્તવિક રીતે જોતાં બંગાળાનું બંડ અકબરની કારકીર્દિમાં કાયમનું બેસી ગયું નહિ. પાછળથી જહાંગીરની કારકીર્દિમાં બંગાળામાં શાન્તિ થઈ. કેટલાંક વર્ષ પછી બંગાળા પ્રાંતનો કારભાર રાજા માનસિંહને મળ્યો હતો. તે પ્રાંતમાં બીજા ઘણાક બળવા થયા હતા, પરંતુ અકબરની ફોજે તે સર્વેનો બંદોબસ્ત કર્યો હતો ( ૧૫૯૨ ).

**(ઈ) કાબૂલ** ( ૧૫૭૯ ).—સન ૧૫૭૫ પછીનાં અકબરનાં ત્રણ ચાર વર્ષ શાન્તિમાં ગયાં. તે અરસામાં તેણે રાજ્યની વ્યવસ્થામાં કેટલાક સુધારા કર્યા, અને સિક્રી તથા આગ્રામાં ઇમારતો બંધાવી. તે ઘણે ભાગે દિલ્હીમાં ન રહેતાં આ બન્ને સ્થળે રહેતો હતો. અકબરનો ભાઈ મહમદ હકીમ મીરઝાં જે કાબુલમાં રાજ્ય કરતો હતો, તેણે સ. ૧૫૭૯ માં રાજ્ય વધારવાના લોભથી પંજાબ પ્રાંત ઉપર સ્વારી કરી, અને પંજાબના સુબેદાર રાજા માનસિંહનો તેણે પરાભવ કર્યો. આ સમાચાર જાણતાંજ અકબર એકદમ પંજાબમાં ગયો, અને તેના જતાની સાથે હકીમ પાછો કાબુલ ચાલ્યો ગયો. શાહજાદા મુરાદને અકબરે ફોજ આપીને હકીમની પુંઠ પકડવા કાબૂલ મોકલ્યો, પરંતુ મુરાદની હાર થઈ, એટલે અકબરે પોતે જઇને હકીમને શિક્ષા કરી. કાબૂલ પ્રાંત તેણે ફરીથી હકીમને પાછો સોંપ્યો, છતાં તે ફરીથી બંડ કરશે એમ ધારી અકબરે જયપુરના રાજા ભગવાનદાસને કાબૂલમાં રાખ્યો. પાછા આવતાં અકબરે અટકનો કિલ્લો ફરીથી બંધાવ્યો. હકીમ મિરઝાં સ. ૧૫૮૫ માં મરણ પામ્યો. તેને પણ દારૂનું વ્યસન હોઈ, મરણ સમયે તેનું વય માત્ર ૩૧ વર્ષનું હતું. હકીમના મૃત્યુની ખબર સાંભળીને અકબરે તુરતજ રાજા માનસિંહને કાબૂલ મોકલ્યો, અને તે જાતે પંજાબમાં ગયો. માનસિંહે કાબૂલમાંની ગરબડ બેસાડી દઇને સઘળા પક્ષોને સંતોષકારક થઈ પડે એવી વ્યવસ્થા કરી. સન ૧૫૮૯ માં અકબર ફરીથી કાબૂલમાં ગયો, અને ત્યાં બે મહિના મુકામ રાખ્યો. ત્યાં તેણે પોતાના પૂર્વજોની કબરોનાં દર્શન કર્યાં. પાછાં આવતાં બહેરામખાનના પુત્ર ખાનખાનાને અકબરે બાબરના આત્મચરિત્રની પ્રત ભેટ કરી હતી.

**(ઉ) કાશ્મિર** (૧૫૮૭).—કાશ્મિર જેવો સુંદર પ્રદેશ પોતાના તાબામાં આણવાની અકબરને ઘણી ઇચ્છા હતી. આ સમયે કાશ્મીરમાં ઘણી અવ્યવસ્થા ચાલતી હતી. એમ છતાં તે પ્રાંત જીતવામાં અકબરને ઘણી અડચણો હતી. ત્યાંના રસ્તા ઘણા વિકટ હોઈ લોકો હઠીલા અને શૂરા હતા.

કાશ્મીરના રાજા યુસુફે અકબરની સાર્વભૌમ સત્તા માન્ય રાખી નહિ, એટલે અકબરે પંજાબમાં મોટું લશ્કર અને નામાંકીત સરદારોને એકઠા કરીને

સઘળા સરહદ ઉપરના પ્રદેશોમાં તેમને રવાના કર્યા. તે પૈકી રાજા ભગવાન-દાસને તેણે કાશ્મિર મોકલ્યો, પરંતુ તે કંઈ ઉપયોગી કાર્ય બજાવી શક્યો નહિ. બીજે વર્ષે મહમદ કાસમખાનના હાથ નીચે જે ફોજ ગઈ, તેણે કાશ્મિરના રાજાને પકડી આણ્યો. પછી કાશ્મિર પ્રાંતને અકબરના રાજ્ય સાથે જોડી દઈ, ત્યાંના રાજાને બહાર પ્રાંતમાં નાની સરખી જાગિર આપીને રાખવામાં આવ્યો.

પરંતુ તે તરફના ટંટા છેક મટયા નહોતા. પેશાવરની પેલી બાજુના અફઘાન લોકોને જીતવાની અકબરની ઇચ્છા હતી. આ અફઘાનો યુસુફઝાઈ જાતના હોઈ, હિંદુકુશ પર્વતના પહાડી પ્રદેશમાં રહેતા હતા. ઉપર જે અનેક ફોજો અકબરે મોકલ્યાનું કહેવામાં આવેલું છે, તેમાં ઝૈનખાન કોકા—અકબરના દૂધભાઇને અફઘાન લોકો ઉપર ચઢાઈ કરવા મોકલવામાં આવ્યો હતો. ડુંગરી પ્રદેશમાં જ્યારે મોગલ ફોજ પેઠી, ત્યારે અફઘાન લોકોએ રાત્રિના સમયે તેની ઠીક ખબર લઈ નાંખી. તેમના પાછા આવવાના સઘળા રસ્તા બંધ થયા. રાજા બીરબલ અને તેના ૮૦૦૦ માણસો એક ભયંકર ઘાટમાં અફઘાન લોકોના હાથે મરાયા (ફેબ્રુઆરી ૧૫૮૬). બીજી બાજુએ ખૈબરઘાટના માર્ગે ટોડરમલ અને રાજા માનસિંહ ગયા હતા. તેમને સારો જય મળ્યાથી, અફઘાન લોકો સાથે કેટલાક કરાર કરીને અકબરે પોતાની ફોજ પાછી બોલાવી લીધી. આ સ્વારીમાં તેની જેવી ખરાબી થઈ તેવી પહેલાં કદી થઈ નહોતી. અફઘાન લોકો મોગલોના અમલ નીચે આવ્યા નહિ. ઝૈનખાનનો આ સ્વારીમાં પરાજય થઈ તેની ઘણી ખરી ફોજની કતલ થઈ. અકબરની આખી કારકીર્દિમાં આવડો મોટો ફોજનો નાશ કદી થયો નહોતો. અગાઉથીજ ખાને અકબર પાસે તાબડતોબ મદદ માગી હતી. આ મદદ સાથે કોને મોકલવો તેનો વિચાર કરીને અબુલફજલ અને બીરબલના નામની ચિઠ્ઠીઓ નાંખી જોતાં બીરબલના નામની ચિઠ્ઠી નીકળ્યાથી ઉપર કહ્યા પ્રમાણે બીરબલને સ્વારીમાં મોકલવામાં આવ્યો હતો. વાસ્તવિક રીતે બીરબલને જવાનો વિચાર નહોતો, અને તેને યુદ્ધનો પ્રત્યક્ષ અનુભવ પણ નહોતો. ઝૈનખાન અનુભવી હોવાથી, બીરબલ જવાથી હરકત નહિ આવે એમ સમજીને અક-

ખરે તેને મોકલ્યો હતો. અને લોકો પોતાને બ્હીકણ ન કહે તેટલા માટેજ બીરબલ પણ ઘણી હિમ્મતથી ગયો હતો.

બીરબલના મૃત્યુના વર્તમાન અકબરના જાણવામાં અટકમાં આવતાં તેને અત્યંત દુઃખ થયું, અને ચિઠ્ઠી નાંખીને સેનાપતિ પસંદ કરવાનું પોતે ઠરાવ્યા માટે તેણે ઘણોજ ખેદ કર્યો. અટકમાં અકબર ત્રણચાર મહિના રહ્યો, તે દરમિયાન તોપો પડાવવાનું, ગોળીબાર ઉડાવવાનો અભ્યાસ કરવાનું, સરહદનો બંદોબસ્ત કરવાનું, અને જીતેલા પ્રાંતોમાં મહેસુલની અને બીજી તજવીજો કરવાનું કામ તે અહર્નિશ કરતો હતો. અટક મુકામે કાશ્મિરનો રાજા યુસુફશાહ તેને આવી મળ્યો હતો. ઉપર કહ્યા પ્રમાણે તેનો બંદોબસ્ત કર્યા બાદ, તેના રાજ્યમાં શાન્તિ પ્રસારવા માટે સ. ૧૫૮૯ ના એપ્રિલ માસમાં અકબરે જાતે કાશ્મિર પ્રાંતમાં પ્રવેશ કર્યો, અને બે મહિનામાં ત્યાંના કારભારની સારી વ્યવસ્થા કરીને ત્યાંથી તે કાબૂલ ગયો. સપ્ટેમ્બર માસમાં તેને પોતાના હુશિયાર મુત્સદ્દી રાજા ટોડરમલ્લના મરણના સમાચાર મળ્યા. આથી તેને અત્યંત દુઃખ થયું, અને તે એકદમ લાહોર પાછો આવ્યો.

ટોડરમલ્લ ગુજરાતની સ્વારીમાં પહેલવહેલો પ્રસિદ્ધિમાં આવ્યો હતો. તે પછી તેણે ઘણાં મોટાં મોટાં કામો કર્યાં હતાં. રાજા બીરબલના મરણ પામ્યા બાદ માનસિંહ અને ટોડરમલ્લ બન્નેએ સરહદ ઉપરના અફઘાન લોકોને શિક્ષા કરીને બીરબલના મરણનું વૈર લીધું હતું. પછી વૃદ્ધાવસ્થા થયાથી ટોડરમલ્લે ગંગાના કાંઠે જઈ રહેવાની પરવાનગી માગી હતી. પ્રથમ અકબરે તેની માગણી કબૂલ રાખી, પરંતુ પાછળથી લાહોરમાંજ સ્વસ્થ રહીને થાય તે કામ કરવાનું કહી તેને હરિદ્વારથી પાછો બોલાવવામાં આવ્યો હતો. ત્યાર પછી તે લાહોરમાંજ રહ્યો હતો. તેના અંત્યવિધિ સમયે રાજા ભગવાનદાસ હાજર હોઇ, તે પણ સ્મશાનમાંથી પાછા આવ્યા બાદ લાગલોજ મરણ પામ્યો. એમ એ બે મોટા સરદારો એકદમ પરલોકવાસી થયા.

(ऊ) **સિંધ પ્રાંત** (સ. ૧૫૯૨).—ગુજરાતના સુબેદાર મીરઝાં અજીજ કોકાએ સ. ૧૫૮૯ માં કાઠિયાવાડના જામ રાજાને જીતવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે સફળ થયો નહિ. તે પછીના વર્ષે તેણે જૂનાગઢ કબજે કર્યું.

સિંધ પ્રાંતમાં અર્ઘૂન વંશની સમાપ્તિ થઇને ત્યાં કેટલાક ઇરાની સરદાર અમલ કરતા હતા. તેમનામાં માંહોમાંહે ટંટા ચાલતા હતા. આ સંધિનો લાભ લઈને અકબરે લાહોરથી ઉત્તરની બાજુએ સિંધ પ્રાંત ઉપર ફોજ રવાના કરી. નાકા ઉપર આવેલા સાવાન નામના કિલ્લા ઉપર મોગલોએ હલ્લો કર્યો. ગુજરાતની ફોજ લઈને મીરઝાં અજીજ પણ દક્ષિણ તરફથી સિંધ પ્રાંત ઉપર ચઢી ગયો હતો. સિંધનો કારભાર ચલાવનાર મીરઝાં જાનીબેગ અકબરની ફોજ સાથે લડવા માટે હોડીઓમાં મોટું તોપખાનું લઈને આવ્યો. લડાઈ ઘણી રસાકસી વાળી થઈ. આરંભમાં જાનીબેગે મોગલોને પાછા હઠાવ્યા. ત્યાં પોતાનું કાંઈ ચાલતું નથી એમ જોઈને મીરઝાં અજીમખાને મોગલ લશ્કરને ઠઠ્ઠા શહેર કબજે કરવા મોકલ્યું. તેની સાથે જાનીબેગે પણ પોતાની અર્ધી ફોજ ઠઠ્ઠે મોકલી, પરંતુ આમ કર્યાથી મોગલ ફોજને આ તરફ જય મળ્યો. સિંધ પ્રાંત અકબરના તાબામાં આવ્યો, અને જાનીબેગને મોગલ લશ્કરમાં નોકરી મળી.

**( ऋ ) કંદહાર** ( સ. ૧૫૯૪ ).—ઈરાનની મદદ લઈને હુમાયુને કંદહાર કબજે કર્યું હતું. તે વખતે ઈરાનનો શાહજાદો મરણ પામ્યાથી કરેલા કરાર પ્રમાણે તે સ્થળ ઈરાનના શાહને મળ્યું નહિ. આથી હુમાયુનના ગાદી ઉપર બેસવાના અરસામાં ઇરાનના શાહે પોતાની ફોજ મોકલીને કંદહાર કબજે કર્યું હતું, અને તે પછી સ. ૧૫૯૪ સુધી ઈરાનના તાબામાંજ હતું. આ વર્ષે અકબરે પોતાની ફોજ કંદહાર ઉપર મોકલી, ત્યારે લડાઈ કર્યા સિવાય તે કિલ્લો, અને આસપાસનો પ્રદેશ અકબરને સ્વાધીન થયો. કંદહારના ઇરાની સરદારને અકબરે પોતાની ફોજમાં નોકરી આપીને, તેને પાછળથી મુલતાન પ્રાંતની સુબેદારી આપી.

સુલતાનશાહ અબ્બાસ ઈરાનમાં રાજ્ય કરતો હતો. તેને પોતાના રાજ્યમાંજ પુષ્કળ કામ હોવાથી કંદહાર પાછું લેવાની ખટપટમાં તે પડયો નહિ. તેને અકબર સાથે દોસ્તી પણ હતી, કંદહાર તાબામાં આવ્યાથી અફઘાનિસ્તાનથી બંગાળાના ઉપસાગર સુધીનો સઘળો પ્રદેશ અકબરના તાબામાં આવ્યો. સિંધુ નદીની પશ્ચિમ તરફનું સઘળું વડિલોપાર્જિત રાજ્ય તેના કબજા-

માં આવ્યું. કાશ્મિર, બંગાળી, બહાર, ઓઢિયા, અને આસામ એ પ્રાંતો તેના તાબામાં આવેલાજ હતા. ગુજરાતનો બંડખોર સુલતાન મુજફ્ફરશાહ મરણ પામ્યાથી તે પ્રાંતમાંના સઘળા બખેડા નાશ પામ્યા. ઉદયપુરના રાણા સિવાય સર્વ રજપૂત રાજાઓએ તેની સાર્વભૌમ સત્તા કબૂલ રાખી. ટૂંકમાં નર્મદાની ઉત્તરનો જેટલો પ્રદેશ અકબરના તાબામાં આવ્યો તેટલો પહેલાં કદીપણ એક રાજાના અમલ નીચે નહોતો. આ પ્રમાણે સર્વત્ર સ્વસ્થતા થયા બાદ દક્ષિણ તરફ લક્ષ આપવા માટે અકબરને અવકાશ મળ્યો.

( ऋ ) **મહારાષ્ટ્ર**—અહમદનગર–ખાનદેશ–( ૧૫૯૫–૧૬૦૦ ).—ઉત્તર તરફની ભાંજગડમાં ગુંથાયલો હતો તેવામાં દક્ષિણમાં બનતી હકીકત તરફ અકબરે દુર્લક્ષ કર્યું નહોતું. સન ૧૫૭૨ માં અહમદનગરના નિજામશાહે વરાડ પ્રાંત જીત્યાથી નિજામશાહીની સત્તા વધી એ અકબરને રૂચ્યું નહિ, પરંતુ પ્રથમ તેને સ્વસ્થ બેસી રહેવું પડયું હતું. પછી અહમદનગરના રાજ્યમાં ઘોટાળા ઉત્પન્ન થયા. દક્ષિણી અને પરદેશી પક્ષો વચ્ચે ટંટા મચીને સઘળી રાજધાનીમાં કેર વર્તાયો. તે વખતે બુરાન નિજામશાહ જે પહેલાંથીજ અકબર પાસે આવી રહ્યો હતો, તે અહમદનગર જઈને નિજામશાહીના તખ્ત ઉપર બેઠો. પછી સન ૧૫૯૦ માં દક્ષિણના સર્વ રાજાઓ પાસે વકીલો મોકલીને તેમને પોતાની સાર્વભૌમ સત્તાનો સ્વીકાર માટે અકબરે કહેણ મોકલ્યાં, પરંતુ સર્વેએ એ વાત નાકબૂલ કરી. તે પછી તેણે પોતાના પુત્ર મુરાદને ગુજરાતનો સુબેદાર નીમી મોકલ્યો, અને જેથી કરીને અહમદનગરમાં પોતાનો પ્રવેશ થાય એવા ઉપાય કરવા માટે તેને તાકીદ આપી. તેમજ બહેરામખાનના પુત્ર મીરઝાંખાન ઉર્ફે ખાનખાનાનને ફોજ આપીને અકબરે દક્ષિણમાં મોકલ્યો. મીરઝાંખાન પ્રથમ માંડવગડ ગયો. એટલામાં બુરાનશાહ મરણ પામ્યાથી અહમદનગરની ગાદી માટે કજીઓ શરૂ થયો, અને ત્યાંના વજીરે ગુજરાતના અમલદાર શાહજાદા મુરાદ પાસે મદદ પામી. મુરાદ પણ બાપની પરવાનગી લઈને અહમદનગર ગયો. મીરઝાંખાન અને તે બન્ને એકઠા થઈ ગયા. અહમદનગરની ફોજનું ઉપરીપણું ચાંદબીબીએ લીધું; અને અહમદનગરના ઘેરામાં તેણે એવું કાંઈ વિલક્ષણ પરાક્રમ દર્શાવ્યું કે મોગલ ફોજનું કાંઈપણ

ચાલ્યું નહિ, આખરે બન્ને ફોજો થાકી ગયા બાદ વરાડ પ્રાંત મોગલોને આપીને ચાંદબીબીએ સલાહ કરી ( ૧૫૯૬ ). મુરાદ વરાડ પ્રાંત કબજે લેવા ગયો હતો, પરંતુ તેમાં તે ફાવ્યો નહોતો. તે પ્રાંત માટે સઘળા દક્ષિણના રાજાઓને તકરાર હતી તે સર્વેએ એકમત કરીને મોગલો સાથે લડવાની તૈયારી કરી. ગોદાવરીના કાંઠે સુપા આગળ ત્રણ દિવસ ભારે યુદ્ધ થયું. પરંતુ હારજીત નક્કી થઈ નહિ. મીરઝાંખાન અને મુરાદને અણબનાવ થયો. મીરઝાંખાન શત્રુને મળી ગયો છે એવો અકબરને વહેમ આવ્યો, ત્યારે તેને પાછો બોલાવીને બાદશાહે પોતાના ભરોંસાના સરદાર અબુલફજલને દક્ષિણમાં મોકલ્યો. અબુલફજલ તે વખતે અઢી હજાર સ્વારોનો મનસબદાર હોઈ, તે તાબડતોબ બુરાનપુર આવ્યો. ત્યાં આવી તેણે ત્યાંના રાજા બહાદુરખાનની મદદ માગી, પરંતુ તે ન આપતાં બહાદુરખાને અબુલફજલને લાંચ આપી પાછા કાઢવાનો પ્રયત્ન કર્યો. તેનો તે પ્રયત્ન સફળ થયો નહિ, અને અબુલફજલ એકલોજ અહમદનગર ગયો. રસ્તામાં મુરાદ પાછો આવતાં તેને મળ્યો, અને ત્યાંથી તે વરાડમાં ગયો. અહમદનગર પોતાનાથી કબજે થતું ન હોવાથી તે માટે મુરાદને અત્યંત લજ્જા અને ખેદ થતાં, તેમાંજ તેની મદ્યપાનની લત બેહદ વધી પડી હતી. ખાનદેશના બહાદુરખાનની પુત્રી સાથે તેણે લગ્ન કર્યું હતું. પાછળથી આ શાહજાદો બરાનપુરની દક્ષિણે શહાપુર ( એને અકબરીમાં જાલનાપુર કહેલું છે તે ) આગળ એકાએક મરણ પામ્યો ( સ. ૧૫૯૮ ). તે વખતે બીજા સરદારોએ અબુલફજલને દિલ્હી પાછા જવા ઘણો આગ્રહ કર્યો, પરંતુ તે વાત તેને પસંદ ન પડતાં તે લાગલોજ અહમદનગર ઉપર ચઢી ગયો, અને ત્યાંના ઘોટાળા અને પોતાના સરદારોની બેવફાઈ જોઈને તેણે ખુદ અકબરને ત્યાં આવવા લખ્યું. આજ ચૌદ વર્ષથી અકબર સિંધુ નદીની આસપાસના પ્રાંતોમાં રહેતો હોઈ, સ. ૧૫૯૯ માં પહેલ વહેલોજ ત્યાંથી નીકળીને નર્મદા ઉતરીને દક્ષિણમાં બરાનપુર આવ્યો, તે અગાઉ દોલતાબાદનો કિલ્લો મોગલોએ લીધો હતો. અહમદનગરનો કિલ્લો કબજે કરવા માટે અકબરે પોતાના પુત્ર દાનિયાલ અને ખાનખાનાનને મોકલ્યા. અહમદનગરમાં અરાજકતા ચાલુ હોઈ, કોઈ દુષ્ટોએ પરાક્રમી ચાંદબીબીનું સ.

૧૬૦૦ ના જુલાઈમાં ખૂન કર્યું. તે વખતે નિઝામશાહીનો કોઈ પણ રક્ષક રહેલો ન હોવાથી અહમદનગર રાજધાની અકબરની ફોજે કબજે કરી. એમ છતાં અહમદનગરનું સઘળું રાજ્ય અકબરને મળ્યું નહિ. કેટલાક મુત્સદ્દીઓએ બીજે સ્થળે નિઝામશાહીનું તખ્ત લઈ જઈને કેટલાક દિવસ રાજ્ય ચલાવ્યું. ખાનખાનાન વગેરે અકબરના સરદારો પોતાના કામમાં કસૂર કરતા હોવાથી આ ચઢાઈ બરાબર ફતેહમંદ નીવડી નહિ.

અહમદનગરમાં આ પ્રમાણે બનતું હતું તેવામાં ખાનદેશના સુલતાનને અકબર સાથે અણબનાવ થયો હતો. મોગલ ફોજ દક્ષિણમાં આવી ત્યારથી તે સુલતાને અકબરનું સ્વામિત્વ સ્વીકારીને પોતાનો બચાવ કર્યો હતો. પાછળથી એક વર્ષપર્યંત તે સુલતાન સાથે લડીને આસીરગડનો કિલ્લો અને સઘળો ખાનદેશ અકબરે કબજે કર્યો. વરાડ અને ખાનદેશ પ્રાંતોનો કારભાર તેણે દાનિયાલને સોંપ્યો, અને ખાનખાનાનને તેનો વજીર નીમ્યો. વિજાપુર અને ગોવલકોંડાના સુલતાનો તરફથી નજરાણાં લઈને વકીલો આવ્યા હતા, તેથી તે નજરાણાનો સ્વીકાર કરીને અકબરે પોતાના પુત્ર દાનિયાલનું લગ્ન વિજાપુરની શાહજાદી સાથે કર્યું. આ લગ્ન પૈઠણ મુકામે મોટા ઠાઠથી થયું હતું. પછી અહમદનગરના યુદ્ધનું કામ અબુલફજલને સોંપીને અકબર આગ્રે પાછો આવ્યો. તેણે આ વખતે અબુલફજલને ચાર હજાર સ્વારની મનસબદારી આપી. આ સ્વારીમાં અકબરના તોપખાના ઉપર અંગ્રેજ લોકો નોકર હતા.

૫. **સલીમનાં દુરાચરણ**—અકબરનાં છેવટનાં વર્ષ દુઃખ અને ત્રાસમાં ગયાં. સ. ૧૫૯૭ ના નવેમ્બરમાં તે કાશ્મિરથી પાછો આવ્યો. કાશ્મિરમાં તેણે એકંદરે ત્રણ સફરો કરી હતી; પહેલી સ. ૧૫૮૯ માં, બીજી ૧૫૯૨ માં અને આ છેલ્લી ત્રીજી ૧૫૯૭ માં. આ વખતે પાછા આવતાં મુરાદનો પુત્ર મીરઝાં રૂસ્તમ મરણ પામ્યો. તે અકબરને ઘણો વહાલો હોઈ, તેના મૃત્યુથી તેને ઘણું દુઃખ થયું. અજીજખાનની મા જીજી અનાગા રૂસ્તમની વડદાદી થતી હતી, અને તેણે તેને ઉછેર્યો હતો. એકંદરે પોતાના છોકરા કરતાં છોકરાનાં છોકરાં ઉપર અકબરની વિશેષ પ્રીતિ હતી. જહાંગીરના છોકરા ખુશરૂ અને

ખુરમને તે પોતાના પ્રાણ સમાન ગણતો. રૂસ્તમના મૃત્યુ પછી દોઢ વર્ષ તેનો બાપ મુરાદ ગુજર્યો, અને તેજ સમયે અહમદનગરની સ્વારી નિષ્ફળ ગયાના સમાચાર આવ્યાથી અકબર છેક નિરાશ થઈ ગયો.

પછી સલીમે ત્રાસ આપવા માંડ્યો. પહેલેથી તે બંડખોર અને ઝેરીલો હતો. અકબરે બીજા છોકરાઓને રાજ્યમાં કામ સોંપ્યાં હતાં, છતાં સલીમને તેણે ઘણા દિવસ સુધી કંઈ કામ આપ્યું નહોતું. એક વખતે તેને મધ્ય એસિયાની સ્વારીમાં જવાનું અકબરે કહ્યું, પણ તે ગયો નહિ. એક વખતે ઉદયપુર મોકલ્યો હતો ત્યારે તે માર ખાઈને પાછો આવ્યો. લાહોરમાં અનાકળી નામની અકબરની એક રાખ હતી, તેના ઉપર સલીમનું મન ગયેલું સાંભળી અકબરને તેને જીવતી દટાવી દીધી, સલીમે પછી તેના ઉપર ભપકાદાર કબર બંધાવી હતી, નાનપણમાં ફૈજી સલીમનો શિક્ષક હતો, પણ તેમને બિલકુલ બનતું નહિ. સલીમના સંબંધમાં એવી એક વાત ચાલે છે કે તે એક વખતે અબુલફજલને ઘેર એકાએક ગયેલો, ત્યારે ત્યાં ૪૦ લહિયા કુરાનની એક મોટી ટીકાની નકલો ઉતારતા જણાયા હતા. આ વિસ્તૃત ટીકા ફજલના બાપ મુબારકે લખેલી હતી. સલીમે તે સઘળા કાગળો જોવા ને તેવા લઈ જઇને બાપને બતાવી કહ્યું, કે 'અબુલફજલ તમારા મોઢેજ માત્ર નવીન ધર્મની બડાઈ મારે છે, પરંતુ અંતઃકરણમાં તેની ભક્તિ કુરાન ઉપરજ છે. આ પ્રતો તે મોટા મોટા રાજા રજવાડા તરફ મોકલનાર છે. આવા ખુશામતિયા લોકો મોંઢે મીઠું મીઠું બોલીને તમને ફસાવે છે.' આ સાંભળીને ફજલ ઉપર અકબરની થોડીક ઈતરાજી થઈ, અને આથી ફજલને ઘણુંજ ખોટું લાગ્યું. તે બોલ્યો, 'હમણાં ઘણા દિવસથી હું કામમાં હોવાથી સલીમની મુલાકાતે જવા મને સગવડ મળી નથી. તેથી તેણે નારાજ થઈ મારી ખરાબી કરવાનો પ્રયત્ન ચલાવ્યો છે. મારા દુશ્મન ઘણા છે. તેમણે અગ્નિમાં તેલ રેડ્યું, અને ફાવે તેવું ખરાનું ખોટું કર્યું.' ઉપલી ઈતરાજીથીજ અકબરે ફજલને અહંમદનગરની સ્વારીમાં મોકલ્યો હતો. કેટલોક વખત ગયા બાદ ફરીથી અકબરને ફજલ વચ્ચે પહેલાંના જેવો પ્રેમ ચાલુ થયો હતો. એકંદરે સલીમનો સ્વભાવ દુષ્ટ હતો. તેણે એક

વખતે તેની દાદી હમીદાનું અતિશય અપમાન કર્યું હતું. આ બાઈનું વજન ઘરમાં ઘણું હોઈ, તેની અવગણના કરવાની કોઈની મગદૂર નહોતી. જહાંગીર હોડીમાં અલાહાબાદ જતો હતો; તે વખતે રસ્તામાં એ બાઈનો મુકામ હતો. તે વખતે તેણે તેને કહેવડાવ્યું કે, 'હું તારી મુલાકાતે આવું છું. તું જરા થોભજે; આ વખતે સલીમને તેના બાપની સાથે અણબનાવ ચાલતો હોવાથી તેને એ વાત કહીને એને મેળ કરી આપવાની તે બાઈની ઇચ્છા હતી. તેનો સંદેશો સાંભળીને તે થોભ્યો નહિ, પરંતુ ઉલટું તેણે પોતાના હોડીવાળાઓને ધમકાવી ઘણીજ ત્વરાથી પોબારા કર્યા. તેની દાદી બિચારી ઘણી દુઃખી થઈ પાછી ગઈ. અલાહાબાદમાં સલીમે બાપે નીમેલા સર્વ કામદારોને કાઢીને પોતાની મહેરબાનીના માણસો નીમવાનો સપાટો ચલાવ્યો, અને બહાર પ્રાંતનું સઘળું મહેસુલ પોતે ઉઘરાવીને સ્વતંત્રપણે રાજ્યકારભાર કરવા લાગ્યો. આ બિના સ. ૧૬૦૦ માં બની તે પછીના વર્ષે બાપ સાથે યુદ્ધ કરવાની તજવીજ સાથે તે અલ્લાહાબાદથી નીકળ્યો, પરંતુ તેની તે યુક્તિ પાર પડી નહિ. માત્ર અબુલફજલ દક્ષિણમાંથી પાછો આવતી વખતે ઓર્છાના રાજા વીરસિંહ મારફત તેણે તેનું ખૂન કરાવ્યું. અબુલ પોતાના ભુંડામા રાજી છે, અને તે જીવતો હશે ત્યાં સુધી પોતાની યુક્તિઓ પાર પડશે નહિ, અને અકબર પછી તેને પોતાને ગાદી ન મળે એવી પણ તજવીજ કરી રાખશે એવું માનીને સલીમે તેનો નાશ કરવાનો વિચાર નક્કી કર્યો. ઓર્છાનો રાજા વીરસિંહદેવ ઘણા દિવસ સુધી સલીમ પાસે નોકરીમાં રહેલો હોઈ, આ વખતે તે અલાહાબાદમાં હતો. અબુલફજલ ઓર્છાની વાટે આવે છે એવું જાણતાંજ સલીમે વીરસિંહને આ કામગીરી સોંપી, અને તેમાં ફતેહ મળતાં મોટાં ઇનામ આપવાનું વચન આપ્યું. કામ ઝાઝું કઠીણ નહોતું. ઓર્છાનો પ્રદેશ ડુંગરો અને જંગલોથી ભરપૂર હોઈ, તેમાંથીજ ફજલને જવાનો રસ્તો હતો. અબુલફજલ ઉજ્જેન આવ્યો ત્યારે વીરસિંહ પોતાને મારવા ટાંપી બેઠેલો છે એવું તેણે જાણ્યું. આથી ઓર્છાનો રસ્તો છોડીને બીજી બાજુએથી આગ્રે જવાને તેને ઘણાએ કહ્યું, પણ તેણે તે માન્યું નહિ. તે લાગલો આગળ ગયો, એટલામાં ગ્વાલિયરની દક્ષિણે

અંત્રી પાસે તેના ઉપર વીરસિંહના માણસોએ છાપો મારીને તેને મારી નાંખ્યો ( તા. ૧૨ ઑગસ્ટ ૧૬૦૨ ), અને તેનું ડોકું અલાહાબાદમાં જહાંગીર પાસે મોકલ્યું. જહાંગીર પોતાના આત્મચરિત્રમાં લખે છે કે, 'ફજલના મૃત્યુથા મારા બાપને અત્યંત દુઃખ થયું ખરૂં, છતાં તેનું એક સારૂં પરિણામ આવ્યું. મને બાપની સમક્ષ જઇને તેની સાથે ખુલ્લી રીતે બોલવાનું બની આવ્યું, અને ધીમે ધીમે મારા વિષે તેનું મન સાફ થયું.' જહાંગીરે ફજલનું શિર ગંદી જગાએ નાંખી દીધું. તેના ધડ ઉપર અંત્રીમાં બાંધેલી નાની કબર અબુલફજલની કબર તરીકે આજે પણ બતાવવામાં આવે છે.

આ ભયંકર કૃત્ય માટે અકબરે પુત્રને કડક શિક્ષા કરી નહિ, એ ઉપરથીજ તેનું મન એ વેળા ઘણુંજ દુર્બળ થયું હતું એમ જણાઈ આવે છે. વીરસિંહને હેરાન કરીને તેણે પોતાના મનનું સમાધાન કરી લીધું. વીરસિંહ ચાર પાંચ વર્ષથી જંગલમાં સંતાતો હતો. જહાંગીરે પાછળથી તેને ઓર્ચ્છાનું રાજ્ય આપ્યું હતું. સલીમેજ ફજલનું ખૂન કરાવ્યા વિષે અકબરના મનમાં સંશય નહોતો. અકબર કબૂતર ઉડાડેલાં બેઠો બેઠો જોતો હતો તેવામાં ફરીદબક્ષીએ આવીને અબુલફજલના ખૂનની ખબર તેને જણાવી. તેની સાથે એકદમ મોટેથી બૂમ પાડીને તે બેશુદ્ધ થઈ પડ્યો. પછી કેટલેક વખતે તેને શુદ્ધિ આવી, પરંતુ કેટલાક દિવસ સુધી તેનાં આંસુ અટકયાં નહિ. તે એક સરખો સલીમ ઉપર ચીડાઈ ગયો, અને ખરૂં કહેતાં તેણે તેને કદી માફી આપી નહિ. વાત એટલીજ કે, કૌટુંબિક પેચમાં સપડાયાથી છોકરાને શિક્ષા કરવાનું તેને સાધન રહ્યું નહિ. પોતાના છોકરાને શિક્ષા કરવાનું કામ અકબર જેવાને પણ અશકય થઈ પડયું. અબુલફજલના આ દુઃખથી અકબર પછીથી મરતાં સુધી સદા અત્યંત વિહ્વળ રહેતો. તે એવું પણ કહેતો કે, 'સલીમને રાજ્યજ જોઈતું હતું તો તેણે મને મારી નંખાવવો હતો. બિચારા ફજલને મારીને તેને શું મળ્યું !' કેટલાક દિવસ સુધી તે સલીમ સાથે કઠોર રીતે વર્ત્યો, પરંતુ ખુદ તેની મા, તેની ફોઈબા ગુલબદન બેગમ, અને તેની સ્ત્રી સલીમા સુલતાનાએ અનેક પ્રકારે સલીમ માટે અકબર આગળ કાલાવાલા કર્યા. સલીમને સમજાવીને બોલાવવાનું તેમણે પોતાના માથે લીધું. અકબરે તે કબૂલ કર-

તાંજ સલીમા સુલતાના નીકળીને અલાહાબાદ ગઈ. 'અકબરે તને ક્ષમા આપી છે' એમ કહી તેની ખાતરી કરવા માટે તેણે તેને એક હાથી, એક ઘોડો અને પોશાક ભેટ કર્યો. આવી રીતે તેની સમજુતિ થયા બાદ તે આવીને બાપને મળ્યો. ૧૨૦૦૦ મોહરો અને લગભગ એકહજાર હાથી તેણે બાપને નજર કર્યા. આમ બન્ને વચ્ચે સમજુતિ થઈ, પરંતુ ખરૂં કહેતાં અકબરે સલીમને મનથી ક્ષમા આપી નહોતી. આજ અરસામાં હુમાયુનની ઓરમાન બ્હેન ગુલબદન બેગમ ૮૧ વર્ષની થઇને મરણ પામી (તા. ૭ ફેબ્રુઆરી ૧૬૦૩). હુમાયુનનામું નામનો અતિ મૂલ્યવાન ગ્રંથ તે બાઇએ લખેલો છે.

સલીમનું પરાક્રમ જાણવામાં હોવા છતાં તેને ફરીથી અકબરે ફોજ આપીને ઉદેપુરના રાણા ઉપર ચઢાઇ લઇને મોકલ્યો. અકબરની નબળાઇ વધતી જતી હતી એ આ ઉપરથી વિશેષ જણાય છે. સલીમ સુમારે વીશ માઇલ ગયો નહિ હોય એટલામાં, મારાથી આ કામ નહિ થાય, એમ કહી તે રોદણાં રડવા લાગ્યો. તે ઉપરથી અકબરે તેને અલાહાબાદ ચાલ્યા જવાનું કહ્યું. સન ૧૬૦૪ માં બંગાળામાં માનસિંહે વિજય મેળવ્યાની ખબર આવતાં અકબરને જરાક સમાધાન લાગ્યું. પરંતુ સલીમના વર્તનથી તેનું મન ખાટું થયું. અલાહાબાદ ગયા બાદ સલીમ એટલો વ્યસની થઇ ગયો કે, તેનું મનુ-ષ્યત્વ ઘણે ભાગે નાશ થયું. તેના એક કારકુને નોકરીનું રાજીનામું આપ્યાથી તેણે તેની જીવતાં ચામડી ઉતરાવી નાંખી, અને તેના બે સોબતીઓના હાથ પગ ભંગાવીને જીવ લીધા. અકબરે આ વાત જાણી ત્યારે તે મોટા ઉદ્વેગથી બોલ્યો, 'અરે, હું એક કીડી સરખી ચગદતાં બીહું છું, મુએલા બકરાની પણ ચામડી ઉતારવાની મને હિમ્મત આવતી નથી, અને આ મારા પેટનો દીકરો મનુષ્ય પ્રાણીની આવી દશા કરે!' તે ઉદ્વેગના આવેશમાં તે જાતે અલાહાબાદ જવા નીકળ્યો. થોડે છેટે ગયા બાદ તેની હોડી પાણીમાં ડૂબી, અને વાદળ થઇ લોકોની દુર્દશા થઇ. એટલામાં તેની મા હમીદા ઘણી માંદી થયાની ખબર આવી, તેથી તે તુરતજ પાછો ગયો. તેની મા તા. ૨૯ મી ઑગસ્ટ ૧૬૦૪ ને રોજ મરણ પામી. તેની અકબરને મુલાકાત થઇ, પરંતુ તે શુદ્ધિમાં નહોતી. દિલ્હીમાં હુમાયુનની કબરમાં તેને દાટવામાં આવી. તેને

સઘળી મંડળી ઘરમાં 'મારિયં મકાની'. એટલે 'ગૃહદેવી' કહેતા. માના મૃત્યુ માટે સાંત્વન કરવાને સલીમ નવેમ્બર માસમાં અકબર પાસે આવ્યો. બાપને બરાબર ખુશ કરવા માટે તેણે નજરાણું પણ ઘણું આણ્યું. બાપે તે સ્વીકાર્યું, પણ તેનો ક્રોધ કમી થયો નહિ. તેણે બાર દિવસ સુધી સલીમને ધુશાલખાનામાં* પૂરી રાખ્યો, અને તેટલા અરસામાં તેને દારૂ કે અફીણ બિલકુલ આપ્યું નહિ. તેની બ્હેન માત્ર જઇને મળતી. તેની કેદ વિશેષ સખત કરવાનો અકબરનો વિચાર હતો, પરંતુ તેજ સમયે દાનિયાલ બહુ માંદો છે, અને જીવવાની આશા નથી એવી ખબર આવ્યાથી સલીમ ઉપર કઠોરતા દર્શાવવા અકબરનું મન ચાલ્યું નહિ. તેણે તેને મુક્ત કરીને પહેલાંનો માનમરતબો પાછો આપ્યો.

૬. **મૃત્યુ અને કુટુંબ પરિવાર**—અકબરની કારકીર્દિના ૫૦મા વર્ષે એટલે સ. ૧૬૦૫ ના એપ્રિલમાં દાનિયાલ બરાનપુરમાં અત્યંત મદ્યપાનથીજ મરણ પામ્યો. તેના ત્રણે છોકરા આવા મદ્યપી નીકળ્યા. એ ત્રણે જુદી જુદી હિંદી સ્ત્રીઓના પેટે જન્મેલા હતા, ત્યારે આવાં વ્યસન વંશપરંપરાનાં હોય તો તેમનો ઉદ્‌ભવ પિતૃવંશમાંથીજ થયેલો હોવો જોઇએ. અકબર મદ્ય અને અફીણનું સેવન કરતો હતો, એવો પુરાવો છે. એનો બાપદાદો, અને વડદાદો સર્વેને તે વ્યસનો હતાં. અકબરના સઘળા છોકરાઓમાં દાનિયાલ વિશેષ હુશિયાર અને કાર્યદક્ષ હતો, અને તે સર્વે કરતાં બાપને વિશેષ વહાલો હતો. તેના મૃત્યુથી અકબરને અત્યંત નિરાશા થઈ, અને સઘળું જગત્ તેને અંધકારમય દેખાવા લાગ્યું. તેનું મન છેક ભમી ગયું, અને તેને કોઈ સ્થળે આશાતંતુ જણાયો નહિ. આથી તેની પ્રકૃતિ ક્ષીણ થતી ગઈ, અને સ. ૧૬૦૫ ના સપ્ટેમ્બર મહિનામાં તે છેક પથારી વશ થઈ ગયો. પછી ગાદી ઉપર કોણ બેસે તે માટે મસલત ચાલુ થઈ. રાજ્ય ચલાવવા માટે સલીમ સિવાય બીજો કોઇ લાયક શખસ અકબરને જણાતો નહિ. પરંતુ માનસિંહ, ખુશરૂનો મામો, અને બીજો એક બળવાન સરદાર અજીજખાન કોકા ખુશરૂનો

* બાદશાહી મહેલમાંનો નાહાવાનો ઓરડો, જે અકબર અને જહાંગીરના વખતમાં દિવાન–ઈ–આમ તરીકે વપરાતો હતો.

સાસરો હોઇ, તે બન્નેએ ખુશરૂને માટે ખટપટ કરવા માંડી. પોતાના જીવનું નુકસાન થવાની ધાસ્તી સલીમને પડયાથી તે રાજમંદિરમાં આવતો બંધ થયો. શાહજાદો ખુરમ માત્ર તેના દાદા પાસે હમેશાં બેઠો રહેતો. સલીમ પોતાને મળે એવી અકબર વારંવાર ઇચ્છા દર્શાવતો. કાયદેસર હકદારની વિરૂદ્ધ ઠરાવ કરવા તેનું મન માન્યું નહિ, ત્યારે પોતાની પછી સલીમજ રાજ્ય કરે એમ તેણે ફરી ફરીને સર્વેને જાહેર કર્યું. તેની સાથે અજીજ અને માનસિંહ સુદ્ધાં સઘળા સરદાર મુંગા મુંગા સલીમને જઇ મળ્યા, અને પછી સલીમ રાજમહેલમાં જઇ બાપને મળ્યો. અકબરે સઘળા અમીર ઉમરાવોને પાસે બોલાવી શાન્ત રીતે સર્વેની રજા માગી, 'મેં કોઇનો અપરાધ કર્યો હોય તો તેમણે મને ક્ષમા કરવી,' એવી માગણી કરીને તેણે સલીમને આ પ્રમાણે ઉપદેશ કર્યોઃ—'કુટુંબનાં મનુષ્યોની અને દોસ્ત અને આશ્રિત મંડળની તું સારી રીતે ખબર લેતો રહેજે. રાજકુટુંબની સ્ત્રીઓની નિમણુંકોને કંઇ પણ ધક્કો લગાડતો નહિ. જેમણે જેમણે મારી સાથે આટલાં વર્ષ શ્રમ કરીને મને કીર્તિ મેળવી આપી છે, તેમની સાથે તું અણબનાવ કરતો નહિ.' આ વગેરે મરણ સમયનાં વચન બોલીને, અને મુસલમાની ધર્મ પ્રમાણે કલમા પઢીને આ મહાન્ અને પરાક્રમી બાદશાહ તેની ઉમરનું ૬૩ મું વર્ષ પૂરૂં થયું તેજ દિવસે એટલે તા. ૧૫ મી ઑકટોબર સ. ૧૬૦૫ ના દિને આગ્રામાં મરણ પામ્યો.

બદાઉની કહે છે કે, પોતે દૈવી અંશાવતાર હોઇ બીજા મનુષ્ય પ્રાણીઓથી વધારે જીવશે, એવી અકબરની બડાઇ ક્ષણમાં નાશ પામી. એમ છતાં કહેવું જોઇએ કે, તે તેના સઘળા પૂર્વજો કરતાં અને ઔરંગજેબ સિવાયના તેના પછીના ઘણા ખરા બાદશાહો કરતાં વધારે જીવ્યો હતો. મરણ પહેલાં તેણે 'સદરજહાન' એટલે ધર્માધ્યક્ષને પાસે બોલાવી તેની પાસે કુરાનના કલમા પઢાવ્યા હતા. પછી ઉપર કહ્યા પ્રમાણે ફરીથી સલીમને ઉપદેશ આપીને તેણે ફરીથી સદરજહાન પાસે કલમા પઢાવ્યા, અને પોતે પણ તેની સાથે સ્પષ્ટ અવાજે તે બોલ્યો હતો. બીજો પણ કુરાનનો કેટલોક ભાગ અને બીજાં કાવ્યો તેણે મોઢેથી કહ્યાં હતાં, જેમાં ફૈજીની એક કવિતા પણ હતી.

આ પ્રમાણે તેણે દેહાવસાન સમયે ઇસ્લામનો વિધિ પાળ્યો હતો. બીજેજ દિવસે તેને સિકંદરામાં દફનાવવામાં આવ્યો હતો.

સલીમ અને તેના ત્રણે પુત્રોએ જાતે અકબરનું શબ ઉંચકીને કિલ્લાની બહાર આગળ આણ્યું, અને ત્યાંથી તેને દરબારના કામદારો ચાર માઇલ ઉપર સિકંદરામાં ઉંચકીને લઈ ગયા. જે સ્થળે તેને દાટવામાં આવ્યો, ત્યાં જહાંગીર બાદશાહે આગળ જતાં સુંદર કબર બંધાવી, જેનું વર્ણન આગળ આવશે. આજ કબરમાં સ. ૧૮૦૩ માં દિલ્હી કબજે કરનાર લૉર્ડ લેકના સ્વારોને રહેવા જગો મળી હતી. અકબરના મૃત્યુથી મોગલ બાદશાહી રૂપ નાટકનો પહેલો અંક સમાપ્ત થયો. તે રાજ્ય મક્કમ પાયા ઉપર સ્થાપન થયું, અને સુમારે ૧૫૦ વર્ષ વગર અડચણે ચાલ્યું. આ બાદશાહી ગાદી કબજે લેનારી એક સંસ્થાનો જન્મ અકબરની હયાતિમાંજ સાત સમુદ્રની પેલી બાજુએ થયો હતો. સન ૧૬૦૦ માં ઇંગ્લાંડમાં ઇસ્ટ ઇંડિયા કંપની સ્થાપન થઈ, અને તેણે ધીમેથી ઘણાં વર્ષ સુધી પરિશ્રમ કરીને આ પુરાતન વૈભવ-શાળી ભરતભૂમિનું આધિપત્ય પોતાના રાજ્યને પ્રાપ્ત કરી આપ્યું.

**અકબરનો કુટુંબ પરિવાર**—અકબરની પરણેલી અને રાખેલી એવી ઘણી સ્ત્રીઓ હતી. પહેલી સ્ત્રી હિંદાલની પુત્રી રૂકિયાબેગમ હતી. એ બહુ વૃદ્ધ થઈ સ. ૧૬૨૬ માં મરણ પામી હતી. તેને કંઈ સંતાન થયું નહોતું. નાનપણમાં શાહજહાનની સંભાળ રાખવાનું કામ અકબરે તેને સોંપ્યું હતું. તેના ધણીના મુઆ પછી નૂરજહાનને પકડી આણીને જહાંગીરે તેને રૂકિયાના તાબામાં સોંપી હતી. અકબરે જાતે પસંદ કરેલી બીજી સ્ત્રી કામરાનના સાળા અબ્દુલ્લા મોગલની પુત્રી હતી, જેનું નામ મળ્યું નથી. તેની ત્રીજી સ્ત્રી સલીમા સુલતાન બેગમ બાબરની દીકરીની દીકરી હતી. એનું પહેલું લગ્ન બહેરામખાન સાથે થયેલું હતું. અકબરે તેની સાથે સ. ૧૫૬૧ માં લગ્ન કર્યું હતું. અકબરની આ સ્ત્રી વિદ્વાન્, ચતુર, અને ડાહી હતી. હમીદા અને ગુલબદન બેગમ બન્ને તેના ઉપર પ્રીતિ રાખતાં હતાં, અને તે ત્રણે જણ બે વર્ષ મક્કે જઈને રહ્યાં હતાં. સલીમાબેગમ સ. ૧૬૧૧ મા મરણ પામી ત્યારે તેનું વય ૬૦ વર્ષનું હતું. આ ઉપરથી જણાય છે કે સ. ૧૫૫૭

માં બહેરામખાન સાથે તેનું પહેલું લગ્ન થયું ત્યારે તે ૭ વર્ષની હોવી જોઈએ. તે કવિતા કરતી. બદાઊની તેના માટે આદર દર્શાવતો નથી. તેણે પોતાનું એક પુસ્તક બદાઊનીને વાંચવા આપેલું તે તેની પાસેથી છીનાવી લીધાનું પ્રકરણ અકબર પાસે જતાં ઘણુંજ વધી પડયું હતું. સ. ૧૫૬૨ માં અકબરે સાંભર મુકામે અંબરના બિહારીમલ્લની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. આ બાઈ ભગવાનદાસની બ્હેન અને માનસિંહની ફોઈ થાય. તેનેજ પેટે સલીમનો સ. ૧૫૬૯ માં જન્મ થયો હતો. તેણે અકબરના જનાનખાનામાં મુસલમાની પહેરવેશ ધારણ કર્યો હતો. આવો પહેરવેશ પહેરીને કુરાનનો એક કલમો પઢતા હિંદુ સ્ત્રી મુસલમાન બનતી. (જોધપુરના અજીતસિંહે પોતાની પુત્રી ફરૂખશિયર બાદશાહને સ. ૧૭૧૩–૧૮ માં પરણાવી હતી. પછી ફરૂખશિયરનું ખૂન થયા બાદ બાપે તેને રજપૂત પહેરવેશ આપીને પોતાના ઘરમાં દાખલ કરી હતી.) બીબી દોલતશાહ નામે અકબરની બીજી એક સ્ત્રી હતી. તેને બે છોકરીઓ થઈ હતી. મુરાદ અને દાનિયાલની માનાં નામ મળતાં નથી, પરંતુ તે અકબરની બીજી બે વિશેષ સ્ત્રીઓ હતી. રંગરાઈ, બીબી આરામબક્ષ, બીબી સેલ્મા, બીબી પેરા, અને મિહરસમા એવાં બીજાં નામો અકબરની સ્ત્રીઓનાં માલૂમ પડે છે ( H. Beveridge ). મૅલેસન ( Rulers of India, Series--Akbar ) કહે છે કે, સલીમની માનું નામ જોધાબાઈ હોઈ, તે જોધપુરના માલદેવની પુત્રી હતી. મૅલેસન અને લેન્પૂલ કહે છે કે બિકાનેરની રાજકન્યા અકબરની ત્રીજી રજપૂત સ્ત્રી હતી. આ ઉપરથી અકબરની ત્રણ સ્ત્રીઓ રજપુત અને બીજી મુસલમાન હતી એમ જણાય છે.

અકબરને પ્રથમ હસન અને હુસેન નામના બે જોડિયા પુત્રો થયા હતા, પરંતુ તે એક મહિનાની અંદર મૃત્યુ પામ્યા હતા. પછી સલીમ અને બીજા બે દાનિયાલ અને મુરાદ જન્મ્યા હતા. તેને ત્રણ પુત્રીઓ હતી; શાહજાદી ખાનમ, શુક્રનિસા ખાનમ ( લગ્ન મીરઝાં શાહરૂખ સાથે ) અને આરામબાનુ. શાહજાદી ખાનમનું લગ્ન ૨૪ મા વર્ષે થયું હતું, બીજી બે દોલતબીબીની દીકરીઓ હતી. આ સર્વે અકબરના મૃત્યુ પછી ઘણાં વર્ષ સુધી જીવતી હતી. પહેલી બેનાં લગ્ન સ. ૧૫૯૪ માં થયાં હતાં. ત્રીજીનું

લગ્ન થયાનું જણાતું નથી. તે બાપની ઘણી લાડકી હતી.

મુરાદને એક દીકરી હતી, તેનું લગ્ન જહાંગીરના છોકરા પર્વીઝ સાથે થયું હતું. દાનિયાલનું લગ્ન બહેરામખાનના પુત્ર ખાનખાનાનની જાનાન બેગમ નામની દીકરી સાથે થયેલું હોઈ તેને ત્રણ છોકરા થયા હતા. ૧ તહેમુરસ (લ. સુલતાન બહાર બેગમ, જહાંગીરની પુત્રી), ૨ બાયસંઘર, ૩ હુશંગ, (લ. ખુશરૂની દીકરી હોસમંદ બાનુ બેગમ). આ છોકરાઓને આગળ શાહજહાને મારી નાંખ્યા હતા. આ ઉપરાંત દાનિયાલને ચાર દીકરીઓ હતી.

# પ્રકરણ ૨૩ મું.

## અકબરના ગુણોનું અવલોકન.

૧. નવીન ધર્મની સ્થાપના.
૨. શરીર, સ્વભાવ, અને કરામત.
૩. રાજ્યકારભારનું ધોરણ.
૪. જમાબંદીની વ્યવસ્થા.
૫. રાજ્યકારભારમાં અવાન્તર–પેટા સુધારા.
૬. આગ્રા અને સિક્રીનાં બાંધકામો.
૭. પરિસ્થિતિ અને તુલના.
૮. ઓવરિજનો અકબર વિષે અભિપ્રાય.
૯. અકબરનો નવરત્ન દરબાર.

(क) અબુલફજલ અને ફૈજી.
(ख) રાજા માનસિંહ.
(ग) મુલ્લા દોપ્યાની.
(घ) રાજા ટોડરમલ્લ.
(ङ) રાજા બીરબલ.
(च) તાનસેન.
(छ) હકીમ હુમામ.
(ज) બદાઉની.

**૧. અકબરે નવીન ધર્મની કરેલી સ્થાપના**—અત્યાર સુધીમાં અકબરની કારકીર્દિનું વર્ણન માત્ર આવેલું છે. તેની યોગ્યતા અને કાર્યકુશળતા વિષે અભિપ્રાય બાંધતા પહેલાં તેણે પોતાનું રાજ્ય ચિરસ્થાયી કરવા માટે જે ધર્મની મુખ્ય બાબત હાથમાં લીધી હતી તેનું વર્ણન પ્રથમ કરવાની જરૂર છે, કારણ કે તેથી પાછળનો વિષય સારી રીતે સમજાશે.

મોગલ લોકો આરંભમાં તુર્ક જાતિના વલણવાળા હોઈ, પાછળથી તેઓ ઈરાની વલણ ઉપર ગયા હતા, એ પાછળ એકવાર કહેવામાં આવેલું છે. ઈરાની વલણ તેમનામાં આવવા લાગ્યું એવા સંક્રમણ કાળના પુરૂષો બાબર અને હુમાયૂન હતા. તે બન્ને નામના મુસલમાન હતા. તેમનું મુસલમાની વલણ કેવળ દેખાડવાનું હતું. હુમાયૂને શિયાપંથ સ્વીકાર્યો હતો. હિંદુસ્થાનમાં પાછા આવ્યા બાદ તેનું મોગલાઈ વલણ અદશ્ય થયું. ઈરાની વલણનો પહેલો મોગલ રાજ્યકર્તા અકબર જ હતો. તેની મા ઈરાનની હતી. તેમનું વર્તન અને વિચારસરણી ઈરાની ઢબનાં હતાં. ધર્મની બાબતમાં મોગલ લોકો દુરાગ્રહી હોતા નથી, એટલુંજ મોગલ સ્વભાવનું લક્ષણ તેમનામાં ઉતરેલું હતું. અકબર ધર્મની બાબતમાં ઢીલો અને બેપરવા હતો, અને મુસલમાનોની ચુસ્ત શ્રદ્ધા તેનામાં નહોતી. ઈરાની વર્ષના પહેલે દિવસે નવરોઝનો તહેવાર હોય છે. તે તહેવારને મુસલમાની ધર્મ સાથે સંબંધ ન હોવા છતાં, અકબર તે દિવસે મોટો સમારંભ કરતો. દરરોજ જુદા જુદા રંગનો પોષાક પહેરીને તે સપ્ત ગ્રહોની પૂજા કરતો. તે પોતાની રજપૂત રાણીઓ સાથે યજ્ઞયાગ અને બ્રાહ્મણોક્ત ધર્મ વિધિ કરવા લાગતો. એમ છતાં આરંભમાં દેખીતી રીતે તે મુસલમાન હતો. તેને સંતાન થતું ન હોવાથી, અજમેરના સાધુની રાખેલી બાધા કરવા માટે બસેં માઇલ પગે ચાલીને તે ગયો હતો.

આ પ્રમાણે ધર્મ વિષે બાદશાહનો અનાદર આગ્રાના ઉલમાઓને રૂચ્યો નહિ. દરબારમાં ઉલમાઓનું વજન ભારે હોઈ, તેમનો મત લીધા સિવાય બાદશાહથી કોઈ પણ વિકટ પ્રશ્નનો નિકાલ કરી શકાતો નહિ. ન્યાયાધીશ, ધારાશાસ્ત્રી, વગેરેની જગો આ ઉલમાઓને આપવામાં આવતી, અને કોઈ પણ બાબત વિષે તેમનો એકત્ર અભિપ્રાય છેવટનો નિકાલ ગણાતો. આગ્રાના ઉલમાઓ કટ્ટા સુનીપંથી હતા, અને શિયાપંથી મુસલમાનોને તેઓ હેરાન કરતા. ઈરાનમાં સૂફી નામનો નવીન મુસલમાની પંથ નીકળીને તે હિંદુસ્થાનમાં પ્રસરતો ગયો હતો. આ નવીન પંથનો પણ આ ઉલમા અત્યંત દ્વેષ કરતા. બહેરામખાનની પાસેથી અકબરે સઘળી સત્તા પોતાના

હાથમાં લઈ લીધી ત્યારથી તે ઉલમાઓ વિશેષ બડબડાટ કરવા લાગ્યા. હિંદુસ્થાનમાં શિયા અને સૂફી પંથ પસરતા જતા હોઈ, તે ઉલમાઓથી સહન ન થયાથી તેમનો નાશ કરવા માટે તેઓ તરૂણ અકબરને પોતાની મુઠીમાં રાખવાને પ્રયત્ન કરવા લાગ્યા. અકબર તો મૂળથી ધર્મની બાબતમાં ઉદાસીન હોઈ, બીજાના તંત્રથી ચાલે તેવો નહોતો. અર્થાત્ ઉલમાઓ ખળભળી ઉઠયા, અને લોકોમાં તેમના પ્રતિ દ્વેષબુદ્ધિ ઉત્પન્ન થઈ.

તે સમયનો ધર્મ કલહ વિશેષ સ્મરણીય છે. તેજ વખતે ખ્રિસ્તિ ધર્મમાં પણ એવોજ કલહ મચી રહ્યો હતો. યુરોપમાં ઢોંગી અને દાંભિક ધર્મગુરૂઓ નવીન મતના સુધારકો સાથે લડવા લાગ્યા હતા. મુસલમાની ધર્મના ઇતિહાસમાંનું એક ભવિષ્ય તે વેળા ખરૂં પડવાનું હતું. ‘ઇસ્લામનાં એક હજાર વર્ષ પૂરાં થતાંજ જ્યાં ત્યાં ધર્મની અવનતિ થશે; સર્વત્ર હાહાકાર વર્તશે; ઇશ્વિરને સંકટ પડી ધર્મ અને લોકોનું તારણ કરવા માટે પરમેશ્વર પૃથ્વી ઉપર અવતાર લેશે, અને જ્યાં ત્યાં દેવરાજ્ય થઈ લોકો સુખ પામશે.’ મુસલમાનોના બાર ઇમામોમાંનો છેવટનો ઇમાન મહદી ફરીથી પૃથ્વી ઉપર જન્મ ધરશે, અને આ ભવિષ્ય ખરૂં પડવાનો સમય આજ છે એમ લોકો ધારવા લાગ્યા. સોળમા સૈકામાં મુસલમાની ધર્મનો નાશ થતો સર્વેને દેખાવા લાગ્યો હતો. ધર્મઘેલા ગુરૂઓને ધર્મમાં થતો નવીન ફેરફાર તે વખતે પસંદ ન પડતો હોવાથી, ‘ધર્મ બુડતો ચાલ્યો, હવે પરમેશ્વર અવતાર લઈને સંકટ દૂર કરશે,’ એવી બૂમ હમેશાં તેઓ પાડે છે. લોકસમુદાય આ કહેવું ખરૂં માને છે, અને આવો નવીન અવતાર પોતાને જોવા મળશે એમ ધારી તે માટે મોટું અભિમાન સમજે છે. હીજરી સાલનાં ૧૦૦૦ વર્ષ ઈ. સ. ૧૫૯૧ માં પૂરાં થતાં હોવાથી તે અરસામાં લોકોનાં મન આવી ધર્મ ઘેલછાથી ઉભરાઈ ગયાં હતાં. આથી ઉલમાઓ (મુસલમાની ધર્મગુરૂઓ)ના મંડળનો રસ્તે રસ્તે ઉપહાસ થવા લાગ્યો. તેમનું પોકળ અભિમાન, તેમની દાંભિક વિદ્વતા, અને સરકારી નોકરી મેળવવા માટે તેમણે કરેલી ખટપટો માટે સર્વેને મુખેથી તેમની મશ્કરી થવા લાગી. ન્યાયનું કામ તેમના હાથમાં હોવાથી અન્યાય, પક્ષપાત વગેરે બાબતમાં તેમની વિરૂદ્ધ બાદશાહ પાસે

અસંખ્ય તકરારો ઉપરાઉપરી આવવા લાગી. આજ સંધિ વખતે પરમેશ્વર અવતાર લેઈ આવશે એમ ધારી સર્વે લોકો એક સ્થળે એકઠા થઈ પ્રાર્થના કરવા લાગ્યા એવામાં ઢોંગી મહદી ઉત્પન્ન થયા, ત્યારે બળવા થવા લાગ્યા. પછી ફાવે તેવી શિક્ષા કરીને ઉલમા ન્યાયાધીશો પોતાના અધિકારના જોરથી આ અપમાનનું વૈર લેવા લાગ્યા.

ધર્મની આ ભાંજગડોમાં કેટલાક મોટા મોટા લોક પણ પડયા હતા. શેખ મુબારક નામનો એક પ્રસિદ્ધ વિદ્વાન્ ગૃહસ્થ પણ ઉલમાઓની સાથે ઉઠયો હતો. કેવળ ચાલતા આવેલા રિવાજો ઉપર આધાર રાખી ન રહેતાં પોતે વિચાર કરીને ધર્મની બાબતમાં યોગ્ય જણાતા ફેરફાર કરવાને તે મથવા લાગ્યો. લ્યૂથરના પેઠેજ તે સ્વતંત્ર વિચાર કરનારો હતો. તે સ. ૧૫૦૫ માં જન્મી સ. ૧૫૯૩ માં મરણ પામ્યો હતો. ઉપર કહેલા મુસલમાની ધર્મના ત્રણ પંથો સુન્ની, શિયા અને સૂફી પૈકી સૂફી પંથની ઉત્પત્તિ ઇરાનમાં થયાથી સૂર્ય અને અગ્નિની ઉપાસના પારસી લોકોમાંથી તે પંથના લોકોએ સ્વીકારી હતી. આ ઉપરાંત બીજો એક ચોથો ધર્મ પ્રવાહ થોડાજ વખતથી હિંદુસ્થાનમાં પેઠો હતો. ગોવામાં પોર્ટુગીઝ લોકોએ આજ અરસામાં રોમન કૅથોલિક નામના ખ્રિસ્તી પંથની સ્થાપના કરી હતી. ઉત્તરમાં મુસલમાન અને હિંદુ ધર્મ વચ્ચે વિરોધ ઉત્પન્ન થતાં ગુરૂ નાનક અને કબીર વગેરે મહાન્ પુરૂષો નીપજ્યા, અને તેમણે બન્ને ધર્મમાંનાં ઉદાત્ત તત્ત્વો ગ્રહણ કરીને તે તરફ તેમનો પ્રસાર કરવાનું તેમણે ચાલુ કર્યું હતું. હિંદુ અને મુસલમાન બન્નેનો ઇશ્વર એકજ છે એમ તેઓ પ્રતિપાદન કરવા લાગ્યા. શેખ મુબારકનો વર્તનક્રમ આ સમયને તદ્દન અનુરૂપ હતો. તે સુની પંથમાં ઉછર્યો હતો. તે વખતના રિવાજને અનુસરીને તેણે શરૂઆતમાં ઘણાં વર્ષ સુધી ઉત્તર હિંદુસ્થાનમાં પ્રવાસ કર્યો, અને અનેક ગુરૂઓ પાસે વિદ્યાનું અધ્યયન કર્યું. તેણે પોતાની વિદ્વત્તા એટલી બધી વધારી દીધી કે, તે વખતે તેને ‘ જ્ઞાનનો બોલતો ચાલતો ભંડાર ’ લોકો કહેવા લાગ્યા. પછી તેણે સુની પંથ છોડીને શિયા પંથ સ્વીકાર્યો, અને પોતાનો પ્રવાસ પૂરો થયા બાદ તે આગ્રે જઇ રહ્યો. વિદ્વાન્ લોકોની ઉપજીવિકા માટે જે

કેટલીક જમીન બાદશાહ તરફથી કાઢી આપવામાં આવી હતી તેમાંનો એક ભાગ તેને મળ્યો અને તે પોતે અધ્યાપકનું કામ કરવા લાગ્યો. તેને પછી બે પુત્રો થયા, જેમાંનો મોટો અબુલફૈજી સ. ૧૫૪૭ માં જન્મ્યો, અને નાનો અબુલફજલ સ. ૧૫૫૧ માં જન્મ્યો. મહદીના પ્રકરણમાં મુબારક આગેવાન હોવાથી ઉલમા લોકો તેના ઉપર દાંત હોઠ પીસવા લાગ્યા. તેમણે અકબરને જણાવ્યું કે, શેખ મુબારક પોતે પતિત થઈને બીજાઓને નરકમાં પહોંચાડે છે, અને તેથી તેને એકદમ દેહાન્તની શિક્ષા કરવી. તેને પકડવાનો તેમણે હુકમ મેળવ્યો. પરંતુ મુબારકને તે ખબર પહોંચતાં તે નાસી ગયો. તેના છોકરાઓ આગ્રામાં રહ્યા હતા. એ છોકરા આગળ જતાં મોટે દરજ્જે ચઢ્યા, અને તે વખતના લોકો ઉપર તેમણે પોતાનું વજન બેસાડયું. મોટો ફૈજી સૂફી પંથનો કવિ હોઇ, તે સદા વિચારમાં મગ્ન રહેતો. ફૂલ, સુગંધ, સૌંદર્ય, મધ, વગેરે વિષયોમાં તેનું મન લાગેલું રહેતું. કોઈ કોઈ વખત તે ઘણાં સુંદર કાવ્યો કરતો, અને કોઈ કોઈ વખત ઇશ્વરનાં ભક્તિયુક્ત સ્તવનો કરતો. તેનાં કવન અકબરના કાને પડયાં ત્યારે, તેને કવિતાની ઝાઝી અતિ રૂચિ ન હોવા છતાં તેની નવીન અને ચમત્કારિક કલ્પનાશક્તિ જોઈને તેણે તેને પોતાની પાસે બોલાવી લીધો. (સ. ૧૫૬૮) ત્યારથી મુબારકના કુટુંબનું નસીબ ખુલ્યું. ઉલમાઓએ તેને હેરાન કરવાનું બંધ કર્યું, અને તે આગ્રે પાછો આવીને લોકોને ભણાવવા લાગ્યો.

નાનાભાઈ અબુલફજલની બુદ્ધિ વિશાળ અને તેની મહત્ત્વાકાંક્ષા જબરી હતી. નાપપણમાંજ તે તે વખતની સર્વ વિદ્યાઓમાં નિપુણ થયો, અને તેને અધિકજ્ઞાન મેળવવા ઉત્કંઠા ઉત્પન્ન થઈ. જગતના સર્વ ધર્મોના મૂળમાં ઉતરીને તેમને જાણવાં જોઈએ એમ તે માનવા લાગ્યો. ખ્રિસ્તી, બૌદ્ધ, પારસી, વગેરે ધર્મ ગોવા, ટિબેટ, ઇરાન વગેરે સ્થળે જઈને તે શિખવાનો હતો, એટલામાં મોટાભાઈની સિફારસથી તેને બાદશાહની મુલાકાત થઈ. અકબરના મનમાં તેણે પોતાના વિષે ઉત્તમ અભિપ્રાય ઉત્પન્ન કર્યો, અને તેના ઉપર પોતાની છાપ બેસાડી. પછીથી થોડાજ વખતમાં તે બાદશાહનો વિશ્વાસુ મિત્ર અને ચતુર સલાહકાર બન્યો. અકબર અને ફજલ બન્ને મહાન્ પુરુષો હતા.

હિંદુસ્થાનના ઇતિહાસના નભોમંડળમાંના તે બન્ને દેદીપ્યમાન તારા જ હતા. તેમના વિચાર તે વખતના ધોરણો જોતાં ઘણાજ આગળ વધેલા હતા, અને બન્નેમાં જે કંઈ મનની દુર્બળતા હતી, તેની ખોટ એક બીજાની સહાયથી પૂરી થઈ રહેતી. અકબરમાં મોગલોના દુર્ગુણો આવેલા હતા. તે ગર્વિષ્ટ, અજ્ઞાન અને ચિકિત્સક હોઈ, બીજાની મદદની પરવા કરે તેવો નહોતો. અબુલફજલ કેવલ એક દરબારી હોઈ, ખુશામત વગેરે કરવામાં તે કુશળ હતો. પ્રસંગાનુસાર વર્તન રાખીને સ્તુતિ પાઠકનું કામ કરવામાં તે તત્પર રહેતો. અકબરને તે મોટો દેવ સમજવા લાગ્યો, અને ઇશ્વર પ્રમાણે તેને નમન કરીને ભજવા લાગ્યો, અર્થાત્ બન્ને વચ્ચે સ્નેહ જામતાં ઢીલ થઈ નહિ. એકની બીજાને પરસ્પર એવીજ જરૂર હતી. અબુલફજલ પાસેથી અકબરને સ્તુતિ પ્રાપ્ત થઈ, અને અકબર પાસેથી અબુલફજલને ગૌરવ પ્રાપ્ત થયું. અબુલફજલની મદદ સિવાય અકબરની બુદ્ધિનું તેજ કાંઈ પણ પ્રકાશ્યું ન હોત. તેમજ અકબર જેવો સ્તુતિને ચહાનારો દેવ અબુલફજલને પ્રાપ્ત થયો ન હોત તો તેની યોગ્યતાની કંઈ પણ કદર થઈ ન હોત.

અબુલફજલની મુલાકાત થઈ, ત્યારે અકબર મોટા ગુંચવાડામાં સપડાયલો હતો. સર્વ લોકો તરફ સરખા પ્રેમથી વર્તવાનો તેના મનનો નિશ્ચય હોવા છતાં, ઉલમા તેની આડે આવતા. આગ્રાના સર ન્યાયાધીશે ઘણા માણસોને શિયાપંથ સ્વીકાર્યા માટે અને સ્વતંત્ર વિચારો પ્રકટ કર્યા માટે દેહાન્તની શિક્ષા કરી, અને તેને અમલમાં મૂકવા માટે ઉલમા બાદશાહને આગ્રહ કરવા લાગ્યા હતા. ઉલમાઓને તેમનો દોષ કાઢીને દુભવવાની તેની ઇચ્છા નહોતી. એમ છતાં કેવળ અન્ય માર્ગે ઇશ્વરની ભક્તિ કરવા માટે લોકોને કરેલી તે જબરજસ્ત શિક્ષા અમલમાં મૂકવા તેની હિમ્મત ચાલી નહિ. અબુલફજલ અકબરના મનનો હેતુ બરાબર સમજી ગયો. પોતાના બાપને ત્રાસ આપવા માટે ઉલમાઓનું વૈર લેવાની તેને આ સંધિ અનાયાસેજ મળી. ઉલમા અભિમાનથી ભૂલી ગયેલા અને મનસ્વી રીતે વર્તનાર હતા. અરબી ભાષા અને કુરાન સિવાય બીજામાં તેમની વિદ્વત્તા નહોતી. જે પોતાને આવડતું નહિ અને સમજાતું નહિ તે તેઓ છુપાવી રાખતા. અબુલ-

ફઝલ જેવા માણુસને તેમના ઉપર તિરસ્કાર આવે એ સ્વાભાવિક હતું. પરંતુ તે દરબારમાં રહેનારો અને મનોનિગ્રહી હોવાથી તેણે પોતાના વિચાર એકદમ પ્રકટ કર્યા નહિ. માંહોમાંહે ઉલમાઓના મંડળમાં સંપ નહોતો, એ ફઝલ પાકી રીતે જાણુતો હતો. તેમને બાદશાહ આગળ વાદવિવાદ કરવા માટે લાવવાથી તેમના પોકળ જ્ઞાનનું ભોપાળું તુરતજ ફૂટશે, અને તેમની ખરી યોગ્યતા શી છે તે બાદશાહને આપોઆપ જણાઈ આવશે, એવો વિચાર ફઝલના મનમાં આવ્યો. ઘણી મસલત થયા બાદ આખરે અકબરને તે યુક્તિ પસંદ પડી. ઉલમાઓએ સર્વ પ્રશ્નો વિષે ઉહાપોહ પોતાની રૂબરૂ કરવો એટલે પછી ખરા ખોટાનો નિકાલ સહેજ કરી શકાશે એવો અકબરે હુકમ કાઢ્યો. આ રસ્તો અબુલફઝલેજ સૂચવ્યો હતો એમ કહેવાને ખાસ આધાર નથી, પરંતુ અગ્નિમાં તેલ રેડવાને તેણે કંઈ કચાશ રાખી નહિ હોય. લોકોએ પોતાના અભિપ્રાય બાદશાહ આગળ રજુ કરવાના હોઈ, તેણે બેસીને તેમનો નિકાલ કરવાનો હતો, અને જરૂર પડે તો અબુલફઝલ મદદ કરવાને પાસે તૈયાર રહેવાનોજ હતો. વિશેષ તો શું, પરંતુ પ્રશ્ન પૂછવાનું અને અભિપ્રાય માગવાનું કામ અબુલફઝલજ કરવાનો હતો, અને બાદશાહ તો ફક્ત તે સાંભળીને નિર્ણય આપવાનો હતો. ટૂંકામાં આવી રીતે વાદવિવાદ કરવા માટે તૈયારી કરવામાં આવી હતી.

હિંદુસ્તાનમાં આવા વાદવિવાદ કરવાનો ચાલ પુરાતન કાળથી ચાલતો આવેલો છે. સ. ૧૫૭૬ ના અરસામાં બાદશાહે વાદવિવાદ માટે ફતેહપુર સિક્રીના ખાસ બાગમાં 'દયાદતખાના' નામનું એક ભવ્ય અને સુંદર મંદિર બંધાવ્યું હતું. તેને ચાર મોટા ઓરડા હતા. પ્રત્યેક ઓરડામાં જુદા જુદા ધર્મના લોકો બેસતા. સર્વ જાતિના અને ધર્મના વિદ્વાન્ લોકોને બોલાવીને તેમની પાસે આ મંદિરમાં તે વાદવિવાદ કરાવતો, અને પોતે તે સાંભળતો બેસતો. દરબારના બીજા માણસો પણ તે સ્થળે હાજર રહેતા. આવા વાદવિવાદ બહુધા દર ગુરૂવારે થતા. પ્રશ્ન કાઢીને વાદવિવાદ શરૂ કરવાનું કામ અબુલફઝલ કરતો. બાદશાહ ગાંભીર્ય ધારણ કરીને બેઠો બેઠો સાંભળતો, અને એકાદ સંભાષણ સારૂં થાય તો તે બોલનારની તારીફ કરીને

બક્ષિસ વગેરે તે આપતો. અબુલફજલે લખી રાખેલું છે કે, સૂફી, પંડિત, ધર્મોપદેશક, વકીલ, સુની, સિયા, બ્રાહ્મણ, બૌદ્ધ, ખ્રિસ્તી, યાહુદી, પારસી, અને અન્ય પંથના વિદ્વાન્ લોકોને આ સભામાં વાદવિવાદ કરવા માટે તેડાવેલા હતા. પ્રત્યેક જણ પોતાનું કહેવું બેધડકપણે કહેતો, અને કોઇ કોઈ વખત આ વાદવિવાદ ઘણા વખત સુધી અને મોટા આવેશથી ચાલતો. ગોવાના એક પાદરીએ સર્વેનું કહેવું વખોડી કાઢીને મોટી ગંભીરતા અને તત્પરતાથી એવું સૂચવ્યું કે, 'હું બાઈબલ હાથમાં લઈને અગ્નિમાં પ્રવેશ કરવાને તૈયાર છું. મુસલમાનોએ તેવીજ રીતે કરી બતાવવું. જેઓ તે કસોટીમાં પાર ઉતરે તેનો પક્ષ ખરો.' મુસલમાનોએ ગુસ્સાથી તે વાત નાકબુલ કરી. જન્મથીજ મનુષ્યની પ્રવૃત્તિ ધર્મ તરફ હોય છે. એ વચનની સત્યતા તપાસવા માટે અકબરે એક ચમત્કારિક પ્રયોગ કરાવ્યો. માને ધાવતાં બાળકો લઈને તેમને તેણે એકાંત સ્થળમાં પૂરી રખાવ્યાં, અને ત્યાં તેમના કાને કોઈ પણ ભાષાનો શબ્દ સરખો પડે નહિ એવી તજવીજ રાખી હતી. આ પ્રયોગથી કાંઈ પણ પરિણામ ન આવતાં સઘળાં બાળકો માત્ર મુંગાંજ નીકળ્યાં હતાં.

કેટલાક દિવસ સુધી આ વાદવિવાદનું કામ સુવ્યવસ્થિત રીતે ચાલ્યું. પરંતુ પાછળથી બાદશાહ સાથે તેમનો જેમ જેમ વિશેષ ઘાડો પરિચય થતો ગયો તેમ તેમ તેઓ બહેકવા લાગ્યા. એક દિવસે વાદવિવાદમાં મોટી બૂમાબૂમ થઇ રહી, અને બાદશાહની સમક્ષ વિદ્વાન્ લોકો એક બીજાને ગાળો દેવા લાગ્યા. આનું કારણ કેટલેક અંશે અબુલફજલ પોતેજ હતો. તેણે ફાવે તેવા પ્રશ્નો આગળ લાવીને ઉલમાઓને ચીડવ્યા. અકબર પાસે તેણે એવો એક પ્રશ્ન પુછાવ્યો કે, 'ધર્મશાસ્ત્ર પ્રમાણે કેટલી સ્ત્રીઓ કરવાનો મને અધિકાર છે?' અકબરને ઘણી સ્ત્રીઓ હતી. અગિયારનાં નામ તો આપેલાં છે. કુરાનનો નિયમ એવો છે કે, ચાર કરતાં વિશેષ સ્ત્રીઓ કરવી નહિ. આથી પંડિત લોકો સંકટમાં પડયા. ચાર જ કરવી યોગ્ય છે, એમ કહેવાથી બાદશાહ ક્રોધે ભરાય, અને બધીએ યોગ્ય છે એમ કહેતાં ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ ખોટું બોલવાનું પાપ લાગે. એક બે પંડિતોએ કુરાનને અનુસરીને ઉત્તર આપ્યો. તેથી

બાદશાહે તેમને સભામાંથી હાંકી કાઢયા. ત્યાર પછી નવીન નવીન સુધારક પંડિતો સભામાં આવવા લાગ્યા, અને અકબર પોતાના ધર્મના દોષો ઉઘાડી રીતે કાઢવા લાગ્યો. એમ કરતાં કરતાં સુની પંથ ઉપરની તેની શ્રદ્ધા ઉઠી ગઈ અને સિયા પંથ તેને ઠીક લાગવા માંડયો. ઉલમાઓનો પરાભવ કરીને તેમનો સર્વ અધિકાર પોતે લેવો, અને પહેલાં ધાર્મિક કલહોના નિકાલ માટે 'મુજાહિદ' નીમેલા હતા, તેમની જગોએ પોતેજ ધર્મગુરૂ બનવું એવી અકબરને ઇચ્છા ઉત્પન્ન થઈ. એક ગુરૂવારને દિવસે તેણે આ પ્રશ્ન કાઢયો. તે માટે ઉલમાઓ ગજબ કરી નાંખશે એમ તે જાણતોજ હતો. વાદવિવાદ ઉપરથી એમ ઉઘાડી રીતે જણાઈ આવ્યું હતું કે ઉલમાઓના મંડળમાં મતભેદ ઘણો છે. આ જાણવાથી અકબરે એવું સૂચવ્યું કે, જે બાબતમાં ઉલમાઓમાં મતભેદ પડે તેમાં બાદશાહે નિકાલ કરવો. આ ઉપરથી ઉલમાઓના નામથી એક કરારનામું કરવામાં આવ્યું, જેમાં એવું લખ્યું હતું કે, જ્યારે જ્યારે મતભેદ થાય ત્યારે નિકાલ કરવાનો અને કુરાનનાં વચનોને અનુસરીને ધર્મમાં નવીન ફેરફાર કરવાનો અધિકાર બાદશાહને છે. આ કરારનામું શેખ મુબારકે લખી કાઢયું હતું. તેના ઉપર સહીઓ કરવાને અકબરે સઘળા ઉલમાઓને કહ્યું. ઉલમાઓ જો બાદશાહની પાસે સરકારી નોકરીમાં ન હોત તો તેમણે સહીઓ કરી ન હોત. છેવટે નિરૂપાયે તેમણે સહીઓ કરી, (સં. ૧૫૭૯), અને પછી આ કરારનામું જ્યાં ત્યાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું. આથી ઉલમાઓનો અધિકાર જતો રહી, 'બાદશાહ કરે તે પૂર્વ દિશા' એવું થયું. ઉલમાઓના વડા, અને સરન્યાયાધીશ બન્નેને અકબરે એકદમ નોકરી ઉપરથી દૂર કર્યા. ઇંગ્લાંડમાં આઠમા હેનરી એ જેમ પોપનો સંબંધ તોડીને પોતાનેજ ધર્મના મુખ્ય તરીકે જાહેર કર્યો હતો, તેવાજ પ્રકારની આ હકીકત હતી. હિંદુસ્થાનમાં મુસલમાની ધર્મના ઇતિહાસમાં ઉલમાઓની પડતી થવાની બીના વિશેષ સ્મરણીય છે. ઉલમાઓ જો કે અજ્ઞાની અને દુરાગ્રહી હતા છતાં, મુસલમાન ધર્મના ચાલતા આવેલા મતો અને મુસલમાની દરબારનું સ્વરૂપ કાયમ રાખવા માટે તેમણે સતત પ્રયત્ન કર્યા હતા. અત્યાર સુધીના મુસલમાની ધર્મમાં તેમનું મહત્ત્વ વિશેષ

હતું. મહંમદ પેગંબરના કાયદાનો બરાબર અમલ બજાવીને તેઓ કોઈ દુષ્ટ રાજાના જુલમી વર્તનને મર્યાદા બહાર જવા દેતા નહિ, અને રાજ્યના સર્વે કામદારો પાસે કુરાનનાં મહતત્ત્વો પળાવતા. એકંદર મુસલમાનોનો સાર્વજનિક મત અમુક પ્રકારનો છે એવું ઠરાવવામાં તેઓ આગેવાન થતા. સારાંશ કે રાજાની મરજી વિરૂદ્ધ કોઈ પણ બાબત કરવાને ઉલમા મંડળી કેટલેક અંશે હિમ્મત ધરી શકતી હતી.

ગુરૂવારની રાત્રિના વાદવિવાદની એક વખત શરૂઆત થયા બાદ ચાર વર્ષની અંદર ઉલમાઓનો અધિકાર નાશ પામ્યો. એટલેથીજ અબુલફજલ તૃપ્ત થયો નહિ. તેની બુદ્ધિની દૃઢતા અને ખુશામત કરવાની તેની ઇચ્છા એ બન્નેને અવકાશ મળે એવો એક નવીનજ મુદ્દો તેણે શોધી કાઢયો. ‘ અકબર જ બારમો ઇમામ છે, અને જગતનો ઉદ્ધાર કરવાને પરમેશ્વરેજ એ અવતાર લીધો છે, એમ અબુલફજલે જાહેર કર્યું. આ વાત સાંભળીને સઘળા દરબારમાં આશ્ચર્ય વ્યાપિ રહ્યું, પરંતુ એકંદરે તે વખતે અકબર ઉપર લોકોની ભક્તિ વિશેષ હોવાથી તેમણે તે માટે કંઈ પણ બડબડાટ કર્યો નહિ. અકબરને તો આ વાત ઘણીજ પસંદ પડી, અને અબુલફજલ વિષે તેના મનમાં વિશેષ પૂજ્ય બુદ્ધિ અને વિશ્વાસ ઉત્પન્ન થયો. એટલું થતાં સુધીમાં અકબરની ધર્મ સંબંધી સમજણમાં ઘણોજ ફરક પડયો. વિચાર સરણીના અને સામાન્ય નીતિના તત્ત્વોની કસોટીમાંથી જેટલું ઉતરે તેટલુંજ ખરૂં, અને બાકીનું સઘળું જૂઠું, એમ તે પાકે પાયે માનવા લાગ્યો. અર્થાત્ મુસલમાની ધર્મ ઉપરનો તેનો વિશ્વાસ તદ્દન ઉઠી ગયો. મહંમદ પેગંબરે દશ વર્ષની છોકરી અયેષા સાથે લગ્ન કર્યું હતું, અને ઝૈનાબ તેના દત્તક પુત્રની સ્ત્રી હોવા છતાં, તેના છેડા છૂટકા થયા બાદ મહંમદ પેગંબરે પોતેજ તેની સાથે લગ્ન કર્યું હતું, આવા અનાચાર કરનારો મહંમદ પરમેશ્વરનો દૂત હોઈ શકે નહિ, એમ અકબર ઉઘાડી રીતે કહેવા લાગ્યો. મહંમદ પેગંબર એક રાત્રે સ્વર્ગે ચાલી ગયાની ચાલતી વાત ખોટી છે એમ તેણે જાહેર કર્યું. ત્યાર પછી બીજા ધર્મોનો તપાસ કરવાની જિજ્ઞાસા અકબરને આપોઆપ ઉત્પન્ન થઈ. મોટા મોટા વિદ્વાન્, બ્રાહ્મણો, સૂફી, અને ફારસી પંડિતો અને ખ્રિસ્તી સાધુઓને

તેણે પોતપોતાના ધર્મનું પ્રતિપાદન કરવા માટે દિલ્હી તેડાવ્યા. આત્માનો પુનર્જન્મ અને આખરે તેનું મૂળ પ્રકૃતિમાં લય થવું અને સૂર્ય તથા અગ્નિ પરમેશ્વરના પાર્થિવ અંશ છે એમ માનવું, વગેરે બાબતો ઉપર તેનો વિશ્વાસ બેસતો ગયો. ખ્રિસ્તી ધર્મ તરફ તેનું વલણ વિશેષ દેખાવા લાગ્યું. એમ છતાં ખ્રિસ્તીઓની દેવત્રયી અને તેમના અવતારની બાબત તેને ખરી લાગી નહિ. ખ્રિસ્તી ધર્મ તરફ તેનું વલણ થવાનાં બીજાં કેટલાં કારણ બન્યાં હતાં. પોર્ટુગીઝ લોકોએ થોડાજ સમયમાં હિંદુસ્થાનમાં જે યશ સંપાદન કર્યો હતો તે તેના કાને જવાથી, તેમને માટે તેનો અભિપ્રાય અનુકૂળ બનતો ગયો હતો. પોર્ટુગીઝ લોકોનાં વિશાળ વહાણો, તેમના દુર્લંઘ કિલ્લા અને તેમની જંગી તોપો, વગેરે વિષે સાંભળીને તેણે ગોવાના મુખ્ય અધિકારીને પત્ર લખ્યો, અને ખ્રિસ્તી ધર્મ શીખવવા માટે ત્રણ ચાર વિદ્વાન્ ગૃહસ્થોને ફતેહ-પુર સિક્રી બોલાવ્યા. આવા પરાક્રમી બાદશાહને પોતાના ધર્મમાં આણવાની સંધિ આવેલી જોઇને ગોવાના પાદરીઓ હર્ષઘેલા થઈ ગયા, અને જે તે પોતાને મોકલવા માટે કહેવા આગ્રહ કરવા લાગ્યા. છેવટે ત્રણ જણ સિક્રી ગયા. અકબર ઘણી ઉત્કંઠાથી તેમની રાહ જોતો હતો, અને તેઓ સિક્રી જઈ પહોંચ્યા ત્યારે તેમનો સારો સત્કાર કર્યો. ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકો વગેરેનું કેટલુંક નજરાણું તેઓ લાવ્યા હતા, તેનો બાદશાહે મોટા આદરથી સ્વી-કાર કર્યો. બાઇબિલનું પુસ્તક તેણે પોતાના માથાપર મૂકયું. તે વાંચવાની તેને એટલી ઉત્કંઠા થઈ હતી કે તે લાગલોજ તે ખ્રિસ્તી ગુરૂ પાસે વંચાવવા બેઠો. મહેલની નજીકમાંજ તેણે તેમને ઉતારો આપ્યો હતો. અંદરખાનેથી તેનો મુસલમાની ધર્મ છૂટયો હતો, છતાં બાહ્યાચાર ઝાઝો બદલાયો નહોતો. મુસલમાની મુલ્લા અને ખ્રિસ્તી ગુરૂની પાસે પોતપોતાના ધર્મનું પ્રતિપાદન કરવા માટે તેણે વાદવિવાદ કરાવ્યો. ખ્રિસ્તી ધર્મ ઉપર તેની શ્રદ્ધા બેઠી. મુસલમાન ઈતિહાસકાર ખ્રિસ્તી ગુરૂ ઉપર વાક પ્રહાર કરે છે. બદાઉની કહે છે કે અકબર ખ્રિસ્તી થયો હતો પરંતુ વાસ્તવિક રીતે તેમ બન્યું નહોતું. ખ્રિસ્તી ગુરૂએ બન્યો તેટલો પ્રયત્ન કર્યા છતાં અકબર 'બાપ્ટિઝમ' (ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશવાની ક્રિયા) લેવાને તૈયાર થયો નહોતો. તેણે પોતાના તેર

વર્ષના પુત્ર મુરાદને તેમને હવાલે કરી, તેની પાસે ખ્રિસ્તી ધર્મ અને પાશ્ચાત્ય શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો, અને બાઇબલનો તરજુમો કરવા માટે અબુલ-ફજલને હુકમ આપ્યો. તેણે એક ખ્રિસ્તી મંદિર બંધાવ્યું, અને તેમાં તે પોર્ટુગીઝ ગુરૂઓ સાથે કોઈ કોઈ વખત જતો, અને ખ્રિસ્તીની મૂર્તિ આગળ નમન કરતો. પોતાના રાજ્યમાં ગમે ત્યાંના લોકોને ખ્રિસ્તી ધર્મ શીખવાની અને પોતાની ધર્મવિધિ ઉઘાડી રીતે કરવાની છૂટ આપી હતી. એટલું કર્યા છતાં તેણે પોતે તે ધર્મની દીક્ષા લીધી નહોતી. અબુલફજલ સિવાય બીજા કોઈએ તેમ કરવાને તેને સંમતિ આપી નહોતી. તેની મા ઘણા વખત સુધી જીવતી હોઈ, તેણે તેને ઘણો અટકાવ્યો હતો. તેની સ્ત્રીઓ ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાને તૈયાર નહોતી. આખર સુધી અકબરે ધર્મ બદલ્યો નહિ. સ. ૧૫૮૨ ના અરસામાં ફતેહપુર સિક્રી છોડીને રાજ્યના બંદોબસ્ત માટે તેને લાહોર જઈ રહેવું પડયું હતું. અકબરની ધાર્મિક માન્યતામાં ફેર થયેલો સાંભળીને અફઘાન લોકો તેની સામે ઉઠયા હતા, અને તેમના ધર્મનો નાશ કરવા માટેજ તેણે રાજા માનસિંહને કાબુલનો સુબેદાર નીમ્યો હતો.

લાહોરમાં અકબરે નવીન ધર્મ સ્થાપવાની શરૂઆત કરી. મહમદ પેગં-બરે જેવી રીતે યાહુદી અને ખ્રિસ્તી ધર્મની સારી સારી બાબતો ચુંટી કાઢીને મુસલમાની ધર્મ તૈયાર કર્યો હતો, તેજ પ્રમાણે સર્વ ધર્મમાંથી સારી સારી વાતો ચુંટી લઈને અકબરે પોતાના આ નવીન ધર્મની સ્થાપના કરી. તેનું નામ તેણે “દીને ઇલાહી’ પાડયું, અને પોતે આ ધર્મનો પેગંબર થયો. સૃષ્ટિના અનેક ચમત્કાર જોઈને સૃષ્ટિ કર્તા પરમેશ્વરનું જે જ્ઞાન થાય છે તેના ઉપર આ ધર્મનો પાયો હોઈ, સઘળા પ્રસિદ્ધ ધર્મોના ઉત્તમોત્તમ સંપ્ર-દાયોનો એમાં સમાવેશ કરેલો હતો. મુસલમાનોની સુન્નત અને બહુ પત્ની કરવાનો રિવાજ, ખ્રિસ્તીઓનું બાપ્ટિઝમ અને ઇસુની ઉપાસના, હિંદુ ધર્મનો પુનર્જન્મ અને આત્માનું શ્રેષ્ઠત્વ, પારસી લોકોની અગ્નિપૂજા વગેરે વિષયોનો તેણે એક સંગ્રહ કર્યો. ટૂંકમાં લાહોરમાં તે ઇસ્લામીઓનો વૈરી બન્યો. તેણે અનેક મસીદો તોડીને તેમાં ઘોડાના તબેલા કર્યા. હિંદુ લોકો પાસેથી આજ સુધી જિઝીયાકર લેવામાં આવતો હતો, તે તેણે માફ કર્યો. સરકારી બાબતોમાં

જે ધર્મભેદ અને જાતિભેદ અત્યાર સુધી ચાલતો આવ્યો હતો તેણે તોડી નાંખ્યો. પોતાને ઈશ્વરનો અંશ સમજી લોકો ભજે એવી તેની ઇચ્છા હતી. એમ છતાં તેનો ધર્મ ખરેખરો શું હતો તે બરાબર સમજાતું નથી. સવારે, બપોર અને મધ્યરાતે તે સૂર્યની ઉપાસના કરતો. વર્ષમાં એકવાર નવીન અગ્નિ તૈયાર કરાવીને તે તેની પૂજા કરતો. ઈરાનમાં આવેલા કિર્માનમાં મુદ્દામ માણસો મોકલીને, અને મોટો ખર્ચ કરીને તેણે ત્યાંનાં મંદિરમાંથી પવિત્ર અગ્નિ મંગાવ્યો હતો. જે કેટલાક માણસો અકબરના અનુયાયી બન્યા હતા તેઓ તેને પરમેશ્વરનો અંશ સમજતા, પરંતુ તેમ કરવામાં તેમનો હેતુ સ્વાર્થ સિવાય બીજો નહિ હોય. લોકોને અપૂર્વ ચમત્કાર દર્શાવવાનું તેને ઘણું પ્રિય હતું. રોગ મટવા માટે તે તેમને પોતાના પગનું તીર્થ ( પગ ધોયેલું જળ ) આપતો. છોકરાં થવા માટે ઘણી સ્ત્રીઓ તેની બાધા રાખતી, અને તેમની ઇચ્છા તૃપ્ત થયા બાદ તે બાધા કરવા આવતી, ત્યારે તેમણે આણેલી ચીજોનો અકબર મોટા આનંદથી સ્વીકાર કરતો. સવારમાં ઘણા લોકો તેનાં દર્શન કરવા આવતા, તેથી લોકોને દર્શન આપવા માટે પહેલા મજલા ઉપર બારીમાં એક ઝરૂખા ઉપર આવતો અને લોકો નીચે ઉભા રહી તેની દેવની પેઠે પૂજા કરતા. પોતાને પરમેશ્વરનો અવતાર સમજીને લોકો ભજે, એવી તેની ઇચ્છા ઉપરથી તેના મનમાં શું હતું તે જાણવાનું સાધન મળે છે. સર્વે જાતિના લોકોને એક અમલ નીચે આણવા એ તેનો મુખ્ય હતો. રાજ્યમાં સંપ રહેવા માટે તેને મુસલામાની ધર્મ અનુકૂળતા ભરેલો લાગ્યો નહિ. પ્રથમ તો તેણે પોતાને બારમા ઈમામ તરીકે જાહેર કર્યો, પરંતુ આ બાબત ઉપર મુસલમાનો સિવાય બીજાઓનો ભરોંસો બેસે તેમ નહોતું. આથી આ ઈમામની કલ્પના તેને તુરતજ છોડી દેવી પડી. સૂર્ય અને અગ્નિની ઉપાસના હિંદુ અને પારસી લોકોને માન્ય હોઈ, રાજા એક ઈશ્વરી અંશ છે, અને સર્વ જગતને પ્રકાશ પૂરો પાડનાર સૂર્યદેવતાનું તે એક કિરણજ છે, એવી અબુલફૂજલે કાઢેલી કલ્પના અકબરે ઉપાડી લીધી. રાજા ઈશ્વરી અંશ છે, એ કલ્પના પૂર્વ તરફના લોકોને નવીન નથી. ઈંગ્લાંડમાં પણ આજ વખતે આવીજ કલ્પના ચાલી રહી હતી. આવા સર્વ સાહિત્યની સાથે અકબરે

પોતાનો નવીન ધર્મ સ્થાપન કર્યો. તે પોતે આ નવીન ધર્મની દીક્ષા આપતો હતો. જે કોઈ દીક્ષા લેવા આવતો તે માથાની પાઘડી ઉતારીને બાદશાહના પગ આગળ મૂકતો. બાદશાહ તેને કાંઈક નિશાની આપતો, જેમાં પરમેશ્વરનું નામ હોઈ 'અલ્લા હો અકબર' એવા અક્ષરો લખેલા હતા. શબ્દનો એક અર્થ મહાન્, અને બીજો બાદશાહનું નામ, એવા બે અર્થ હોવાથી ઉપલા વાક્યના બે અર્થ થાય છે. એક અર્થ 'ઇશ્વર મહાન્ છે' એવો થાય છે, જ્યારે બીજો 'અકબર એજ ઇશ્વર છે' એવો થાય છે. આવા સંશયયુક્ત અર્થવાળા વાક્યનો ઉપયોગ કરીને અકબરે કોઈને ન દુભવતાં પોતાનો હેતુ પાર પાડયો. દરબારમાં થતા સઘળા મુસલમાની તહેવારોના સમારંભ તેણે બંધ કર્યા. એકંદરે જોતાં તેનો નવીન ધર્મ પારસી અને હિંદુ એ બન્ને ધર્મોનું મિશ્રણ હતો.—પારસી લોકોનો શક અને તેમના તહેવાર અકબરે ચાલુ કર્યા, અને નવરોજનો જંગી સમારંભ શરૂ કર્યો. ગોવધ અને ગોમાંસ ભક્ષણ-થી તેણે મનાઈ કરી. તેમજ દાઢી રાખવાની અને પીતરાઈ બ્હેન સાથે લગ્ન કરવાની તેણે મનાઈ કરી. નિમાજ પઢવાનું અને મક્કાની યાત્રાએ જવાનું તેણે બંધ કર્યું. સ. ૧૫૮૩ માં તે પોતે તિલક કરવા લાગ્યો. ડુક્કર અને કુતરાને અપવિત્ર ન ગણવો એમ તેણે ફરમાવ્યું. તેનો એક માનિતો કુતરો મરી ગયો ત્યારે તેના ઉપર તેણે મોટી કબર બંધાવી, મદ્યપાનની મનાઈ તેણે કાઢી નાંખી, અને માત્ર તેના અત્યંત ઉપયોગ માટે શિક્ષા ઠરાવી, વેશ્યાઓના નામની નોંધ કરીને સેતાનપુરા નામનો જુદો ભાગ તેમને રહેવા માટે નીમી આપ્યો; અને તેમના ઉપર કર બેસાડીને નાની વયમાં છોકરીઓને આવા ધંધે ચઢાવવાની સખ્ત મનાઈ કરી. આ નવીન ફેરફારોની બાબતમાં દરબારમાંના મુસલમાનોનું કાંઇ ચાલ્યું નહિ. તેઓ અબુલ-ફજલ ઉપર દ્વેષ કરતા. હિંદુઓને મોટા મોટા ઓદ્ધાએ આપવા માટે તેમને વિષમતા લાગતી. આરંભમાંજ તેઓ ઉલમાઓની મશ્કરી કરવાનું શીખ્યા હતા, ત્યારે આ વેળા અંતઃકરણથી ખુદ બાદશાહનો પણ તેઓ ઉપહાસ કરતા હશે.

એમ છતાં અકબરના મનમાં પોતાના આ નવીન ધર્મ માટે આપ ખુદપણું

નહોતું. તેનો પ્રસાર કરવાના હોંશમાં તેની દૃષ્ટિ પક્ષપાતથી બિલકુલ અંધ બની નહોતી. કોઈ પણ રીતે રાજ્યનો ઉત્કર્ષ થાય, એવો તેના મનનો મુખ્ય હેતુ હોવાથી, પોતે સ્થાપેલા ધર્મના અભિમાનનો વિવેક બુદ્ધિને આંધળી બનાવી દે એવો ઉગ્ર જુસ્સો તેનામાં પ્રવેશ કરતો નહોતો, અને આથીજ તેના મૃત્યુ સાથે તેના ધર્મનો પણ અંત આવ્યો. સામાન્ય જનસમૂહને જોઈતું ધર્મઘેલાપણું તેમાં ન હોવાથી અકબરનો ધર્મ નાશ પામ્યો હશે એમ લાગે છે. આ નવીન ધર્મના અનુયાયીઓનાં અબુલફજલે અઢાર નામ આપેલાં છે, તેમા અબુલફજલનું પોતાનું, તેના ભાઈ, અને બાપ ત્રણેનાં નામ હોઈ હિંદુ તરીકે એકલા બીરબલનુંજ નામ જણાય છે. આ નવીન ધર્મની સ્થાપનામાં બીરબલનો હાથ પણ વિશેષ હતો. સૂર્યોપાસના માટે અકબરની ખાત્રી બીરબલે કરી હતી. ખેતી—ધાન્ય અને ફૂળ ફળાદિ વગેરે ઉત્પન્ન થવા માટે તેજની અત્યંત જરૂર હોઈ, સૂર્યથીજ આ અખિલ વિશ્વને પ્રકાશ મળે છે; અને સઘળા બ્રહ્માંડને જેની તરફથી જીવનકળા મળે છે, એ પરમાત્માનો પ્રતિનિધિ સૂર્ય છે. આથી સૌ કરતાં સૂર્યની પૂજા કરવી આવશ્યક છે એમ બીરબલે અકબરને શીખવ્યું હતું. તેજ પ્રમાણે અગ્નિ, જળ, ગાય, વનસ્પતિ વગેરે ઉપયોગી ઇષ્ટ પદાર્થોમાં ઇશ્વરનો અંશ રમી રહેલો છે, એવી કલ્પના બીરબલેજ અકબરને શીખવી હતી.

સ. ૧૫૯૭ ના અરસામાં લાહોરમાં બાદશાહ નવરોજનો સમારંભ કરતો હતો. સૂર્યની મૂર્તિને ગાદી ઉપર બેસાડીને તેની તેણે પૂજા કરવા માંડી હતી, એટલામાં એકાએક મોટી વિજળી પડવાથી તેની સઘળી છાવણી બળી ગઈ. તે વખતથી અકબરને પોતાના ધર્મ વિષે સંશય આવવા લાગ્યો. ખ્રિસ્તી ઉપદેશક સાથે લઈને કેટલાક દિવસ તે કાશ્મિરમાં જઈ રહ્યો હતો, અને ત્યાંથી પછી લાહોર પાછો આવ્યો હતો. તે પછીનાં કેટલાંક વર્ષ દક્ષિણના યુદ્ધમાં ગયાં હતાં. અબુલફજલનું ખૂન થયું ત્યાર પછી અકબરની સઘળી હિમ્મત હઠી ગઈ હતી. ગમે તે રીતે વખત ગાળવા સિવાય તેણે કાંઈજ કર્યું નહિ, અને તેથી તેણે નવો સ્થાપેલો ધર્મ પણ જ્યાંનો ત્યાંજ રહ્યો હતો.

અકબરની ધર્મ સ્થાપના વિષે બીવરિજે ઉત્તમ પ્રકારની સાધકબાધક ટીકા

કરેલી છે, તેની મતલબ બોધપ્રદ હોવાથી અહિં આપવાનું યોગ્ય લાગે છે.

'અકબરના ધર્મનું વિવેચન અનેક ગ્રંથકારોએ જુદે જુદે સ્થળે કરેલું છે. ટેનીસન કવિએ તેના ઉપર કવિતા સુદ્ધાં લખેલી છે. વ્યાજબી રીતે વિચાર કરતાં અકબરે એક ખરેખરા ધર્મસ્થાપકના જેવી નિષ્ઠા સાથે ઉદ્યોગ કરેલો જણાતો નથી. તેનું તે કામ કેવળ વખત ગાળવાનું, અને થોડે ઘણે અંશે જિજ્ઞાસા તૃપ્ત કરવાનું તેને તે એક સાધન થઈ પડયું હતું એટલુંજ. ખ્રિસ્તી અને મુસલમાન પંડિતો જુસ્સાભેર રીતે વાદવિવાદ કરવા લાગતા એટલે તેને મોટી મજા પડતી. ખ્રિસ્તી ધર્મ ખરા મનથી સ્વીકારવાની તેને મુદ્દલે ઇચ્છા થઈ નહોતી. તેને એકંદર ધોરણ, સ્વભાવ અને કરામતનો યોગ્ય વિચાર કરતાં જલદી ધર્મસ્થાપના કરવાના કામ માટે તે નાલાયક હતો એમજ કહેવું પડે છે. અકબર મુત્સદ્દી હતો, અને આ જગતનો વ્યવહાર સારી રીતે ચલાવવા માટે તેની આ સઘળી ખટપટ હતી. ભોજન પછીની ગમત તરીકે ધર્મના વાદવિવાદ તેણે ગમે તેટલા સાંભળ્યા હતા છતાં, તેણે પોતાની દૃષ્ટિ આગળનું મુખ્ય કર્તવ્ય યત્કિંચિત પણ વીસાર્યું નહોતું. ઇબાદતખાનામાં આખી રાત વાદવિવાદ સાંભળીને સવાર પડતે પોતાનું નિત્યનું કામ શાન્તપણે શરૂ કરતો. ધર્મનો વિચાર તેણે તે મંદિરની બહાર આણ્યો નહોતો. તેની ધર્મ સુધારણા ગમે તેવી યોગ્ય હોય, છતાં તે જો નિયમિત રાજ્યકારભારની આડે આવનારી હોય તો તેનો તે સ્વીકાર કરતો નહિ. ધર્મ સ્થાપનારની લાયકાત તેનામાં ન હોવાથી તે કામમાં તેને યશ પણ મળ્યો નહિ. મનથી જો તે ધર્મના વાદમાં લાગેલો હોત તો તેને રાજ્ય છોડવું પડયું હોત, અથવા ઔરંગઝેબની પેઠે ધર્મસિદ્ધિ માટે રાજ્યને ગુમાવવું પણ પડયું હોત. ધર્મ એટલે શું, અને તેના ઉપર આજ સુધી કેવી રીતે અને કેટલો વિચાર થયેલો છે એ સમજવા જેટલી બુદ્ધિ અને વિદ્વત્તા અકબરમાં બિલકુલ નહોતી. તેને લખતાં વાંચતાં પણ આવડતું નહોતું, તો પછી વિશેષ શું કહેવું! બદાઉની કહે છે 'અકબર તદનજ અક્ષરશૂન્ય હતો.' તેથી વિદ્વાનોના ધાર્મિક વાદવિવાદ ચાલતા હતા તે વખતે ત્યાંનું અધ્યક્ષસ્થાન લેવા માટે તે બિલકુલ લાયક નહોતો. જુદા જુદા વિદ્વાનોએ બોલ-

વામાં વાપરેલી પરિભાષા પણ તેનાથી સમજાતી હશે કે નહિ તે વિષે પણ શંકા રહે છે. બોલનારાઓના આવેશયુક્ત હાવભાવ જોવામાંજ તેને ગમ્મત પડતાં, જે જોર અને આવેશથી પોતાનું કહેવું પ્રતિપાદન કરે તેજ ખરો એવું તે માનતો હશે. પૂર્વવયમાં સ્થાનેશ્વરમાં એક મેળાના પ્રસંગે તે હાજર હતો. તે સમયે તળાવમાં સ્નાન કરવાની બાબતમાં બે પંથના સાધુઓને ટંટો થયો. તેઓ બાદશાહ આગળ આવીને બોલ્યા, 'અમે માંહોમાંહે લડીને આ ટંટાનો નિકાલ કરીએ છીએ.' અકબરે હા કહીને તેમની લડાઈની ગમ્મત જોઈ. બન્ને બાજુના ઘણાક માણસો લડીને મરણ પામ્યા. જેવી રીતે આ લડાઈની મજા તેને વિના સંકોચે પસંદ પડી તેવીજ રીતે ઈબાદતખાનામાંનાં જિવ્હાયુદ્ધ પણ પસંદ પડતાં. પાછળથી આ બાબતમાં તેને કીર્તિ મળતી ગઈ ત્યારે તે એમ ધારવા લાગ્યો, કે આપણને વિદ્યા આવડતી નથી એ એક રીતે સારૂંજ છે. ધર્મના સ્થાપકોને ક્યારે વિદ્યા આવડે છે! તેના ખુશામતિયાઓને આ કામના તેના માથામાં ઘાલી દીધી. અને તેને પોતાને પણ તે પસંદ પડી. જો વિદ્યા ન આવડે એ ખરેખર ગુણ હોય તો પછી મહંમદ પેગંબર વિષે અકબરના મનમાં આટલો બધો અનાદર શાથી થાય! પેગંબર કોઈ એક જંગલી આરબ! 'એમ કહી અકબરે તેની નિંદા કેમ કરી હશે!

"ઘણા પૌર્વાત્ય લોકોને ધર્મની બાબતમાં માથું મારવાની ટેવ હોય છે. (ખ્રિસ્ત પણ પૌર્વાત્યજ હોવાથી ધર્મના કામમાં માથું મારવાનું પાશ્ચાત્ય લોકોને મળી શક્યુંજ નથી.) તૈમૂર, બાબર, હુમાયુન, બુખારાનો શયબાનીખાન, નાદીરશાહ, ટીપુ સુલતાન, એવા અનેક પુરૂષોએ ધર્મ સ્થાપન કરવાના ડોળ કરેલા છે. અકબરમાં અને તેમનામાં ફેર એટલોજ કે, ધર્મના નામે તેણે કોઈના ઉપર જુલમ કર્યો નથી. તેથી ઉલટું પ્રત્યેક ધર્મમાં થોડુંક સાચું અને થોડું ખોટું છે, એવી તેની ખાતરી થઈ. અકબરની બાબતમાં આવો ફેર પડવાનું કારણ એટલુંજ જણાય છે કે, તેની બુદ્ધિ ગમે તે વિષયનો સ્વતંત્ર વિચાર કરવાને સમર્થ હતી, અને આગ્રહી નહોતી. તેના આ ગુણની તારીફ બદાઉનીએ કરેલી છે. એમ છતાં મુસલમાન ધર્મ માટે તેણે

આટલી કઠોરતા ધારણ કરવાનું કારણ નહોતું. આરંભમાં ઇસ્લામ ઉપર અકબરની દૃઢ શ્રદ્ધા હતી. દરરોજ પાંચ વખત તે નમાજ પઢતો, અને દર સાલ અજમેરના પીરનાં દર્શન કરવા પગે ચાલી જતો, અને મક્કાની યાત્રા કરવા માટે લોકોને પ્રોત્સાહન આપતો. યાત્રાળુઓ માટે અકબરે જેટલો ખર્ચ કર્યો હતો તેટલો બીજા રાજાએ કદી કરેલો નથી. તેને પોતાને મક્કે જવાનો પણ ઇરાદો હતો. તે યાત્રાળુનો પોષાક ધારણ કરીને કેટલેક દૂર સુધી ગયો પણ હતો, પરંતુ સર્વેએ તેને મના કર્યાથી પાછા આવવું પડ્યું હતું. તે પોતે કહે છે, 'આરંભમાં હું લોકો ઉપર ધર્મની બાબતમાં જુલમ કરતો હતો. પરંતુ મારૂં જ્ઞાન વધતું ગયું તેમ સર્વ ધર્મ માટે મારા મનમાં સમભાવ ઉત્પન્ન થયો. જુલમથી મુસલમાન થયાની શી કિમ્મત ? પ્રત્યક્ષ વ્યવહારમાં તેણે આ સુંદર તત્ત્વ પાળેલું જણાતું નથી. બદાઉની લખે છે કે કંદહાર અને અન્ય સ્થળે ઘણા શેખ અને ફકીરોને ગુલામ તરીકે વેચવા મોકલી તેમના બદલામાં અકબર ત્યાંથી ઘોડા મંગાવતો હતો. આ પ્રમાણે તેણે બાલ્યાવસ્થામાં કર્યું હતું એમ મેલેસન કહે છે, પણ તે ખરૂં નથી. માણસો આપીને ઘોડા મંગાવવાનું કામ સ. ૧૫૮૧–૮૨ નું એટલે અકબરે મુસલમાની ધર્મ છોડયા પછી ઘણા વખતનું છે. અકબરના દયાળુ સ્વભાવની લાંબી લાંબી વાતો કહેવામાં આવે છે, અને તે પોતે પણ આ ગુણ પોતામાં હોવાની મોટાઈ દર્શાવે છે. એમ છતાં બરાબર રીતે તપાસી જોતાં ઔરંગઝેબથી તે વધારે ક્રૂર હતો. તેણે અપરાધી લોકોની કતલ કરી, હાથીના પગ નીચે માણસોને ચગદાવી નાખ્યા, અને આથી વિશેષ ક્રૂરપણું બીજું કેવું હોય ! તે ગરીબ અને દયાળુ દેખાય છે તેનું કારણ એ કે સલીમની પેઠે ક્રોધના આવેશમાં તે ક્રૂર કૃત્ય કરતો નહોતો, એમ છતાં તેનું અંતઃકરણ કઠોર હતું. અને તેના બાપનો મીઠો અને વિનોદી સ્વભાવ તેનામાં બીલકુલ ઉતરેલો નહોતો.

અકબરની મુસલમાની ધર્મ ઉપરની શ્રદ્ધા ઉઠવાનાં બીજાં પણ કારણો બનેલાં છે. એક વખત રજપૂત છોકરી સાથે લગ્ન કરીને રજપૂતોને ખુશ રાખવાનું કામ તેણે સ્વીકાર્યાથી મુસલમાની ધર્મને ત્યજવાની તેને આપોઆપ

જરૂર પડી. બીજા ધર્મોમાં હજારો લોકો પવિત્રપણે અને નીતિથી વર્તનારા તેને જણાયા, ત્યારે ધર્મ અને નીતિનો કોઈ રીતે સંબંધ નથી એમ તેની ખાતરી થવા લાગી. પોર્ટુગીઝ મીશનરી અને ઇટાલિયન વિદ્વાન્ ઓકવેવિયાની સંગતની અસર પણ અકબરના મન ઉપર ઘણી થઈ હતી. તે કાળજ સુધારણા અને સંશોધનનો હતો. યૂરોપમાં તે વખતે લડાઈ ચાલી રહેલી હોઈ, તેની થોડી ઘણી અસર હિંદુસ્થાન ઉપર થયા વગર રહી નહિ. વાસ્તવિક રીતે ધર્મની બાબતમાં અકબરે નવીન કાંઈ પણ ન કરતાં, પહેલાંથી ચાલતુ આવેલું કેટલુંક તોડી નાંખ્યું તેજ વિશેષમાં હતું. મુસલમાની ધર્મ સારો નહિ લાગ્યાથી તેણે તેને તોડી પાડવાનું કામ બરાબર કર્યું, પરંતુ નવીન ધર્મ બનાવવાનું કામ તેનાથી સિદ્ધ થયું નહિ. તેનો ‘ દીને ઇલાહી ’ કોઇએ પણ ખરા દિલથી સ્વીકાર્યો નહિ, અને તે અકબરની સાથેજ સમાપ્ત થયો. ધર્મના સ્થાપનારમાં જે હડહડતી શ્રદ્ધા હોવી જોઈએ છે તે તેનામાં નહોતી. બુદ્ધ કે ખ્રિસ્તમાં સર્વસ્વનો ત્યાગ કરવાનું જે સામર્થ્ય હતું, તે અકબરમાં નહોતું. રાજ્યવ્યવસ્થાની બાબતમાં પોતાના નવીન ધર્મની અડચણ નડે છે એમ માલૂમ પડતાંજ, તેનો વેગ તેણે તુરતજ કમી કર્યો હતો. તેના ધર્મસ્વાતંત્ર્યની નવીન કલ્પનાથી બંગાળામાં બંડ થયાનું તેણે જાણ્યું તેની સાથે તેણે પહેલાનું પોકળપણું ઘણે અંશે છોડી દીધું, બંડ પહેલાં ખ્રિસ્તી–પાદરીઓની જેવા આદરભાવથી તે મુલાકાત લેતો તેવા આદરભાવથી બંડ પછી તેમની મુલાકાત લેવાનું બંધ કર્યું. સ. ૧૫૮૬ માં તુરાનના અબદુલ્લાખાન ઉઝબેગે અકબરને વકીલની સાથે પત્ર મોકલીને, મુસલમાન ધર્મની અવજ્ઞા કરીને, બ્રાહ્મણ વગેરે પંડિતો પ્રતિ આદર દર્શાવવા માટે તેના કાન ખુબ ઉઘાડ્યા હતા. તેના ઉપર અકબરે જે જવાબ લખેલો છે, તે ઉપરથી અકબરનો ગભરાટ જણાઈ આવે છે. આરંભમાં કુરાનનાં વાક્યો લખીને તે કહે છે; ‘ મારો ધર્મ કુરાનને અનુસરીને છે, અને તેથીજ મારા રાજ્યની આવી જાહોજલાલી ચાલુ છે. ધર્મ અને ભાગ્ય એ જોડિયાં ભાંડુ છે, અને સર્વ ધર્મના લોકો મારી ભક્તિ કરે છે, 'આવી રીતે હિંદુ અને ખ્રિસ્તીઓ બન્નેનો પરાભવ મેં કરેલો છે. આમ જોતાં મેં ધારણ કરેલું મુસલમાની ધર્મનું સ્વ-

રૂપજ યોગ્ય છે, એમાં કંઈ સંશય નથી. હવે મારી ઇચ્છા એટલીજ છે કે, હિંદુ લોકો પૂર્ણ રીતે તાબામાં આવ્યા બાદ, ફિરંગીઓની ખબર લેવી. આ ફિરંગીઓએ પશ્ચિમ કિનારા ઉપર ઘણોક મુલક કબજે કરેલો હોઈને, તે અમારા મક્કાના યાત્રાળુઓને વિના કારણે ત્રાસ આપ્યાં જાય છે. હું સુન્ની હોઈને, ઇરાનના શાહનો શિયાપંથ મને પસંદ નથી.' તુરાનનો અબદુલ્લાખાન સુન્નીજ હતો.

'એલ્ફિન્સ્ટન કહે છે, કે અકબરના ધર્મમાં પરમેશ્વરની શુદ્ધ ભક્તિ માત્ર રહેલી હતી. પરંતુ આ પણ ખરૂં જણાતું નથી. તે પોતેજ પરમેશ્વરનો અવતાર છે એમ તે માનતો. આ બાબતમાં અબુલફજલ જેવા તેવા ઉપાસકોએ હિંદુ ધર્મના સારાં તત્ત્વોનો સ્વીકાર કર્યો હતો. ધર્મની બાબતમાં બાદશાહજ મુખ્ય છે, તે કરે તે સર્વેએ મુંગે મોંઢે માનવું જોઈએ, એવું જે કરારનામું મુબારકે લખેલું જાહેર કરવામાં આવ્યું હતું તે તો કેવળ અકબરની સ્તુતિ કરવા માટેજ હતું. આ આવા મહત્ત્વના કરારનામાનો ઉલ્લેખ અબુલફજલે મુદ્દલે કર્યો નથી, એ ઉપરથી આ સઘળી હકીકત તેને સંમત હતી એમ જણાતું નથી.'

૨. **શરીર, સ્વભાવ, અને કરામત**—અકબરની અનેક તસબીરો પ્રસિદ્ધ છે, અને તે જુદા જુદા લોકોએ કાઢેલી છે. તે તસબીરો ઉપરથી એમ જણાય છે કે તે ઘણોજ જાડો અને ગોરો હોઈ તેનું કપાળ પહોળું હતું, અને તેને દાઢી નહોતી. જહાંગીર પોતાના વૃત્તાન્તમાં લખે છે, 'તેની ઉંચાઈ મધ્યમસર હોઈ રંગ ઘઉંવર્ણો, અને આંખો તથા ભમરો કાળી શાહી જેવી હતી. તેનો ચહેરો પાણીવાળો અને સુંદર દેખાતો. તેની કમ્મર બારીક, છાતી પહોળી, અને હાથ લાંબા હતા. ડાબા નસકોરા ઉપર એક નાનું ચાઠું (તલ) હતું, જેથી ચહેરો સુંદર દેખાતો હતો. તેનો અવાજ ઘણોજ મોટો હોઈ વર્ણન કરતાં જુસ્સામાં વિશેષ મધુર જણાતો હતો. તેની ચર્યામાં દિવ્ય તેજ ઝળકતું હતું. તેના ગુણોની સ્તુતિ કરીએ તેટલી થોડી છે, અને તેમનું વર્ણન કરતાં મોટો ગ્રંથ થાય, પરંતુ તેના ગુણનો પાર આવનાર નથી. આવડું મોટું રાજ્ય, આવી અપાર સંપત્તિ, આટલા બધા લડાયક હાથી અને ઘોડા

વગેરે સૌ કાંઈ હોવા છતાં તેણે પોતાનો નમ્રભાવ અને ઈશ્વિરભક્તિ એક વાળ જેટલી પણ ઓછી થવા દીધી નહોતી. પરમેશ્વર આગળ પોતે નીચ પામર છે એમ તે હમેશાં સમજતો હતો.' ગોવાના જે પોર્ટુગીઝ પાદરીઓ તેની પાસે હતા તેઓ કહે છે, 'પચ્ચાશ વર્ષની ઉંમરે અકબર યુરોપીઅન લોકોના જેવો ગોરો હોઈ વિશેષ ડાહ્યો અને બુદ્ધિમાન્ હતો.'

અકબરના સ્વભાવનો મોટો ગુણુ લોકો ઉપરનો તેનો પ્રેમ હતો. મિત્ર સંપાદન કરવાની તેની રીત અનુપમ હતી. બાબર અને હુમાયુનામાં પણુ એ ગુણુ હતો. અબુલફજલ, ફૈજી, બીરબલ, દૂધભાઈ અઝીઝ કોકા, તેની અનેક રાણીઓ, અને બીજી મંડળી સર્વેના ઉપર તેનો નૈસર્ગિક પ્રેમ હતો. અઝીઝ કોકા લહેરી હોઈ, તેણે ઘણી વખત અકબરને ચીડ આવે એવાં કામ કર્યાં હતાં, છતાં અકબર તેને હમેશાં માફી આપતો હતો. અઝીઝનો બાપ નાનપણમાં અકબરને લાડ કરતો હતો, તે સંભારીને અકબરે અઝીઝના સર્વે અપરાધ મનમાંજ શમાવ્યા હતા. જહાંગીર કહે છે, અકબરે મને સ્વપ્નમાં આવી કહ્યું કે, 'ભાઈરે, ગમે તેમ કરીને અઝીઝના અપરાધ માફ કરજે. તેને શિક્ષા કરીશ નહિ.'

સામાન્ય રાજ્ય કર્તાઓ કરતાં અકબરમાં અનેક વિશેષ ગુણો હતા, તેથીજ તે આટલા મોટા દરજ્જે ચઢયો હતો. બીજાના કહ્યામાં રહેવું નહિ, એ સર્વે મોગલોમાં માલૂમ પડતો ગુણ અકબરમાં પણ હતો. એમ છતાં તે કોમળ અંતઃકરણનો અને અત્યંત મીલનસાર હતો. શરીરે તે ઘણો ઉંચો નહોતો, અને ઘણો ઠીંગણો પણ નહોતો, અને તેનો એકંદર બાંધો સુંદર હતો. તેની શક્તિ વિલક્ષણ હોઈ તેનું ધૈર્ય પણ અપ્રતિમ હતું. હીમુ સાથે લડવામાં તેણે પ્રકટ કરેલું ચાતુર્ય અને શૌર્ય ગમે તેવા વીરપુરૂષને શોભે તેવું છે. હાથી પોતાના માવતને મારી નાંખે તો તે તેના ઉપર ઝડપથી છલંગ મારીને ચડી બેસીને તેને તાબામાં લાવતો. તેણે અત્યંત જલદી ચાલનારી સાંઢણીઓ રાખેલી હતી. તે સાંઢણીઓની મદદથી તે દૂરની મજલો કરતો થોડા અવકાશમાં પાર ઉતરીને ત્વરાથી શત્રને મળી નિમિષ માત્રમાં તેનો નાશ કરતો. દર છ માઇલ ઉપર તેણે ટપાલના દોડતા સિપાઈઓ રાખ્યા

હતા, અને સાંઢણીના સ્વારો મારફતે દૂરના સ્થળે બાદશાહના હુકમ ત્વરાથી પહોંચતા હતા. તેના એકંદર ખાસગી ઘોડા ૧૨૦૦૦ હતા.

નિશાન મારવામાં તે ઘણો કુશળ હતો; સંગ્રામ નામની તેની માનિતી બંદૂક હતી, તેની સહાયથી તેણે હજારો માણસો માર્યા હતા. ચિતોડગઢ લેતી વખતે સરદાર જયમલ્લનો વધ તેણે આજ બંદુકથી કર્યો હતો.

અકબરને શારીરિક રમતો અત્યંત પસંદ હતી. તેને 'પોલો' ખેલવાની લત એટલી બધી હતી કે, રાતે પણ રોશની કરાવીને તે રમતો હતો. મુસલમાનોએ આ ખેલ પ્રથમ જનાનખાના માટે શોધી કાઢ્યો હતો. મોગલોના જનાનખાનામાં એ ખેલ વિશેષ પ્રિય હોઈ, સર્વ સ્ત્રીઓ ઘોડે બેસવામાં સારી રીતે કુશળ હતી. અકબરને શિકારનો અતિશય શોખ હતો, અને મોટા મોટા હાકા કરીને ૪૦-૫૦ માઇલના ઘેરાવાના જંગલને ઘેરવામાં આવતું, જેમાં સર્વ પ્રકારનાં શિકારનાં પ્રાણીઓ સપડાતાં. તેણે એક દિવસમાં ૩૫૦ હાથી પકડયાનો ઉલ્લેખ છે. અકબરને યાંત્રિક કળા પસંદ હતી, અને અનેક ઉપયોગી યુક્તિઓ તેણે સ્વકલ્પનાથી ગોઠવેલી છે. નવીન નવીન પ્રયોગો અને જણસો તૈયાર કરવાની તેને હોંશ હતી. હિંદુસ્થાનમાં તમાકુ પ્રથમ તેનાજ વખતમાં આવેલી હોઈ, તેણેજ તેને પ્રથમ વાપરી જોઈ હતી.

અકબરના પુત્ર જહાંગીરે લખેલું છે કે, 'મારા બાપને લખતાં વાંચતાં આવડતું નહોતું; છતાં તે સર્વ પ્રકારના વિદ્વાન્ લોકો સાથે સંભાષણ કરતો હતો, અને હમેશાં ચતુર અને હુશિયાર લોકોની સાથે સહવાસ રહેવાથી તેની ભાષા એટલી બધી સુધરી હતી કે તેને વિદ્યા બિલકુલ આવડતી નહિ, એમ કોઈથી જાણી શકાતું નહિ. પદ્ય અને ગદ્યની ખુબીઓ તે સારી રીતે સમજી શકતો હતો.' આ અકબરના પુત્રેજ લખેલું હોવાથી તે ખોટું કહી શકાય નહિ. એમ છતાં તેને લખતાં વાંચતાં પણ આવડતું નહિ એ સંભવતું નથી. ખરી હકીકત જુદીજ જણાય છે. તેર વર્ષની વયે તે ગાદી ઉપર બેઠો, ત્યાં સુધી તેને લખતાં વાંચતાં આવડવાનો સંભવ નહોતો. કાકા પાસે રહેતો હોવાથી તેને શિક્ષણ આપવાની કોઈએ કાળજી નહિ રાખી હોય. લાગણીવાળો સ્વભાવ, ઉદ્યોગનો શોખ, અને ધૈર્યના ગુણો માત્ર તેનામાં

તેના નાનપણમાંજ આવ્યા હતા. રાજ્યગાદી ઉપર બેઠા પછી તેને શિક્ષણ લેવાનો શોખ ઉત્પન્ન થયો હતો. તેણે એક હુશિયાર શિક્ષક મીર અબ્દુલ-લતીફ નામનો રાખ્યો હતો. અબ્દુલલતીફના બાપે અકબરની કારકીર્દિનો ઇતિહાસ લખેલો છે, તેમાં એવું વાકય છે કે 'તે વખતે અકબરને લખતાં વાંચતાં આવડતું નહોતું.' 'તે વખતે' શબ્દો ઉપરથી અકબર પાછળથી ભણ્યો હતો એ ઉઘાડું જણાય છે. પાછલા કાળમાં અકબરે અનેક પુસ્તકો વાંચ્યાં હતાં, અને બીજા કેટલાક શિક્ષકો રાખ્યા હતા, એવો પુરાવો મળી આવે છે. આથી જહાંગીરના લખવાનો અર્થ એટલોજ કે, રાજ્ય મળ્યું ત્યારે અકબરને કાંઈ આવડતું નહોતું. જુદા જુદા રાજ્યોના ઇતિહાસ વાંચવાનો અકબરને ઘણો શોખ હતો. દરરોજ ગમે તે વિદ્વાન્ ગૃહસ્થ તેને પુસ્તક વાંચી સંભળાવતો. પ્રત્યેક પુસ્તક અથથી ઇતિ સુધી વાંચવાનો તેનો નિયમ હતો, અને વાચન બંધ થતું ત્યારે તે જગો ઉપર તારીખ નાંખીને તે પુસ્તકને મૂકી દેતો. તેના સાંભળવામાં અને અવલોકનમાં ન આવેલાં એવાં પુસ્તક ઝાઝાં રહ્યાં નહોતાં. કેટલાંક પુસ્તકો તે પુનઃ પુનઃ વાંચતો હતો. તે વખતે વિદ્વાન્ ગણાવા માટે કયા કયા વિષયના જ્ઞાનની જરૂર પડતી હતી, એ પણ અકબરની વિદ્વત્તા જાણનારાઓએ લક્ષમાં રાખ્યું હતું. અરબી ભાષા સારી રીતે લખતાં વાંચતાં આવડવી, કુરાનનો ઘણો ભાગ મોંઢે બોલતાં આવડવો, ફારસી ભાષા આવડતી હોઇને સાદી અને હાફીજ કવિઓના ગ્રંથો અને ફિર્દોશીનાં કેટલાંક કવન સમજવાં, કેટલાક રાજાઓનાં ચરિત્રો વાંચેલાં હોવાં જોઇએ, ગણિત અને જ્યોતિષ શાસ્ત્રનો થોડો ઘણો પરિચય, અને ગાયન-કલાનું જ્ઞાન હોવું, એટલી બાબતો જેને આવડતી એવાનીજ ગણના વિદ્વા-નોમાં થતી હતી. જહાંગીરની કારકીર્દિ સુધી મોગલોને તુર્કી ભાષા પણ આવડતી હતી.

'ઇંડિયન વર્લ્ડ' નામના માસિકના ઓક્ટોબર સને ૧૯૦૫ ના અંકમાં એચ. બીવરીજ લખે છે કે, 'જહાંગીર અને તેની પછીના મોગલ બાદ-શાહો કરતાં અકબર સારો હતો એ ખરૂં, પણ તે ગમે તેવો સારો અને મહાન્ હતો, છતાં તેના વખતના દેશકાળના દુર્ગુણો તેનામાં પૂર્ણ રીતે હતા.

વળી તે અત્યંત અજ્ઞાની હતો. તેની શ્રમ કરવાની હોંશ અને અક્કલ વિશેષ હોઇ તે મોટો ભાગ્યશાળી હતો, અને તેથી તેની વાહવા થઈ. પણ આ તેની પ્રશંસા અતિશયોક્તિવાળી હોઈ, ખરી હકીકત એટલીજ કે સામાન્ય મંડળીમાં તે સારો હતો. અકબરનો બાપ અને દાદો વિદ્વાન્ હોઈ, તે જાતે એટલો અશિક્ષિત રહ્યો એ આશ્ચર્યની વાત છે ?

અકબરના દરબારનો દબદબો કાંઈ કમી નહોતો. તેની સ્વારીનો ઠાઠ જોઈને ગોવાથી આવેલા પોર્ટુગીઝ ધર્મગુરૂઓને અત્યંત અચંબો લાગ્યો હતો. લાહોર જતાં તેની સાથે ૫૦૦૦ હાથી હતા. તેમના માથા ઉપર લોઢાની ઢાલો બાંધેલી હોઈ સુંઢે તલવારો અને દાંતે કટારીઓ બાંધેલી હતી. પ્રત્યેક હાથી ઉપર ચાર ચાર તીરંદાજ અથવા બંદૂકવાળા હતા; એમ હોવા છતાં અકબરની એકંદર વ્યવસ્થામાં વિલક્ષણ સાદાપણું દેખાઈ આવતું હતું. કેવળ બાહ્ય ડામાડોળથી લોકોની આંખો આંજી નાંખવાનું તેને પસંદ નહોતું. લોકોને તાબડતોબ ન્યાય આપવા માટે તે ઘણી કાળજી રાખતો. જે શહેરમાં તેનો નિવાસ થતો ત્યાંના સર્વ કજીયાનો તે જાતે તપાસીને નિકાલ કરતો. તેની સંમતિ સિવાય મોટી મોટી શિક્ષા કરવામાં આવતી નહિ. ફાંસી દેવાની કે શૂળી ઉપર ચઢાવવાની તેણે દેહાન્ત શિક્ષા ઠરાવી હતી. અકબરે દેહાન્ત-શિક્ષાનો ત્રણ વખત ઉચ્ચાર કર્યા સિવાય તે શિક્ષા કાયમની અમલમાં આવતી નહિ. દરરોજ તે એક વખત દરબાર ભરતો, અને ત્યાં જેને ફાવે તેને આવવાની છૂટ રહેતી. આ સ્થળે સામાન્ય લોકો માટે અને ખાનગી મંડળી માટે એમ બે જુદાં ભવ્ય દીવાનખાનાં રાખીને તે પ્રત્યેકમાં ગાદી રાખેલી હતી. લોકોનું કહેવું સાંભળવાનું, તેમણે આણેલા નજરાણાનો સ્વીકાર કરવાનું વગેરે કામ તે આ વખતે કરતો. આવા પ્રસંગે તે ગાદી ઉપર ન બેસતાં બાજુએ ઉભો રહેતો, અને બીજી વખત તે ગાલિચા ઉપર બેસતો. બાર વિદ્વાન્ ગૃહસ્થો હમેશાં તેની પાસે રહેતા. તેઓ એકાદ વિષય ઉપર વાદવિવાદ કરતા, અથવા તેને ઈતિહાસમાંની વાતો કહેતા. ગમે તેવો મનુષ્ય પોતાની પાસે આવતાં અકબર તેના ઉપર પોતાની છાપ બેસાડયા વિના રહેતો નહિ. સામાન્ય લોકો સાથે તે ઘણીજ મમતાથી વર્તતો, પરંતુ સર-

દાર અને મોટા લોકો સઘળા તેની આગળ થરથર કાંપતા. અંતઃકરણની કોમળતા અને કઠોરતા બન્નેનું તેના સ્વભાવમાં વિલક્ષણ સંમેલન થયેલું હતું. વ્યવહારની ઘણે ભાગે સઘળી બાબતો તેને પોતાને આવડતી હતી. તોપો પાડવાનું અને બંદુકો કરવાનું કામ તે પોતાની દેખરેખ નીચે કરાવતો હતો. મહેલના ચોગાનમાં તેણે તોપો પાડવાનું એક કારખાનું રાખેલું હતું, અને તેને માટે તેણે બારીક નિયમો પણ બાંધ્યા હતા. પ્રત્યેક બંદૂકને તેણે નામ આપેલું હતું. અકબરને મર્દાની ખેલો ઘણી પ્રિય હોઈ, કુસ્તી, કસરત, જનાવરોની લડાઈ, સાહમારીઓ વગેરે ખેલોને હમેશાં કરાવતો હતો, હાથી–ઘોડા વગેરે સર્વ જનાવરોનાં તેણે જુદાં જુદાં નામ પાડેલાં હોઈ, તે નામથી તે સર્વને ઓળખતો હતો. શિકાર માટે તેણે ઘણો શોખ હોઈ તેણે ચિત્રાઓને શીખવી તૈયાર કરેલા હતા. એક તરફ ખેલ વગેરે ચાલતા ત્યારે બીજી બાજુએ તે દરબારનાં કામ કરતો હતો. તેનો આહાર તદ્દન નિયમિત પણ ભારે હતો. માંસાહાર તે ક્વચિતજ કરતો, અને દૂધ, ભાત, તથા મેવા મીઠાઈ તેના ખાવામાં વિશેષ આવતી. તે બહુધા દિવસમાં એકવાર જમતો, છતાં તેની પાચનશક્તિ તીવ્ર હતી. માંસાહાર વિષે તે કહેતો કે ' પરમેશ્વરે નાના પ્રકારના ખાવાના પદાર્થો પૃથ્વી ઉપર ઉત્પન્ન કરેલા છે છતાં, ખાઉધરા મનુષ્ય પ્રાણીઓ બીજા પ્રાણીઓના જીવ લઈને પોતાના સુંદર પેટમાં તેમને દાટે છે. એ કેટલું બધું અજ્ઞાન છે! હું રાજા ન હોત તો માંસને અડકત પણ નહિ. છતાં તે ધીમે ધીમે છોડી દેવાનો મારો વિચાર છે.' તેને ફળફળાદિ વિશેષ પ્રિય હોઈ દૂર દૂરના દેશોમાંથી નાના પ્રકારનાં ફળ ઝાડ તેણે હિંદુસ્થાનમાં મંગાવી રોપાવ્યાં હતાં. અકબર રાતે ત્રણ કલાક કરતાં વિશેષ નિદ્રા લેતો નહિ. કદાચ દિવસે તે થોડોક ઉંઘતો હતો. રાતે પોતાના ખાનગી મંડળને સાથે રાખીને તે કાલક્રમણ કરતો હતો. અકબરને સુવાસનો મોટો શોખ હોઈ, નાના પ્રકારનાં સુગંધીદાર ફૂલો અને અત્તરોનો તે હમેશાં ઉપયોગ કરતો. સઘળા ઓરડાઓમાંથી બળતા સુવાસિક પદાર્થો–ધૂપનો સુવાસ એક સરખો ચાલુ રહેતો. ફૂલ અને અત્તર માટે પણ તેણે બારીક નિયમો ઠરાવેલા હતા.

સગી અને ઓરમાન માની આજ્ઞા અકબરે કદી પણ ઓળંગી નહોતી, એક વખતે તેને ફક્ત માની આજ્ઞાનો ભંગ કરવો પડયો હતો. હમીદાએ અકબરને કહ્યું હતું કે, 'ખ્રિસ્તી લોકોનું બાઇબલ કુતરાના ગળે બાંધીને તેનું સરઘસ કાઢ'—આ વાત ઉપર તેણે ધ્યાન આપ્યું નહોતું. તેનું મન અને શરીર કદી પણ નિરૂદ્યમી રહેતાં નહિ. તેનું મન ઉદ્યોગી હોવાથી તેના મનમાં સર્વે ધર્મ માટે પ્રેમ ઉત્પન્ન થઈને રાજ્યકારભારમાં અને સમાજમાં તેણે ઘણા સુધારા કર્યા હતા. તેણે યુદ્ધ અને સ્વારીઓ દરસાલ ચાલુ રાખી હતી, એ પણ તેના ચાલુ માનસિક વ્યાપારનું લક્ષણ હતું. આજ કારણથી તેણે નવીન ધર્મ અને નવીન શકની શરૂઆત કરી હતી.

કેટલાક દુર્ગુણો પણ અકબરમાં હતા. કોઈ કોઈ વખત તે અત્યંત ક્રૂરપણે વર્તતો. મુસલમાનોને તેણે ત્રાસ આપ્યો. એ ઘણું અયોગ્ય હતું. નાનપણમાં તેનો સ્વભાવ ઘણો ક્રૂર હતો. એક દિવસે રાતે તે હમેશ કરતાં વહેલો સૂવા ગયેલો, ત્યારે મહેલના બત્તીવાળાને તેણે સૂઈ ગયેલો જોયો હતો. આ માટે તેણે એ નોકરને બુરજ ઉપરથી ધકેલી નંખાવ્યો હતો, પહેરેગીરો પોતાના કામમાં ચુકતા તો તે કોઈ કોઈ વખતે તેમને ઘણું દુઃખ દેતો. ચિતોડગઢ કબજે કર્યા બાદ તેણે ૧૨૦૦૦ રજપૂતોની કતલ ઉડાવી હતી. પોતાની કારકીર્દિના ૧૮ મા વર્ષે તેણે બે હજાર માણસનાં માથાં કપાવીને તેનો ઢગલો કરાવ્યો હતો. તેણે આરંભમાં, અનેક માણસોને ક્રૂરતાવાળી શિક્ષા કર્યાની દાખલા બનેલા છે, પરંતુ આ સર્વે કૃત્યો તરૂણપણાનાં અને અબુલ ફજલનો સંબંધ થતા પહેલાંના છે. તે મોટો થતો ગયો તેમ તેમ તેની વર્તણુક બદલાતી ગઈ. પોતાના શત્રુઓને ઠેર મારવાની તેણે એક વિલક્ષણ પદ્ધતિ સ્વીકારી હતી. હમેશાં તેની સાથે એક મનુષ્ય પાનબીડીઓનો ડબો લઈને હાજર રહેતો તે ડબામાં ત્રણ ખાનાં હતાં. જેમાંના એકમાં સોપારી, બીજામાં પાચક ગોળીઓ, અને ત્રીજામાં ઝેરી ગોળીઓ રહેતી. બાદશાહ પાસે ગયા બાદ તે જેને તેને તેના પરિચય પ્રમાણે ઉપલી વસ્તુઓ પૈકી ગમે તે ખાવા આપતો. બાદશાહે ખાવા આપેલી વસ્તુનો અનાદર કરી શકાય તેમ ન હોઈ, તેને મોટો પ્રસાદ સમજીને સર્વેને તેનો સ્વી-

કાર કરવો પડતો. આવી રીતે કેટલાક લોક મુઆ હતા, તે જાણવાનું સાધન નથી. ખુદ અકબરને આવીજ એક ગોળી જહાંગીરે આપેલી એવી દંતકથા ચાલે છે, પણ તે ખરી હશે એમ લાગતું નથી. કદાચ આ સઘળીજ ગપ્પ હોય.*

અકબર નાનપણમાં બહુ ખાનારો હોઈ, ઉત્તરોત્તર તે ઘણોજ મિતાહારી થયો હતો. ફૂજલ કહે છે, 'તે એક વખતજ જમતો, અને પદાર્થો તરફ વિશેષ લક્ષ આપતો નહિ.' છેવટના ભાગમાં તેણે માંસ પણ વર્જ્યું

* મિ૦ આર. પી. કર્કરિયાએ રૉયલ એશિયાટિક સોસાઈટીની મુંબઈની શાખા આગળ અકબરના મરણ વિષે એક નિબંધ વાંચ્યો હતો. તેમાં તે વિદ્વાન્ ગૃહસ્થ જણાવે છે કે અકબર બાદશાહના મરણ વિષે ફારસી ગ્રંથકર્તાઓ હિંદુ અને યુરોપીઅન ગ્રંથકર્તાઓથી જુદા પડે છે. કેટલીક હકીકત આપી મિ. કર્કરિયા જણાવે છે કે, મિ૦ બ્રોકે આપેલા વૃત્તાન્ત ઉપરથી સમજાય છે કે બાદશાહે ભૂલથી ઝેર પી જઇ પોતાનું મરણ નીપજાવ્યું હતું. એમ જણાય છે કે તેને છેલ્લા વખતમાં દરબારના અપ્રિય ઉમરાવોનું શાન્ત રીતે કાસળ કાઢવાની ટેવ પડી હતી. પોતે ઝેર વિનાની ગોળીઓ ગળતો ને તેમને પોતાની રૂબરૂ ઝેરવાળી ગોળીઓ ગળાવતો. આ રીતે સિંધમાં ઠઠ્ઠાના ગવર્નર ગાઝીખાનને મારી નાંખવાનો તેનો ઈરાદો હતો; પણ કમનસીબને લીધે ભૂલથી તેને ઝેરવાળી ગોળી આપવાને બદલે ઝેર વિનાની ગોળી આપી, ને પોતે ઝેરવાળી ગળી ગયો. આ રીતે અજાણતાં તેણે આત્મઘાત કર્યો, ને પોતાનું મરણ નીપજાવ્યું હતું. ટૉડે રાજસ્થાનમાં આપેલા બુંદી રાજ્યના ઇતિહાસમાં લખ્યું છે કે અકબરની ઈચ્છા પોતાની રજપૂત રાણીના ભાઈ રાજા માનસિંહને મારવાની થઈ, પરંતુ ભૂલથી પોતે ઝેર પી ગયો, અને એ રીતે અપકીર્તિથી મરણ પામ્યો.

આ બધા વૃત્તાન્તોપરથી એટલુંજ અનુમાન થાય છે કે ઝેરની વાત સત્ય છે; જો કે એ માનવી આપણને ગમતી નથી, અકબરના રાજ્ય વિષેનાં મૂળ પુસ્તકો ઉપરથી ખાતરી થાય છે કે મહાન્ અકબર બાદશાહનો સ્વભાવ વૃદ્ધાવસ્થામાં બગડયો હતો, અને છેવટના ભાગમાં ન છાજે એવાં કેટલાંક અયોગ્ય કામો તેણે કીધાં હતાં.

(જુઓ "ગુજરાતી શાળાપત્ર," માહે મે સન ૧૯૦૬ નો અંક.)

(અનુવાદક.)

કર્યું હતું. ઉપવાસ પણ તે ઘણા કરતો. તેના બાપદાદાની પેઠે તેને અફીણ લેવાની ટેવ હતી. ફૈજલ કહે છે, 'તે કોઈ કોઈ વખત મદ્ય, અફીણ, અને ગાંજાનું સેવન કરતો.' તે વખતે ચાહ, કાફીનો પ્રચાર નહોતો. તે વ્યભિચારી નહોતો. તેના જેવા ઉદ્યોગી પુરૂષને એવા વિષય માટે અવકાશ જ મળતો નહિ.

પોતાની વિદ્વત્તા મધ્યમ પ્રકારની હોવાથી, કોઈ આવીને કોઈ કહેતું તો તેના ઉપર અકબરનો ભરોંસો બેસતો, અને સર્વ બાજુથી વિચાર ન કરતાં તે નવીન સૂચના અમલમાં લાવતો. પહેલાંના ખલીફા પ્રાર્થના–પીઠ (Pulpit) ઉપર ઉભા રહીને લોકોને ઉપદેશ કરતા, એ સાંભળીને તેના મનમાં પણ તેમ કરવાનું આવ્યું હતું. સ. ૧૫૭૯ માં ફતેહપુર સિક્રીમાં તે ઉપદેશ કરવા ઉભો થયેલો, તે પ્રસંગે બોલતાં અટકી ગયાથી તેને પાછા જગો ઉપર જઈ બેસી જવું પડયું હતું.

૩. **રાજ્ય કારભારનું ધોરણ**—અકબરની કારકીર્દિની ઝીણી ઝીણી હકીકત ઐન. ઇ. અકબરી નામના ગ્રંથમાં તેના વિશ્વાસુ અને વિદ્વાન્ મિત્ર અબુલફજલે આપેલી છે. મોગલ બાદશાહના ઐશ્વર્યની, અને અકબરના નીતિમાન્પણાની તથા કર્તૃત્વની આ પુસ્તકમાં આપેલી હકીકત પ્રત્યેક શખસે વાંચવા લાયક છે. રાજ્યવૃદ્ધિ કરવા માટે અકબરે જે ચઢાઇઓ કરી હતી, તેની હકીકત તેનો સ્વભાવ જાણવા માટે ઉપયોગી છે ખરી, છતાં રાજ્યકારભાર કરવામાં તેણે દર્શાવેલી કુશળતાનું વર્ણન અત્યંત મનોરંજક છે. અબુલફજલ કહે છે, 'લોકોની રીતભાત સુધારવી, ખેતીને ઉત્તેજન આપવું, સૈન્યની અને રાજ્યની અન્ય શાખાઓની પદ્ધતિસર વ્યવસ્થા કરવી, અને આ ઉપયોગી બાબતો કરતાં લોકોને ખુશ રાખીને અને મહેસુલની બરાબર વ્યવસ્થા રાખીને કરકસરથી ખર્ચ કરવો એજ રાજાએ પ્રજા માટે કરવાનાં ઉત્તમ કામ છે એમ હરકોઈ કબુલ કરશે. આ વાત લક્ષમાં રાખીને રાજ્ય કર્યાથી લોકની આબાદી વધવીજ જોઈએ' અકબરની રાજનીતિ આવા પ્રકારની હતી. આ ઉપરથી તૈમૂરલંગ અને અકબરની સમજમાં કેટલો બધો ફરક જણાઈ આવે છે! લોકોને સંતુષ્ટ રાખવાની અકબરની આતુરતા ક્યાં.

અને અસંખ્ય શહેરોનો નાશ કરીને મનુષ્યનાં શિરકમળના મિનારા બાંધવાની તૈમૂરની હોંશ ક્યાં ?

તેર વર્ષની ઉમરે રાજ્ય કરવા માંડયા પછી, અઢાર વર્ષનો થતાં સુધી અકબરને બહેરામખાનના હાથ નીચે શિક્ષણ મળ્યું હતું. તેણે પોતાની યુદ્ધકળાની નિપુણતા બહેરામખાન પાસેથી મેળવી હતી. નાનપણમાં તેને જુદે જુદે સ્થળે પ્રવાસ કરવો પડેલો તે વખતે તોછડાઈ ભરેલી જુલમી રાજ્યપદ્ધતિ ચોતરફ તેની દૃષ્ટિએ પડી હતી. તે પદ્ધતિને તૈમૂરલંગની રાજ્યપદ્ધતિનું નામ આપતાં શોભે. બાબર અને હુમાયુનના ઉચ્ચ અને ઉદાર સ્વભાવથી તે પદ્ધતિ ઉપર શું અસર થઈ હતી, એ તેણે પ્રત્યક્ષ જોયું, અને તે ઉપરથી તેના મનમાં એક વાત સારી રીતે ઠસી હતી. તે એ હતી કે, હિંદુસ્થાન ઉપર રાજ્ય કરવું હોય તો ત્યાંના રાજાઓ સાથે ખરેખરી મિત્રાચારી રાખવી જોઈએ અને તેમની સાથે લડવાથી કાંઈ ફાયદો થવાનો નથી. આ ઉદ્દેશ પાર પાડવા માટે જુના વખતથી ચાલતી આવેલી પદ્ધતિમાં ઘણો ફેરફાર કરવાની જરૂર હતી. સર્વેને એક સરખી રીતે કુરાનમાં કહેલા મુસલમાની કાયદા લાગુ કર્યાથી હિંદુ લોકો સંતુષ્ટ રહેવાના નહોતા. આથી ધર્મ અને રાજ્યકારભારની બાબતમાં લોકોની સાથે વિશેષ મમતાળુપણાથી વર્તવાની આવશ્યકતા અકબરને જણાઈ આવી હતી. આ વિચારસરણી બહેરામખાનને પસંદ પડેલી જણાતી નથી. જનાનખાનાની કેટલીક વજનદાર સ્ત્રીઓને પણ એ પસંદ પડી નહિ. બહેરામખાનને તો તેણે મોટા સન્માન સાથે રજા આપી, અને સન ૧૫૬૦ થી સઘળો કારભાર પોતે સ્વતંત્રપણે કરવા લાગ્યો. આ પછી ફંદફીતુર અને ટંટાબખેડા શમાવી રાજ્યમાં શાન્તિ અને સુવ્યવસ્થા કરવામાં તેનાં એકંદરે તેર વર્ષ ગયાં. પછી પણ તેને ઘણી વખત યુદ્ધ કરવાં પડયાં, પણ તેમાં તેણે પોતે માથે લઈને ઝાઝાં કામ કરેલાં નથી.

સન ૧૫૭૪ માં અબુલ ફજલનો અકબરના દરબારમાં પ્રવેશ થયો, અને તેજ વખતથી અકબરની કારકીર્દિના ઉત્તર ભાગની શરૂઆત થઈ. હવે પછી ધર્મની બાબતમાં અકબરના જે વિશિષ્ટ અભિપ્રાય બંધાતા ગયા, તેમની

અસર રાજ્યકારભાર ઉપર થવા લાગી, પહેલા ભાગમાં અકબરની વર્તણુંક ચુસ્ત મુસલમાનને શોભે તેવી હતી, પરંતુ ઉત્તર ભાગમાં સર્વ ધર્મના લોકોની સાથે સરખી મમતાથી વર્તવાનો તેણે આરંભ કર્યો હતો. અકબરના ધર્મ સંબંધી મત જાણ્યા સિવાય તેના રાજ્યકારભારનો ગુહ્ય ભેદ સમજાય નહિ એમ કેટલાકોનું કહેવું છે, તેનું આજ કારણ છે. અબુલફજલ કહે છે, 'ધર્મની બાબતમાં લોકો ઉપર જુલમ કર્યાથી મનમાં ધારણ કરેલો ઉદ્દેશ નિષ્ફળ જાય છે. લોકો તેટલા વખત સુધી પોતાના મત ચોરી રાખે છે, અને જુલમ કર્યાથી તેઓ બદલતા નથી.' અકબરે પ્રત્યેક ખાતામાં એક હીસાબી શાખા નીમેલી હોઈ, એ શાખા તરફથી દરરોજના, માસિક–ત્રિમાસિક અને વાર્ષિક હિસાબ તૈયાર થતા. સરકારી જરઝવેરાતની ગણત્રી કરીને તેણે તેમની કિમ્મત ઠરાવી હતી. મોતીની માળા બાંધીને છેડે મહોર બંધ કરીને તે રાખી મુકાવતો, જેથી તેને ચોરી લઈ જવાનું અને બદલવાનું બંધ થયું હતું, નાણાં પાડવા માટે અકબરે એક ટંકશાળ સ્થાપી હતી, અને તે ચલાવવાના નિયમ બાંધી આપ્યા હતા. અકબરના વખતનાં નાણાં ચોકખાં અને ઠરાવેલા વજનનાં હતાં. પોતે પ્રયોગ કરીને નાણાં પાડવાની ધાતુના મિશ્રણનું ધોરણ ઠરાવતો હતો. ઝીણી ઝીણી બાબતો માટે પણ તેણે સૂક્ષ્મ નિયમ કરી રાખ્યા હતા. હાથીને ઘાસ દાણો બરાબર પહોંચે છે કે નહિ તેની તપાસ કરવા માટે હાથીના પાતળાપણાના તેર વિભાગ તેણે ઠરાવ્યા હતા. આ ઉપરથી અકબરના નિયમ કેટલા સૂક્ષ્મ હતા તે જણાઈ આવે છે.

ગમે તે બાબતનું વર્ગીકરણ કરીને વ્યવસ્થા બાંધી આપવાનું અકબરને વિશેષ પસંદ હતું. તેના બાપને પણ આવો શોખ હતો. પરંતુ હુમાયૂનનું ઘણું ખરૂં આયુષ્ય વનવાસમાં ગયાથી તે પોતાની ઇચ્છા પાર પાડી શક્યો નહિ. હુમાયૂન રાજ્ય કરવા લાગ્યો ત્યારે દરબારના બધા માણસોના તેણે ત્રણ વિભાગ પાડયા હતા. રાજ્ય કુટુંબનું મંડળ, સરદારો અને લશ્કરી અમલદારોનો પહેલો વર્ગ; પેગંબરના વંશનો, વિદ્વાન લોકો, ન્યાય કરવા નીમેલા કામદાર, જ્યોતિષી, કવિ અને એવાજ બીન લોકોનો બીજો વર્ગ, અને ગવૈયા મંડળી તથા તેવાજ દરજાના બીન લોકોનો સમાવેશ ત્રીજા વર્ગમાં

થતો. આ પ્રત્યેક વર્ગના લોકોને મુકરર દિવસનાં કામ તેણે નીમી આપ્યાં હતાં. પરંતુ આ વ્યવસ્થાનો ઝાઝો ઉપયોગ થયો નહિ.

જનાનખાના સંબંધીમાં અકબરની ચતુરાઈ વિશેષ ધ્યાનમાં રાખવા જેવી હતી. જનાનખાનું કાયમ રહી, તે તરફથી ઉપદ્રવ ન થાય તે માટે તેણે હિંદુસ્થાનના અને બીજા દેશના રાજકુટુંબો સાથ લગ્ન સંબંધ બાંધ્યા હતા. આથી આસપાસના રાજકુટુંબો સાથે સ્નેહ બંધાઈ, તેમની તરફથી ભય નાશ પામ્યો હતો. વિશેષે કરીને રજપૂત રાજાઓ સાથે લગ્ન સંબંધ જોડવામાં અકબરના મનમાં રહેલી વિચાર સરણી સમજવી કઠીણ નથી. કારણ કે આજ સુધી રજપૂત રાજાઓજ હિંદુસ્થાન દેશ ઉપર રાજ્ય કરતા આવ્યા હોઈ, અનેક મુસલમાની રાજાઓએ તેમનો પરાભવ કર્યા છતાં તેમનો નાશ થયો નહોતો, ત્યારે કોઈ રીતે તેમને પોતાના તાબામાં આણવાની સહેલી યુક્તિ અકબરે યોજી હતી. તેમની સાથે દોસ્તી કરીને બંડખોર અફઘાનો સાથે લડવાને તેમને મોકલવાનો અકબરને વિચાર થયો હતો. મુસલમાન અને હિંદુઓનાં હાડ અને માંસનું મિશ્રણ થયાથી પરિણામ ઘણું હિતાવહ થશે એમ તેને લાગ્યું હતું. આ કલ્પના તદ્દન નવીન, પણ ઉંચા પ્રકારની હતી, પરંતુ તે પાર પાડતાં મુસલમાની ધર્મની તેને અડચણ જણાઈ, એટલે તુરતજ તેણે પોતાની ધાર્મિક માન્યતામાં ફેરફાર કર્યો હતો. રજપૂતો સાથે અકબરે જે યુદ્ધો કર્યાં, તેમાં અકબરનો ખરો ઉદ્દેશ શો હતો એ જાણવું જોઇએ. થોડોક વિશેષ મુલક જીતવાની તેની ઇચ્છા નહોતી. જયપુર, જોધપુર, અને ઉદેપુર, એ ત્રણે આગેવાન રજપૂત કુટુંબો પોતાની સાર્વભૌમ સત્તા કબૂલ કરે એ તેનો અંતસ્થ હેતુ હતો. રજપૂતોની છોકરીઓને પોતે લઈ પોતાની તેમને આપવી, એટલે રજપૂત રાજા પોતાના કબજામાં આવશે એવો તેણે તર્ક બાંધ્યો હતો. રજપૂતોને આ વાત પસંદ પડી નહિ. છેવટે નાઇલાજે કેટલાકોએ અકબરનું કહેલું કબૂલ રાખ્યું, છતાં પણ મુસલમાનોની છોકરીઓ તેમણે સ્વીકારી નહિ. અકબરના મનમાં આ વાત પણ હતી, પરંતુ તે પાર પડી નહિ. અકબરની રજપૂત રાણીઓ ઉપર વિશેષ પ્રીતિ હતી. તેમના માટે તે બ્રાહ્મણોને દાન ધર્મ કરતો, અને તેમની સાથે

હિંદુ દેવતાઓની પૂજા અર્ચા કરતો. મુસલમાનોને અકબરનું કામ રૂચ્યું નહિ, પણ તેના હાથમાં સઘળો અધિકાર હોવાથી બન્નેનું કાંઈ પણ ચાલ્યું નહિ. અકબરનો ઉદ્દેશ ઘણે અંશે પાર પડયો, અને તેના રાજ્યનું બંધારણ મજબૂત પાયા ઉપર થયું, એટલે કે તે આગળ ઘણો વખત ટકયું. એકનિષ્ઠ રજપૂતોની તેને સહાય હોવાથી અફઘાન મોગલો તેનાથી વિરૂદ્ધ થયા નહિ. અકબરે હિંદુઓને મોટે દરજ્જે ચઢાવ્યા હતા, એ તેમનું ભલું કરવાના ઇરાદાથી નહિ, એમ વ્હીલરનું કહેવું છે. અફઘાન લોકો હમેશાં દગાખોર નીવડતા, અને અકબરના અમીર ઉમરાવો અનેક પ્રસંગે તેને ગણકારતા નહિ. તેમને દાબમાં રાખવા માટે અકબરને રજપૂતોની સહાય લેવી પડી હતી. જેઓ મુસલમાની ધર્મના ચુસ્ત અનુયાયી હતા તેમને તેણે પોતાનો ધર્મ બદલ્યો એ રૂચ્યું નહિ, તેથી તેઓ તેની વિરૂદ્ધ ઉઠવાને તત્પર હતા, અને જેમને અકબરે કરેલો ધર્મનો ફેરફાર પસંદ પડયો, તેઓ તેની ભલમનસાઇનો લાભ લઇને પોતે સત્તા બથાવી પડવાને ટાંપી રહ્યા હતા. આવી મુશ્કેલીને લીધે હિંદુ લોકોને સંતુષ્ટ રાખવાની અકબરને ફરજ પડી હતી.

અકબરનું સૌથી મોટું કૃત્ય તેણે હિંદુસ્થાન દેશને એકદમ અમલ નીચે આણ્યો, એ હતું. એ વાત સાધ્ય કરવાના પ્રયત્ન ઘણાઓએ કર્યા હતા, પરંતુ અકબરેજ તે સિદ્ધ કરી હતી. સમર્કંદ સુધીનો સર્વ પ્રદેશ તાબામાં લાવવાની તેને ઘણી ઇચ્છા હતી, અને આજ હેતુથી તેણે ઘણાં વર્ષ લાહોરમાં કાઢયાં હતાં. પરંતુ સમર્કંદ લેવાની લાલચમાં પડયાથી હિંદુસ્થાન પણ હાથમાંથી જવાનો પ્રસંગ આવશે, એમ સમજીને તેણે ડહાપણથી પોતાનો આ ઉદ્દેશ બંધ રાખ્યો હતો. તેનો પૌત્ર તે ડહાપણ રાખી શકયો નહિ. શાહજહાને મધ્ય એશિયામાં ફોજ મોકલીને બલ્ક કબજે કર્યું. પણ તે તુરતજ તેને છોડવું પડયું હતું.

૪. **જમાબંધીની વ્યવસ્થા.**—હિંદુસ્થાનમાં સરકારી ઉપજનું મુખ્ય દ્વાર જમીન મહેસુલનું હોવાથી, આ મહેસુલનો પ્રશ્ન હમેશાંજ મોટા મહત્ત્વનો ગણાય છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં પણ તેનો વિચાર હોઈ, મુસલમાનોમાં પ્રથમ અલાઉદ્દીન ખિલજીએ અને પાછળથી શેરશાહ એ બન્નેએ આ બાબતમાં

ઘણા સારા નિયમો કર્યા હતા. શેરશાહે અલાઉદ્દીનનાજ કેટલાક નિયમો સ્વીકાર્યા હતા. મુસલમાની રાજકર્તાઓના રાજ્યની મર્યાદા હમેશાં વધતી ઘટતી હોવાથી તેમનાં નાણાંની કિમ્મત પણ જુદે જુદે વખતે જુદી જુદી થતી. આ વગેરે કારણોને લીધે કોઈ પણ રાજ્યનું વસુલ કેટલું હતું, એ આજ નક્કીપણે કહી શકાય નહિ. બાબરના રાજ્યનું મહેસુલ અઢી કે પોણા-ત્રણ કરોડ રૂપીઆનું હશે. ખ્વાજા અબ્દુલ યજીદ નામના હુમાયુનના એક વિશ્વાસુ નોકરને અકબરે પ્રથમ આસફખાનનો ખિતાબ આપીને જમાબંદીના કામ ઉપર નીમ્યો હતો. પછી સ. ૧૫૬૭ માં આસફખાનની જમાબંદી રદ્દ કરીને, મુઝફરખાન પાસે ફરીથી જમાબંદી કરાવી હતી. પછી સ. ૧૫૮૨ માં સઘળા રાજ્યના બાર સુભા પ્રાંતો ઠરાવીને અકબરે રાજા ટોડરમલ્લ અને શાહ મનસૂર પાસે ત્રીજી જમાબંદી કરાવી હતી. એમણે પાછલાં દશ વર્ષના આંકડા લઇને તેમની સરાસરી ઉપરથી નવીન રકમ બાંધી આપી. અમીલ એટલે મહેસુલ એકઠું કરનાર ૧૮૨ કામદાર નવા નીમવામાં આવ્યા હતા. શાહ મનસૂર ઉપર આગળ રાજદ્રોહનો આરોપ મૂકીને અકબરે તેને ફાંશી દીધી હતી, છતાં ટોડરમલ્લના ઉદ્યોગમાંનું ઘણું એક કામ શાહ મનસૂરની હુશિયારીનું ફળ હતું એ નિર્વિવાદ છે. અકબરે ખેડુતો પાસેથી રોકડ રકમ લેવાનો વહિવટ સર્વત્ર દાખલ કર્યો. પહેલાં આજ રિવાજ થોડે ઘણે અંશે શેરશાહે શરૂ કર્યો હતો.

સન ૧૫૯૬ માં અકબરના રાજ્યના ૧૨ સુભા હોઈ, તે સર્વમાં ૧૦૫ સરકાર હતા, અને તે સર્વેનું મહેસુલ ૯ કરોડ રૂપિયા હતું. તે ધીમે ધીમે વધતાં ૧૪ કરોડ થઈ વધારેમાં વધારે ૧૭½ કરોડ ઉપર કદી ગયું નહોતું.

જમીન મહેસુલ ઉપરાંત તૈયાર થયેલા કેટલાક પદાર્થો ઉપર કર હતો. જિઝિયા, અને યાત્રાળુઓ ઉપરનો અને બીજા કેટલાક કર અકબરે માફ કર્યા હતા, અને કેટલાક નવીન કર પણ તેણે બેસાડયા હતા.

પ્રત્યેક પ્રાંત ઉપર સુબેદાર મુખ્ય કામદાર હોઈ, તેના હાથ નીચે ફોજ-દાર એટલે લશ્કરી મદદનીશ હોઈ તેનું કામ પ્રાંતમાં બંદોબસ્ત જાળવવાનું હતું. વળી મીર આદલ અને કાજી એવા બે કામદાર ન્યાયના કામ માટે

રહેતા. પ્રત્યેક શહેર માટે એક કોટવાળ રહેતો.

ટોડરમલ્લે પંજાબમાં રોઠક કિલ્લો શેરશાહના હુકમથી બંધાવ્યો હતો. ટોડરમલ્લ અત્યંત પ્રામાણિક અને ઉદ્યોગી હતો. કામ કરવામાં તેની બરાબરી કોઈનાથી થતી નહિ ( Beveridge ). તે પૈસાનો લોભી નહોતો. તેની વિરૂદ્ધ બીજા કામદારો એક સરખો ગિલ્લો કરતા અને અનેક કાવતરાં ઉભાં કરતા. પરંતુ કોઈને પણ ન ગણકારતાં ટોડરમલ્લની હુશિયારીનો અકબરે ઉપયોગ કરી લીધો એ તેને શોભારૂપ છે. જ્યારે ઘણોજ ગિલ્લો થયો ત્યારે અકબરે પોતાના મુસલમાન કામદારોને કહ્યું, ' હિંદુ કામદારોની મદદ લીધા સિવાય તમારા પૈકી એકનું પણ કામ પાર પડતું નથી. પછી તેવીજ રીતે મેં પણ એક હિંદુ ગૃહસ્થની મારા કામમાં મદદ લીધી તો તે તમને કેમ ન રૂચ્યું ? ' સર જૉન શોઅર કહે છે, બાદશાહ પોતેજ ઉદ્યોગી અને વ્યવસ્થિત હોવાથી તેના ઘણાખરા કામદારોને પણ તેવીજ પદ્ધતિથી રહેવું પડતું, અને આથીજ રાજ્યમાં સુવ્યવસ્થા કાયમ રહી હતી.

ટોડરમલ્લ જેવો હુશિયાર પુરૂષ અકબરને મળ્યો એ તે બાદશાહનું મોટું સદ્ભાગ્ય કહેવાય. અબુલફજલે લખેલું છે કે, ' પ્રામાણિકપણું, ચોકખું વર્તન, હિમ્મત, પ્રત્યેક કામની પૂરી માહિતી, અને ખાતાની સરળ વ્યવસ્થા બાંધી આપવાની ચતુરાઈ, એ ગુણોમાં ટોડરમલ્લની બરોબરી કરે એવો એક પણ પુરૂષ મળવાનો નથી. ' વિદ્વાન્ ગ્રંથકાર વિલ્સને લખ્યું છે કે, ' અકબરના મહેસુલની પદ્ધતિમાં જેટલું સારૂં છે, તેનું સઘળું શ્રેય હિંદુને છે. અહિં હિંદુ એટલે રાજા ટોડરમલ્લજ સમજવાનો છે. બાદશાહ ચતુર હતો, અને કામદારોએ સૂચવેલી પદ્ધતિના ગુણાવગુણ જાણીને તાબડતોબ હુકમ છોડવાનું કામ કાંઈ નાનું નહોતું. પ્રથમ તો સઘળી જમીનની માપણી કરવામાં આવી, અને પછી તે જમીનની પ્રતવારી ઠરાવવામાં આવી. ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ એવી ત્રણ પ્રતો અકબરે ઠરાવી હતી. પાછલાં ઓગણીશ વર્ષની ઉપજ કાઢીને તેની સરાસરીથી પ્રત્યેક વિઘાનું સરકારી મહેસુલ તેણે ઠરાવ્યું, અને ઉપજનો ત્રીજો ભાગ સરકારમાં લેવાનો રિવાજ તેણે રાખ્યો હતો. શેરશાહ સૂરે ઠરાવેલો જમીનનો કર આ કરતાં કમી હતો,

પરંતુ અકબરે જમીનના મહેસુલ સિવાય બીજા સર્વે કર માફ કર્યા હતા. કામદાર લોકોને જે રકમો આપવી પડતી તે તેણે બંધ કરી, અને ઈજારાથી જમીન આપવાનો વહીવટ બંધ કરીને મહેસુલ એકઠું કરવા માટે સરકારી અધિકારી નીમ્યા. ઈજારાનો વહીવટ એવો હતો કે, આખું પરગણું હરાજી બોલાવીને વધારે રકમ આપનારને તે સોંપવામાં આવતું. જે હરાજીમાં રાખે તેને ઈજારદાર કહેતા. આ ઈજારદારો ફાવે તેવી રીતે રૈયતને દુઃખ દેતા. ઈજારા બંધ થયાથી રૈયતની ઘણી ખરી પીડા નાશ પામી. અકબરની મહેસુલી પદ્ધતિ હાલની મુંબાઈ ઈલાકાની પદ્ધતિ જેવી હતી. જમીનની માપણી, અને પ્રતવારી, ખેતી કરનારના નામની નોંધ, ઉપજનો અંદાજ વગેરે બાબતમાં બન્ને વચ્ચે ઘણું સરખામણું છે. અકબરે લોકો પાસેથી વહીવટી અને ચાલતી આવેલી જમીન છીનાવી લીધી નહિ. જ્યાં સુધી સરકારે ઠરાવેલા મહેસુલનો અવેજ પૈસાથી અથવા બીજી ચીજના રૂપમાં ખેડુત તરફથી ભરવામાં આવતો ત્યાં સુધી તેની પાસેની જમીન પડાવી લેવાની કોઈની હિમ્મત ચાલતી નહિ. તે પદ્ધતિમાં દોષ નહોતો એમ નથી. આરંભમાં કરેલા નિયમો ઘણા સૂક્ષ્મ અને ત્રાસદાયક હતા. પ્રથમ દર વર્ષે ખેતરોની તપાસ કરવાનો ઠરાવ હતો, પણ તેથી ઘણો ત્રાસ પડવા લાગ્યો. ત્યારે દશ વર્ષનું મહેસુલ એકદમ ઠરાવી આપવામાં આવ્યું હતું. આજ ઢબ ઉપર પાછલા રાજ્યકર્તાઓએ પોતાની વ્યવસ્થા બાંધી આપી હતી. ખુદ અંગ્રેજ સરકારને પણ અકબરની પદ્ધતિ ઘણી ઉપયોગી થયેલી છે.

અકબરના રાજ્ય છેવટના ભાગમાં મુખ્ય સોળ સુબા–પ્રાંત નીચે પ્રમાણે હતા:—૧ કાબૂલ, ૨ લાહોર, ૩ મુલતાન, ૪ સિંધ (ઠઠ્ઠા), ૫ ગુજરાત, ૬ માળવા, ૭ અજમેર, ૮ દિલ્હી, ૯ આગ્રા, ૧૦ અલાહાબાદ, ૧૧ અયોધ્યા, ૧૨ બહાર, ૧૩ બંગાળા, ૧૪ વરાડ, ૧૫ ખાનદેશ, અને ૧૬ અહમદનગર. ઓડિયા અને કાશ્મિર છેક પાછળથી થયા હતા. આ પ્રત્યેક પ્રાંત ઉપર એકેક સુબેદાર હોઈ તેની પાસે મુલકી અને લશ્કરી બન્ને પ્રકારનાં કામનો પૂર્ણ અધિકાર હતો, એટલે લશ્કરી, મુલકી અને જમાબંદી એ ત્રણે મુખ્ય ખાતાં તેના હાથમાં હતાં. આ સર્વ પ્રાંતો મળીને અકબરનું

મહેસુલ ૧૪ કરોડ રૂપિયા હતું. હંટરના મત પ્રમાણે અંગ્રેજ સરકારના મહેસુલ કરતાં અકબરનું મહેસુલ વિશેષ હતું, અને પોતાના આ કહેવાના ટેકામાં તેણે અનેક આધાર બતાવેલા છે. દેશી સંસ્થાનો બાદ કરતાં અંગ્રેજ સરકારનું હિંદુસ્થાનનું મહેસુલ આજે એકસો દશ કરોડ ઉપર છે. ખાનદેશની આ બાજુનું દક્ષિણ હિંદુસ્થાન છોડી દઈને અફઘાનિસ્તાન સાથે ગણતાં અકબરનું મહેસુલ ઉપર કહ્યું તેમ ચૌદ કરોડ રૂપિયા હતું. એકંદરે જમીનના મહેસુલનો પ્રશ્ન ઘણા મહત્ત્વનો હોઈ એ વિષયનો સ્વતંત્ર અભ્યાસ કરનારને અકબરની પદ્ધતિ ઉપરથી ઘણી માહિતી મળે તેમ છે. મૅલેસન કહે છે, 'પૂર્વે પ્રાંતોના કામદાર ઘણે ભાગે સ્વતંત્ર હતા. અકબરે નાના પ્રકારના નિયમોથી તેમના સ્વેચ્છિક વર્તનપર અંકુશ મૂક્યો હતો. ઠેકાણે ઠેકાણે તપાસણી કામદાર નીમીને, લોકો ઉપર જુલમ ન થાય એવી તેણે તજવીજ રાખી હતી. ખેડુતોને વિશેષ સવડ કરી આપીને ત્રણ વર્ષમાં સઘળી પડતર જમીન ઉપર ખેડાણ થાય એવી યોજના તેણે કરી હતી. જમીન મહેસુલની બાબતમાં હિંદુ અને મુસલમાન ખેડુતો વચ્ચે ભેદભાવ ઠરાવેલો હતો તે અકબરે કાઢી નાખ્યો હતો.'

બદાઉની નામના મુસલમાની ઇતિહાસકારે ટોડરમલની પદ્ધતિનો એક દોષ બતાવેલો છે. પડતર જમીનપર ખેડાણ કરાવવા માટે કરોડી નામના અમલદાર નીમવામાં આવ્યા હતા, અને પ્રત્યેકને નવીન માપણી પ્રમાણે પચીશ હજાર રૂપિયાની ઉપજની જમીન સોંપવામાં આવી હતી. ત્રણ વર્ષમાં જમીનનું ખેડાણ થવું જોઈએ એવો નિયમ હતો. આ નિયમ પાળવા માટે પ્રત્યેક કરોડી પાસેથી જામીન લેવામાં આવ્યા હતા. પરંતુ આ વ્યવસ્થાનો કાંઈ પણ ઉપયોગ થયો નહિ, અને ઉલટું તેથી લોકોને માત્ર ઘણો ત્રાસ ભોગવવો પડયો હતો. કરોડીઆઓએ પોતાનાં પેટ ભરીને સઘળા દેશને ભીખ માગતો કર્યો હતો. ટોડરમલે આવા ઘણા અમલદારોને કડક શિક્ષા કરી હતી, અને તેમાં ઘણા મુસલમાનોને પણ શિક્ષા થઈ હતી, છેટેના પ્રાંતોમાં રૈયત ઉપર ઘણો જુલમ થતો હતો.

બંગાળાના ખૂણાખાંચરામાં મુસલમાન કામદારો રૈયતને અત્યંત ત્રાસ

આપતા, એવો ઘણો પુરાવો મળી આવે છે. એક ગ્રંથકારે લખેલું છે કે, 'સઘળા લોકો ઉપર સરખો જુલમ ચાલ્યો હતો. અધિકારીઓ સરકારી પત્રકોમાં પડતર જમીનને વાવેતર તરીકે દાખલ કરતા, અને ખોટી માપણી કરીને પોણા વિઘાને ઠેકાણે એક વિઘું લખતા. ખજાનચી માટે દર રૂપીઆ ઉપર કાંઈક રકમ વિશેષ તેઓ લેતા તેથી ઘણા ખેડુતો પોતાના ઢોરઢાંકને વેચીને જમીન છોડી જતા.'

આ હકીકત જો કે સર્વ રીતે ખોટી નહોતી, છતાં તે અપવાદ દાખલ છે. પાછળથી જીતેલા પ્રાંતોમાં ઘણી અંધાધુની હતી, પરંતુ જૂના પ્રાંતોમાં સઘળાં કામ સરળ રીતે ચાલતાં એમાં સંશય નથી. તેમજ અકબર અને રાજા ટોડરમલ્લે રૈયતના કલ્યાણ માટે ઘણાં કામ કર્યાં હતાં, તેથીજ તેમનાં નામ ચિરસ્મરણીય થયેલાં છે.

૫. **લશ્કરની વ્યવસ્થા**—અકબરની રાજ્યવ્યવસ્થા સરળ રીતે ચાલવા માટે રજપૂતો સાથે કરેલા શરીર સંબંધ કરતાં બીજી અનેક બાબતો કારણભૂત થઈ હતી. અકબરની લશ્કરી વ્યવસ્થા તે વખતના ધોરણે ઘણી સારી હતી. તેણે રજપૂત રાજાઓને પોતાના લશ્કરમાં મોટી મોટી જગાઓ આપી હતી. રજપૂતોને બીજું કાંઈજ જોઈતું નહોતું. લશ્કરી કામ સોંપ્યાથી તેઓ તદ્દન ખુશ રહેતા. એમ છતાં બાદશાહના પોતાના કુટુંબ બહાર પોતાનું એવું કોઈ ન હોય ત્યારેજ રજપૂતોને જગા આપવા માટે સવડ થતી. પાંચ હજાર ઉપર ફોજ રાખનાર સરદારને 'અમીર'ની સંજ્ઞા આપવામાં આવતી. પાંચ હજારથી ઓછા માણસ રાખનારને 'મનસબદાર' કહેતા. આ સિવાય નીચેના દરજાના નાના નાના અમલદાર ઘણા હતા. તેમજ અહદી નામના છુટક છુટક ચાકરો રહેનારા માણસ પુષ્કળ હતા. અમીર અને મનસબ-દારની સંખ્યા આશરે ૪૧૫ હતી. નીચેના દરજાના સરદારો સુમારે ૧૪૦૦ હતા. શાહજાદો સલીમ ૧૦૦૦૦ નો અમીર હતો, બીજો છોકરો મુરાદ ૮૦૦૦ નો અને ત્રીજો દાનિયાલ ૭૦૦૦ નો સરદાર હતો. શાહજાદા સિવાય બીજા કોઈને પાંચ હજાર ઉપરની જગા એકદમ મળતી નહિ. સલીમનો પુત્ર ખુશરૂ ૫૦૦૦ નો અમીર હતો. મનસબદારનો પગાર દર મહિને રૂ. ૧૫૦

થી કમી અથવા ૭૦૦ થી વધારે નહોતો. અમીરનો પગાર ૭૦૦ થી વધારેનો હતો. અમીર અને મનસબદારોની સંપૂર્ણ યાદી ઐન-ઈ-અકબરીમાં આપેલી છે, તે ઉપરથી એવું જણાય છે કે હિંદુસ્થાનમાંના મુસલમાનોને ઉંચા દરજાની જગો ઝાઝી મળતી નહોતી. ઘણી ખરી જગાઓ ઇરાની, તુર્ક કે આરબ લોકોને આપવામાં આવતી, તેમજ એકંદર ૪૧૫ માણસો પૈકી ૫૧ હિંદુ હતા. શાહજહાનના વખતમાં ૬૦૯ મનસબદાર હોઈ તે પૈકી ૧૧૦ હિંદુ હતા.

પહેલાં લશ્કરી અમલદારોના ખર્ચ માટે જાગિરો વહેંચી આપવામાં આવતી, તેથી લશ્કર રાખવાની પોતાની જવાબદારી પાર ન પાડતાં રૈયત પાસેથી માત્ર પૈસા જબરાઈથી તેઓ કઢાવતા. આ વ્યવસ્થા બંધ કરીને અકબરે બની તેટલી રોકડ નિમણુકો બાંધી આપી. પગાર આપતા પહેલાં પ્રત્યેક સરદારે નિમણુંક પ્રમાણે માણસ રાખેલા છે કે નહિ એ દર્શાવવા માટે અકબરે હાજરી પત્રક રાખવાની ફરજ પાડી. તે પત્રકમાં પ્રત્યેક શખસના ચહેરા ઉપરની નિશાનીઓ દાખલ કરવી પડતી. ઘોડાની સંખ્યા બરાબર રહે અને અદલબદલ ન થાય તેટલા માટે તેમના ઉપર રાજચિહ્નનો ડામ દેવામાં આવતો. લશ્કરમાં જોઇતા બીજા જનાવરોનાં અને તેમજ સામાનનાં પત્રકો રાખવાનો અકબરે વહીવટ દાખલ કર્યો હતો. પ્રત્યેક મનસબદારો સ્વારોથી નીમે ભાગ પાયદળ રાખવું, અને તેમાંના ચતુર્થાંશ બંદૂકવાળા અને બાકીના તિરંદાજ હોવા જોઈએ, એવી વ્યવસ્થા હતી. અકબરની એકંદર ફોજની સંખ્યા કેટલી હતી તે જણાતું નથી. એમ છતાં તે લગભગ બે લાખ જેટલી હશે એવું અનુમાન કરી શકાય છે.

જો કે અકબરે એટલો બધો બંદોબસ્ત કર્યો હતો, છતાં તેના લશ્કરની વ્યવસ્થા સંપૂર્ણ થઈ નહોતી. સરદાર લોકો માણસો અને જનાવરોની ખોટી હાજરી ભરતા, અને ગમે તે રીતે તેમને જુઠું કરવાને સવડ મળતી. વિશેષ તો શું, પણ પટામાં દાખલ કરેલી સંખ્યાનો ફક્ત એકજ તૃતીયાંશની કાગળ ઉપર હાજરી ભરાતી અને બાકીના લોકો હાજરીની વખતે માત્ર સંખ્યાની ભરતી માટે લાવવામાં આવતા. પટામાં ૫૦૦૦ ની સંખ્યા હોય ત્યારે ખુદ

નોકરીમાં રાખેલા માણુસ ૫૦૦ જ હોય એમ વારંવાર બનતું. તે ઉપરાંત સરદારગીરી મળવી એ કેવળ બાદશાહની મરજી ઉપર હોવાથી હમેશાં સારાજ માણસોની પસંદગી થતી નહિ. એકંદરે તે વખતના ધોરણે અકબરે લશ્કરમાં ઘણોજ સુધારો કર્યો હતો. માંહોમાંહેની ફાટફૂટને લીધે તેની વ્યવસ્થા સારી રીતે ટકી નહિ. મોગલ સંજ્ઞાવાળા લોકો રંગે ગોરા હોઈ પરદેશથી આવેલા હતા. તેમનામાં વંશપરંપરાનો ગુણ કાંઈ નહોતો. ઈરાની, તુર્ક, આરબ વગેરે ગમે તે જાતનો મનુષ્ય હોય, છતાં તે રંગે ગોરો હોય તો તે મોગલ ગણાતો, અને આવાજ લોકોને બાદશાહ ઉંચા દરજ્જાની જગો આપતો. અમીરના દરજ્જાવાળામાંથીજ કેટલાકોને વજીર, સુબેદાર વગેરેની જગો આપવામાં આવતી. આ મોગલો બે ત્રણ પેઢી હિંદુસ્થાનમાં રહ્યા એટલે તેમનો વર્ણ બદલાતો, એટલે પછી તેમના વંશજોને જગો મળતી નહિ, અર્થાત્ તેમને હલકી જગાઓ સ્વીકારીને રહેવું પડતું. તેવીજ રીતે ગોરા પરદેશીય લોકોને જાગીરો વગેરે મળતી, છતાં તે વંશપરંપરા ચાલતી નહિ. જાગીર સંપાદન કરનાર શખસ મરણ પામ્યા બાદ તેના વારસને નાની સરખી નિમણુંક આપીને જાગિર ખાલસા કરવાનો વહીવટ હતો.

પરંતુ મોગલ સરદારોની આ વ્યવસ્થા રજપૂતોને લાગુ કરેલી નહોતી. રજપૂતો માટે કરેલો પ્રત્યેક નિર્બંધ વંશપરંપરા ચાલતો. તેમને નોકરી માટે વંશપરંપરાની જાગિરો નીમી આપેલી હતી. રજપૂત સિપાઈ પોતાના માલિકની નોકરી કરતો, અને તે માલિક રાજાની તહેનાતમાં રહેતો, અને આવા રાજાઓ સાર્વભૌમ દિલ્લીપતિના માંડલિક હતા. આ પદ્ધતિ મૂળથી ચાલતી આવેલી હોઈ, તે અકબરે ફેરવી નહોતી. પ્રથમ રજપૂત રાજાઓને અકબરની નોકરી કરવાનું રૂચ્યું નહિ, પણ તેણે સૂચવેલી વ્યવસ્થા બન્નેને હિતકારક હતી. રજપૂત રાજાઓને તેણે અમીરના દરજ્જે ચઢાવ્યા ત્યારે તેઓ તેની નોકરી એકનિષ્ઠાથી કરવા લાગ્યા હતા. જે પ્રાંતમાંથી ફોજની કૂચ થતી, તે પ્રાંત ઉજ્જડ થતો હતો. આ કારણથી થયેલું ખેડૂતનું નુકસાન ભરી આપવાનું અકબરે ઠરાવ્યું હતું.

આ પ્રમાણે મોગલ અને રજપૂત એવી બે ફોજો અકબરની પાસે હતી.

તે પૈકી મોગલ લોકો ભાડુતી માણસોની પેઠે ચાલ ચલાઉ કામ કરતા. રજપૂત લોકો વંશપરંપરાથી અનેક પેઢીઓ પર્યંત કામ કરતા આવેલા હતા. આથીજ આ બન્ને જાત વચ્ચે સ્નેહભાવ હોવો શક્ય નહોતો. તેવો સ્નેહભાવ ઉત્પન્ન કરવાનો અકબરે પ્રયત્ન કર્યો નહોતો એમ નથી. આખી મોગલ બાદશાહીના ઇતિહાસમાં રજપૂત અને મોગલો વચ્ચેનું પરસ્પરનું વૈમનસ્ય, અને તે બન્નેની વઢવાડને લીધે અફઘાન લોકોએ આગળ ધપવાના કરેલા પ્રયત્ન, એ બન્ને બાબતો વિશેષ મહત્ત્વની છે.

૫. **રાજ્યકારભારમાં અવાંતર**—પેટા સુધારા ડહાપણથી અને ઉદાર વૃત્તિથી રાજ્ય કરવાની ઇચ્છા રાખનાર રાજાએ અકબરનો દાખલો લેવા જેવો છે. જમીન મહેસુલને લગતી વ્યવસ્થા જે પાછળ વર્ણવેલી છે, તેમાં સરકારી મહેસુલનો બોજો સર્વે ઉપર સરખો પડે, એ અકબરની વ્યવસ્થાનો ખાસ ગુણ હતો. વૃષ્ટિ ઓછી થતી અથવા દુષ્કાળ પડતો ત્યારે સરકારનું મહેસુલ સઘળું અથવા તેનો અમુક અંશ પણ તે માફ કરતો. પહેલાંના અનેક અનિયમિત કર તેણે સઘળા માફ કર્યા હતા. સઘળા રાજ્યમાં તેણે મુકરર વજન અને માપ ચાલુ કર્યાં હતાં. સરકારી અમલદારોને રૈયત તરફથી બક્ષિસો વગેરે કેટલીક ચીજો મળતી, તે સર્વ અકબરે બંધ કરીને સઘળા અમલદારોને નિયમિત પગાર બાંધી આપ્યા હતા. આથી તેમના તરફથી રૈયત ઉપર થતો જુલમ બંધ થયો હતો. સઘળાં ખાતાના નિયમ ઠરાવી દીધાથી અધિકારીઓનું સ્વેચ્છિક વર્તન તદ્દન બંધ થયું હતું. ઉદાહરણ તરીકે આવા કેટલાક નિયમોનો સાર અત્રે આપીશું.

**સુબેદાર**—એણે લોકોના સુખ તરફ વિશેષ લક્ષ આપવું જોઈએ. વિચાર કર્યા સિવાય કોઈને દેહાન્ત શિક્ષા કરવી નહિ; ન્યાય માગવા માટે આવનારને વિલંબ કરીને હેરાન કરવો નહિ. દુઃખી સ્થિતિમાં આવી પડેલાની હકીકત સાંભળી લેવી અને તેને શિક્ષા કરવી નહિ, અને હમેશાં રસ્તાઓ ઉપર રક્ષણ માટે બંદોબસ્ત રાખવો. ‘ઉદ્યોગી ખેડૂતોનો મિત્ર’ એવી લોકોના મનપર પોતાના વિષે છાપ પાડવી.

**કાજી** ( ન્યાયાધીશ )—લોભ અને પક્ષપાતના દુર્ગુણોને તેણે પોતાને

સ્પર્શ પણ થવા ન દેવો; ગુન્હેગાર કોણ અને નિરપરાધી કોણ, એનો સૂક્ષ્મ રીતે નિકાલ કરીને તે પ્રમાણે પોતાનું વર્તન પણ તેણે શુદ્ધ રાખવું.

**કોટવાળ**—એની વર્તણુંક ચોકખી અને પ્રામાણિકપણાની હોવી જોઈએ. જે નિરૂદ્યોગી હોય તેમને કોઈ રીતે ઉદ્યોગે વળગાડવા. કમી વજનનાં નાણાં સરકાર ભરણામાં આવે તો જેટલું વજન કમી હોય તેટલા પુરતીજ વિશેષ રકમ લેવી, અને તેથી વધારે ન લેવી. લોકોમાં મદ્યપાન બંધ કરવાની સખત તજવીજ રાખવી. પણ એમ કરતાં લોકો ગુપ્ત સ્થળે શું કરે છે તે જાણવાની આતુરતા રાખવી નહિ. ધણીના શબ સાથે સતી થવાની કોઈ વિધવાની ઇચ્છા ન હોય તો તેના ઉપર લોકોનો જુલમ થવા દેવો નહિ.

**મુલકી કામદાર.**—પોતે ખેડૂતોનો નિકટનો અને જીવલગ મિત્ર છે એમ તેણે સર્વદા મનમાં રાખવું. ખેડૂતો સાથે સઘળો વ્યવહાર પોતે કરવો, અને વચ્ચે મધ્યસ્થ માણસની જરૂર પડવા ન દેવી. ખેડૂતોને જરૂરના પ્રસંગે કરજાઉ નાણાં આપવાં, અને તે આગળ સવડે સવડે પાછાં વાળી લેવાં. ઠરેલી રકમ કરતાં વિશેષ મહેસુલ વસુલ ન થાય એવી ખબરદારી રાખવી. મહેસુલ એકઠું કરવાના કામમાં બળાત્કાર કરવો નહિ, કેટલાક નિરર્થક અને ત્રાસદાયક કરો છે, તે વસુલ ન કરવા.

આ લાંબાલચક નિયમોનો માત્ર સાર છે. એ પૈકી કેટલાક નિયમોની અસલ પ્રત આજે મળી આવે છે. ઘણે અંશે એ નિયમો પળાતા હતા, એમાં સંશય નથી. પોતાને શું કરવાનું છે તે ચોક્કસ રીતે પોતાની નજર આગળ રાખીને અકબર હમેશાં વર્તતો હતો એટલું તો નિર્વિવાદ છે.

**ન્યાય.**—મીર આદિલના ખિતાબવાળો મુખ્ય ન્યાયાધીશ અને એક કાજી એવા બે અમલદારો સઘળા કજીયાનો નિકાલ કરતા. કાજીનું કામ કાયદા બતાવવાનું અને મીર આદિલનું કામ નિકાલ આપવાનું હતું. મુસલમાની ચાલ અને મનુના કાયદાનો આધાર લઇને અકબરે સઘળા અપરાધો માટે શિક્ષા ઠરાવેલી હતી. પોલિસનો બંદોબસ્ત ભીલ, કોળી, વર્ગના લોકો તરફથી રાખવામાં આવતો. તેમના ઉપર કોટવાળની દેખરેખ રહેતી. ગામડાંની પોલિસની વ્યવસ્થા ગામ પંચાયતને સોંપેલી હતી.

પોતાની આગળ આવનાર અમીરમંડળે સેજદો—નમસ્કાર કરવા એવો હુકમ અકબરે કાઢયો હતો, પણ તે ઘણા દિવસ ચાલ્યો નહિ. એકંદરે અકબરનો અધિકાર અનિયંત્રિત હતો; અને તેના પ્રાંતિક સુબેદારો પણ અનિયંત્રિત અધિકાર વાપરતા હતા. પાપાચરણ ન કરવા માટે તેમને બાદશાહની ભીતિનીજ માત્ર અંડચણ લાગતી હતી. બાદશાહને પોતાને મરજીમાં આવે તેવું વર્તન ન કરવા માટે ફંદફિતૂર થવાનીજ માત્ર કાંઇક ભીતિ રહેતી. બાદશાહ ઉપર દાબ રાખનારૂં ઉલમા મંડળ અકબરે ઉડાવી દીધું, ત્યારથી લોકોના હાથનો સઘળો અધિકાર જતો રહ્યો, અને આખી મોગલ બાદશાહીમાં યથાસ્થિત સ્વેચ્છાચાર ચાલુ થયો. રાજ્યકારભારની તપાસ રાખવા માટે તે વજીર નીમતો, પણ બાદશાહના હાથમાં સઘળી સત્તા હોવાથી તેનું કાંઇ ચાલતું નહિ. કોઇ કોઇ વખતે અકબર વરિષ્ટ પ્રધાનોનું મંડળ એકઠું કરતો, તેમાં વિશેષે કરીને મુખ્ય પ્રધાન અને હીસાબી તથા ટપાલ ખાતાના મુખ્ય અધિકારી હતા. આ સિવાય બીજાઓને બાદશાહ કારણ પરત્વે બોલાવતો. એકંદરે બહેરામખાન અને અબુલફજલ સિવાય બીજાઓનું બાદશાહ ઉપર કાંઇજ વજન પડયું નહોતું.

અકબર પોતાનો સમય કેવી રીતે ગાળતો તે જાણવા માટે તેની ત્રણ ખાસ સંસ્થા જાણી લેવી જોઇએ. તે સંસ્થા તે ઝરૂખો, દરબાર અને ખુશાલખાનું હતાં. ઝરૂખો એટલે મહેલની પછવાડે એક બારી હતી. આ સ્થળે દરરોજ સવારમાં આવીને અકબર સૂર્યની પૂજા કરતો, અને અકબરને પોતાને વંદન કરવા માટે નીચેના મેદાનમાં ભક્ત મંડળનું ટોળું એકઠું થતું. આ વિધિ પુરો થયા બાદ ફરીથી એક બે કલાકે તે તે ઝરૂખા પાસે આવતો, જે વેળા નીચેના મેદાનમાં કેટલાક કુસ્તી વગેરેના ખેલ ચાલતા. લશ્કરની તપાસ કરીને કવાયત જોવાનું કામ પણ તે આજ વખતે કરતો. મહેલની આગલી બાજુએ મોટા ઓરડામાં તે દરબાર ભરતો. તે સ્થળે અકબર દરરોજ આવીને ગાદી ઉપર બેસતો, સર્વેની મુલાકાત લેતો, લોકોની અરજ સાંભળતો, ન્યાયસંબંધી વિચાર કરતો, અને માંડલિક રાજા તથા પરદેશના વકીલ અને અમીરોની મુલાકાત લેતો. દરબારના સઘળા મોટા મોટા ગૃહસ્થોને આ દરબારમાં

અને ઝરૂખા પાસે હાજર રહેવું પડતું.

ખુશાલખાનું સ્વતંત્ર જગોએ હતું. ત્યાં દરરોજ સાયંકાળે ખાસગી મંડળ એકઠું થતું, અને રાજાની કેટલીક ગુપ્ત ગોષ્ટીનાં અને ભાંજગડનાં કામ ચાલતાં. તેવાં કામ ન હોય ત્યારે બીજા સામાન્ય વિષયો ઉપર ચર્ચા થતી. મુસલમાનો કરતાં હિંદુ અને વિશેષે કરીને રજપૂત લોકો ઉપર અકબરની વિશેષ પ્રીતિ હતી, અને આગળ કહ્યું છે તેમ અફ્ઘાન અને મોગલોના ટંટામાં રજપૂતોને પોતાના પક્ષમાં લઇને તેણે રાજ્યને મજબૂત બનાવ્યું હતું.

અકબરની સ્વારી બહાર ફરવા નીકળતી ત્યારે તેની છાવણીનો દેખાવ એકાદ મોટા આબાદ શહેરના જેવો દેખાતો. તેની સ્વારીનું એક મોટું શહેર બની રહી, રાજધાનીની પેઠે સઘળી સોઈ તેમાં રહેતી. નોકર, ચાકર, વેપારી, જનાવરો, વગેરે સઘળું તેની સાથે ફરતું. અકબર પાસે ઘણા પ્રકારના સિક્કા હતા, અને તેમાંનો કયો કયા પ્રસંગે ઉપયોગમાં લેવો એ ઠરેલું હતું. કોઠાર અથવા રસોડાની ઝીણી ઝીણી બાબતોમાં પણ અકબરનું લક્ષ પહોંચતું હતું. આ ખાતાં ઉપર તે સારા વિશ્વાસુ અને ઈમાની માણસોની નિમણુક કરતો. પોતાની આગળ પીરસી આણેલું અન્ન પ્રથમ ચાખી જોવા માટે તેણે માણસો નીમેલા હતા. અન્ન રંધાતાં તેના ઉપર સખ્ત પહેરો રહેતો. તેણે એવો નિયમ ઠરાવ્યો હતો કે, બાદશાહના ઉપયોગમાં જે જે તાંબાનાં વાસણ આવે તેને મહિનામાં બે વખત કલાઈ કરાવવી, અને જનાનખાનાના અને શાહજાદાઓના ઉપયોગમાં આવનાર વાસણોને મહિનામાં એક વખત કલઈ કરાવવી. આ ઉપરથી તેનું અવલોકન કેટલું સૂક્ષ્મ હતું એ જણાઈ આવે છે. તે ગંગાનું પાણી પીતો, અને તે ઠંડું કરવા માટે તે સૂરાખારનો ઉપયોગ કરતો. પાણી અને પાણી પીવાનાં વાસણો તે મહોરબંધ રખાવતો હતો. તેજ પ્રમાણે બાગ અને દારૂખાના ઉપર સખત પહેરો રહેતો. રાજકુટુંબોના પુરૂષોના જીવ લેવા માટે વારંવાર કાવતરાં થતાં, તેથી આવા નિયમોની વિશેષ જરૂર હતી.

આરંભમાં અકબરે ક્રૂર આચરણ કર્યું હતું, છતાં પાછલા વયમાં તેણે કરેલાં પ્રજાહિતનાં અનેક કામ જોતાં તેના દોષને ક્ષમ્ય ગણવા જોઈએ છે.

લડાઈમાં પકડાયલા માણસોને ગુલામ બનાવવાનો ચાલ તેણે બંધ કર્યો હતો. આગળ કહ્યું છે તેમ પોતાની કારકીર્દિના આઠમા વર્ષે યાત્રાળુઓ ઉપરનો અને નવમા વર્ષે જિઝિયા કર કાઢી નાંખી, કરનો બોજો સરખો આવે તેવા હેતુથી તેણે સઘળા રાજ્યની વસ્તીની ગણત્રી કરાવી હતી.

પોતાની રૈયતનું નૈતિક વર્તન સુધારવાની અકબરને ઘણી ઇચ્છા હતી. તેણે વ્યાભચાર બંધ કરવા માટે અનેક ઉપાય કર્યા હતા, અને મદ્યપાનના હદ બહારના ઉપયોગ માટે શિક્ષા ઠરાવી હતી. છોકરો સોળ વર્ષનો થતાં સુધી, અને છોકરી ચૌદ વર્ષની થતાં સુધી તેમનાં લગ્ન ન કરવાં એવો તેણે કાયદો કર્યો હતો. હિંદુ વિધવાઓને માટે પુનર્વિવાહની બંધી તેણે કાઢી નાંખી હતી. મુસલમાનોએ અનેક સ્ત્રીઓ કરવાની અને હિંદુઓની સ્ત્રીઓને સતી કરવા માટે સખતાઈ કરવાની તેણે મના કરી હતી. તેમજ વૃદ્ધ સ્ત્રીઓએ તરૂણ પુરૂષ સાથે લગ્ન ન કરવું, અને વરવહુની સંમતિ સિવાય કોઇનું પણ લગ્ન ન થાય, એવું તેણે ઠરાવ્યું હતું. આ ઉપરથી ઓગણીશમા સૈકાની સામાજિક સુધારણાનું સ્વપ્ન અકબરને અગાઉથીજ આવ્યું હતું એમ જણાય છે. એકંદરે આ બાબતમાં અકબર વિશેષ ફાવી શક્યો નહિ, એ બિના તે કાળના ધોરણે ઝાઝી આશ્ચર્યકારક નથી.

પોતે કરેલી અને બોલેલી દરેક વાત લખી લેવા માટે તેણે લેખક નીમ્યા હતા. આ લેખને બાદશાહી તવારીખ કહેતા. મોટા મોટા શહેરોમાં અને બહારના પ્રાંતોમાં વિશેષ વર્તમાન શા આવે છે, તે લખી જણાવવા માટે તે પોતાના અમલદાર નીમી મોકલતો, અને તેમની પાસેથી આવેલી બાતમીઓનો આ તવારીખમાં સંગ્રહ કરવામાં આવતો. મહેલમાં તેણે એક ઘંટા ટાંગી રાખી હતી. તેની સાંકળ બહાર દેવડી ઉપર હોઈ, તે ફાવે તેણે તાણવાથી બાદશાહને લાગલીજ ખબર પહોંચતી. અકબર સ્વભાવે ઘણો શોધક હોઈ, ખાસ ઘણો ખર્ચ કરીને ગંગાના મૂળનો તેણે શોધ કરાવ્યો હતો. છોકરાંની જન્મ સાથે પ્રવૃત્તિ કયા ધર્મ તરફ છે તે જાણવા માટે તેણે કરાવેલા એક પ્રયોગ વિષે પાછળ વાત આવીજ ગઈ છે.

મુસલમાન ફકિરોને અન્ન આપવાનાં સ્થાન પહેલાં હતાંજ. તે ઉપરાંત

ગોમીપુરા નામનો એક નવીન ભાગ આગ્રાની બહાર વસાવીને ત્યાં મુસલમાનોની પેઠે હિંદુ અતીત, અભ્યાગતોના ભોજન અને ઉતારાની તજવીજ અકબરે કરાવી હતી.

અકબરમાં ચિત્રકળા વિષે ઉંચ પ્રકારની માર્મિકતા રહેલી હતી. પહેલેથી ઉત્તેજન આપીને આ કળા તેણે ઘણી સુધારી હતી. જુદા જુદા ચિતારા લોકો ચિત્રો કાઢીને તેની પાસે મોકલતા, અને દર અઠવાડિયે બાદશાહ આગળ તેમનું પ્રદર્શન થતાં દરેકને યોગ્યતા પ્રમાણે બક્ષિસ મળતી. તેના દરબારના અઢાર નામાંકિત ચિતારાઓના નામની નોંધ અબુલફજલે આપેલી છે. પુસ્તકોમાં ચિત્રો દાખલ કરીને તેમાંના વિષયને મનોરંજક અને સ્પષ્ટ કરવાનો રિવાજ આ વખતે પડયો હતો. મોટા મોટા પુરૂષોની તસ્વીરો કાઢીને તેમનું પુસ્તક બાંધીને રાખ્યું હતું. અકબરે એવું કહેલું છે કે, 'ચિત્રકારમાં પરમેશ્વરને ઓળખવાની એક વિશેષ શક્તિ હોય છે. એકાદું આબેહુબ ચિત્ર કાઢયું, એટલે તેમાં જીવ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય પોતામાં નથી, અને તે પરમેશ્વરમાંજ છે, એ વાત ધ્યાનમાં આવતાં પોતાની ન્યૂનતા અને પરમેશ્વરનું મહાનપણું નજર આગળ ખડું થાય છે.' ગાયનનો પણ અકબરને ઘણો શોખ હોઈ, તે કળાની તેને ઉભય માહિતી હતી. રાતે ઉંઘ જલદી ન આવે તે માટે ઉભય ઉપાય ગાયન છે એમ અકબર માનતો.*

ફૈજીના પુસ્તકાલયમાં ૪૬૦૦ હસ્તલિખિત પુસ્તકો હતાં. અકબરનો

---

* અકબર બાદશાહ દરિયામાં દરબાર ભરતો રહેતો. આવા એક દરબારનું ચિત્ર ના. લૉર્ડ હાર્ડિંગને મળતાં વિક્ટોરિયા મેમોરિયલ એક્ઝિબિશનને તેમણે એનાયત કર્યું છે. નાની 'બોટો' એવી દરબાર માટે કામમાં આવતી એવું દીસે છે. જ્યાં જરૂર પડતી ત્યાં બોટોને એક બીજા સાથે સીકડી રાખવામાં આવતી. દરેક બોટપર ભારે શણગાર થતો. વચલી બોટમાં નામ૦ શહેનશાહ અકબર બીરાજતો. મુખ્ય રાજ્યકીય અમલદારો, ઘોડાઓ અને હાથીઓ તેવી દરબારની ભવ્યતામાં મોટો વધારો કરતા.

(જુઓ સાંજવર્તમાન, તા. ૧૮ મી નવેમ્બર સન ૧૯૧૧ નો અંક.)

(અનુવાદક.)

પુસ્તક સંગ્રહ એથી પણ મોટો હતો. અબુલફજલનો સંબંધ થયા પછી અકબરની વર્તણુંકમાં અત્યંત ફેર પડયો હતો. એકંદરે અબુલફજલે પોતાના અધિકારનો દુરૂપયોગ કર્યો હતો એમ કહી શકાય નહિ. શહા નવાજખાન નામના ગૃહસ્થે એવું લખેલું છે કે, ઘણા લોકો કહે છે કે, 'અબુલફજલ નાસ્તિક હતો.' આમ કહેવા કરતાં તે અદ્વૈતવાદી હતો એમ કહેવું યોગ્ય છે. તે ઘણા મોટા મનનો હોઈ સર્વ પ્રકારના લોકો સાથે સ્નેહભાવથી વર્તવાની ઇચ્છાવાળો હતો, એમાં સંશય નથી. શત્રુ સાથે તે ઉદારપણે વર્તતો. તે મનનો નિર્મળ હતો. રાજ્યનાં કામ કરવામાં તેનું વર્તન ચોકખું, નિઃસ્પૃહ, અને પ્રામાણિક હતું. તેની લેખનશૈલી ઘણી મોહક હતી. 'અકબરના બાણ કરતાં ફજલની કલમથી લોકો વિશેષ બ્હીતા હતા.' અબુલફજલ અકબરનો ઉત્તમ મુત્સદ્દી, રાજ્ય ભક્ત અને ઇમાની નોકર, ઉદાર સહાયક, અને સન્માનનીય મિત્ર હતો. અકબરની કીર્તિ વધવામાં ઘણે અંશે તેજ કારણ થયેલો છે.

૯. **આગ્રા અને સિક્રીનાં બાંધકામો**—અકબરે બંધાવેલી ઇમારતો ઝાઝી નથી. આગ્રા અને અલાહાબાદના કિલ્લા તેણે બંધાવ્યા હતા. ફતેહપુર સિક્રીની મસીદ અને રાજમહેલ જોવા લાયક છે. દિલ્હીમાં હુમાયુનની કબર અકબરેજ બંધાવી હતી. શાહજહાન જેવો કળાકૌશલ્યનો આશ્રયદાતા નીપજ્યા હોત, તો આ કામમાં અકબરની કીર્તિ ઝાઝી થઈ નહોત. પહેલાં આગ્રાનો કિલ્લો હલકી ઇંટોનો હતો. ત્યાંનો લાલ પત્થરનો મજબૂત અને જોવા લાયક કિલ્લો અકબરે બંધાવ્યો હતો. અને ત્યાંની મોટી મોટી સુંદર ઇમારતો પાછળથી શાહજહાને તૈયાર કરાવી હતી. અકબરે સ. ૧૫૬૫ માં કાસિમખાન નામના સરદારને આ કિલ્લાનું કામ સોંપ્યું હતું. તે કામમાં આઠ વર્ષ અને બત્રીશ દિવસ લાગ્યા હતા. તેમાંના લાલ પત્થરના સાંધા લોઢાની કડીઓથી જોડેલા છે. આગ્રા, ફતેહપુર સિક્રી, અને લાહોરમાં અકબરનું ઘણે ભાગે રહેવું થયું હતું.

સલીમના જન્મથી ફત્તેહપુર સિક્રીનો ઉદ્દભવ થયેલો છે. સ. ૧૫૬૮ના ફેબ્રુઆરીમાં ચિતોડગઢ પડયો, તે સમયના ભયંકર પ્રલયમાં લાખો માણસો મૃત્યુ પામ્યા તે માટે અકબરને ઘણું દુઃખ થયું. અને તે પાપને ધોવા માટે તે

પોતે મૈમુદ્દીન ચિસ્તી નામનો સાધુ બનીને અજમેર ગયો હતો, અને ત્યાં પીરના દર્શને પગે ચાલીને ગયો હતો. લોકોના જીવનો ભોગ લીધા બાદ પાપનું નિવારણ કરવાનો આ માર્ગ અકબરને ઠીક જડ્યો હતો, કારણ કે ગમે તે સ્વારીમાંથી પરવાર્યા બાદ ફુરસદ મળતાં તે અજમેર પીરનાં દર્શન માટે વારંવાર જતો હતો. તેમજ પોતાને પુત્ર થાય તે માટે ઠેકાણે ઠેકાણે બાધા રાખતો. પ્રથમ બે જોડિયા પુત્ર તેને થયા પણ તે તુરતજ મરણ પામ્યા, બાદ તેને કોઈએ કહ્યું કે સિક્રીમાં શેખ સલીમ ચિસ્તી નામે એક સાધુ રહે છે. સિક્રી ગામ આગ્રાની નૈઋત્યે ૨૨ માઈલ ઉપર છે. ત્યાં તે સાધુનાં દર્શન કર્યાં ત્યારે તેને છોકરો થશે એવો આશીર્વાદ તેણે આપ્યો. કેટલેક દિવસે તેની અંબરવાળી રાણી ગર્ભવતી થઈ. પ્રસૂતિના દિવસ નજીક આવ્યા, ત્યારે અકબરે તેને તે સાધુને ઘેર લઈ જઈને જ રાખી. ત્યાંજ તેને પુત્ર પ્રસવ્યો, અને તેનું નામ તે સાધુના નામ ઉપરથી સલીમજ રાખવામાં આવ્યું. ત્યારથી વારંવાર સિક્રી જવાનું અને ત્યાં દશ વીશ દિવસ રહેવાનું ચાલુ થયું. તે વખતે ત્યાં રહેવા માટે અડચણ પડવા લાગ્યાથી, અકબરે ત્યાંની એક ઉંચી ટેકરી ઉપર પ્રથમ એક મહેલ બંધાવ્યો, અને તે સાધુએ એક ઉત્તમ મસીદ બંધાવી. પછી દરબારની બીજી મંડળીએ પોતપોતાનાં રહેવાનાં મકાનો ત્યાં કરાવ્યાં, અને આવી રીતે નવીન શહેર વસ્યું. તેને અકબરે છોકરાના જન્મની યાદગીરીમાં 'ફતેહપુર સિક્રી' નું નામ આપ્યું, અને આસપાસ સુંદર અને મજબૂત કોટ બંધાવ્યો.

અકબરના વખતમાં સિક્રીનો વૈભવ અનુપમ હતો. આજ પણ ત્યાંનો શાન્ત અને ભવ્ય દેખાવ જોઈને મનને વિશ્રાન્તિ મળે છે, અને મનુષ્ય-જીવનના ખેલ કેવા સ્વપ્નવત્ હોય છે એની ખાત્રી થાય છે. સિક્રીનો કિલ્લો આજે પણ સારો છે. તેનો ઘેરાવો ૭ માઈલ હોઈ તેને મોટા દરવાજા છે. ત્યાંના મહેલ, મસીદ, સાધુ સલીમ ચિસ્તીનું ધોળા આરસપહાણનું દેવળ, ત્યાં નકશીકામ, અને સુંદર રંગનાં ચિત્રો, ઇત્યાદિ દેખાવો જોઈને પ્રાણ વિનાના શરીરની મૂર્તિમાન કલ્પના નજર આગળ ઉભી થાય છે. ફક્ત ચૌદજ વર્ષ સિક્રીની આવી જાહોજલાલી રહી હતી. વિલ્યમ ફિચ્ચ સ. ૧૬૧૦માં

સિક્રી ગયેલો, ત્યારે 'રાત્રે ત્યાં રહેતાં બ્હીક લાગે છે,' એમ તે કહે છે. અકબરે સ્થાપેલા આ સુંદર શહેરમાં નિવાસ કરવાની પછીથી કોઈની છાતી ચાલી નહિ. ત્યાં પાણીની મુદ્દલ સવડ ન હોવાથી અકબરને તે છોડી દેવું પડ્યું હતું. એમ છતાં પૃથ્વી ઉપરના એક મહાન્ બાદશાહનું પ્રત્યક્ષ સ્મરણ કરી લેવું હોય તો અવશ્ય એકવાર સિક્રીનું દર્શન લેવું જોઈએ. અકબરનું સ્નાનગૃહ, શય્યાગૃહ, અબુલફજલ વગેરે મંડળીનાં રહેવાનાં સ્થાન વગેરેમાં આજ આપણાથી ફરી શકાય છે. ત્યાંની ભીંતો ઉપરનાં સુંદર અને સોનેરી ચિત્રો, અને રંગમાં લખેલી ફારસી કવિતા જોઈને આંખનું સાર્થક થયેલું લાગે તેમ છે, 'ઇબાદતખાના' નામનું વ્યાખ્યાન મંદિર અહિંજ છે. તેને ચાર મોટા ઓરડા છે. દર ગુરૂવારનો ધાર્મિક વાદવિવાદ આજ મંદિરમાં થતો. આ સ્થળેજ આગળ કહ્યું છે તેમ સર્વ ધર્મના મોટા મોટા વિદ્વાન્ અને સાધુઓને અકબરે તેડાવી રાખ્યા હતા, અને અહિંજ તેમના સમાગમમાં કેટલીક વખત તેની રાતો ને રાતો ચાલી જતી. જે નવીન કવિ, સાધુ કે વિદ્વાન્ પુરૂષ અકબરની મુલાકાતે આવતો તેનો નિવાસ આ મંદિરમાં થતો, અને અહિંજ આવીને બાદશાહ તેની મુલાકાત લેતો. ઘણે ભાગે દરરોજ કોઈને કોઈ નવીન માણસ આવ્યા વિના રહેતો નહિ. તેમને પોશાક, બક્ષિસ, નજરાણું વગરે આપીને અકબર તેમની સંભાવના કરતો. શેતરંજના પટ ઉપર પ્યાદાંને બદલે પ્રત્યક્ષ સ્ત્રીઓને ખડી કરીને રાણીઓ સાથે મેડા ઉપર બેસીને અકબર ખેલતો હતો. આ ભવ્ય અને વિચિત્ર પટ અને તે સામે આવેલા ઉપલા મજલા ઉપરનો રંગમહેલ જોઈને વિલક્ષણ કૌતુક લાગે છે. પંચમહાલ નામની પાંચ માલની ઈમારત, રાજા બીરબલનો મહેલ, માતુશ્રી હમીદાની ઇમારત, વગેરે અનેક કામોનાં વખાણ પાશ્ચાત્ય શિલ્પશાસ્ત્રીઓએ કરીને તેમના ચિત્રો અને વર્ણનો અનેક વખતે પ્રસિદ્ધ કરેલાં છે. 'ઇંડિયન આર્ટ'–હિંદુસ્થાનની કળાનો અભ્યાસ કરનારાને તે અતિશય ઉપયોગી થઈ પડે છે. ખ્રિસ્તિ, ચીની, બૌદ્ધ, હિંદુ વગેરે સર્વ પ્રકારના ચિત્રકારો અને કારીગરોને લાવીને સર્વ ધર્મનાં ચિત્રો અને કામો અકબરે તૈયાર કરાવ્યાં હતાં. તેને, આગળ કહ્યું છે તેમ, ચિત્રકળાનો ઘણો શોખ હોઈ,

તેની આગળ દર અઠવાડિયે નવીન ચિત્રોનું પ્રદર્શન થતું. પહેલાંના દુરાગ્રહી મુસલમાનોએ તે કળાનો ત્યાગ કર્યા માટે અકબરને મોટો ખેદ થયાથી તેણે તે કળાને ઉચ્ચ દશાએ આણી હતી. સિક્રીનાં ચિત્રોની તુલના અત્યુત્તમ પાશ્ચાત્ય ચિત્રકારોની કૃતિ સાથે કરતાં તે કોઇ પણ બાબતમાં ઉતરતી નથી, એવોજ તે કળાનું રહસ્ય જાણનાર પાશ્ચાત્ય ગૃહસ્થોનો અભિપ્રાય છે. ( જુઓ ( The moghul Architecture of Fattepur Ikri Vols 4. ) ઉભય ચિત્રકારોનાં શુમારે સો નામ અબુલફજલે આપેલાં હોઈ સર્વેમાં હિંદુ ચિત્રકાર શ્રેષ્ઠ હતા એવું તે કહે છે.

૭. **પરિસ્થિતિ અને તુલના.**—એકંદરે અકબર બાદશાહની ગણના પૃથ્વી ઉપરના મહાન્ રાજ્યકર્તાઓમાં થવી જોઈએ. હિંદુ અને મુસલમાનોના સંબંધમાં તેણે જાતિભેદ કે ધર્મભેદ દર્શાવ્યો નહિ. એટલો નિષ્પક્ષપાત હિંદુસ્થાનમાં કદી કોઈએ દર્શાવ્યાનું ઉદાહરણ મળતું નથી. પોતાની જાતિના માણસોના સ્વચ્છંદી વર્તન માટે તેણે શબ્દોથી અને કૃતિથી તિરસ્કાર દર્શાવેલો છે. બન્ને ધર્મમાં જણાયલા દોષો કાઢી નાંખવાનો તેણે પ્રયત્ન કર્યો, એ વિલક્ષણ વાત છે. શૌર્યમાં તેની બરાબરી કરનાર થોડાજ પુરૂષ મળી આવશે. તેની બુદ્ધિ અસાધારણ હતી. ઇંગ્લાંડમાં તેના વખતમાં એલિઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. અકબર ગાદી ઉપરના આવવાની અગાઉ થોડાજ વખત ઉપર યૂરોપમાં સીઝર બૉર્જિયા મરણ પામ્યો હતો. સન ૧૫૨૭ માં સાત મહિના સુધી રોમ શહેરમાં ભયંકર લુંટફાટ ચાલી હતી. ઇંગ્લાંડમાં ગણિતશાસ્ત્ર ઉપર પહેલું પુસ્તક સન ૧૫૪૦માં છપાયું હતું, સેંટ બાર્થોલોમ્યુની કતલ સન ૧૫૭૨માં થઈ હતી, સ્પેન દેશથી ઇંગ્લાંડ દેશ જીતવા માટે આવેલા મોટા આરમાર ( વહાણનો કાફલો ) નો સ. ૧૫૮૮માં નાશ થયો હતો, શેકસપીયર કવિનું પહેલું કાવ્ય સ. ૧૫૯૩માં છપાયું હતું. સ. ૧૬૦૦માં રોમ શહેરમાં બ્રૂનોલાને જીવતો બાળવામાં આવ્યો હતો. યૂરોપનાં ભિન્ન ભિન્ન રાજ્યો વચ્ચેના વ્યવહારનું નિયમન કરનારા કાયદા તૈયાર કરતાં બીજાં ૧૦૦ વર્ષનો વખત લાગ્યો હતો. જાદુ કરનારાને ઇંગ્લાંડમાં સ. ૧૭૧૨ સુધી ફાંસીની શિક્ષા થતી હતી. સ. ૧૭૧૮ સુધી

ફ્રાન્સમાં સને ૧૭૮૦ સુધી સ્પેનમાં જાદુગર લોકોને બાળી નાંખવામાં આવતા. ખુદ લ્યુથરને ( સ. ૧૫૩૦ )માં ભૂતો સાથે લડવું પડ્યું હતું, એટલે લ્યુથર જેવા માણસનો તે વખતે ભૂતો ઉપર વિશ્વાસ હતો. યૂરોપમાં તે કાળના લોકોમાં જાદુ વિષે એવી સમજ હતી કે, જાદુ કરનારાના ઘરનો બિલાડો લાવીને તેનું લોહી કાઢવું, અને સાત વર્ષની કુમારીએ સૂર્યોદય પહેલાં ઉઠીને કેટલીક વનસ્પતિનો પાલો એકઠો કરવો, અને તે તે લોહીમાં વાટીને તેનો લેપ લગાડવાથી જાદુ ઉતરે. બ્લેઝ પૅસ્કમ એક વર્ષનો હતો ત્યારે તેનો જાદુ ઉપલા ઉપચારથી ઉતર્યો હતો. વિદ્વાન્ શાસ્ત્રવેત્તા કેપ્લરની માશીને જાદુ કરવા માટે ફાંસીની શિક્ષા થઈ હતી. તેની મા મોટી આજીજીથી આ સંકટમાંથી છૂટી હતી. કેપ્લર પોતે સઘળા યૂરોપમાં તે વખતે શાસ્ત્રીય વિષયોમાં એટલો બધો વિદ્વાન્ હોવા છતાં ‘ જાદુ સત્ય છે, તેને કોઇથી મિથ્યા કહી શકાય તેમ નથી, ’ એવો તેનો અભિપ્રાય હતો. તે સ. ૧૬૩૦ માં મરણ પામ્યો હતો. સારાંશ કે અકબરના સમયના હિંદુસ્થાન અને યૂરોપની તુલના કરતાં, હિંદુસ્થાનની યોગ્યતા અધિક ઠરે છે. ઘણે ભાગે યૂરોપના કોઈ પણ દેશની રાજ્યવ્યવસ્થા હિંદુસ્થાન કરતાં સારી નહોતી. અકબરના તાબાના મધ્ય હિંદુસ્થાનના સામાન્ય લોકો કરતાં ઇંગ્લાંડના સામાન્ય જનસમૂહની સ્થિતિ વિશેષ સુખકર નહોતી. સત્તરમા સૈકાના આરંભમાં યૂરોપના ખેડૂત વર્ગની સ્થિતિ વાસ્તવિક રીતે કેવી હતી તે જાણવાનું ઝાઝું સાધન નથી. એમ છતાં ‘સાઇમિન સાધુનું ચરિત્ર’ નામના ફ્રેંચ ભાષાના એક પુસ્તકમાં સ. ૧૭૦૯ ના અરસામાં એટલે અકબરની પછી સો વર્ષે ફ્રાન્સના ખેડૂતોની સ્થિતિ કેવી હતી એનું જે ઘણું મનોરંજક વર્ણન આપેલું છે, તે વાંચતાં હિંદુસ્થાનનું પાછળ આપેલું વર્ણન અતિશયોક્તિ ભરેલું અથવા ખોટું કોઈને પણ લાગનાર નથી. ફ્રાન્સના ખેડૂતોની સ્થિતિ વિશેષ ઉતરતી હતી, પરંતુ અકબરે દુઃસહ કર બંધ કરીને, લોકોને તગાવીની રકમો આપીને, અને અણીના પ્રસંગે તેમને ધાન્ય વહેંચી આપવાની તજવીજ અમલમાં આણીને, આપત્કાળમાં લોકોનું રક્ષણ કરવાની ઉત્તમ યોજના કરી રાખેલી હતી. ઇંગ્લાંડના લોકોની સ્થિતિ માટે પણ અનેક પુસ્તકો ઉપરથી માહિતી મળે છે, પણ

અકબરની રૈયત કરતાં તે લોકો સુખી હતા, એવું માનવાને કોઈ સ્થળે આધાર જણાતો નથી.

રૈયતની આબાદીના પ્રશ્ન પછી અકબરના વખતમાં હિંદુ લોકો નીતિમાં કેવા હતા તે જાણવા જેવું છે—બાબરને હિંદુસ્થાનના લોકો ઝાઝા પસંદ નહોતા, એમ તેની કારકીર્દિમાં કહેલું છે. પરંતુ અબુલફજલે હિંદુ લોકો વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે. ' એકંદરે જોતાં, હિંદુ લોકો સ્વધર્મનિષ્ઠ, મિલનસાર, આનંદી, વિદ્યાવિલાસી, ન્યાયપ્રિય, કૃતજ્ઞ, સત્યવાદી અને અત્યંત ઇમાની છે. પરદેશીઓ સાથે તેઓ મીઠાશથી વર્તે છે; કામકાજમાં તેઓ હુશિયાર અને દક્ષ છે, અને બીજાની ભાંજગડમાં ઝાઝું પડતા નથી. રણક્ષેત્રમાંથી નાસી જવું એ શું તે તેઓ જાણતા નથી. તેઓ પોતાના ગુરૂ ઉપર અત્યંત ભક્તિ રાખે છે; ઇશ્વિરપ્રીત્યર્થે દેહ અર્પણ કરવા માટે તે આગ્રું પાછું જોતા નથી. ' અન્ય પ્રસંગે અબુલફજલે ભિન્ન મત આપેલો છે; ' કેટલાક દેવ જેવા સારા છે, પણ કેટલાકનું આચરણ કેવળ રાક્ષસ જેવું છે. '

કૈલાસચંદ્ર કાનજીલાલ ( હિંદુસ્થાન રિવ્યુ, એપ્રિલ ૧૯૦૮ ) કહે છે, ' અકબરનું મોટું કામ એ કે તેણે હિંદુ અને મુસલમાનોનું તથા અફઘાન લોકોનું વૈર મટાડયું હતું. જુદા જુદા ધર્મના અને કલ્પનાવાળા લોકોને એક છત્ર–અમલ નીચે બરોબરીના સંબંધથી આણીને, તેમનું એક મજબૂત રાષ્ટ્ર બનાવવાનું કામ પહેલાં અકબરે કરેલું, તેજ ફરીથી હાલમાં બ્રિટિશ રાજ્યકર્તાઓ કરે છે. '

અકબરની તુલના અશોક સાથે કરવી શોભે એવી છે. અશોકનો બાપ મરણ પામ્યો, ત્યારે તે પણ અકબરની પેઠેજ પંજાબ પ્રાંતમાં બંડ સમાવવામાં ગુંથાયલો હતો. અકબરની પેઠેજ અશોકને પોતાનું રાજ્ય વધારીને તેની સારી વ્યવસ્થા કરવામાં ઘણાં વર્ષ લાગ્યાં હતાં. નર્મદાની ઉત્તર તરફનો સઘળો પ્રદેશ અશોકના તાબામાં હતો. અશોક પરધર્મીઓનો ઉચ્છેદ કરતો નહોતો, અને ધર્મસંરક્ષકનું નામ ધારણ કરનારા ઉપાધ્યાયોને તેણે બહુ પ્રકારે હેરાન કર્યા હતા. તેનીજ પ્રમાણે નાના પ્રકારના વાદવિવાદ કરાવીને અશોકે નવીન ધર્મ સ્થાપ્યો હતો. અશોક માંસાહાર કરતો નહિ. અંતકાળે

અશોકે બૌદ્ધ સંપ્રદાય પ્રમાણે વર્તન કર્યું હતું, અને અકબરે ઇસ્લામી ધર્મનો વિધિ પાળ્યો હતો. આ વગેરે બાબતોમાં આ બે ભિન્નકાળના મહાન્ પુરૂષોનું નિકટ સાદૃશ્ય નજરે પડે છે. ધર્મની બાબતમાં અકબરની પ્રશંસા પ્રાશ્ચાત્ય કવિઓએ પણ કરેલી છે. પ્રસિદ્ધ અંગ્રેજ રાજકવિ ટેનિસને કહેલું છે કે, 'ધર્મ સંબંધી જુલમ બંધ કરીને અને સર્વ ધર્મ સાથે સમબુદ્ધિનું વર્તન રાખીને, અકબરે ટયૂડર વંશના અમારા રાજાઓને લજવ્યા છે.'

એકંદરે અકબર મહાન્ પુરૂષ હતો એમાં શંકાજ નથી. પરોપકાર કરવામાં તેણે પોતાનો દેહ અર્પણ કર્યો હતો. વ્યક્તિના સંબંધથી જોતાં તેનો દાદો બાબર વિશેષ પરાક્રમી અને હિમ્મતવાન્ હતો. ઐશ્વર્યના સંબંધથી જોતાં તો અકબરથી શાહજહાનની બરાબરી કરાય તેમ નથી. પરંતુ ડહાપણ, નીતિ, અને ઔદાર્યના ગુણો બતાવી આપનાર નવીન નિયમો કરીને અકબરે મોગલ બાદશાહીની મજબૂત અને વિશાળ ઇમારત ઉઠાવી, અને જુદી જાદી જાતિ અને ધર્મ વગેરે આ ઇમારતના જુદા જુદા અને પરસ્પરર વિરોધી ભાગોને જ્યાં ત્યાં યુક્તિથી ગોઠવીને તેને સુસ્વરૂપવાન્ બનાવી હતી. મોગલ બાદશાહી એટલે કેવળ જુલમી અને જંગલી રાજ્યકર્તાઓની એક હાર એવો જેમનો મત હોય તેમનો તે મત આ બાદશાહીનું ખરૂં સ્વરૂપ અવલોકન કર્યા પછી બદલાયા વગર રહેશે નહિ. તૈમૂરના વખતથી અકબર સુધી એકંદર જનસમૂહની સ્થિતિ ઘણી સુધરી હતી. નાના પ્રકારની વિદ્યા અને કળાઓનું અધ્યયન ચાલુ થઈને લોકોના સુખની વૃદ્ધિ થઈ હતી. અકબરે એશિયાખંડના પશ્ચિમ ભાગના સર્વ જાતિના લોકોને અને કારીગરોને ઉત્તેજન આપ્યું હતું. બાદશાહીનું જૂનું ભારે, ઉગ્ર, લશ્કરી સ્વરૂપ બદલાઈને તેને સૌમ્ય, ઉદાર અને રજપૂતી ઢબનું નવીન સ્વરૂપ પ્રાપ્ત થયું. આજ ક્રમ પાછલી કારકીર્દિઓમાં ચાલુ રહ્યાથી જગત્ના ઈતિહાસમાં મોગલ બાદશાહીનું નામ ચિરસ્મરણીય થયેલું છે. અકબરથી ઔરંગજેબ સુધીનો જે કાળ ગયો તેમાં સર્વ જાતિના લોકો સ્વતંત્રતાનો યથેચ્છ ઉપભોગ કરતા હતા જે તે પોતાના કામ ઉપરથી આવીને સ્વસ્થ રહેતો હતો, અને બીજો શું કરે છે કે પોતાને શું કહે છે, તેની કોઈ પરવા કરતું નહિ. ઔરંગજેબના વખતથી આ હકીકત

બદલાઈ, અને લોકોનું વિચારસ્વાતંત્ર્ય અને સ્વેચ્છિક વર્તન નાશ પામ્યાં. પછી થોડાજ કાળમાં પહેલાંનો જમાનો બદલાઈને મોગલ બાદશાહીના ઈતિહાસને જુદું સ્વરૂપ પ્રાપ્ત થયું.

ઇંગ્લાંડના ઈતિહાસમાં જે પ્રમાણે એલિઝાબેથ રાણીનું નામ પહેલી પંક્તિમાં ગણાય છે તેજ પ્રમાણે હિંદુસ્થાનમાં અકબરનું પહેલુંજ ગણાય છે. બન્ને સમકાલીન હોઈ, તેમના બન્નેના સ્વભાવમાં સ્વચ્છંદીપણું અને થોડુંક આપખુદ વર્તન જણાઈ આવે છે. બન્નેની ઉપર લોકોની પ્રીતિ વિશેષ હતી. બન્ને માટે લોક ચર્ચામાં દુર્વર્તનનો આરોપ પણ સંભળાતો હતો. બન્નેએ પોતપોતાની પ્રજા માટે અનેક કામ કર્યાં હતાં, પરંતુ એલિઝાબેથ પછી ઇંગ્લાંડમાં પાર્લામેન્ટનો અધિકાર વધતો ગયો, અને લોકો સ્વતંત્રતા ભોગવતા થયા, ત્યારે હિંદુસ્થાનમાં તે પ્રમાણે બન્યું નહિ. લોક સત્તાત્મક રાજ્યસત્તાની પદ્ધતિ ઘણે ભાગે પૂર્વ તરફના દેશોમાં ઝાઝી ચાલુ નહોતી, તેથી તે માટે અકબરને દોષ દેવો વ્યાજબી નથી. પરંતુ પોતાનું રાજ્ય ચિરકાળ ચાલીને લોકોના રાજ્યને ખલેલ ન પહોંચે તે માટે થાય તેટલા ઉપાય અકબરે કર્યા નહિ તે માટે તેને દોષ દેવાનો અવકાશ રહે છે. મોગલ લોકોના સ્વભાવ પ્રમાણે અકબર પોતાના પુત્રો તરફ અત્યંત પ્રેમાળ હતો, અને તેમની હઠને ચાલવા દઈ તેણે તેમને દાબમાં રાખ્યા નહોતા. નવીન રાજ્યારોહણ માટે તેણે કાયમી નિયમ ઠરાવ્યો હોત તો એકંદરે લોકો ઉપર ઉપકાર થતાં, પ્રત્યેક બાદશાહના મરણ પાછળ જે ધાંધલ મચતું હતું તે મચ્યું નહોત, અને મોગલ વંશનું રાજ્ય હિંદુસ્થાનમાં દિવસે દિવસે વિશેષ પ્રબળ થતું ગયું હોત.

"સર્વેનાં અંતઃકરણ પોતાની ભણી ખેંચી લેવા માટે બાદશાહ રાત દિવસ મથ્યાં જાય છે. આસપાસ હજારો ભાંજગડો ચાલતી હોવા છતાં તેની ચિત્તવૃત્તિ બદલાતી નથી, અને તે હમેશાં આનંદી રહે છે. પરમેશ્વરને માન્ય થાય એવીજ વર્તણુક તે હમેશાં રાખે છે. તત્ત્વજ્ઞાનના ગહન વિચારમાં તેનું મન સદા નિમગ્ન રહે છે. પ્રત્યેક શખ્સનું કહેવું તે સ્વસ્થપણે સાંભળી લે છે. ક્રોધના આવેશમાં તે અયોગ્ય વાત કદી કરતો નથી. તેણે પોતાને માટે અનેક શારીરિક અને માનસિક બંધનો લાગુ કરેલાં છે. લોકો પોતાની નિંદા ન કરે

તે માટે તે પોતાના બાહ્ય આચરણ વિષે વિશેષ દક્ષ રહે છે. કોઈ પણ જાતિના કે ધર્મના લોકોનો તે ઉપહાસ કરતો નથી. ગમે તે કામ કરવાનું તે બાકી રાખતો નથી. વારંવાર ઇશિસ્તવન કરીને પોતાનું વર્તન શુદ્ધ છે કે નહિ તે તે હમેશાં તપાસી જુએ છે. સઘળા લોકોને સુખી રાખવાની તેની ઇચ્છા હોવાથી તે ગુન્હેગારોને દેહાન્ત શિક્ષા થોડે ભાગે આપે છે. દરરોજ બે વખત તે સર્વે લોકોની દૃષ્ટિએ પડે છે, અને કોઈને વચ્ચે રાખ્યા સિવાય પોતે લોકોની અરજ લે છે. લોકોને સંતુષ્ટ રાખવા એ પોતાના સુખનું મુખ્ય સાધન છે એમ તે માને છે.” આ ઐન–ઈ–અકબરીમાંના વર્ણનમાં અતિશયોક્તિનો અંશ હશે, છતાં એ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરનાર પુરૂષને મહાન્ પદવી આપવી એ તદ્દન યોગ્યજ ગણાય.

૮. **બીવરીજનો અકબર વિષે અભિપ્રાય.**—“ સોળમા સૈકામાં પૃથ્વી ઉપરના મોટા મંડળમાં અકબર નિઃસંશય એક મહાન્ અને પ્રસિદ્ધ પુરૂષ થઇ ગયો. હિંદુસ્થાનના ઈતિહાસમાં તેનું નામ અપ્રતિમ અને અનુપમેય છે. મહાનપણું, કર્તૃત્વશક્તિ અને પ્રખરબુદ્ધિના ગુણોમાં તેના વખતના કોઈ પણ યૂરોપીઅન રાજ્યકર્તા સાથે તેની તુલના શોભે તેવી છે. જહાંગીર ઉપરથી ઇંગ્લાંડના પહેલા જેમ્સરાજાનું સ્મરણ થાય છે, તેવીજ રીતે અકબરની તુલના એલિઝાબેથ કે ફ્રાન્સના ચોથા લુઈની સાથે સહેલાઇથી થઈ શકે તેમ છે. કાયદા, નિયમ, અને વ્યવસ્થા વિચારપૂર્વક ઠરાવવાની અને પોતાનું પરાક્રમ પ્રસિદ્ધ કરવાની બાબતમાં અકબર તૈયાર હતો. અકબરની યોગ્યતા નક્કી કરવાનું કામ ઘણું વિકટ લાગે છે, કારણકે તેના કાર્યનું ક્ષેત્ર વિવિધ પ્રકારનું હોઈ, તેના આંતર સ્વભાવની જોઇએ તેટલી માહિતી મળતી નથી. બાબરે પોતાનું આત્મચરિત્ર જાતે લખેલું છે. હુમાયુનની હકીકત તેના નોકર જૌહર અને બ્હેન ગુલબદને લખી રાખેલી છે. પણ અકબરનો વૃત્તાન્ત એવી રીતે કોઈ એજ લખેલો નથી. અબુલફજલે મોટા મોટા ગ્રંથ લખીને ફાવ્યું તેટલી હકીકત આપેલી છે, પરંતુ એક તો અકબર ૩૦ વર્ષનો થયો ત્યાંસુધી તેની સાથે ફજલનું ઓળખાણ પણ થયું નહોતું. વળી તે અકબરનો નોકર અને ભક્ત હતો, તેથી તેના લેખમાં હદ ઉપરાંત સ્તુતિ પુષ્કળ

ભરેલી છે. ઔરંગજેબનો વૃત્તાન્ત ‘ મિરા તુલાલમુ ’ નામના ગ્રંથમાં કે બર્નિ-યર અને મનૂના લેખમાં જેવો સંપૂર્ણ મળે છે, તેવો અકબરનો મળતો નથી. જહાંગીરના લેખમાં તે હોવો જોઈતો હતો, પણ જહાંગીરને તેના બાપ સાથે ઘણા દિવસ સુધી અણબનાવ હતો, અને તેમાં ખાસ ઉપયોગી એવું કાંઇ વિશેષ નથી. બદાઇનીના લેખ ઉપરથી માત્ર ઘણી ખરી માહિતી મળે છે, બદાઇની અકબરનો દ્વેષ્ટા હતો, છતાં તેના દૂષયુક્ત લેખમાંથી અકબરની જેટલી તારીફ નીકળે છે તેટલી તેના સ્તુતિપાઠક ફૂજલના લેખમાંથી નીકળતી નથી.

‘ અકબર સ્વભાવે માની હોઈ અડચણના પ્રસંગે ડગે નહિ એવો હતો. તેનું શરીર અને મન ઘણાં ચપળ હતાં. માતાપિતાની પેઠેજ તેની શરીર-પ્રકૃતિ નીરોગી અને મજબૂત હતી. તેની વિચારશક્તિ ઘણી ઉંડી નહોતી, અને નાનપણનો વખત કબૂતર ઉડાવવા જેવી છોકરવાદી રમતોમાં ગયાથી, તેને જે નુકશાન થયું, તેનું કદી સારું વળી શક્યું નહિ. પરંતુ તે અત્યંત ઉદ્યોગી હોઈ, કોઈ એક સ્થળે સ્વસ્થ બેસી રહેતો નહિ. બારીક તપાસ કરીને હરેક વિષયની પૂરેપૂરી માહિતી મેળવી લેતો. ધર્મ અને તત્ત્વજ્ઞાન જેવા કઠીણ વિષયોમાં પણ તે મોટા પ્રેમથી મન ઘાલતો બદાઇની નિંદાના હેતુથી કહે છે, ‘ પ્રત્યેકનો મત જાણી લેવાનો બાદશાહને ભારે શોખ હતો. આરંભથી આખર સુધી તેના ઉપર નાના પ્રકારના પ્રસંગો આવ્યા હતા. સર્વ પ્રકારના પુસ્તકોમાંથી હકીકત એકઠી કરવાની તેને ઘણી ઉત્કંઠા હતી. યોગ્ય અયોગ્ય ન જોતાં, ફાવે તે શંકા કાઢીને ગમે તેવી ચર્ચા કરતો બેસતો. એની એ ટેવ તો એનેજ શોભે ? ખુદ અકબરના શબ્દો અબુલફજલે લખી રાખેલા છે. તે આ પ્રમાણે હતાઃ—‘ એક વખત તત્ત્વજ્ઞાનનો વાદવિવાદ સાંભળવા માડું છું, ત્યારે મને બીજું કાંઈ સૂઝતું નથી. મોટા સંકટથી નાઈલાજે મન બીજા કામમાં લગાડવું પડે છે ? ’ ફ્રાન્સના રાજા સેંટલુઈ કેરોમન બાદશાહ માર્કસ ઓરેલિયસ જેવો અકબર સાધુ નહોતો; કારણકે ઘણી વખત અકબરના મનોવિકાર અત્યંત વધી જતા. બાપ કે યોગ્ય શિક્ષક તર-ફથી નાનપણમાં તેનું મન સારૂં શિક્ષણ પામ્યું નહોતું. સાધુત્વને ન શોભે એવો મોહ સદા તેનામાં કાયમ રહેતો. સૂકા ધગધગતા અરણ્યમાં તેનો

જન્મ થયેલો હોઈ, નોકરો અને દુષ્ટ સંબંધીઓમાં તે ઉછરેલો હોવાથી તેનું મન પણ થોડુંક શુષ્ક રહ્યું હતું. તેની મા માત્ર તેને ઉપયોગી થઈ પડી હતી. તેમજ તેની ફોઈ અને ધાવોની તેના ઉપર અતિશય મમતા હોવાથી તેના સ્વભાવની મૂળની કઠોરતા ઘણે અંશે નરમ પડી હતી, એકંદરે તેની માનસિક વૃદ્ધિ ઘણીજ મંદ હતી. બહેરામખાન અને મહાન અનાગાની મુઠીમાં તે સર્વાંશે કેટલાક દિવસ સુધી હતો, તેથી તેનું મન આરંભમાં જોઇએ તેવું નિશ્ચયી અને સ્વતંત્ર નહોતું. જરૂર સિવાય તે કઠોરતા ધારણ કરતો નહિ, અને જહાંગીરના ક્રૂર કૃત્ય માટે તો તેને અત્યંત તિરસ્કાર આવતો. એમ છતાં પ્રસંગે ક્રૂરપણું દર્શાવતાં અને ત્રાસદાયક શખસોના જીવ લેતાં તેનું મન સંકોચ પામતું નહિ. અબુલફજલ તેની દયાની તારીફ કરે છે તે ફોકટ છે. 'નરદેહ પરમેશ્વરની કૃતિ હોઈ આપણે માણસોએ શા માટે તેનો નાશ કરવો?' એવા ઉદ્ગાર વારંવાર કાઢતો હોવાનું અબુલફજલ કહે છે. પરંતુ ચિતોડમાં તેણે ક્રૂરતાનો આડો આંક વાળી બતાવ્યો હતો, અને ઘણાઓને પોતાના માનિતા હાથીઓના પગ નીચે ચગદી મારી નંખાવ્યા હતા, ત્યારે ઉપલા ઉદ્ગાર ફોકટ નહિ તો શું? પોતાના માનિતા પ્રાણીઓ પાસેથી તેણે આવું કામ લેવું! કામરાનના છોકરા ઇબ્રાહીમને તેણે ગ્વાલિયરમાં ઠેર માર્યો હતો. કેટલાક છોકરાને તેણે યમુનામાં ડુબાવ્યા, મખદુલ્મુલ્કને વિષ આપ્યું, અને અબ્દુન્નબીનો શ્વાસ રોધીને પ્રાણ લીધા! જહાંગીરે અબુલફજલનું ખૂન કરાવ્યું, તેવીજ રીતે અકબરે મૈસુમખાનને મારા મોકલી મારી નંખાવ્યો. આવાં ક્રૂર કૃત્યો ઘણાં છે, અને તેમાં યોગ્ય શિક્ષા થઈ હોય એવું પણ નથી, એમ છતાં હિમુ અને એવાજ બીજા કેટલાક શખસોના પ્રાણ લેવાની સંધિ આવ્યા છતાં, તેણે પોતાના હાથ પાછા ખેંચી લીધાનાં ઉદાહરણો પણ છે. અકબરથી ઔરંગજેબ વિશેષ ક્રૂર હતો એવી લોકોની સામાન્ય સમજ છે. બાદશાહી તખ્ત મેળવવામાં અથવા ધર્મનું સ્થાપન કરવામાં જે તેની આડે આવ્યા, તેમનો ઔરંગજેબે નાશ કર્યો, એ વાત બાજુપર રાખતાં, માત્ર લહેરની ખાતર વિના કારણે લોકોના પ્રાણ લીધાનાં ઉદાહરણ ઔરંગજેબના હાથે બન્યાં નથી. તેથી ઉલટું

જરૂર કરતાં પણ ઓછીજ શિક્ષા ઔરંગજેબ કરતો. ખાફીખાન કહે છે, ‘આવા પ્રકારની અયોગ્ય દયાથી ઔરંગજેબના રાજ્યમાં અવ્યવસ્થા જામી હતી.’ ઔરંગજેબની સુવાની ઓરડીની નીચેના મજલામાં એક વખત ભૂલથી નોકરથી બંદૂકનો દારૂ મૂકાઇ ગયો હતો. તે ઔરંગજેબના જાણવામાં આવ્યા બાદ તે એટલુંજ બોલ્યો હતો કે જહાંગીર આગળ આવી હકીકત બની હોત તો તેજ દારૂ ઉપર બેસાડીને તેણે તને ઉરાડી દીધો હોત.’ સારાંશ કે, અકબરનો સ્વભાવ જન્મથી ક્રૂર હતો, અને માત્ર સારાસાર વિચારથી તે ઘણો નરમ પડયો હતો. પોતાને ન ગમતા માણસોને મુલાકાતે બોલાવીને તેમને ઝેરવાળી બીડીઓ ખવડાવવી, ગર્ભની વૃદ્ધિ તપાસવા માટે ગર્ભવતી સ્ત્રીઓનાં પેટ ચીરવાં, છોકરાંની સ્વાભાવિક બુદ્ધિ જોવા માટે તેમને એકાંતવાસમાં પૂરીને તેમને કાયમનાં મુંગાં બનાવવાં એ અકબરનાં કૃત્ય શાસ્ત્રના નામે પણ ક્ષમ્ય નથી. અકબર ન્યાયના કામમાં પોતાનું કે પારકું એનો બિલકુલ વિચાર કરતો નહિ એમ ફૂજલ વારંવાર લખે છે, પણ પ્રત્યક્ષ તેનુંજ ખૂન જહાંગીરે કર્યું એવી અકબરની ખાતરી થયા બાદ તેણે છોકરાને શી શિક્ષા કરી હતી!”

૯. **અકબરનો નવરત્ન દરબાર**—ઘોડા ઉપર બેસવું, શિકાર કરવો, કબૂતર ઉડાડવાં, એવાં કામમાં અકબરનું નાનપણ ચાલ્યું ગયું હતું. એમ છતાં ડાહ્યા માણસોનો સહવાસ તેના મોટાપણાનું કારણ હતો. મનુષ્ય માત્ર સાથે સહાનુભૂતિ દર્શાવવી એ તેની ગુરૂકુંચી હતી. તેના વખતમાં સારાં માણસો પણ ઘણાં નીપજ્યાં હતાં; અથવા અકબરની ગુણગ્રાહકતા અને લોકોનો પોતાની પાસે સંગ્રહ કરવાની ઇચ્છા વિષે સાંભળીને ચોતરફથી ગુણીજનો તેની પાસે એકઠા થયા હતા. બહેરામખાન, રાજા માનસિંહ, ટોડરમલ્લ, બીરબલ, અબુલફૂજલ, અને ફૈજી એ ગૃહસ્થો કોઈ પણ કાળમાં અને કોઈ પણ સ્થળે ઝળકયા વગર રહે તેવા નહોતા. લોકો એકઠા કરવાની કુશળતા મોગલ લોકોમાં બહુ હતી. આ નવરત્નો દૂર કરી, એકલા અકબરનું ચિત્ર જોતાં, તે તદ્દન સાદું, અપૂર્ણ, નીરસ અને ગંદું લાગશે. વારૂ, આ નવરત્નો રાખીને તેમાંથી અકબરને ઉઠાવી લેતાં આ રત્નોનો મુખ્ય જીવજ નાશ થયા જેવું થશે. તેમને પ્રોત્સાહન આપવું, બક્ષિસ આપવી, તેમના

ગુણોની પ્રશંસા કરી, તેમના માટે સતત આંસુ ઢાળવાં, એ કામ અકબરેજ કર્યાં હતાં, અને તેનેજ તે શોભા આપે છે. નવરત્નો અને તેમનો પોષક અકબર મળીને એક કુટુંબ બન્યું હતું. તેમણે અકબરને રાજ્ય મેળવી આપ્યું, અને તેની કીર્તિ આજ સુધી કાયમ રાખી હતી.' ( શાહ મુનીહ-આલમ, હિંદુસ્થાન રિવ્યુ,–જુલાઈ ૧૯૧૦ ).

અકબરના ઘણા ખરા સહાયકો વિષે થોડી ઘણી હકીકત ઉપર સ્થળે સ્થળે આવી ગઇ છે. એમ છતાં તેમનાં જીવન ચરિત્ર રમૂજ ભરેલાં જણાયાથી અમે તેમને ટૂંકાણમાં આપવાનું યોગ્ય ધાર્યું છે.

**બહેરામખાન**—અકબરના નવરત્નોમાં બહેરામખાનનું નામ પહેલું છે. તેનું ચરિત્ર પાછળ આવેલુંજ છે. અકબરે તેને નોકરીમાંથી કમી કર્યો તે વખતની તેણે કરેલાં અન્યાયી કામોની યાદી અકબરનામામાં આપેલી છે. તેણે નોકરીમાં સઘળા પોતાના સગાઓનેજ ભર્યા હતા, એવો અકબરે તેના ઉપર આરોપ મૂકેલો છે. તેના નોકરી ઉપરથી દૂર થયા બાદ બહેરામે નોકરીએ લગાડેલા માણસો પૈકી તેના ૨૫ સગા પાંચ હજાર સ્વારોના મનસબદાર હતા. આ ઉપરથી બીવરીજ કહે છે, 'નોકરીમાં સગાઓને ભર્યા હતા એમ કહેવા કરતાં લાયક મનુષ્યો પસંદ કરવાની શક્તિ બહેરામખાનને સાધ્ય થઈ હતી. તેના સ્વભાવમાં ઉગ્ર ઇરિાની તેજ ભરેલું હતું.'

બહેરામનો પુત્ર મીરઝાં અબ્દુર્રરહેમાન જે આગળ ખાનખાનાનના નામથી દક્ષિણમાં પ્રસિદ્ધિ પામ્યો હતો તે અકબરના સરદારોમાં બળવાન્ અને વિદ્વાન્ ગણાતો હતો.

**અબુલફજલ અને ફૈજી**—એમની ઘણી ખરી હકીકત આગળ અનેક સ્થળે આવી ગયેલી છે. એમના કુટુંબનો પૂર્વજ શેખ મુસા અરબસ્તાનનો રહેનારો હોવાથી, એ કુટુંબ અસલ આરબી હતું. નવમા સૈકામાં એ કુટુંબ સિંધ પ્રાંતમાં આવી રહ્યા પછી, તેમાંનો એક પુરૂષ શેખખિજર સાધુવૃત્તિથી ફરતો ફરતો અજમેર નજીક નાગોરમાં આવી રહ્યો હતો. ત્યાંજ તેના પુત્ર શેખ મુબારકનો જન્મ થયો હતો. નાનપણથી મુબારકની બુદ્ધિ તીવ્ર અને ચાલાક હતી. નાનપણમાંજ દુષ્કાળથી આ કુટુંબની પાય-

માલી થતાં ફક્ત મુબારક અને તેની મા માત્ર તેમાંથી બચ્યાં હતાં. તેની મા પણ પાછળથી થોડાજ વખતમાં મરણ પામી હતી. તે વખતે જુદા જુદા સ્થળે વિદ્યાપીઠો હોઈ, કેટલાક અધ્યાપકોની ખ્યાતિ આખા દેશમાં પ્રસરેલી હતી. આવા ગુરૂઓની પાસે જઈને મુબારક ઘણી વિદ્યા શીખ્યો. તેણે ઘણાં વર્ષ અમદાવાદમાં કાઢયાં, અને પછી તે આગ્રે જઈ યમુનાના કાંઠે એક સાધુ પાસે રહ્યો, અને ત્યાંજ તેણે અધ્યાપકનું કામ શરૂ કર્યું. મુબારક ઘણો વિદ્વાન્ હતો, અને તેની વિચારશૈલી તથા શિક્ષણપદ્ધતિ તે વખતની પ્રચલિત પદ્ધતિથી તદ્દનજ જૂદી હોવાથી તેની કીર્તિ સર્વત્ર પ્રસરી. વિશેષ કરીને જૂનાં પુસ્તકો ઉપર વિશ્વાસ ન રાખતાં પોતે સ્વતંત્ર રીતે વિચાર કરીને ખરા ખોટાનો નિર્ણય કરવો એવો તેનો હેતુ હતો. આથી દુરાગ્રહી મુસલમાની ધર્મ ઉપરની તેની શ્રદ્ધા ઘણીજ કમી થઈને બીજા ધર્મોમાં પણ ઘણું સત્ય છે. એવી તેની ખાત્રી થઈ, અને એવાજ પ્રકારના વિચાર તેણે પોતાના છોકરાઓને શિખવ્યા. તે વખતે મુસલમાની ધર્મસંબંધી વિચારોમાં મોટો ફેરફાર થવાનો ચાલુ થયો હતો. એક હજાર વર્ષે મુસલમાની મર્મ લય પામીને નવીન ધર્મ પ્રચારમાં આવશે એવું સર્વેનું માનવું હોઈ, તે કારણથી જે તે નવીન વિચાર કરવા વળ્યા. 'ફ્રી થિંકિંગ' એટલે સ્વતંત્ર વિચારનો ઉભરો ફાટી નીકળ્યો. યૂરોપમાં વિકિલફ, લ્યૂથર, વગેરે જે પ્રકારના પુરૂષો ઉદય પામ્યા હતા, તેવાજ પ્રકારની અહિં હકીકત હોઈ, શેખ મુબારકે આરંભથીજ પ્રચલિત ધર્મ કલ્પનાઓની વિરૂદ્ધ પોતાનો મોરચો ફેરવ્યો. જોનપુરમાં એક નવીન 'મહાદી' ઉત્પન્ન થયો, અને એવાજ પ્રકારના બીજા મહાદી બીજે સ્થળે પણ બહાર નીકળી આવ્યા, અને તેઓ રસ્તે રસ્તે ફરીથી લોકોને નવીન પંથનો ઉપદેશ કરવા લાગ્યા. આગ્રામાં દરબારમાં મખ્દુમ—ઊ—મુલ્ક નામનો એક વજનદાર ગૃહસ્થ જૂના પક્ષનો આગેવાન અને મુખ્ય ધર્માધ્યક્ષ હોઈ, તેને અને મુબારકને અણબનાવ થયો. કારણ કે મુબારકના નવીન વિચાર જૂના પક્ષને પસંદ નહોતા, અને તે પોતાના નવીન વિચાર લોકોને શિખવે નહિ, તે માટે તે પક્ષે અનેક પ્રકારે તજવીજો કરી હતી. ઘણા મહાદીઓને અને નવીન અધ્યાપકોને તેમણે ઠેર મરાવ્યા.

આ પ્રકારની ક્રૂરતા અકબર રાજ્યારૂઢ થયો તે વખતે ચાલુ હોઈ, તે પછી પણ કેટલાક દિવસ સુધી ચાલુ હતી. સુનીપંથના ઉલમા અને તેમનો અધ્યક્ષ મખ્દુલમુલ્ક બાદશાહને જૂના ધર્મ માર્ગથી ખસવા દેવો નહિ, એ કામને તેઓ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજતા. આવા લોકોના ઝપાટામાંથી આજ સુધીમાં અકબર અને અલાઉદ્દીન ખિલજી એ બેઉજ થોડે ઘણે ભાગે સ્વતંત્ર રહ્યા હતા. આ ઉલમાઓનું પહેલું વલણ–શિયાપંથની વિરૂદ્ધ હતું. બહેરામખાન શિયાપંથી હતો. તેના જીવતા સુધી ઉલમાઓ શાન્ત હતા, પણ તેની પડતી થયા બાદ અકબરને પોતાની જાળમાં ગુંચવવાનો પ્રયત્ન તેમણે ચલાવ્યો. શેખ મુબારકને પકડી મંગાવી ઠેર મારવો, એવો તેમણે અકબર પાસેથી હુકમ મેળવ્યો. આ વાત જાણતાં મુબારક આગ્રેથી નાસી ગયો. તેને સિક્રીના શેખસલીમ ચિસ્તીની મદદ હોવાથી, તેની સહાયથી તે ગુજરાતમાં આવ્યો. આ તરફ તેના શત્રુઓએ તેનું ઘર ફોડીને સરસામાન નાશ કર્યો, ગુજરાતમાં અજીજ કોકાએ મુબારકને પોતાના આશ્રય નીચે લઈને, તેના માટે તેણે બાદશાહને કાલાવાલા કર્યા. આ વખતે મુબારકના બે છોકરા અબુલફૈજી અને અબુલફજલ બાપના જેવાજ વિદ્વાન્ અને હુશિયાર થયા હતા. ફૈજીનાં કવન વાંચીને અકબરના મનનું સમાધાન થયું, અને ચિતોડના ઘેરાનું કામ ચાલુ હોવા છતાં તેણે ફૈજીને મુલાકાતે બોલાવ્યો. તેને શિક્ષા કરવા માટે બાદશાહે તેને આમંત્રણ કર્યું છે એમ પ્રથમ ઉલમાઓ સમજ્યાથી, તેમનો આનંદ ઉભરાઈ જવા લાગ્યો. ફોજના અધિકારીએ મુબારકને ઘેર જઈને તેને ફાવ્યો તેવો ત્રાસ પણ આપ્યો. ફૈજીને પકડીને તે બાદશાહ પાસે લઈ ગયો. ત્યાં બાદશાહે તેનો સત્કાર કર્યો, ત્યારે તેના જીવમાં જીવ આવ્યો. અબુલફજલ બાપની પાસે રહીને ઉત્કૃષ્ટ શિક્ષણ લેતો હતો. કેવળ ધર્મની માન્યતાને ખાતર પોતાના કુટુંબના આવા હાલ થાય છે, એમ જોઈ તેને મુસલમાની ધર્મ માટે અત્યંત તિરસ્કાર આવવા લાગ્યો. પાછળથી ફજલના મનમાં સર્વ ધર્મ માટે જે સમભાવ ઉત્પન્ન થયો, તેનું કારણ તેની આરંભની વિપત્તિ હતી. તેણે નાના પ્રકારની વિદ્યા સંપાદન કરીને સઘળા નામાંકિત ગ્રંથોનું અવલોકન કરીને ઉલમાઓનો પરાભવ કરવાનો નિશ્ચય કર્યો. આ તેની તૈયારી

આગળ અકબરના દરબારમાં ગયા બાદ તેને ઘણી ઉપયોગી થઈ પડી. પંદર વર્ષની વયમાં તેણે ઘણા એક ગ્રંથો વાંચી કાઢયા હતા. વીશ વર્ષમાંજ તે બાપની પેઠે લોકોને ભણાવવાનું કામ કરવા લાગ્યો. તેની બુદ્ધિ અલૌકિક હતી. પહેલાં થઈ ગયેલા એક ઇસ્પિહાની નામના કવિના ગ્રંથની એક ઉત્તમ હસ્તલિખિત પ્રત ફૈજલને હાથ લાગી ગઈ. તે તે વાંચતો હતો તે વખતે સઘળાં પાનાંની અર્ધી અર્ધ બાજુ તેના હાથથી સહજ બળી ગઈ. આવી સ્થિતિમાં તેણે બાકી રહેલા મજકુર ઉપરથી બળી ગયેલો સઘળો મજકુર પોતે ગોઠવીને લખી કાઢયો, અને તે પ્રત માલિકને આપી. પછી મૂળ કવિના ગ્રંથની બીજી એક અસલ પ્રત મળી આવતાં તેની સાથે તેણે તૈયાર કરેલી પ્રત સરખાવી જોતાં, કેટલેક સ્થળે તે વિશેષ સારી થઈ હતી એમ જણાઈ આવ્યું. આ ઉપરથી ફૈજલની બુદ્ધિશક્તિની કલ્પના થઈ શકશે.

ફૈજલના મનમાં સંન્યાસવૃત્તિથી જુદા જુદા ધર્મોનું જ્ઞાન સંપાદન કરતાં દૂરના પ્રદેશોમાં ફરવાનો વિચાર હતો, પરંતુ અકબરે કરેલા ફૈજીના સત્કારથી આ તેનો વિચાર બદલાઈ ગયો. સ. ૧૫૭૪ માં અકબર બંગાળાની સ્વારીમાં ગયેલો તે વખતે ફૈજી તેની સાથે ગયો હતો. ત્યાંથી ફૈજીનો પત્ર તેના ભાઈને એવી મતલબનો મળ્યો કે, તમને બાદશાહે મુલાકાત માટે બોલાવ્યા છે, તે પ્રમાણે બાદશાહ પાસે આવ્યા બાદ ફતેહપુર સિક્રીમાં અબુલફૈજલે તેની મુલાકાત લીધી, અને તુરતજ તેણે પોતાની વિદ્વત્તાની છાપ તેના ઉપર બેસાડી, બન્ને ભાઈઓની આવી લાગવગ જોઇને મખ્દુલ્મુલ્ક અને તેના ઉલમાઓને ઘણું ખોટું લાગ્યું. તેમનો પરાભવ કરવાનું અબુલફજલના મનમાં હતું, અને તે પ્રમાણે તેણે દર ગુરૂવારે રાતે બાદશાહ પાસે ધર્મ ઉપર વાદવિવાદ કરાવવાનું ચાલુ કરાવ્યું, જેનું વર્ણન આગળ થયેલું છે. ધર્મની બાબતમાં બાદશાહનો સર્વોપરિ અધિકાર છે, એવા આશયનું જે જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું તે મુબારકના હાથનું હોઈ, તેની સર્વ યોજના અબુલફજલે રચેલી હતી. જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી તુરતજ નવીન વ્યવસ્થાથી કંટાળીને મખ્દુલમુલ્ક પોતાનું કામ છોડીને મક્કે જવા ચાલી નીકળ્યો, અને અબુલફજલની ફતેહ થઇ. અકબરને આ બન્ને ભાઇઓ

માટે અતિશય આદર હતો. અબુલફજલ સદા બાદશાહની પાસે રહેતો, અને તેની સાથે સ્વારીમાં જતો. ફૈજી કેટલાક દિવસ શાહજાદા મુરાદને ભણાવવાનું કામ કરતો. પછી તેની આગ્રાના 'સદર'ની* જગોએ નિમણુંક થઈ હતી. સ. ૧૫૮૮ માં તેને 'કવિરાજ'ના અર્થવાળો ખિતાબ મળ્યો હતો. હિંદુસ્થાનમાં બેજ મોટા ઉત્તમ ફારસી કવિઓ થઇ ગયા, પહેલો અમીર ખુશરૂ અને બીજો ફૈજી.

સન ૧૫૮૯ માં અબુલફજલની મા મરણ પામી, તે વખતે બાદશાહ પોતે આશ્વાસન આપવા તેને ઘેર ગયો હતો. અબુલફજલની સલાહથી બાદશાહે નવીન ધર્મ સ્થાપન કર્યો એ ઘણા મુસલમાનોને રૂચ્યું નહિ. ફાવે તે યુક્તિ કરીને એ તોડી પાડવાના દરબારમાં અનેક પ્રયત્નો ચાલુ હતા. સલીમના સલાહકારોએ તેને વિરૂદ્ધ પક્ષમાં ખેંચી લીધો. આથી અબુલફજલના શત્રુઓ જોરપર આવ્યા, અને સલીમ પોતે તેનો નાશ કરવાની ખટપટ કરવા લાગ્યો. સલીમે બંડ કર્યું તે વખતે અબુલફજલ સિવાય બાકીના લગભગ સઘળા કામદારો તેને મળી ગયા હતા. આ ખટપટની અને અબુલફજલના ખૂનની હકીકત ઉપર આવેલી છે. સ. ૧૫૯૩ માં શેખ મુબારક મરણ પામ્યો, ત્યારે તેના બન્ને છોકરાને અત્યંત દુઃખ થયું હતું. જો કે મુબારકને ઘણા શત્રુઓ હતા, છતાં તેની વિદ્વત્તા માટે સર્વે લોકોને તેના પ્રતિ ઘણો આદરભાવ હતો, બાપની પછી ફૈજી બે વર્ષે મરણ પામ્યો હતો. (તા. ૫ મી ઓક્ટોબર સ. ૧૫૯૫) મરણ પહેલાં થોડા વખત અગાઉ બાદશાહ પોતાના વિદ્વાન હકીમોને સાથે લઇને ફૈજીની ખબર જોવા ગયેલો, તે વખતે ફૈજીનું બોલવું બંધ થયું હતું, બાદશાહે કહ્યું, 'શેખજી' મારા હકીમો ઔષધ લાવેલા છે, તે ઔષધ તમે લો.' આનો કાંઈ પણ ઉત્તર ન મળવાથી બાદશાહને અત્યંત ચિંતા થઇ કંટાળીને માથાની પાઘડી કાઢીને તેણે જમીન ઉપર નાંખી, અને ઘણા વખત સુધી બેસીને અત્યંત શોક કર્યો. પછી કેટલાક વખત સુધી અબુલફજલને સાંત્વન આપી બાદશાહ પાછો ગયો. આવા

* 'સદર' એટલે મોગલ બાદશાહો આગળ ન્યાયની અપીલોની સુનાવણી કરાવનાર અમલદાર.

વિદ્વરત્નને ભૂષણ માનનારા અને તેને માટે શોક કરનારા બાદશાહને ધન્ય છે ! અબુલફજલનો ભ્રાતૃપ્રેમ પગલે પગલે વ્યક્ત થયેલો છે. અબુલફજલને ખાણાનો ભારે શોખ હતો. તેના ટેબલ ઉપર નાના પ્રકારના ઉત્તમોત્તમ પદાર્થો હમેશાં તૈયાર રહેતા, અને તેની સાથે ભોજન લેનાર મંડળ પણ મોટું હતું. આવા ઉદ્યોગી, વિદ્વાન્ અને ભાગ્યશાળી પુરૂષો ક્વચિતજ જોવામાં આવે છે.

અબુલફઝલની લાયકી તેના બાપ અને ભાઈ બન્નેથી ચઢતી હતી. તેણે કેટલું કામ કરેલું છે, એ તેના ગ્રંથો ઉપરથી જણાઈ આવે છે. તેની ભાષા સાદી અને શુદ્ધ હતી, અને તેના વિચાર મહાન્ હતા. તેને જુઠાણા માટે ભારે ધિક્કાર હોઈ, તેના લેખોમાં અપશબ્દ તો બિલકુલ જણાતો જ નથી. તે કાલના ગ્રંથકારોએ અનેક પ્રકારના આચાર વિચારો માટે અને સ્ત્રીઓ માટે ફાવે તેવી ભાષા વાપરવાની મોજ માણેલી છે, પરંતુ અબુલફજલના લેખો સ્ત્રી કે પુરૂષ, રાય કે રંક, સર્વે પ્રતિ પ્રેમ, આદર અને નિષ્પક્ષપાતથી ઓતપ્રોત ભરેલા છે. એટલો તેના ઉપર જુલમ થયો; એટલા તેના શત્રુ હતા, છતાં એક પણ શખસ માટે તેના લેખોમાં દ્વેષબુદ્ધિનો એક પણ શબ્દ મળી આવતો નથી. 'અકબરનામું' નામના ગ્રંથમાં ઉલમાઓનાં કૃત્યો વિષે ભરપૂર ચર્ચા છે, પરંતુ તે સર્વ ચર્ચા એટલી ગંભીર અને ઉંચા પ્રકારની છે, કે તે વાંચતાં અબુલફજલના મોટા મનની પરોક્ષ રીતે સાક્ષી મળે છે, અને આથીજ અબુલફજલના લેખોને ફારસી ઈતિહાસમાં અગ્રસ્થાન મળેલું છે. શેખ મુબારકે કુરાન ઉપર ઉત્કૃષ્ટ અને વિસ્તારયુક્ત ટીકા લખેલી છે. અબુલફજલનો મોટો ગ્રંથ 'અકબરનામું' છે. આ મોટા ગ્રંથના ત્રણ વિભાગ હોઈ, ત્રીજો ભાગ 'ઐન–ઈ–અકબરી'ના નામથી પ્રસિદ્ધ છે. આ ગ્રંથ તેણે સરકારી કાગળ પત્રોની સહાયથી લખેલો છે. આ કામમાં તેને ઘણાં વર્ષ લાગેલાં હોવાં જોઈએ, અને બીજા ઘણા માણસોની સહાય પણ તેને મળેલી હોવી જોઈએ. અકબરે કરેલાં કેટલાંક ઉત્કૃષ્ટ કામોમાં તેણે પોતાના વંશનો જે સંપૂર્ણ ઈતિહાસ લખાવેલો છે તેની કિંમત વિશેષ હોઈ, આજ કાલની ઐતિહાસિક જાગર્તિમાં તેની વિશેષ મહત્તા ગણાય છે. અકબરનામાના પહેલા ભાગમાં તૈમૂરથી હુમાયુન સુધીનો ઇતિહાસ આપેલો છે. બીજા ભાગમાં અક-

બરની કારકીર્દિની મહત્ત્વની સઘળી બિનાઓનું વર્ણન અબુલફઝલના મૃત્યુ સુધી આપેલું છે. ત્રીજો ભાગ 'ઐન–ઈ–અકબરી' અકબરની રાજ્ય વ્યવસ્થાના વૃત્તાન્તનો છે. 'ઐન' એટલે કાયદા કે નિયમ એવો અર્થ થાય છે, એટલે બીજો ભાગ ઐતિહાસિક હોઈ, ત્રીજામાં નિયમો અને વિવેચન આવેલું છે. 'ઐન–ઇ–અકબરી' ગ્રંથ હાલના રીપોર્ટ અથવા 'ગૅઝેટીયર્સ'ની ઢબનો છે. આ ત્રીજો ભાગ સન ૧૫૯૮ માં પુરો થયો હતો. ઐન–ઈ અકબરીના પાંચ વિભાગ હોઈ, પહેલામાં બાદશાહ, તેનું કુટુંબ, દરબાર વગેરેનું, અને બીજામાં દીવાની લશ્કરી અને દરબારી નોકરો, તેમનાં નામ, કામ, પગાર વગેરેનું વર્ણન છે, ત્યારે ત્રીજામાં ન્યાય અને જમાબંદી ખાતાંને લગતું વિવેચન હોઈ ચોથામાં લોકોની અને વિશેષતઃ હિંદુઓની સામાજિક અને ઐહિક સ્થિતિ વર્ણવેલી છે. પાંચમા વિભાગમાં મહાન્ પુરૂષો અને કવિઓની ઉક્તિઓ, કહાણીઓ, અને સ્ફુટ વચનોનો સંગ્રહ કરેલો છે. આવા પ્રકારનો સર્વ બાજુઓના ભરપૂર વિચારોથી ભરેલો ગ્રંથ આ એકજ છે. ફારસી ભાષામાં અન્ય ઇતિહાસો ઘણા થયેલા છે, પરંતુ તેમાં યુધ્ધોની અને ધામધુમોની હકીકત સિવાય ઝાઝું કાંઈ જોવામાં આવતું નથી. ત્રણસેં ચારસેં વર્ષ પહેલાં લોકસ્થિતિ કેવી હતી, રાજ્યકારભાર કેમ ચાલતો હતો, રાજ્યકર્તાઓ આગળ મોટા મોટા કયા પ્રશ્નો આવતા હતા, અને તે વખતની અને આજની સ્થિતિમાં તથા વિચારમાં કેવું અને કેટલું અંતર પડેલું છે, એ વગેરે હકીકત જાણવા માટે આ ઐન–ઈ–અકબરી જેવો બીજો ગ્રંથ નથી. આ ગ્રંથના ઘણાખરા ભાગનું અંગ્રેજી ભાષાંતર સ. ૧૭૮૩ માં ગ્લૅડ્વિન નામના ગૃહસ્થે કરીને તે તેણે વૉરન હેસ્ટિંગ્સને નજર કર્યું હતું, અને તે સન ૧૮૦૦ માં છપાયું હતું. પરંતુ ગ્લૅડ્વિનને મળેલી મૂળ ગ્રંથની પ્રતિ ઘણીજ અશુદ્ધ હોવાથી ભાષાંતર પણ સારૂં થયેલું નથી. હાલમાં બ્લૉકમૅન અને જેરેટે અબુલફઝલની અસલ પ્રતિ ઉપરથી અંગ્રેજીમાં સુંદર ભાષાંતર કરેલું મળે છે. અબુલફઝલ વિષે બ્લૉકમૅનનો અભિપ્રાય નીચે પ્રમાણે છે.

'અબુલફઝલની સત્ય પ્રીતિ, પરમત સહિષ્ણુતા, તેનો દરબારનો ઘણાં વર્ષનો અનુભવ, તેની સુંદર ભાષા, અને બાદશાહનો તેના ઉપરનો ભરોંસો

એ વગેરેને લીધે તેનો ગ્રંથ વિશેષ કિંમતી થયેલો છે. આ તેણે પોતાના બાદશાહના મહાનપણાનું અને પોતાની વિદ્વત્તાનું એક પ્રકારનું કાયમનું સ્મારક કરી રાખેલું છે. તેના ઉદાર અંતઃકરણને સર્વે કાંઈ સારૂંજ હતું. તેણે પોતાના ધણીની તરફદારી કરવા માટે ઘણી વાતો છુપાવી રાખી છે અને તેની સ્તુતિથી પોતાનું પુસ્તક ભરેલું છે, એવો આરોપ પાશ્ચાત્ય વિદ્વાનોએ કરેલો હોઈ, તે સર્વથા પાયા વગરનો છે. ( આ આરોપનું દિગ્દર્શન પાછળ આપેલી બીવરીજની ટીકામાં આવેલું છે. ) પ્રસંગને અનુસરીને અબુલફજલની કલમમાંથી અકબરની સ્તુતિ નીકળે છે ખરી, પરંતુ તે તદ્દન વ્યાજબી હોઈ, તેને તે બાદશાહ નિઃસંશય પાત્ર હતો.'

'અકબરનામું' અબુલફજલનો સર્વેમાં મોટો ગ્રંથ હોવા ઉપરાંત, જુદા જુદા રાજા રજવાડાઓને અબુલફજલે અકબરના નામથી લખેલાં પત્રોના સંગ્રહનું એક મોટું પુસ્તક અબુલફજલનું છે. બીજા અનેક વિષયો ઉપર તેણે લખેલાં સ્વતંત્ર પુસ્તકો અને તરજુમા પણ છે.

અબુલફજલના બાપ મુબારકને બે સ્ત્રીઓ હતી. પહેલીના પાંચ પુત્રોમાં પહેલો ફૈજી અને બીજો અબુલફજલ હતો. બીજીને એક છોકરો હતો. તે ઉપરાંત તેને ચાર છોકરીઓ હતી. અબુલફજલનો દીકરો શેખ અબ્દુરરહેમાન અફઝલખાન તેના બાપની સાથે દક્ષિણની સ્વારીમાં ગયો હતો. જહાંગીરે તેને બહાર પ્રાંતનો કારભાર સોંપેલો હતો. તે સ. ૧૬૧૩ માં મરણ પામ્યો હતો. જહાંગીરે અબુલફજલનું વૈર તેના છોકરાઓ ઉપર લીધું નહોતું.

**રાજા માનસિંહ**—એ જયપુરનો કચ્છવાહ વંશનો રજપૂત રાજા હતો. એના બાપ ભગવાનદાસે પ્રથમ અકબર સાથે સ્નેહ બાંધ્યો હતો. માનસિંહનું શૌર્ય અને સ્વામિભક્તિ જોઇને અકબર ઘણો ખુશ થયો, અને તેણે તેને પોતાની પાસે રાખી લીધો. પછી ભગવાનદાસની બ્હેનની માગણી અકબરે કરી, ત્યારે તે કબૂલ થતાં તેનું લગ્ન હિંદુ રીતિ પ્રમાણે સપ્તપદી વગેરે સાથે મોટા ઠાઠથી થયું હતું. ગુજરાતની સ્વારીમાં વડોદરા પાસે સારસા આગળ અકબરનો જીવ જોખમમાં આવી પડેલો, ત્યારે માનસિંહે ભારે પ્રયત્ન કરીને બાદશાહનો જીવ બચાવ્યો હતો, તેથી માનસિંહને તેણે મોટાં

મોટાં કામ સોંપી આગળ ચઢાવ્યો. પછી માનસિંહે પરાક્રમ કરીને કાબૂલ અને બંગાળા પ્રાંતો જીતી લીધા હતા. માનસિંહ ઘણા દિવસ સુધી અકબરનો સેનાપતિ હતો. સાત હજાર સ્વારોની 'સપ્તહજારી' મનસબદારી અકબરે પ્રથમ માનસિંહને આપીને સઘળા મુસલમાનો કરતાં તેનું ગૌરવ વધાર્યું. તે પછી કેટલેક વખતે બીજા બે સરદારોને તેણે 'સપ્તહજારી' પદ આપ્યું હતું. 'મીરઝાં' એટલે રાજપુત્રની મુસલમાની પદવી પણ અકબરે માનસિંહને આપી હતી, તેથી પછીના જયપુરના રાજા પોતાના નામની પછી 'મીરઝાં રાજા' નો ખિતાબ લગાડતા. ચિતોડગઢ કબજે કરવા માટે માનસિંહ અકબરને ઘણોજ ઉપયોગી થઈ પડયો હતો, અને તેથીજ રજપુત કુટુંબોમાં બે પક્ષ પડી જઈ તે ઘણા વખત સુધી કાયમ રહ્યા હતા. જેમ અકબરના રાજ્યકારભારની સુધારણાનો યશ મુખ્યત્વે કરીને અબુલફ્જલને ઘટે છે, તેજ પ્રમાણે અકબરનાં યુદ્ધનાં કામોનો મુખ્ય યશ માનસિંહને ઘટે છે. બંગાળા પ્રાંત જીત્યા બાદ માનસિંહે અકબરનગર નામનું શહેર સ્થાપ્યું, જે હાલનું 'રાજમહાલ' છે. અકબરના મૃત્યુસમયે જે એકસંપ થયો હતો તેમાં માનસિંહ સામેલ હતો. માનસિંહ દક્ષિણની સ્વારીમાં હતો તેવામાં સ. ૧૬૧૪ માં મરણ પામ્યો હતો. તેનું શબ અંબર લઈ જઈને બાળવામાં આવ્યું હતું. તે પ્રસંગે તેની ૧૫૦૦ સ્ત્રીઓ પૈકી સાઠ સતી થઈ હતી. 'હિંદુ લોકોનાં અંતઃકરણ પ્રેમાળ હોઈ, તેમની સાથે મમતાથી વર્તવામાં આવતાં તે પોતાનાં નજીકનાં સંબંધીઓને પણ વીસરી જઈને, પોતાના ઉપકારકર્તાને ખરા મનથી ભજે છે; અને પોતાનું હિતાહિત ન જોતાં હરેક અર્થનો ત્યાગ કરીને પોતાની કૃતજ્ઞતા દર્શાવે છે, એમ આ માનસિંહના ઉદાહરણ ઉપરથી ઉત્તમ રીતે સ્પષ્ટ જણાય છે.' (સરદાર જોગેન્દ્રસિંગ, "ઇસ્ટ એન્ડ વેસ્ટ," જાન્યુઆરી ૧૯૦૫).

**મુલ્લાં દોપ્યાજા**—અકબરનાં નવ રત્નોમાંનો મુલ્લાં દોપ્યાજા નામનો ગૃહસ્થ અરબસ્તાનમાં તૈફગામમાં જન્મ્યો હતો. તેનો બાપ ઘણો શ્રીમંત હતો, અને તેની મા પણ ઘણી દેખાવડી અને વિદ્વાન્ સ્ત્રી હતી. નાનપણથીજ એ ઘણો ચાલાક હતો. સઘળું કુરાન તેણે ત્રણ વર્ષમાં મોંઢે કર્યું

હતું. નવમા વર્ષે તેની મા ગુજરતાં તેના બાપે ફરીથી લગ્ન કર્યું પરંતુ તે લગ્ન સુખકારક ન થતાં બાપ ઘર છોડી ગુપ્ત રીતે ચાલતો થયો હતો. છોકરો તેની પાછળ પાછળ શોધ કરતો નીકળ્યો, અને ભીખ માગતો તે ઇરાન થઈ હિંદુસ્થાન આવ્યો. હુમાયુન પાસે રહેતા એક ગૃહસ્થની સાથે તેને ઓળખાણુ થતાં તે તેની પાસે રહ્યો હતો, અને હુમાયુનના રિસાલા સાથે તે હિંદુસ્થાનમાં આવ્યો હતો. તે વખતે તેની ઉમર આખી ૧૫ વર્ષની હતી. દિલ્હીમાં આવ્યા બાદ ત્યાંની એક મસીદમાં રહીને તે લોકોને કુરાન પઢાવવા લાગ્યો હતો. ત્યાં આ મુલ્લાંજીની જલદીજ ખ્યાતિ થઇ. તે ભારે ઠઠ્ઠાખોર હોઇ નાના પ્રકારનાં ગતકડાં મુકીને લોકોને હસાવતો હતો. એક વખતે તે એક ગૃહસ્થને ત્યાં ભોજન માટે ગયેલો ત્યારે ત્યાં પુલાવ કરેલો હતો તે તેને ઘણો પસંદ પડયો, એ પદાર્થ તેણે પહેલાં કદી ખાધેલો ન હોવાથી. તેણે 'તેનું નામ શું?' એમ નજીકના શખ્સને પૂછ્યું. તેણે 'પિલાવ' કહ્યું, તે તે ન સમજ્યો, ત્યારે તેની મશ્કરી કરવા માટે તેને 'દોપ્યાજા' (બે કુંગળીના કાંદા) એવો ઉત્તર મળ્યો, પછી તે જ્યાં ભોજન માટે જાય ત્યારે 'મારા માટે દોપ્યાજા કરો' એમ કહેતો. આ ઉપરથી તેનું નામ મુલ્લાં દોપ્યાજા પડયું હતું. અબુલફજલ અને ફૈજીએ તેની વિદ્વત્તા જોઈને તેની સાથે મૈત્રી બાંધી હતી. ચહેરા ઉપરથી તે તુરતજ મનુષ્યનો સ્વભાવ જાણી જતો. ફૈજી તેને બાદશાહ પાસે લઈ ગયો હતો. તેનો મશ્કરો સ્વભાવ બાદશાહને ઘણો પસંદ પડયો, અને તેણે તેને પોતાની પાસે રાખી લીધો. અકબરે પોતાના નવીન ધર્મનું જે પ્રાર્થનામંદિર બંધાવ્યું હતું તેની સર્વ વ્યવસ્થા આ મુલ્લાંને સોંપી હતી. બીરબલ અને મુલ્લાંજી વચ્ચે હમેશાં એક પ્રકારનો ચડસ ચાલુ રહેતો તેથી બન્ને વચ્ચે ટંટો થતાં અકબરને જોવાની મઝા પડતી. ભરદરબારમાં અદ્દ્ભુત રીતે આક્ષેપો કરીને તે ફાવે તેનું પાણી ઉતારી નાંખતો. ખુદ બાદશાહની પણ તે બ્હીક રાખતો નહોતો, તેથી સર્વ લોકો તેનો દ્વેષ કરતા. સ્વારી અને શિકારમાં હમેશાં અકબરની સાથેજ રહેતો. દક્ષિણની સ્વારીમાં તે માંદો પડયો, ત્યારે તેનાથી સ્વારીનો ત્રાસ સહન થયો નહોતો. બાપનો શોધ તેને કદી ન લાગ્યાથી તે છેવટે

અત્યંત વિહ્વલ થયો, અને સ. ૧૬૦૦ માં નર્મદાના કાંઠે હંડિયામાં મરણ પામ્યો હતો. અકબરે સઘળી ફોજ સાથે તેને સન્માન આપી તેની ઉત્તર-ક્રિયા કરી હતી. ( Modern Review July 1910. )

**રાજા ટોડરમલ્લ.**—ટોડરમલ્લ અયોધ્યા પ્રાંતમાં લહેરપુરમાં જન્મ્યો હતો. તે જાતે ખત્રી હતો, અને તેણે પહેલાં શેરશાહ સૂર પાસે કામ કર્યું હતું. સ. ૧૫૭૪ ના અરસામાં તેણે અકબરની નોકરી સ્વીકારી હતી. ગુજરાત પ્રાંત જીત્યાબાદ ત્યાંની જમાબંદીનું કામ અકબરે ટોડરમલ્લ પાસે કરાવ્યું હતું. પછી બંગાળા પ્રાંત જીતાતાં ત્યાં તેની નિમણુક થઈ હતી. ત્યાંની જમાબંદીનું કામ પૂરૂં થતાં તે આગ્રે આવ્યો હતો. ત્યાં કેટલાક દિવસ તેણે રાજ્યની એકંદર વસુલાતનું કામ કર્યું, અને પછી બંગાળા, ગુજરાત વગેરે સ્થળોમાં થતાં બંડ બેસાડી દેવા તેની નિમણુક થઇ હતી. સ. ૧૫૭૮ માં તેની વજીરની જગોએ નિમણુક થઇ હતી. પછી કેટલેક દિવસે તેને બંગાળાનો કારભાર સોંપવામાં આવ્યો હતો. ગમે તે સ્વારીમાં તે ફત્તેહ કરીને આવ્યા વગર રહેતો નહિ. સન ૧૫૮૩ માં ફરીથી આગ્રે આવ્યા બાદ તેણે જમાબંદીની નવીન સુધારણા અમલમાં આણી, જે ઐન–ઇ–અકબરીના ત્રીજા પુસ્તકમાં આપેલી છે. પહેલાં રાજ્યનો હિસાબ હિંદી ભાષામાં રહેતો હતો, તે ફારસીમાં રાખવાનો રિવાજ ટોડરમલ્લે પાડ્યો. આથી હિંદીભાષા પાછળ પડી ને ફારસી દરબારની ભાષા થઈ, અને હિંદુલોકો પણ ફારસીમાં નિપુણ થવા લાગ્યા, અને તે એટલે સુધી કે, પછી સો વર્ષ સુધી મુસલમાનોને ફારસી શિખવવા માટે હિંદુઓનીજ નિમણુક થતી હતી. રાજ્યકર્તાઓની બરાબર હિંદુઓને હક મેળવવા માટે ફારસી ભાષા ઘણી ઉપયોગી થઇ પડી. બીરબલ મરણ પામ્યા બાદ માનસિંહ સાથે ટોડરમલ્લે અફઘાન સરહદ ઉપર ચઢાઇ કરી હતી. અકબર કાશ્મીર ગયો ત્યારે ટોડરમલ્લ લાહોરમાં રહીને સઘળો કારભાર ચલાવતો હતો. પછી વૃદ્ધાપકાળ થવાથી ગંગા કાંઠે જઇ રહેવા રજા માગતાં બાદશાહે તે આપ્યાથી હરિદ્વાર સુધી ગયા બાદ તેને પાછો બોલાવી લાહોરમાં જ રાખ્યો હતો, એ વાત પાછળ આવી ગઇ છે. તે પછી તે થોડે વખતે સ. ૧૫૮૯ માં લાહોરમાં મરણ પામ્યો હતો. ટોડર-

રમલ્લ સ્વભાવે તીખો અને આગ્રહી હતો. યુદ્ધકળા અને જમાબંદીના કામમાં તેની બરાબરી કરનારો બીજો કોઈ સરદાર નહોતો. તે આરંભમાં નાનો સરખો કારકુન હોઈ સ્વપરાક્રમથી આવે મોટે દરજ્જે ચઢ્યો હતો. અબુલફ્જલ અને ટોડરમલ્લને ઝાઝો સ્નેહ નહોતો, છતાં ફ્જલે તેની પ્રશંસા કરેલી છે. તે પાકો સ્વધર્મનિષ્ઠ હોઈ અકબરના નવીન ધર્મમાં સામેલ થયો નહોતો. એક વખતે અકબર સાથે સ્વારીમાં હતો તે વખતે તેના દેવ ખોવાયા હતા. દેવપૂજા કર્યા સિવાય અન્ન ગ્રહણ કરતો નહિ, તેથી કેટલાક દિવસ સુધી તેણે મોંઢામાં પાણી પણ લીધું નહિ. છેવટે અકબરે જાતે જઈને તેને સમજાવ્યો અને નવા દેવ મંગાવ્યા બાદ તેની પૂજા ચાલુ થઈ. આવી તેની અડગ શ્રદ્ધાને લીધે તેને ફ્જલ સાથે ગોઠતું નહિ. અકબરે પણ તે માટે તેને દુભવ્યો નહોતો, અને તેના ગુણનો લાભ લઈ લીધો હતો.

**રાજા બીરબલ**—એનું મૂળ નામ મહેશદાસ હોઈ, એ બ્રહ્મભાટ-બારોટ કાલ્પીનો રહેનારો હતો. તે ગરીબ પણ બુદ્ધિમાન હતો, અને અકબર રાજ્યાસનપર બેઠા પછી ફરતો ફરતો તેના દરબારમાં આવી ચઢ્યો હતો. ત્યાં તેના સુંદર કવનોની વાત બાદશાહ પાસે પહોંચતાં તે થોડાજ વખતમાં તેનો માનિતો થઈ પડ્યો હતો. અકબરને તેનાં હિંદી કવન બહુ પ્રિય લાગ્યાં, અને તેણે તેને 'કવિરાય'નો ખિતાબ આપ્યો. સ. ૧૫૭૯ માં નગરકોટના રાજા જયચંદને અકબરે કેદ કરીને, તેની જાગિર અને 'રાજા બીરબલ'નો ખિતાબ તેને આપ્યો હતો, અને તેજ નામથી તે આગળ પ્રસિદ્ધ થયો હતો. જયચંદના પુત્ર બુદ્ધિચંદે નગરકોટની જાગિર બીરબલને મળવા દીધી નહિ. ગુજરાતની સ્વારીમાં બીરબલ અકબરની સાથે હતો. અનેક રજપૂત રાજાઓ પાસે અકબર તેને વકીલ તરીકે મોકલતો. રજપૂત રાજાઓને અકબરને શરણે લાવવા, તેમની છોકરીઓનાં લગ્ન બાદશાહી કુટુંબમાં કરાવવાં, વગેરે અનેક મહત્ત્વનાં અને નાજુક કામ તેને સોંપવામાં આવતાં. તે ઘણે ભાગે સાધુ વૃત્તિથી રહીને કાળ નિર્ગમન કરતો. હિંદુ ધર્મનાં ઉત્તમ ઉત્તમ તત્ત્વો તેણે અકબરના મન ઉપર ઠસાવ્યાં હતાં, અને આ કારણથી દરબારના મુસલમાન સરદારો તેનો દ્વેષ કરતા. બીરબલનું ભાષણ ગમ્મતવાળું અને બોધપ્રદ

હતું. મરણ પહેલાં થોડાજ દિવસ અગાઉ તેણે અકબરનો નવીન ધર્મ સ્વીકાર્યો હતો.

**તાનસેન**—સુંદર વનમાંના ભાટીના રાજા રાયચંદ્ર વાઘેલા પાસે તાનસેન નામે એક ગવૈયો હતો. એ ઉત્તમ ગવૈયો છે એવી ખબર અકબરને પહોંચ્યાથી તેણે રામચંદ્ર પાસે તાનસેનની માગણી કરી, ત્યારે રામચંદ્રથી ના કહેવાઈ નહિ. તાનસેન તેનો મોટો દોસ્ત હોઈ, તેને સર્વ વાદ્ય આપીને રામચંદ્રે અકબર પાસે આગ્રે પહોંચતો કર્યો હતો. તેનું પહેલું ગાયન બાદશાહે સાંભળ્યું તેજ વખતે તેને તેણે બે લાખ રૂપીઆ બક્ષિસ આપ્યા હતા. ત્યાર પછી તાનસેન અકબરના દરબારમાંજ રહ્યો હતો. તેણે અનેક કવનો કર્યાં હતાં, જેમાંનાં ઘણાં પદ્યમાં તેણે અકબરનું નામ દાખલ કરેલું છે. આજે પણ લોકો તાનસેનનાં ગાયનો પ્રેમથી ગાય છે.

**હકીમ હુમામ**—હકીમ ફતેહ, અને હકીમ હુમામ તથા તેનો ભાઈ કવિ નુરૂદ્દીન એ ત્રણે ભાઇઓ કાસ્પિઅન સમુદ્રના કાંઠે ગિલાનના રહેનાર હોઈ, તેમના બાપનું ત્યાં ખૂન થતાં, સ. ૧૫૭૬ માં અકબર પાસે આવ્યા હતા. અકબરે તેમને આશ્રય આપ્યાથી, તેમાંના બન્ને હકીમો મોટા દરજ્જે ચઢયા હતા. અકરબરની તેમના ઉપર ઘણી મહેરબાની હતી, અને તેઓ અનેક સ્વારીઓમાં અને એલચી ખાતામાં જતા હતા. સ. ૧૫૮૭ માં હકીમ હુમામ તુરાનના શાહ પાસે અકબરના એલચી તરીકે ગયો હતો. તે નજીક ન હોય તો અકબરને જમણ ભાવતું નહિ. તે સ ૧૫૯૬ માં મરણ પામ્યો હતો. અકબરના નવરત્નોમાં તેનું નામ છે.

**બદાઉની**—મુલ્લાં અબ્દુલકાદર બદાઉની દિલ્હી નજીક બદાઉનમાં સ. ૧૫૪૦ ના અરસામાં જન્મ્યો હતો. નાનપણમાં અને વિદ્વાનો પાસે અભ્યાસ કરીને તે હુશિયાર અને વિદ્વાન્ થયો હતો. તેનો અવાજ ઉત્તમ હોઈ ગાયન, જ્યોતિષ, અને ઇતિહાસના વિષયોનો તેને મોટો શોખ હતો. જલાલખાન કુડચી નામે અકબરની મહેરબાનીના એક ગૃહસ્થે બદાઉનીની બાદશાહ સાથે મુલાકાત કરાવી આપી હતી. આજ જલાલખાને તાનસેનને દરબારમાં આણ્યો હતો. શેખ મુબારક, ફૈજી, અને અબુલફજલની સોબતમાં બદાઉની લાગટ

૪૦ વર્ષ સુધી રહ્યો હતો, છતાં તેમના વિચારોનો વેગ તેનામાં આવ્યો નહોતો. ધાર્મિક માન્યતા માટે તે તેમને મનથી ધિક્કારતો હતો. તેણે સંસ્કૃત શીખીને અકબરના હુકમથી સમગ્ર રામાયણ અને મહાભારતના કેટલાક ભાગનું ફારસી ભાષામાં ભાષાંતર કર્યું હતું. પરંતુ તેનો મુખ્ય ગ્રંથ ' મુન્ત આખુતવારીખ ' એટલે અકબરની કારકીર્દિનો ઇતિહાસ છે. આ સુંદર ગ્રંથનો અંગ્રેજીમાં તરજુમો થયેલો હોઇ, બદાઉની અકબરનો દ્વેષ્ટા હોવાથી, અન્ય ગ્રંથોની સરખામણી માટે તેનો આ માર્મિક ગ્રંથ ઘણો ઉપયોગી થઇ પડે છે. બદાઉનીનો ગ્રંથ અકબરની કારકીર્દિમાં બહાર પડયો નહોતો, પરંતુ પાછળથી જહાંગીરના વખતમાં પ્રસિદ્ધ થયો હતો. સ. ૧૫૯૪ ના અરસામાં બદાઉની મરણ પામ્યો હતો. અબુલફજલ ઉપર બાદશાહની કૃપા તેનાથી સહન થતી નહિ. ' બાદશાહની કૃપા મારા કરતાં અબુલફજલ ઉપર વિશેષ છે. પોતાના મૃદુ સ્વભાવથી, અપરિમિત ઉદ્યોગથી, કપટી વર્તનથી અને અમર્યાદ સ્તુતિથી, ફજલે બાદશાહની કૃપા સંપાદન કરી છે. તે બાદશાહના મનનું વળણ જોઇ વર્તે છે, પરંતુ હું સાદો અને દરબારી રીતભાતથી અપરિચિત હોવાથી મારાથી બાદશાહની તબિયત સંભાળી શકાઈ નહિ. મને એ કામ ઝાઝું પસંદ નથી. બીજું કામ હોય તો સારૂં. ' આ લખવું જરા દ્વેષભાવનું જણાય છે. તે વખતના ધોરણે જોતાં અબુલફજલ મિથ્યા સ્તુતિ પાઠક હતો. એમ કહી શકાય નહિ. પોતાની કાર્યદક્ષતાથીજ તે ઉચ્ચ પદે ચઢયો હતો. બદાઉની પોતાના કામમાં દક્ષ ન હોઇ બાદશાહની પરવાનગી સિવાય તે વારંવાર ગેરહાજર રહેતો. અબુલફજલ અને ફૈજીને તે મુદલ ચાહતો નહોતો, છતાં તે બન્ને ભાઈઓ આખર સુધી તેની સાથે ઘણી મમતાથી વર્ત્યા હતા. બદાઉની ચુસ્ત મુસલમાન હતો એ પણ તેના વૈરનું એક કારણ હશે. બદાઉની વિદ્વાન્ બુદ્ધિમાન્ અને સ્પષ્ટવક્તા હતો. અકબર પાસે અયોગ્ય માણસોનો ઝાઝો પ્રવેશ થતો નહોતો.

બદાઉનીને અકબરે મહાભારતનું ભાષાંતર કરવાનું સોંપ્યું હતું, પણ તેને તે કામ કરવાની હોંશ નહોતી. તે સંબંધમાં તેણે આ પ્રમાણે ઉદ્‌ગાર કાઢેલા છે; ' ખરા મુસલમાને આવું કામ કરવું ! મેં એક બે પ્રકરણોનું ભાષાં-

તર કર્યું છે. તેમાંના છોકરવાદી ભરેલા અને અસંબદ્ધ પ્રલાપ સાંભળીને સઘળા જગતને આશ્ચર્ય લાગશે! આવાં વચનો કદી કોઈએ સાંભળ્યાં નહિ હોય! શું કહેવું, નિષિદ્ધ પદાર્થોની યાદી! પણ મારૂં નસીબ કેવું બળવાન્! મારાજ કપાળમાં આવું કામ આવે! અબુલફજલે આ પુસ્તકની પ્રસ્તાવના લખી! આ પાપથી અલ્લાજ અમારૂં રક્ષણ કરો!' બદાઉનીએ રામાયણનું પણ ભાષાંતર કર્યું હતું, તેમાં તેને ચાર વર્ષ લાગ્યાં હતાં. આ પુસ્તક તેને ઘણુંજ પ્રિય થઈ પડેલું જણાય છે, કેમકે તે તૈયાર થયા બાદ તેની ઘણીજ વાહવા થઇ હતી. ગોવાના એક ખ્રિસ્તિ ભક્તે અકબરના હુકમ ઉપરથી અનેક ગ્રીક ગ્રંથોનાં ભાષાંતર ફારસીમાં કર્યાં હતાં. આ સિવાય બીજાં ઘણાં સંસ્કૃત અને બીજાં પુસ્તકોના તરજુમા અકબરે તે ભાષામાં કરાવ્યા હતા. રોમના પોપ તરફથી પણ કેટલાક સુંદર ગ્રંથો અકબરે મેળવ્યા હતા.

ધર્મસંબંધી વાદવિવાદ જે સભામાં થતો, તેમાં ૩૮ શેખ એટલે આરબ–સાધુઓ, ૬૯ વિદ્વાન્ પંડિત, ૧૫ વૈદ્ય, અને ૧૫૩ કવિ હતા, એમ બદાઉનીનું કહેવું છે. સ. ૧૫૭૮ માં અકબરનું બદાઉનીએ નીચે પ્રમાણે વર્ણન કરેલું છે. 'અત્યાર સુધી બાદશાહ સરળપણાથી વર્તતો હતો. સત્ય શોધનની તેને ઉત્કટ ઇચ્છા હતી. પણ હવે તેનું શિક્ષણ બરાબર ચાલતું નથી. પાસેની મંડળી હલકી અને નાસ્તિક હોવાથી, તેને ઇસ્લામના ખરા-પણા માટે સંશય લાગવા માંડ્યો છે. અડચણ ઉપર અડચણો આવવા લાગી, અને એમ થતાં થતાં તેનો સત્ય શોધી કાઢવાનો મૂળ ઉદ્દેશ બંધ પડ્યો, અને પોતાના ઉત્કૃષ્ટ ધર્મનું મજબૂત બંધન તૂટી જતાં બાદશાહ બેપરવા થયો, અને પાંચ-છ વર્ષની અંદર તેના મનમાં મુસલમાની ધર્મનો લેશ પણ રહ્યો નહિ. તે વખતે સઘળી હકીકત જુદાજ પ્રકારની બની. સ. ૧૫૭૫ માં બાદશાહનો મત એટલો બધો ફર્યો હતો કે મક્કે જવાની પરવાનગી માગી હોય તો તે તેને દેહાન્તની શિક્ષા કરે.'

અકબરના નવરત્ન દરબારના સાથે આપેલા ચિત્રમાં બદાઉનીનું નામ નથી, અને બહેરામખાનનું છે. બહેરામનો અંત કારકીર્દિના આરંભમાંજ થયો હતો. કવિઓએ અકબરના દરબારને 'નવરત્ન દરબાર'નું નામ પૂર્વ સંપ્રદાયને

અનુસરીને આપ્યું હશે, છતાં તેમાં નવજ રત્નો હતાં એમ નથી. અકબરની પાસે હજારો રત્ન નીપજ્યાં હતાં, છતાં તે સર્વેનું વર્ણન અહિં થઇ શકે તેમ નથી. એકંદરે તે ધામધુમના કાળમાં પણ ગુણી અને પરાક્રમી લોકો કેવી રીતે આગળ આવ્યા હતા, એ ઉપલાં ચરિત્રો ઉપરથી જણાઈ આવે છે. આવા પ્રકારનાં ચરિત્રો ઉપરથી તે કાળની ભાંગફોડ અને વસ્તુ સ્થિતિની સારી કલ્પના મનમાં આવી શકે છે. મોગલ બાદશાહોનો ઈતિહાસ ઘણાઓના જાણવામાં હોવાથી તેમનાં યુદ્ધ અને પરાક્રમોથી તેઓ વાકેફ છે. પરંતુ તેટલા ઉપરથી તે કાળની અંતઃસ્થિતિનું ખરૂં ચિત્ર મનમાં ખડું થતું નથી. તેવું ચિત્ર ઉત્પન્ન થાય, તે કાળની સ્થિતિની થોડી ઘણી વાસ્તવિક કલ્પના મનમાં આવે એટલા માટે અનેક પુરૂષોનાં ચરિત્રો અને ઉથલપાથલનાં વિગતવાર વર્ણનો થોડુંક લંબાણ કરીને પણ ખાસ ઉપર આપેલાં છે. તે ઉપરથી ઈતિહાસમાં કેવળ રાજકીય ઉથલપાથલજ નહિ, પરંતુ માનસિક ચરિત્રનાં સર્વ અંગોનો સમાવેશ કેવી રીતે થયેલો હોવો જોઈએ એ પણ જણાઈ આવશે.

અકબરની કારકીર્દિ વિષે એટલું સાહિત્ય ઉપલબ્ધ છે કે ૫૦૦–૧૦૦૦ પાનાંનો સ્વતંત્ર ગ્રંથ તેના ઉપર લખાય, તો પણ તે વિષય સમાપ્ત થાય નહિ. સ્વતંત્ર પુસ્તકો અને માસિક ચોપાનિયાંદ્વારા નાના પ્રકારના પ્રશ્નોની ચર્ચા થયેલી છે, અને હજી પણ થાય છે. ઇંડિયન વર્લ્ડ, માડર્ન રિવ્યુ, હિંદુસ્થાન રિવ્યુ, ઇસ્ટ ઍન્ડ વેસ્ટ, વગેરેમાં એ સંબંધે ઉપયોગી ચર્ચા આવેલી છે. આવી હકીકતની જેટલી લેવાઈ તેટલી નોંધ આ ગ્રંથમાં લીધેલી છે. ઐન–ઈ–અકબરીમાં ૪૧૫ મનસબદારોનાં ચરિત્ર આપેલાં છે, જેમાં ૫૧ હિંદુઓ છે. ઘણા ખરા ગૃહસ્થો ઇરાન, અરબસ્તાન વગેરે દેશોમાંથી અકબરના દરબારમાં આવ્યા હતા, અને તેમનું ગૌરવ થયું હતું. હિંદુઓની ભરતી આગળ શાહજહાનના વખતમાં ઘણીજ કમી થવા લાગી હતી. અકબરના મનસબદારોમાં હિંદુસ્થાનમાંના મુસલમાનો પણ ઘણા થોડાજ હતા, અને એકંદરે તેના વખતમાં પરદેશી મુસલમાનોનું ભરણું હિંદુસ્થાનમાં ઘણુંજ થયું હતું. અબુલફઝલ કહે છે, દરરોજ કોઈ નવીન આવનાર શખ્સને મનસબ માશા વગર અથવા બક્ષિસ, નોકરી વગેરે મળી તેમને સંતોષ થયા વગરનો

એક પણ દિવસ જતો નહિ. મોગલ બાદશાહના જેવું ઐશ્વર્ય, અકબરના જેવો આશ્રયદાતા, મુસલમાનો જેવા તાજા જુસ્સાના અને પરાક્રમી લોકો, એ સર્વે યોગ એકઠા થયા બાદ તે કાળના ભાગ્યોદયમાં શું વર્ણવવું! તેની માત્ર કલ્પનાજ કરી લેવી જોઇએ. ઉપર આપેલાં ચરિત્રો ઉપરથી અને વિશેષે કરીને અબુલફજલ જેવાના ઉદાહરણ ઉપરથી ગુણીજનોની સંભાવના તે વખતે કેવી થતી, અને હરેક ગુણ અને કસબને પ્રસિદ્ધિમાં આવવા માટે તે વખતે કેટલો આશ્રય મળતો, એની કલ્પના કરી શકાય છે.

સર્વ સૂત્રનો ચાલક અને સર્વાધિકારી એવો એક ધણી પોતાના ઉપર છે, તેની પાસે દોડી જઈ દાદ માગી શકાય છે, તેને પોતાનો ગુણ બતાવીને તેનો લાભ લઈ શકાય છે, એવા પ્રકારની ભાવના પ્રત્યેક પ્રજાજનના મનમાં ઉત્પન્ન થઈ, અકબરના વખતમાં નવીન યુગ શરૂ થયો હતો. કેવળ હિંદુસ્થાનમાંથી નહિ, પરંતુ પૃથ્વી ઉપરના દૂરના ભાગોમાંથી ગુણીજનો તેના દરબારમાં આવવા લાગ્યા હતા. તેમની ત્યાં ઉત્કૃષ્ટ રીતે બરદાસ્ત રાખવામાં આવતી, અને તેમના ગુણોનો ત્યાં વિકાસ થતો. આથી કરીને હરેક સદ્ગુણ, કસબ અને હુન્નરનું પરિપોષણ થયાથી, મોગલ બાદશાહની જે કીર્તિ ચાલુ થઈ હતી તે આજે પણ સઘળા જગતમાં ગાજી રહી છે.

અકબરની ત્રણ ધાવનાં નામ પ્રસિદ્ધ છેઃ—ઝૈનખાનની મા પીછાજાન અનાગા, આદમખાનની મા મહામ અનાગા, અને આઝમખાનની મા જિજી અનાગા. એ સર્વ બાઈઓનું માન ઘણું હોઈ, તેમના છોકરાઓને મોટાં મોટાં કામ મળ્યાં હતાં. આમાંની છેવટની બાઈ ઉપર અકબરની વિશેષ પ્રીતિ હતી. બહેરામખાન, મુનિમખાન, આદમખાન, બહાદુરખાન, ખ્વાજાજહાન, ખાનખાનાન અને મીરઝાં, અઝલ, કોકા એટલા શખસો અકબરના વજીર હતા.

ઉપર કહેલા ઉપરાંત અથર્વેદ લીલાવતી, જાતક, હરિવંશ, અને નળ દમયંતી, એ ગ્રંથોનાં અકબરે ફારસી ભાષામાં ભાષાંતર કરાવ્યાં હતાં. અબુલફજલ અને બદાઉનીના ગ્રંથો સિવાય, માસિરી–રહિમી, નિઝામુદ્દીનનો તબકાતી–અકબરી, અને ઘણા વિદ્વાનોએ તૈયાર કરેલો તારિખી આલ્ફી, એ વગેરે નામના અકબરની કારકીર્દિના ઇતિહાસો ઉપલબ્ધ છે.

# પ્રકરણ ૨૪ મું.

## નુરૂદ્દીન મહંમદ સલીમ ઉર્ફે જહાંગીર.

### સ. ૧૬૦૫–૧૬૨૭.



**૧ રાજ્યારોહણ.**—અકબરના મૃત્યુ પછી થોડેજ દિવસે તેનો વડો પુત્ર સલીમ 'જહાંગીર' એટલે 'જગતનો જીતનાર' નું નામ ધારણ કરીને આગ્રામાં બાદશાહી તખ્ત ઉપર બેઠો. અકબર અને જહાંગીરના સ્વભાવમાં મોટું અંતર હતું. અકબરના સદ્‌ગુણોનો જહાંગીરમાં લેશ પણ ન હોઈ, અકબરના દોષોજ માત્ર તેનામાં સંપૂર્ણ રીતે ઉતરેલા હતા. વળી તેનામાં બીજા દુર્ગુણો હતા તે તો જુદાજ. તે વિષયાસક્ત, નિષ્ઠુર, સ્વચ્છંદી, સ્વાર્થસાધક, અને બાલિશ–છોકરવાદ હતો. એમ છતાં અકબરે બાંધી આપેલી રાજ્યવ્યવસ્થા તેણે ન બદલ્યાથી તેની કારકીર્દિ એકંદરે શાન્તિ અને સુખમાં પસાર થઈ હતી. જહાંગીરના વખતમાં ઈંગ્લાંડમાં પહેલો જેમ્સ, અને ફ્રાન્સમાં અનુક્રમે તેરમો અને ચૌદમો લુઈ રાજા રાજ્ય કરતા હતા. તેમની સાથે તુલના કરી જોતાં જહાંગીર ઓછી લાયકાતવાળો ઠરતો નથી.

સિંહાસન ઉપર બેસતાંની સાથે જ જહાંગીરે રૈયતનાં સુખ માટે બાર ફર્માન કાઢયાં હતાં. તે તેણેજ પોતાની હકીકતમાં લખી રાખેલાં હોઈ, આ પ્રમાણે હતાં:—(૧) જમીનદાર લોકો પોતાની હદમાંની રૈયત પાસેથી સ્ટૅમ્પ અને જકાતના કર લેતા હતા તે બંધ કરવા. (૨) પ્રવાસી લોકોની

ચોરીઓ થતી અને ધાડાં પડતાં તે બંધ કરીને તેમના માટે રસ્તા ઉપર ઠેકાણે ઠેકાણે ધર્મશાળા અને કૂવા બંધાવવા. (૩) વેપારી લોકોનો માલ કદી પણ રસ્તામાં ઉઘાડીને જોવો નહિ. તેમજ કોઈ શખ્સ મરણ પામ્યા બાદ તેને વારસ ન હોય તો તેનું વતન સરકારમાં જપત થતું હતું, તે રિવાજ બંધ કરીને વારસ નજ મળે તો એવી નિવારસી આવક લોકોપયોગી કામમાં ખર્ચવી. (૪) રાજ્યમાં મદ્ય તૈયાર કરવો નહિ અને તે વેચવો નહિ. (બાદશાહે પોતાના મદ્યપાનની અને તે સંબંધી રાખેલી સાવચેતીની હકીકત આ સાથે આવેલી છે.) (૫) સરકારી નોકરોએ કે બીજાઓએ બીજાનાં ઘર પોતાના ઉપયોગમાં લેવાં નહિ; અને રાજ્યમાં ગુન્હેગારોના નાક, કાન, કાપવાની શિક્ષાની સર્વ રીતે મનાઈ કરવી. (૬) જમીનદારોએ અગર સરકારી નોકરોએ રૈયતની જમીન તેમની પાસેથી પોતાના ખેડાણ માટે લેવી નહિ. (૭) પ્રત્યેક મોટા મોટા શહેરમાં રોગીઓની સવડ માટે દવાખાનાં બાંધીને તેમના ઓસડવેસડની તજવીજ કરવી. (૮) મારા જન્મદિવસથી મારી વયનાં વર્ષ જેટલા દિવસ અને પ્રત્યેક ગુરૂવાર અને રવિવારને દિવસે રાજ્યમાં કોઈ પણ પ્રકારનો પશુવધ થવા ન દેવો. (૯) દર રવિવારે સૂર્યોપાસના કરવી. (૧૦) ફોજના અને આસમી ખાતાના સર્વ નોકરોના પગાર સવાયાથી બમણા સુધી વધારવા. (૧૧) વતનદારોનાં સઘળાં વતન તેમની પાસે વગર તકરારે ચાલુ રાખવામાં આવશે. (૧૨) કિલ્લામાંથી અને તુરંગમાંથી ઘણા દિવસથી પડી રહેલા કેદીઓને છોડી દેવા.

આવા પ્રકારનાં આરંભમાં કરેલા કેટલાંક કૃત્યો ઉપરથી જહાંગીર બાપના જેવોજ પ્રજાપાલક નીવડશે એવું સર્વે લોકોને લાગ્યું. બાપના વખતના સર્વ અનુભવી અમલદારોને તેણે કાયમ રાખ્યા. જકાત લેવાના નિયમોમાં તેણે અનેક ઉપયોગી ફેરફાર કર્યા, અને સર્વ પ્રકારના અરજદારોની બાદશાહ સુધી ફાવે ત્યારે દાદ પહોંચે તે માટે તેણે સુવર્ણઘંટાની યોજના કરી. પોતાના મહેલમાંથી એક સોનાની સાંકળી બહાર સુધી લટકતી તેણે રખાવી. તેને ૬૦ ઘંટાઓ લટકાવેલી હતી. બહારથી તે સાંકળી ખેંચતાંજ સઘળી ઘંટાઓ વાગતી અને બાદશાહ પાસે અરજદારની ફરિયાદ તાબડતોબ

પહોંચતી. બહારથી મુસલમાની ધર્મ વિષે તેણે પોતાની શ્રદ્ધા દર્શાવ્યાથી મુસલમાની પ્રજાનું વિશેષ સમાધાન થયું. મદ્ય, અફીણ વગેરે માદક પદાર્થોનું સેવન કરવું નહિ એવો તેણે કાયદો કર્યો. આ કૃત્યોથી જહાંગીરની કારકીર્દિ સુખરૂપ નીવડયાનો સર્વેને ભરોંસો પડયો.

આ કારકીર્દિની હકીકત અનેક પાશ્ચાત્ય પ્રવાસીઓએ લખી રાખેલી છે. જહાંગીરની પહેલાંના કાળ વિષે મુસલમાન ગ્રંથકારોની એક તરફી માહિતી ઉપર આધાર રાખી રહેવું પડે છે, પરંતુ હવે પછીને માટે તેમ નથી. સર ટૉમસરો, ફાધર કાટ. કૅપ્ટિન હૉકિન્સ વગેરે ગૃહસ્થોએ લખી રાખેલી મોગલ બાદશાહોની હકીકત વાંચવા લાયક છે.

૨. **જહાંગીરના બૈરાં છોકરાં, શાહજાદો ખુશરૂ.**—જહાંગીરની **પહેલી સ્ત્રી**—જોધપુરના રાજાની પુત્રી જોધાબાઈનું* લગ્ન સ. ૧૫૮૪ માં થયું હતું. એને બે છોકરાં હતાં. (૧) સુલતાનુન્નિસા બેગમ, ૨ શાહજાદો ખુશરૂ. **બીજી**—બિકાનેરના રાજા રામસિંહની પુત્રી. **ત્રીજી**—રાજા માલદેવના પુત્ર ઉદયસિંહની દીકરી—જગદ્ગોશાપિની, એને એક પુત્ર શાહજાદો ખુરમ થયા બાદ તેનું સ. ૧૬૧૯ મૃત્યુ થયું હતું. **ચોથી**—ખ્વાજા હસનની પુત્રી, જેનો છોકરો પર્વિઝ. એ સ. ૧૫૯૮ માં મરણ પામી હતી. **પાંચમી**—રાઠોડ રાજા કેશવદાસની દીકરી. એને બહારબાનુબેગમ નામની પુત્રી હતી. **છઠ્ઠી અને સાતમી**—નામ મળ્યાં નથી. તેમને જહાંદાર અને શહેરિયાર નામના છોકરા હતા. **આઠમી**—નાના તિબેટના રાજા અલીરામની પુત્રી. **નવમી**—રાજા માનસિંહની પૌત્રી. **દશમી**—મિહરુન્નિસા ખાનમ્ ઉર્ફે નૂરમહાલ; અથવા ઈતિહાસપ્રસિદ્ધ નૂરજહાન. તેને છોકરૂં નહોતું. જહાંગીરનું વજન ૬૫૧૪ તોલા એટલે ૧૬૨ પૌંડ હતું.

આ ઉપરાંત બીજી દશ સ્ત્રીઓનાં નામ બ્લૉકમેને આંપેલાં છે. તેમાં જેસલમેરના રાવળની દીકરી, અને રામચંદ્ર બુંદેલાની દીકરી બે રજપૂત હતી. ખુશરૂ, પર્વિઝ, ખુરમ, અને શહેરિયાર એ ચાર છોકરા પ્રસિદ્ધ છે. મોટા ખુશરૂને તેના બાપની સાથે કદી બનતું નહિ. પર્વિઝ મદ્યપાનમાં નિ-

* આઇન-ઇ-અકબરી.-બ્લોકમૅન,-પુ-૧ પૃ ૬, ૧૯ જુઓ.

મગ્ન રહેતો. આ દુર્વ્યસનથી મોગલ કુળનો ઘણે ભાગે નાશ થયો. ખુદ જહાંગીરની મોટાઈ પ્રસિદ્ધ ન થવામાં આજ દુર્ગુણ કારણ બન્યો હતો. પર્વિઝ દુર્બુદ્ધિવાળો અને ગર્વિષ્ઠ હતો. દક્ષિણની ફોજનો તે સેનાપતિ હોઈ, ખાનખાનાનના હાથમાં એક પુતળા જેવો હતો.

ખુરમજ આગળ શાહજહાન નામથી પ્રસિદ્ધ થયો. તે ઘણો ચતુર અને તીવ્ર બુદ્ધિનો હતો. તેની મહત્ત્વાકાંક્ષા ઘણી જબરી હોઈ તે સિદ્ધ થવા માટે જોઈતું સમયસૂચક વર્તન, ચાલાકી, પ્રપંચીપણું વગેરે ગુણો તેનામાં પુષ્કળ હતા. પર્વિઝ જેવી મદ્યપાનની તેને લત નહોતી, છતાં તેને બીજો મોજશોખ બહુ ગમતો. રાજ્યગાદી મેળવવા માટે તે આતુર હોઈ તેણે રાજ્યમાં ઘણી ઉથલપાથલ કરી હતી. શહેરિયારનું નામ વિશેષ મહત્ત્વનું નથી. જહાંગીરની કારકીર્દિના અંત ભાગમાં જે બખેડા થયા હતા તેમાં તેનો કેટલેક અંશે હાથ હતો.

જહાંગીરના વડા પુત્ર ખુશરૂની હકીકત પ્રસ્તુત પ્રસંગે વિશેષ મહત્ત્વની છે. જહાંગીર ગાદીએ બેઠા બાદ ૭ મહિનામાંજ ખુશરૂએ બાપની વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું. અકબરના દરબારમાં રજપૂત અને મુસલમાન એવા બે પક્ષ હમેશાં રહેતા. અકબરની કરડી નજરને લીધે આ બન્ને પક્ષો વચ્ચેનો દ્વેષભાવ બહાર જણાતો નહોતો. પોતાની પાછળ ખુશરૂ ગાદીએ બેસે એવી અકબરની ઇચ્છા હતી. રજપૂત પક્ષે તેને સહાય્ય આપીને જહાંગીરને ગાદી ઉપરથી ખસેડવાનો વિચાર ચલાવ્યો. ખુશરૂનું વળણ ખ્રિસ્તિ ધર્મ તરફ હતું. કોઇને કોઇ વખતે જહાંગીર પોતાની આંખો ફોડાવશે અથવા પ્રાણ લેશે એવી તેને દહેશત હતી. આથી તે આગ્રા છોડીને પંજાબ ભણી નાસી ગયો, અને ત્યાં તેને ઘણા લોકો આવી મળ્યા. તેણે લાહોરને ઘેરો ઘાલ્યો; પરંતુ કિલ્લો તેને કબજે થયો નહિ. જહાંગીર તુરતજ તેની પુંઠે ધાયો. બાદશાહી ફોજ આગળ ન ટકી શકાયાથી હુમાયુનની પેઠે ઇરાનમાં જવાના ઇરાદાથી તે નાસી જતો હતો, તેવામાં જહાંગીરના માણસોએ તેને ઝેલમ નદીમાં વહાણની અંદરથી પકડીને તેના બાપની આગળ આણ્યો. જહાંગીરે તેના સાથીઓને પકડીને અત્યંત ક્રૂર શિક્ષા કરી. સેંકડો માણસોને હાથીના પગ

તળે ચગદાવીને અથવા જીવતાં ચામડી ઉતરાવીને, અગર નદીમાં ડુબાડીને મારી નખાવ્યા. દરવાજા બહાર શૂળીઓની હાર કરાવીને તેના ઉપર ૭૦૦ માણસોને ચઢાવી દીધા. તેમનું દુઃખ જોઇ ખુશરૂને શરમ લાગી અને તેના ઉપર ધાક બેસી જાય તે માટે જહાંગીરે તેને શૂળીઓની હાર આગળ ફેરવ્યો. તેને જહાંગીરે જીવિતદાન આપ્યું, છતાં તેને જન્મપર્યંત બંદીખાનામાં રાખ્યો. તેનું ઘણું ખરૂં આયુષ્ય એજ બંદીખાનામાં ગયું. અનારામ નામના રજપૂત સરદારને ખુશરૂ ઉપર દેખરેખ રાખવા માટે નીમ્યો હતો. નમ્રતાથી વર્તીને પોતે બાપની મહેરબાની ફરીથી મેળવવી એવી ખુશરૂને આશા હતી, બંદીખાનામાં પડયા પછી તે સર્વને પ્રિય થઈ પડવા લાગ્યો; ખુશરૂને બે સ્ત્રીઓ હતી, એક અઝમખાન કોકાની દીકરી, અને બીજી મીરઝાં મુજફ્ફર-હુસેનખાનની દીકરી. તેને ત્રણ છોકરા અને એક છોકરી થઈ હતી. પહેલો બુલંદ અખ્તાર નાનપણમાંજ ગુજર્યો હતો. બીજો દાવરબક્ષ ઉર્ફે બુલકી, અને ત્રીજો ગર્સાસ્પ. છોકરીનું નામ હોશમંદબાનુ બેગમ હોઈ, તેને દાનિયા-લના પુત્ર હોશંગ સાથે પરણાવેલી હતી. પર્વિઝને એકજ પુત્રી હોઈ તે દારા શેકોને પરણાવેલી હતી.

નૂરજહાન અને તેના ભાઈ અસફખાનના મનમાં ખુશરૂનો ઘાટ ઘડ-વાનો વિચાર હતો. અસફખાનની છોકરી મુમતાજમહાલ જહાંગીરના છોકરા ખુરમને આપેલી હતી, તેથી જહાંગીરની પછી ખુરમને બાદશાહી તખ્ત મળે એવી ખટપટ નૂરજહાન અને અસફખાને ચાલુ કરી. એક દિવસે બાદશાહ દારૂ પીને બેભાન થયેલો હતો તેવામાં અનારામને ખસેડીને તેની જગોએ અસફ-ખાનને ખુશરૂ ઉપર દેખરેખ રાખવા નીમવો એવી નૂરજહાને બાદશાહને વિનંતિ કરી. તેજ રાતે અનારામ પાસે જઇને ખુશરૂને પોતાના તાબામાં લેવાની બાદશાહની આજ્ઞા થઈ છે એમ અસફખાન કહેવા લાગ્યો. અનારામે તેનું કહેવું ન માનતાં કહ્યું કે, 'બાદશાહે ખુશરૂને મારા તાબામાં સોંપેલો છે. તેને હું બાદશાહને પાછો સોંપીશ. બીજા કોઈને સોંપનાર નથી? આવો ચોખ્ખો-ચટ જવાબ અસફખાનને મળતાં તે નિરુત્તર થયો. બીજે દિવસે અનારામે રાત્રે બનેલી હકીકત બાદશાહને કહી, ત્યારે તેણે અનારામની ઘણીજ તારીફ

ફરી, અને આવીજ રીતે નોકરી બજાવવા તેને કહ્યું. ફરીથી સાતમે દિવસે નૂરજહાને બાદશાહ પાસે તે વાત કાઢી. આ વખતે અનારામને બાદશાહે હુકમ આપ્યો કે ખુશરૂને અસફખાનને હવાલે કરો. તે વખતે દરેક જણને લાગ્યું કે ખુશરૂના દહાડા ભરાઈ ગયા છે. અસફખાન ખુશરૂને પોતાના તાબામાં લેવા ગયો તે વખતે તેની બ્હેન અને બીજી સ્ત્રીઓએ જનાનખાનામાં આક્રંદ કર્યું. તેમણે ખાવું પીતું પણ છોડી દીધું. 'ખુશરૂનો વધ થશે તો અમે આત્મહત્યા કરીશું,' એવું તેમણે જણાવ્યું. જહાંગીરે તેમને અનેક પ્રકારે સમજાવી, કહ્યું કે "ખુશરૂના જીવને નુકશાન થશે નહિ." તેણે નૂરજહાનને તેમનું સમાધાન કરવા મોકલી. પરંતુ તેમણે ગાળો દઈને નૂરજહાનની મુલાકાત લીધી નહિ. બાદશાહના દરબારમાં આવેલા અંગ્રેજ લોકો આ હકીકત લક્ષપૂર્વક જોતા હતા. ખુશરૂને રાજ્ય મળશે તો તે ખ્રિસ્તિલોકોને માન આપશે, અને જો ખુરમને મળશે તો તે ખ્રિસ્તિ લોકોને નુકશાન કરશે, એમ અનુમાન ચાલતું હતું. પછી કેટલેક વર્ષે જહાંગીર બાદશાહ સઘળા રિસાલા સાથે માંડવગઢ માટે, અને નીકળતી વખતે ખુશરૂની મુલાકાત થતાં તેણે તેને પોતાની સાથે લીધો. તે વખતે કેટલાક વખત સુધી શત્રુઓનાં મોઢાં બંધ થયાં. રસ્તામાં અંગ્રેજી વકીલ સર ટૉમસ રોને ખુશરૂની સાથે મુલાકાત થઈ હતી. દરબારની ભાંજગડોમાં ખુશરૂ કાંઈજ જાણતો નહોતો એમ તે મુલાકાતમાં જણાઈ આવ્યું હતું.

કેટલેક દિવસે નૂરજહાનનો ખુશરૂ ઉપરનો ક્રોધ કમી થયો. ખુરમે બાદશાહના પ્રસિદ્ધ સરદાર ખાનખાનાનની પૌત્રી સાથે લગ્ન કર્યું પોતાની ભત્રિજી મુમતાજમહાલ એક સ્ત્રી હયાત છતાં ખુરમે બીજું લગ્ન કર્યું. એ વાત નૂરજહાનને પસંદ પડી નહિ. બાદશાહની પણ હવે ખુશરૂપર મહેરબાની થઈ હતી. નૂરજહાનને પહેલા ધણીથી થયેલી એક છોકરી હતી તે ખુશરૂને પરણાવીને તેની સાથે સ્નેહ કરવાનો તેણે ધાટ કર્યો. આ તજવીજ ખુશરૂને ગમી નહિ. ખુશરૂને પોતાની સ્ત્રી ઉપર ઘણી પ્રીતિ હતી. તેને કોઈ પણ જાતનું વ્યસન નહોતું, તેથી અકબરના વખતથી તેના ઉપર સર્વે લોકોની અને વિશેષે કરીને રજપૂતોની ઘણી પ્રીતિ હતી. તેના સાસરા અઝમખાનને

અકબરનો નવીન ધર્મ ન પસંદ પડવાથી તે મક્કે જઈ રહ્યો હતો; પરંતુ તે પવિત્ર સ્થળમાં તેની મુસલમાની ધર્મ ઉપરની શ્રદ્ધા ઉઠી ગઈ, અને તે પાછો આવીને અકબરના નવીન ધર્મમાં જોડાયો હતો. તેની છોકરીનો સ્વભાવ પણ તેના જેવો હતો. તેની પ્રીતિને લીધે ખુશરૂએ નૂરજહાનની છોકરી સાથે લગ્ન કરવાની ના પાડી. આથી તેણે પોતેજ પોતાનો જીવ જોખમમાં નાંખ્યો, અને તેની રાજ્યપ્રાપ્તિની આશા નાશ પામી. નૂરજહાનનું મન દુખવવું એ કાંઈ સામાન્ય વાત નહોતી. ખુશરૂની સ્ત્રીએ પણ નૂરજહાનની છોકરી સાથે લગ્ન કરી તેની પ્રીતિ સંપાદન કરવા તેને ઘણું કહ્યું, પરંતુ તે પત્નીભક્ત રાજપુત્રે તે માન્યું નહિ.

પછી જ્યારે જહાંગીરનો અંતકાળ સમીપ આવ્યો એમ લોકોને જણાયાથી, પાછળની વ્યવસ્થા માટે દરબારમાં કલહ શરૂ થયા, ત્યારે નૂરજહાન પોતાની છોકરીને શહેરિયાર સાથે પરણાવી તેને રાજ્ય અપાવવાની ખટપટમાં લાગી. ત્રણે રાજકુંવરોનો નાશ કરવા તેણે યત્ન આરંભ્યો. તે વખતે દક્ષિણમાં યુદ્ધ ચાલતું હોઈ તે માટે ખુશરૂને ત્યાં મોકલવામાં આવ્યો. પાછળ બાદશાહનો કાળ થાય તો ખુશરૂ તેની પાસે ન રહે, એવા ઈરાદાથી ખુરમ તેને પોતાની સાથે દક્ષિણમાં બરાનપુર લઈ ગયો. નૂરજહાને આ ગોઠવણમાં કાંઈ હરકત કરી નહિ. બાદશાહ માંદો પડયાની બાતમી ખુરમને બરાનપુરમાં પહોંચી. એક દિવસે માંદગીનો ઢોંગ કરીને શાહજહાન ખુરમ છાવણી છોડીને દૂર ગયેલો હતો, તેવામાં પાછળ ખાનખાનાનના હુકમથી ખુશરૂનું ખૂન થયું. બરાનપુર આવ્યા બાદ ભાઈના મૃત્યુના સમાચાર શાહજહાને જાણ્યા ત્યારે તેણે પોતાને ઘણું દુઃખ થયેલું દર્શાવ્યું. આ પ્રમાણે મોગલવંશના એક અત્યંત લાયક અને સુશીલ રાજપુત્રનું ખૂન થયાથી બાદશાહીને ઘણું નુકશાન થયું. ત્યાં જહાંગીર મંદવાડમાંથી સાજો થયો. અને ખુશરૂના વધની બાતમી તેના જાણવામાં આવી. તે વખતે ખુશરૂની સ્ત્રી અને એકના એક દીકરા બુલકીને તેણે પોતાની પાસે તેડાવ્યાં, અને દુઃખના આવેશમાં પોતાની પછી બુલકીને રાજ્ય મળે એમ ઠરાવ્યું.

**૩. રજપૂતો સાથે યુદ્ધ.**—(સ. ૧૬૦૮–૧૬૧૪)—જયપુર અને

મારવાડના રાજાઓ સાથે જહાંગીરને સ્નેહ હતો. ઉદેપુરના રાજા સાથે માત્ર તેને યુદ્ધ કરવું પડ્યું હતું. આ યુદ્ધની હકીકત તે રાજ્યના ઇતિહાસમાં આવેલી છે. અકબર મરણ પામ્યો તે વખતે રાણો અમરસિંહ ઉદેપુરમાં રાજ્ય કરતો હતો. તે સ્વભાવે મોજીલો અને વિલાસી હોવાથી મોગલ લોકો સામે બરોબર ટક્કર ઝીલી શક્યો નહિ. આ વાત ઉદેપુરના કેટલાક સ્વામિભક્ત સરદારોને ન રૂચ્યાથી, સલુંબરનો ઠાકોર એક દિવસ અમરસિંહના મહેલમાં પેઠો. ત્યાં રાણાનો સર્વ પ્રકારનો વિલાસ જોઈને, તેનાથી તે સહન ન થયાથી તેણે ત્યાંના મોટા આરસા ઉપર પત્થર મારીને તે ફોડી નાંખ્યો, અને રાણા પાસે જઈને તેને સિંહાસન ઉપરથી નીચે ધકેલી નાંખ્યો. પછી તેણે નીચેના સરદારોને કહ્યું:–' સરદાર લોકો, જુઓ છો શું ? ઘોડા ઉપર સ્વાર થાઓ, અને પ્રતાપસિંહના આ પુત્રની લોકોમાં જે બદનામી થાય છે તેનાથી તેનું રક્ષણ કરો ! ' આ કૃત્યથી રાણો અમરસિંહ સમજી ગયો, અને તેણે તુરતજ પોતાનું આળસ દૂર કરીને યુદ્ધની કમર કસીને તૈયારી કરી. ઉદેપુરના રાજકુટુંબે અત્યાર સુધી મોગલોનું સ્વામિત્વ કબૂલ કરેલું ન હોવાથી, તેમને શિક્ષા કરવા જહાંગીર બાદશાહે પણ સારી તૈયારી કરી. સ. ૧૬૦૮ માં બાદશાહે પોતાની ફોજ વજીર ખાનખાનાનના ભાઈ અબ્દુલ્લાને આપીને તેને ઉદેપુર ઉપર ચઢી જવાનો હુકમ કર્યો. દિવેર આગળ રજપૂતોએ આ ફોજનો પરાભવ કર્યો. ફરીથી સ. ૧૬૧૦ માં અબ્દુલ્લાની અને રજપૂતોની, રાણાપુર નામના સ્થળે બીજી લડાઈ થઈ, તેમાં પણ રજપૂતોને વિજય મળ્યો. પરંતુ આ લડઈમાં અનેક નામાંકિત રજપૂત સરદારો મરણ પામ્યા, અને ઘણું લોહી રેડાયું. આ પરાભવના વર્તમાન સાંભળીને જહાંગીર બાદશાહ ઘણો બેચેન થયો, અને અમરસિંહને શિક્ષા કરવા માટે તેણે ચિતોડ સંગ્રામસિંહ ઉર્ફે સંગ્રાજીને ગાદી ઉપર બેસાડ્યો. પરંતુ મેવાડના રણશૂર યોદ્ધાઓને પોતાની ચારે તરફ આવી રહેલા જોઈને તેને પોતાના વિશ્વાસઘાત માટે શરમ આવી. તેણે રાજ્યનો ત્યાગ કર્યાથી પછી જહાંગીરે તેની બેઆબરૂ કરી, ત્યારે પોતાના પેટમાં કટાર ભોંકીને તેણે પ્રાણ તજ્યા. દિલ્હી દરબારમાં પ્રસિદ્ધિ પામેલો મહોબતખાન આ સંગ્રાજીનો પુત્ર હતો.

સર્વ ઉપાય નિષ્ફળ થયેલાં જોઈ જહાંગીર પોતે ફોજ તૈયાર કરીને અજમેર આવ્યો, અને ત્યાંથી શાહજાદા પર્વિઝને તેણે મેવાડમાં મોકલ્યો. તે વખતે ખામનેરની બારીમાં મોગલો અને રજપૂતોની ભારે લડાઈ થઈ, ફરીથી મોગલોનો પરાજય થયો. આ લડાઇથી મેવાડનો વૈભવ ઘણો વધ્યો. જહાંગીરે પર્વિઝને પાછો બોલાવીને મહોબતખાનને રજપુતાનામાં મોકલ્યો, અને પાછળથી શાહજાદા ખુરમને પણ ત્યાં મોકલ્યો. આ તરફ રાણા અમરસિંહે પોતાના પુત્ર કર્ણને મોગલો સાથે લડવા મોકલ્યો. ખુરમે રજપૂતોને થકવીને તેમને સલાહ કરવા ફરજ પાડી ( સ. ૧૬૧૩ ). રાજપુત્ર કર્ણ બાદશાહને શરણે ગયો, અને તેને બાદશાહી ફોજમાં મનસબદારી મળી ( સ. ૧૬૧૪ ). જહાંગીર કર્ણ સાથે મોટા સન્માન અને મમતાથી વર્ત્યો. એને લગતી ઝીણી ઝીણી હકીકત બાદશાહે પોતાની નિત્યનોંધમાં સવિસ્તર લખી રાખેલી છે. આ પ્રમાણે રજપુતાનાના યુદ્ધનો તુરતને માટે અંત આવ્યો.

૪. **નૂરજહાન, ઈરાની વલણ.**–( સન ૧૫૭૬–૧૬૪૫ )—જહાંગીર બાદશાહની કારકીર્દિમાં નૂરજહાનનો વૃત્તાન્ત વિશેષ મહત્ત્વનો છે. મોગલ બાદશાહીના વખતમાં હિંદુસ્થાનની આબાદી સારી હતી એનો અર્થ આ દેશના લોકોને મોટી મોટી નોકરીઓ, જાગિરો કે અધિકારનાં કામ મળ્યાં હતાં એવો નથી. આ પ્રકારનો સઘળો આશ્રય સરકાર તરફથી તો ઘણે ભાગે પરદેશીઓનેજ મળ્યો હતો. પરંતુ બાદશાહ, તેના સંબંધીઓ, અને પરદેશથી આશ્રય માટે અનેક મુસલમાન કુટુંબો આ દેશમાં આવીને જુદે જુદે સ્થળે કાયમનાં રહેવા લાગ્યાથી આડકતરી રીતે તેમની જરૂરીઆતની તથા મોજશોખની વસ્તુઓ પૂરી પાડવા અર્થે ઉદ્યોગ, ધંધો, હુન્નર વગેરેની વૃદ્ધિ થતાં દેશની સંપત્તિ ખીલવા લાગી, કારીગર લોકોને નિર્વાહનાં સાધન સહેલાઇથી મળ્યાં, અને દરેક પ્રકારની કળા ઉંચ દશાએ પહોંચ્યાથી દેશના લોકોને ઘણો ફાયદો થયો હતો.

અફઘાનોનો પરાભવ કરવા માટે અકબરે રજપૂતોનાં મન સાચવ્યાં હતાં. પચાશ પોણોસો વર્ષ સુધી આ રજપૂતોનું અને એકંદર હિંદુ રીતભાતનું વજન રાજ્યમાં ઘણુંજ વધ્યું હતું. પરંતુ જહાંગીરની કારકીર્દિના આખરના ભાગમાં

આમાં ઘણે અંશે ફેરફાર થયો. અનેક શિયા ધર્મી ઇરાની કુટુંબો દરબારમાં આવતાં તેમનું માહાત્મ્ય વધ્યું હતું. બાદશાહનો તેમના ઉપર દાબ ન બેસતાં, ઉલટી તેમણે બાદશાહ ઉપર અને દરબાર ઉપર પોતાની છાપ બેસાડી. આ પ્રમાણે આ પરદેશી કુટુંબોનું વજન વધતાં વધતાં ઔરંગજેબના વખતમાં આ દેશના લોકોનું વજન ઘણે ભાગે નાશ પામ્યું. શિલ્પકળા અને બાંધકામમાં પણ આવો ફેરફાર થયેલો. અકબરની સિકંદરાની કબર અને આગ્રાના તાજમહેલની ઇમારતોની સરખામણી ઉપરથી જણાઈ આવશે. દરબારમાં ઇરાની વલણ વધારનારાં જે નવીન કુટુંબો આ દેશમાં આવ્યાં હતાં તેમાં નૂરજહાનનું કુટુંબ વિશેષ પ્રસિદ્ધ હોઈ, તે એકજ કુટુંબની દાખલા તરીકે આપેલી હકીકત ઉપર-થી ઉપલી હકીકત વિશેષ સ્પષ્ટ થશે.

ખુરાસાનના સુલતાન પાસે ખ્વાજા મહંમદ શરીફ નામે વજીર હતો. તે શિયાધર્મી વિદ્વાન્ અને કવિ હતો. ઇરાનના શાહ તહ્માસ્પે તેને યજ્દ પ્રાંતનો કારભાર સોંપ્યો હતો. તે સન ૧૫૭૬ માં મરણ પામ્યો. તેના બન્ને ભાઈઓ પણ ઇરાનમાં તેના જેવાજ મોટા મોટા અધિકાર ઉપર હતા. સારાંશ કે, ઇરાનના રાજ્યમાં આ કુટુંબ નામાંકિત હતું. મહંમદ શરીફને એક ઘ્યાસબેગ નામનો છોકરો હતો. આ ઘ્યાસબેગ નૂરજહાનનો બાપ હતો. તેને મીરઝાં ઘ્યાસુદ્દીન મહંમદ પણ કહેતા. પાશ્ચાત્ય ગ્રંથકારો તેને અયાઝનું નામ આપે છે. ઘ્યાસબેગની સ્ત્રી મોટા કુળની હતી. બાપ મરણ પામ્યા બાદ તેને દુઃખી સ્થિતિ પ્રાપ્ત થઈ ત્યારે પોતાના બે છોકરા અને એક છોકરીને લઈને બૈરી સાથે તે ઇરાનમાંથી નાસી ગયો. રસ્તામાં તેને લુંટારાઓએ લૂંટી લીધો, ત્યારે ફક્ત બે ખચ્ચર તેની પાસે રહેલાં હોઈ તેમના ઉપર તેઓ વારા ફરતી બેસતાં. કંદહાર પહોંચ્યા બાદ તેની સ્ત્રીને સુવાવડ આવતાં તેને એક પુત્રી થઈ. ( સ. ૧૫૭૬ ). આ છોકરીનું નામ ‘ મિહરુન્નિસા ’ ( સ્ત્રીઓમાં સૂર્ય ) હતું, અને એને જ નૂરજહાન પણ કહેતા. તેના બાપની સ્થિતિ તે વખતે એટલી કષ્ટપ્રદ હતી કે તેને રસ્તામાં ત્યજી દઈને તે અડચણો વેઠી પ્રવાસ કરતો હતો તેવામાં મલીક મસૂદ નામનો એક વેપારી તેને મળ્યો. આ વેપારી અકબરનો ઓળખીતો હોઈ, તેનો કાફલો હિંદુસ્થાન આવતો હતો તેની સાથે

ઘ્યાસબેગ પણ આ દેશમાં આવ્યો, ફતેહપુર સિક્રીમાં તે અકબરને મળ્યો ત્યારે બાદશાહે તેને નાની સરખી મનસબદારી આપી, અને પછી તેને કાબુલમાં વસુલાતના કામ ઉપર નીમ્યો. ઘ્યાસબેગની સ્ત્રીનું મહેલમાં જવું આવવું થતું હતું, અને તેની સાથે તેની છોકરી પણ જતી. નૂરજહાનની મા ગુણસંપન્ન હોઈ તેવીજ તેની છોકરી પણ નીકળી. તેને ચિત્રો કાઢવાનો અને ભરત ભરવાનો શોખ હતો, અને તે ફારસી ભાષામાં કાવ્યો કરતી. જહાંગીર તખ્ત ઉપર બેઠા બાદ તેણે ઘ્યાસબેગને ઇતિમાદુદૌલાની પદવી આપી હતી. પાછળથી તેનો છોકરો મહંમદ શરીફ ખુશરૂને મળી ગયો છે એવો વહેમ આવ્યાથી તેને જહાંગીરે મરાવી નાંખી બાપને કેદમાં પૂર્યો હતો.

જહાંગીરની પહેલી સ્ત્રી–ખુશરૂની માએ ઝેર ખાઈ પ્રાણ તજ્યા હતા. આ બાઈ ઉપર જહાંગીરની પ્રીતિ વિશેષ હતી. જહાંગીર કહે છેઃ–' તેના ગુણોનું વર્ણન કેટલું કરૂં ? તેની મારા ઉપર એટલી પ્રીતિ હતી કે મારા એક વાળ ઉપર તેણે હજાર છોકરા ઓવારીને ફેંકી દીધા હોત. તેના મૃત્યુથી મને એટલું દુઃખ થયું કે મને પોતાના જીવનો પણ કંટાળો આવ્યો. આખા ચાર દિવસ અને ચાર રાત મેં કાંઈ પણ ખાધું નહિ અને પીધું નહિ.' એ જહાંગીરની સ્ત્રીના મરણના અરસામાં નૂરજહાનનો અકબરના મહેલમાં પ્રવેશ થયો હતો. તે પોતાની મા સાથે મહેલમાં ગયેલી ત્યારે જહાંગીરે તેને જોઈ, ત્યારે તેને મેળવવાની તેને ઇચ્છા થઈ. તેની માને આ વાત પસંદ ન પડતાં તેણે તે અકબરના કાને નાંખી. અકબરને પણ એ વાત ઠીક લાગી નહિ. જહાંગીરની નજર આગળ તેને ન રહેવા દેવી, એવા ઇરાદાથી તેણે શેર અફઘાનખાન નામના એક ઉમદા પઠાણ સાથે તેનું લગ્ન કરીને, તેને નોકરી આપી દૂર બંગાળા પ્રાંતમાં મોકલ્યો, અને જહાંગીરનું બીજું લગ્ન કરીને નૂરજહાનને તેની દૃષ્ટિ આગળથી વેગળી ખસેડી.

સ. ૧૬૦૫ માં જહાંગીર તખ્તનશીન થયો, એટલે તેણે પોતાના દૂધભાઈ કુત્બુદ્દીનને બંગાળાનો સુબેદાર નીમી મોકલ્યો. નૂરજહાનને તેના ધણી પાસેથી ખસેડી પોતાની તરફ મોકલવી એવો તેને જહાંગીરનો હુકમ હતો. શેર અફઘાનખાનના જાણવામાં તે આવતાં તેને ચેન પડ્યું નહિ. નૂરજહાનને

તેણે આ ખબર જણાવી પણ નહિ. તેને પોતાના પતિપર પૂર્ણ પ્રીતિ હતી એમાં સંશય નથી. શેર અફઘાન પોતાની સ્ત્રીને ત્યજવા તૈયાર નથી એવું જહાંગીરે જાણ્યું એટલે તેને પોતાની તરફ મોકલી આપવાનો તેણે કુતુબુદ્દીનને હુકમ કર્યો. તે વખતે કુતુબુદ્દીન શેર અફઘાન પાસે જઇ તેને મળ્યો. કુત્બુદ્દીનના માણસો શેર અફઘાનની આસપાસ નજીક આવવા લાગ્યા, ત્યારે 'આ શું થાય છે.' એમ તેણે પૂછ્યું. કુત્બુદ્દીને પોતાના માણસોને દૂર ઉભા રહેવા કહ્યું, અને નૂરજહાન માટે શેરખાન સાથે વાત કરી. શેરખાનને સઘળી હકીકત વિપરીત ભાસ્યાથી, પાસે સંતાડી રાખેલું ખંજર બહાર કાઢી તેણે કુત્બુદ્દીનના તે ક્ષણે પ્રાણ લીધા. તે સાથે કુત્બુદ્દીનના પાસે ઉભા રહેલા માણસોએ શેરખાનને કાપી નાંખીને બાદશાહનો હેતુ પાર પાડવાની તૈયારી કરી. એક ઇતિહાસકારે થોડીક જુદી હકીકત આપેલી છે. કુત્બુદ્દીનને ઠેર મારતી વખતે નૂરજહાન બાદશાહના હાથમાં જઈ પડે નહિ તે માટે તેને પણ મારી નાંખવા માટે ઘાયલ થયેલો શેરખાન ઘરમાં જતો હતો, એટલામાં નૂરજહાનની માએ તેને બારણામાં રોકી કહ્યું કે, 'નૂરજહાને તે અગાઉજ કૂવામાં પડીને પ્રાણ તજ્યા છે.' આ સાંભળીને તેણે આપઘાત કર્યો. શેરખાન મુઆ બાદ માણસોએ નૂરજહાનને પકડીને આગ્રે મોકલી (સ. ૧૬૦૭). ત્યાં જહાંગીરે પોતાની ઓરમાન માતા રૂકિયા બેગમના જનાનામાં તેને રાખી. તેને અત્યંત દુઃખ થયેલું હોઈ બાદશાહ સાથે લગ્ન કરવાની વાત તેણે ધુતકારી કાઢી. કુત્બુદ્દીનના મૃત્યુથી જહાંગીરને ઘણુંજ દુઃખ થયું. આશરે ચાર વર્ષ સુધી તેણે નૂરજહાન તરફ લક્ષ આપ્યું નહિ. તેના ખાવાપીવાનો પણ બરાબર બંદોબસ્ત ન હોઈ, કપડાં શીવીને અને ભરત ભરીને જે મળે તે ઉપર મોટા કષ્ટે પોતાનો નિર્વાહ કરતી. આખરે આવી સ્થિતિથી કંટાળીને તેણે બાદશાહનું કહેવું માન્ય રાખ્યું, ત્યારે બન્નેનું લગ્ન થયું અને નૂરજહાન પટ્ટરાણી બની ( સ. ૧૬૧૦ ). પ્રથમ જહાંગીરે તેને નૂરમહાલ એટલે 'રાજમહેલનું તેજ' એવું નામ આપ્યું, અને પાછળથી કેટલેક વખતે નૂરજહાન બેગમ ( જગતનું તેજ ) એવું તેનું નામ રાખ્યું. આજ નામથી તે પ્રસિદ્ધ છે.

આ લગ્નથી સઘળા કુટુંબના ભાગ્યનો ઉદય થયો. તેનો બાપ મુખ્ય વજીર થઈ તેને ૬ હજારની મનસબદારી મળી. સ. ૧૬૨૨ માં પ્રથમ તેની મા અને પછી ત્રણ મહિને, ઘ્યાસબેગ પોતે મરણ પામ્યાં. તે ઉદાર અને ધાર્મિક હોઇ, કોઇ પણ શખ્સ તેના ઘેરથી વિમુખ જતો નહિ. તે કવિતા કરતો હતો, અને રાજ્યદ્વારી પત્રવ્યવહારમાં અત્યંત કુશળ હતો. સારા કાગળો તેને લખવા પડતા. તેનો સમાગમ ઘણો આનંદજનક હતો. તેને ક્રોધ ન હોઈ, ઘરમાં બેડી, ચાબુક, કે ગાળોનો ઉપયોગ તેણે કદી કર્યો નહોતો. તેના કાગળ પત્રો ઘણી વ્યવસ્થાથી તે રાખતો. એમ છતાં માત્ર તે લાંચ પુષ્કળ લેતો. તેની સુંદર કબર આગ્રા પાસે છે. તેનો બીજો પુત્ર મીરઝાં અબુલ હસન ઉર્ફે અસફ્ખાન આગળ ઘણો પ્રસિદ્ધિમાં આવ્યો. અસફ્ખાનની પુત્રી મુમતાજમહાલ શાહજહાનની સ્ત્રી હતી. તે સ. ૧૬૪૨ માં મરણ પામ્યો હતો. તેની કબર લાહોરમાં જહાંગીરની કબર નજીક છે. તેનો વાર્ષિક પગાર ચાળીસ લાખ રૂપિયા હોઈ, બીજી પણ તેને જાગિર હતી. મરણ સમયે તેની સંપતિ અઢીકરોડ રૂપિઆની હતી. તેનો લાહોરનો મહેલ દારાશેખોને આપવામાં આવ્યો હતો. મીરઝાં અબુતાલીબ ઉર્ફે શાઇસ્તખાન નામનો તેનો દીકરો ઔરંગઝેબની કારકીર્દિમાં પ્રસિદ્ધિમાં આવ્યો હતો. આ ઉપરાંત ઘ્યાસબેગના કુટુંબનો વિસ્તાર ઘણો મોટો હોઈ સઘળા પ્રાંતમાં તેનાં સગાંસંબંધી ભરેલાં હતાં. નૂરજહાનને બીજી બે બહેનો હતી. સારાંશ કે, ઘ્યાસબેગના કુટુંબે ૫૦ વર્ષ ઉપરાંત મોગલબાદશાહીનો સઘળો કારભાર કર્યો હતો. જહાંગીર અને શાહજહાન બન્ને વિલાસી હોવાથી રાજ્યનાં સઘળાં કામ સ્ત્રીઓના અને સગાંવહાલાંના હાથમાં આવ્યાં હતાં, અને તેથી રાજ્યમાં અકબરના વખતનું હિંદી વલણ ઉત્તરોત્તર ઘટતું જઈ ઇરાની વલણ અત્યંત વધ્યું હતું.

સ. ૧૬૧૦ સુધી નૂરજહાનના દિવસ એકાદ સામાન્ય સ્ત્રીની પેઠે ગયા, પરંતુ પછીથી તે એકદમ સાર્વભૌમ બાદશાહની પટરાણી બની ગઈ. જહાંગીરની તેના ઉપર ઘણી મહેરબાની થઈ, અને તે સર્વથા તેનાજ તંત્રથી વર્તવા લાગ્યો. સ્વભાવથીજ તે રૂઆબદાર અને અમલ ચલાવનારી હતી.

તેણે પોતાના સંબંધીઓને એકદમ મોટાં મોટાં કામ સોંપ્યાં. ઉપર કહ્યું તેમ તેનો બાપ મુખ્ય વજીર બન્યો, અને તે ડાહ્યો અને એકમાર્ગી હોઈ તેણે પોતાનું કામ સારી રીતે બજાવ્યું. બાદશાહ અને તેના આપ્ત માણસોના હાથમાંથી સત્તા ગઈ, અને રાજ્યનો સર્વ કારભાર નૂરજહાન કરવા લાગી. માન મરતબો સઘળો તેના હાથમાં રચી રહેવા લાગ્યો. બાદશાહ બાનુ થવા માટે તેના નામના ખુત્બા પઢાવવાનુંજ માત્ર બાકી રહ્યું હતું. આ પ્રમાણે વનમાં નાખી દીધેલા ઇરાની બાળકના હાથમાં હિંદુસ્થાનની સાર્વભૌમ સત્તા ગઈ. તે વખતે તેની ઉમ્મર ૩૪ વર્ષની હતી. એટલી મોટી વયે તેણે બાદશાહ ઉપર એવો દાબ પાડ્યો એ મોટી વાત છે. દિવસે દિવસે તેનું વજન અને મહત્ત્વ વધતાં ચાલ્યાં. તેની મહોર થયા સિવાય કોઇને જાગિર મળતી નહિ. મહેલના છજામાં બેસીને તે અમીર ઉમરાવોને હુકમ ફરમાવવા લાગી. નાણાં ઉપર પોતાના નામની પાસે બાદશાહે તેનું પણ નામ દાખલ કર્યું. સઘળા ફરમાનો ઉપર બાદશાહની સહી પાસે તે પોતાની સહી કરતી. જનાનખાનામાં તો તેની ધાક ભારે હતી. એકંદરે તેની સત્તા એટલી વધી ગઈ કે બાદશાહ માત્ર નામધારી થઇ પડ્યો. તે લખે છે, ‘ સ્ત્રીની ખરી યોગ્યતા પ્રથમ મારા જાણવામાં નહોતી. નૂરજહાન સાથે લગ્ન થયા પછી તે મને જણાવા લાગી. મેં સઘળો કારભાર તેને સોંપેલો છે. એક શેર દારૂ અને અર્ધોશેર માંસ મને દરરોજ મળે એટલે બસ.’ તેના નામથી જે જાગિરી ચાલતી થતી તેની યોગ્યતા રાજ્યની ત્રીશહજારી મનસબીના જેટલી ગણાતી. તેણે પોતાના સંબંધીઓ અને ઓળખાણવાળાઓને ઉત્તમ ગોઠવણો કરી આપી. તેની ધાત્ર દીલારામ નામે હતી, અને તેના તંત્રથી સઘળું કામ ચાલતું. અનેક નાની વયની અને માબાપ વગરનાં બાળકની તે સંભાળ રાખતી. તે વખતે રાજ્યમાં દંગાફિસાદ ન હોઈ સર્વત્ર શાન્તિ હતી. નૂરજહાનના કારભાર માટે બાદશાહ ઘણું અભિમાન ધરવા લાગ્યો, અને નૂરજહાન જેવો બીજો લાયક મનુષ્ય આ કામ માટે મળનાર નથી એમ તેને લાગવા માંડ્યું. ‘ રાણીના ડહાપણનું વર્ણન કરી શકાવાનું નથી. કોઈ પણ બાબતમાં ગમે તે અડચણ જણાય કે તુરતજ નૂરજહાન તે દૂર કરતી.’

જહાંગીર માંદો થાય ત્યારે કહેતો કે:–' વૈદ્યોને શી અક્કલ છે? નૂરજહાનના જેટલી ચતુરાઇ અને અનુભવ તેમને બિલકુલ નથી.' તે સ્વભાવે ઉદાર હોઇ કોઈના ઉપર જુલમ કરતી નહિ. આથી સર્વ લોકો તેનાં વખાણ કરવા લાગ્યા. બાદશાહને તે વિશેષ ઉપયોગી થઇ પડી. તેના લહેરી અને જુલમી વર્તન ઉપર તેણે ઉભય પ્રકારે દાબ રાખીને સારો બંદોબસ્ત રાખ્યો હતો. દિવસે તે તેને મદ્યપાન કરવા દેતી નહિ, અને રાત્રે પણ તેને મર્યાદા બહાર જવા દેતી નહિ. બાદશાહ સર્વ લોકો સાથે સભ્યતા અને યોગ્યતાથી વર્તે તે માટે તે વિશેષ ખબરદારી રાખતી, અને વ્યસનના છંદથી તેનો પોષાક અને રીતભાત બગડવા દેતી નહિ. પોતાની અક્કલ અને પરીક્ષણ શક્તિથી, ડાહ્યા અને પરોપકારી બાપની મદદથી, અને પતિના ઉદાર સૌજન્યથી તેણે સઘળા રાજ્યમાં એક ખાસ પ્રકારની વ્યવસ્થા આણી દીધી, અને તેથી કરીને ખર્ચ પણ કમી થવા લાગ્યો, અને રાજ્યની આબાદી વધવા લાગી. તે વખતની રીતને અનુસરીને લોકોને જે ન્યાય મળવો જોઇતો હતો, તે તત્કાળ મળતો હતો. દરબારની શોભા અને વૈભવ વધારવામાં તેની ચતુરાઈ વિશેષ હતી. રાજ્યમહેલમાંનો સરસામાન વ્યવસ્થિતપણે રાખવામાં તે ઘણી કુશળ હતી. સ્ત્રીઓના અનેક નવીન શૃંગાર અને દાગીના તેણે પ્રચારમાં આણ્યા. સ્ત્રીવર્ગની સ્થિતિ સુધારવાના તેણે ઘણા પ્રયત્નો કર્યા હતા. તેના ગુણોથી મોહિત થયેલા બાદશાહનું વર્તન પણ ઘણું સુધર્યું હતું. પહેલાંના જેવાં દુષ્ટ કૃત્યો તેના હાથે તે થવા દેતી નહિ. સુલતાના રઝિયા માટે ઇતિહાસકારે આપેલો, ' તેનામાં રાજ્યકર્તા પુરૂષને જરૂરના સર્વ ગુણો હતા. અત્યંત કસોટીથી તેનું વર્તન તપાસીએ તો, તે જાતે સ્ત્રી હતી એ સિવાય અન્ય અવગુણ તેનામાં નહોતા.' એવો અભિપ્રાય નૂરજહાનને પણ સારી રીતે લાગુ પડે છે.

ઉપર નૂરજહાનના સારા ગુણોનું વર્ણન આવી ગયું. પરંતુ ગમે તેમ પણ તે સ્ત્રી હતી, અને તેનામાં ભારે મહત્ત્વાકાંક્ષા વસતી હોવાથી, જહાંગીરની ઉત્તર અવસ્થામાં તેની પછી ગાદી ઉપર કોણ બેસે, એ માટે તેણે અનેક પ્રકારની ભાંજગડો અને ઉથલપાથલો ઉભી કરી હતી, અને તેથી

સઘળા રાજ્યમાં બખેડા ઉત્પન્ન થયા હતા. તે પ્રસંગના નૂરજહાનના વર્તનને રાજ્યના અન્ય પુરૂષો સાથે વિશેષ સંબંધ હોવાથી તે હકીકત આગળ આવશે.

૫. **દક્ષિણમાંની ભાંજગડો.**—અકબર બાદશાહે અહંમદનગર ઉપર સ્વારી કર્યા પછી, ખાનખાનાન નામનો સરદાર દક્ષિણનો સુબેદાર નીમાયો હતો. આ મીરઝાં અબ્દુર રહીમ ખાનખાનાન—બહેરામખાનનો દીકરોજ હતો. તેનાથી દક્ષિણનો બંદોબસ્ત યોગ્ય પ્રકારે થયો નહિ, તેથી મહોબતખાન અને ખાનજહાન લોદીને ત્યાં મોકલીને જહાંગીરે ખાનખાનાનને પાછો બોલાવી લીધો. પછી તેને જુદે જુદે સ્થળે કામ સોંપીને ફરીથી દક્ષિણમાં મોકલ્યો હતો. શાહજહાને તેના બાપની વિરૂદ્ધ કરેલા બંડમાં તેનો હાથ હતો. ખાનખાનાન સ. ૧૬૨૬ માં લાહોરમાં મરણ પામ્યો. જહાંગીરના વખતમાં ખાનખાનાનનું વિશેષ વજન નહોતું. પ્રસંગ જોઈ વર્તનારો હોવાથી તેના ઉપર કોઈનો ભરોંસો નહોતો. ત્રીસ વર્ષ સુધી તે દક્ષિણમાં હતો, પરંતુ શત્રુઓને મળી જઈ મોગલ બાદશાહની નોકરી તેણે વિશ્વાસપૂર્વક બજાવી નહોતી. મલિકંબર સાથે તેને ઘણી દોસ્તી હતી. સ્થળે સ્થળે પોતાના જાસુસ રાખીને હરેક હીલચાલની બાતમી રાખવામાં તે ઘણો હુશિયાર હતો. તે વિદ્વાન્ હોઈ તેને ઘણી ભાષાઓ આવડતી હતી.

પ્રસિદ્ધ મુત્સદ્દી મલિકંબર જે અહંમદનગરનો બચાવ કરતો હતો, તેણે ખાનખાનાનનો પરાભવ કરીને અહંમદનગર પાછું લીધું. પછી ખાનખાનાન બરાનપુર પાછો આવ્યો હતો. ઉત્તર તરફ શાહજાદા ખુશરૂએ કરેલું બંડ મલિકંબરને અનુકૂળ પડયું. ખાનખાનાન દક્ષિણના રાજાઓ પાસેથી લાંચ લઈને સ્વસ્થપણે બેસી રહે છે એમ જહાંગીરને જણાયાથી, ખાંનજહાન લોદી નામના બીજા સરદારને તેણે દક્ષિણનું ઉપરીપણું આપ્યું. પછી સ. ૧૬૧૬ માં શાહજાદા ખુરમને જહાંગીર બાદશાહે દક્ષિણ દેશ જીતવા માટે ફરીથી મોકલ્યો, અને પોતેપોતાના સઘળા રિસાલા સાથે માંડવગઢ સુધી તેની સાથે ગયો. બાદશાહ પોતે સાથે ચઢી આવ્યાથી લશ્કરને વિશેષ ઉત્તેજન મળ્યું. ખુરમે સારૂં પરાક્રમ દર્શાવ્યું, અને તેનામાં યુદ્ધચાતુર્ય વિશેષ છે એમ સર્વને જણાઇ આવ્યું, મલિકંબરનો પરાભવ થઇ અહમદનગર ફરીથી મોગલોને

મળ્યું. આ પ્રસંગે દક્ષિણના મુસલમાનોના માંહેમાંહેનો ટંટો ખુરમને ઉપયોગી થઈ પડ્યો. મલિકંબર સુની હોવાથી, વિજાપુર અને ગોવળકોંડાના શિયાપંથી સુલતાનોએ મદદ કરી નહિ. જય મળ્યા બાદ ખુરમ બાપને મળવા માંડવગડ ગયો, ત્યારે જહાંગીરે તેનું ઘણુજ પ્રેમથી સન્માન કરીને તેનું નામ 'શાહ-જહાન' પાડ્યું. પછી જહાંગીર ગુજરાતમાં આવ્યો, અને તે પ્રાંત પણ પોતાના છોકરાના તાબામાં સોંપીને પોતે આગ્રે પાછો ગયો. (સ. ૧૬૧૮).

દક્ષિણની આ વ્યવસ્થા ઝાઝા દિવસ ટકી નહિ. શાહજહાન ઉત્તર તરફ ગયેલો તે વખતે મલિકંબરે મોગલ રાજનો પરાભવ કરીને તે માંડવગડ સુધી ચઢી ગયો. તે વખતે ફરીથી શાહજહાન દક્ષિણમાં આવ્યો આ પ્રસંગે તે પોતાના ભાઈ ખુશરૂને સાથે લેઈ ગયો હતો, અને ત્યાંજ પછી તે ઉમદા રાજપુત્રનું ખૂન થયું હતું, એમ ઉપર કહેલું જ છે. શાહજહાને મલિકંબરનો બંદોબસ્ત કરીને ઘણો મુલક પાછો મેળવ્યો. પરંતુ તુરત જ દરબારમાં ઘોટાળા ઉત્પન્ન થયાથી અહંમદનગરનો બંદોબસ્ત એટલેથી છોડીને તેને દરબારમાં પાછા જવું પડ્યું (૧૬૨૩).

**૬. જહાંગીર બાદશાહ અને અંગ્રેજ લોકો (अ) કપ્ટિન હોકિન્સ.**—સોળમા સૈકાની આખરે પૂર્વ તરફના રાજ્યો વિષે કેટલીક ચમત્કારિક વાતો વિલાયતમાં ચાલી રહી હતી. હિંદુસ્થાન નામે એક દેશ છે. ત્યાં કોઈ વિલક્ષણ પરાક્રમી રાજા ઉત્પન્ન થઈ સઘળા દેશ ઉપર રાજ્ય કરવા લાગ્યો છે. તેના જેવો ડાહ્યો પુરૂષ ક્વચિત્ જ જન્મે છે. સર્વ ધર્મ ઉપર તેની અનુપમ સમાન દૃષ્ટિ છે. સ્ત્રીઓની પણ ત્યાં વાહવા થાય છે, ઈંગ્લાંડમાં તે વખતે ધર્મ સંબંધી જુલમ અત્યંત દુઃસહ થઈ પડયાથી પૂર્વ તરફની આ વિલક્ષણ કહાણીઓથી લોકોનાં ચિત્ર આકર્ષાયાં—આવા રાજાને એક વખત જોવો તો ખરો, એવી લોકોને ઈચ્છા ઉત્પન્ન થઈ. અહિં આવ્યા બાદ પ્રવાસીઓની નજરે જે દેખાવ પડ્યા તેથી તેઓ દિંગ થઈ ગયા. હિંદુસ્થાનના લોકો હરેક બાબતમાં સુધરેલા છે, રાજ્યકારભારની પદ્ધતિ તેઓ સારી રીતે જાણે છે, તેમની કેટલીક વાતો ફ્રાન્સના ચૌદમા લુઈએ પણ અનુકરણ કરવા જેવી છે, એવી તે પ્રવાસીઓની ખાત્રી થઈ. વિશેષ કરીને આ તરફના

લોકો જંગલી અને અજ્ઞાની હશે, એવો તેમનો ભ્રમ દૂર થઈ, અહિં ધર્મ, ભાષા, કવિતા, કળા વગેરેની વિલક્ષણ પ્રકારે ઉન્નતિ થયેલી તેમના જોવામાં આવી.

આ દેશમાં અકબર બાદશાહે મક્કમ પાયા ઉપર હિંદુસ્તાનમાં સ્થાપેલું રાજ્ય હસ્તગત કરી લેનારી સંસ્થાનો તેની જ કારકીર્દિમાં જન્મ થયો હતો, એ તેના સ્વપ્નમાં પણ આવ્યું નહિ હોય. સન ૧૬૦૦ માં ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ રાણી એલિઝાબેથના રાજ્ય અમલમાં પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવાના હેતુથી ઇસ્ટ ઈન્ડિયા કંપનીની સ્થાપના થઈ. આ વખતે યૂરોપના રાજ્યો વચ્ચે જે સ્પર્દ્ધા ચાલતી હતી તેનું અને તે વખતની એકંદર પરિસ્થિતિનું વર્ણન બ્રિટિશ રિયાસતમાં યોગ્ય સ્થળે આપેલું છે. આ સ્થળે જહાંગીરની કારકીર્દિ સાથે નિકટ સંબંધ ધરાવનારી જ બાબત જણાવવાની છે. જહાંગી-રના વખતમાં હિંદુસ્થાનમાં પોર્ટુગીઝ, ડચ, (વલંદા), અને અંગ્રેજ એવાં ત્રણ રાજ્યો પોતપોતાનો વેપાર વધારવાના કામમાં બાદશાહની મહેરબાની મેળવ-વાની તજવીજ કરતાં હતાં. પોર્ટુગીઝ લોકો આજ ૧૦૦ વર્ષ કરતાં વધુ વખતથી હિંદુસ્થાનમાં રહેતા હતા, અને અકબરની તેમના ઉપર કૃપા હતી. જહાંગીરની મહેરબાની પણ તેમણે મેળવી હતી. પૂર્વ સમુદ્રમાંના બેટોમાં ડચ અને અંગ્રેજ લોકોને બન્યું નહિ ત્યારે તેમણે સૂરતમાં પોતાનો પડાવ નાંખવાની તજવીજ ચલાવી. સૂરત ઘણા વખતથી વેપારનું થાણું હોઈ, તે વખતે ત્યાં વેપારની ઉત્તમ સગવડો હતી. સ. ૧૬૦૮ માં કૅપ્ટિન હૉકિન્સ નામનો ગૃહ-સ્થ 'હેકટર' નામના વહાણમાં સૂરત બંદરે આવ્યો. ઇંગ્લંડના રાજા પહેલા જેમ્સ પાસેથી તેણે જહાંગીર બાદશાહ ઉપર પત્ર આણ્યો હતો. મુકર્રબખાન નામના તે વખતના ગુજરાતના સુબેદારને હેકટર જહાજ ઉપરની તોપોથી ઘણી જ ધાસ્તી લાગી. તે સૂરત આવ્યો, અને હૉકિન્સ પાસેથી તેણે કેટલીક ચીજોની ખરીદી કરી. પોર્ટુગીઝોએ તે વેળા મુકર્રબખાનને લાંચ આપી, તેની આગળ અંગ્રેજોની અને તેમના રાજાની નાલેશી કરી; ગ્રેટબ્રિટન બેટ તદ્દન ભિખારી અને ત્યાંનો રાજા કોળી લોકોનો નાયક છે, એવી તેમણે નિંદા કરી. તેમણે હૉકિન્સનું એક વહાણ પકડયું, પણ હેકટર ઉપર હલ્લો કરવાની તેમની છાતી ચાલી નહિ. છેવટે હિંદુસ્તાનમાંનો માલ ખરીદ કરીને તે હેક્-

ટર વહાણુ મારફતે હૉકિન્સે વિલાયત મોકલ્યો. હેક્ટર નીકળીને જતાં જ મુકર્રબખાને હૉકિન્સ પાસેથી લીધેલા માલના પૈસા આપ્યા નહિ. આગ્રા સુધી સલામતીથી પહોંચાડવા માટે સ્વાર અને સિપાઈઓને સાથે લઈને હૉકિન્સ બાદશાહની મુલાકાતે ગયો.

તે વખતે દરબારમાં ફારસી ભાષા ચાલતી હતી, પરંતુ હિંદુસ્થાની પણ સર્વે સમજતા હતા; વળી જહાંગીર અને તેના ઘણા ખરા કામદાર તુર્કીભાષા પણ બોલતા, અને એ જ તુર્કી ભાષામાં હૉકિન્સ સાથે બાદશાહ સંભાષણ કરતો. હૉકિન્સને તુર્કી ભાષા આવડતી હતી. થોડા જ વખતમાં હૉકિન્સ ઉપર જહાંગીરની મહેરબાની થઈ, અને તેણે તેની માગણીઓ કબૂલ કરીને સૂરતમાં કોઠી નાંખવાની પરવાનગી આપી. તેમના ઉપર કોઈએ જુલમ કરવો નહિ, અને વિના કારણ પૈસા કઢાવવા નહિ, એવું તેણે ફરમાન કાઢ્યું. હૉકિન્સને તેણે ચારસેં સ્વારોની મનસબ આપવા કહ્યું. આ મનસબની વાર્ષિક ઉપજ ૪૮ હજાર રૂપીઆની હતી. આ કામ લઈને પોતાની પાસેની એક બાઈને ખ્રિસ્તિ કરીને તેની સાથે હૉકિન્સે લગ્ન કરવું એમ જહાંગીરે તેને જણાવ્યું. હૉકિન્સે તે બાઈને ન સ્વીકારતાં બીજી એક બાઈ સાથે લગ્ન કર્યું, અને પોતે અંગ્રેજોના વેપારની વૃદ્ધિ કરવા માટે આગ્રે રહ્યો. બે વર્ષ સુધી સતત તેનું મહેલમાં આવવું જવું થયું હતું. બાદશાહ સાથે ખાનપાન માટે તે ખુશાલખાનામાં જતો, અને તે વખતે યુરોપ વિષે અનેક પ્રકારની માહિતી તેણે બાદશાહને આપી હતી. હૉકિન્સે મુકર્રબખાનની ગેરવર્તણૂક માટે બાદશાહને ફરિયાદ કરી. તે અગાઉ તે ખાનની વિરૂદ્ધમાં બાદશાહ પાસે અનેક ફરિયાદો ગઈ હતી. લોકો પાસેથી તેણે પૈસા કઢાવી જુલમ કર્યો હતો, અને બાદશાહ પાસે મોકલવાનું કહીને એક હિંદુ સ્ત્રીને પકડીને છેવટે તેને પોતાની પાસે રાખી લીધી હતી. આવી હકીકત સાંભળી તેને બાદશાહે આગ્રે બોલાવ્યો; અને તેની પાસેથી જે કંઈ મળ્યું તે છીનાવી લીધું. પાછળથી મુકર્રબખાને પૈસા વગેરે ભરીને પોતાનો છુટકારો કરી લીધો, અને પછીથી તેને પહેલાંનું કામ પાછું મળતાં તે ગુજરાતમાં ગયો, ત્યાં હૉકિન્સનું વેર લેવાનો તેણે સંકલ્પ કર્યો. અંગ્રેજોને વેપારની બંધી કરવામાં આવે તો પોતે

ગોવેથી હીરા, માણેક મંગાવી આપવાનું બાદશાહને જણાવ્યું. બીજા અમીરો પણ અંગ્રેજો વિરુદ્ધ બૂમ મારવા લાગ્યા. આ સાંભળીને જહાંગીરના હાંજા નરમ પડી ગયા, અને તેણે પહેલાં આપેલાં સઘળાં વચન પાછાં લઈ અંગ્રેજોને હિંદુસ્થાનમાં વેપાર કરવાની મનાઈ કરી. તે વખતે સ. ૧૬૧૧ માં હૉકિન્સ પોતાની સ્ત્રી સાથે આગ્રેથી ચાલી નીકળ્યો, અને આ પ્રમાણે બે વર્ષનો શ્રમ ફોકટ ગયો. હૉકિન્સના હાથે પછી કાંઈ મહત્ત્વનું કામ થયું નહિ. થોડાં વર્ષ વેપાર કરીને પાછા જતાં તે આયર્લંડ નજીક સમુદ્રમાં મરણ પામ્યો, અને તેની સ્ત્રીએ ઇંગ્લાંડમાં ફરીથી લગ્ન કર્યું.

મોગલ બાદશાહના વૈભવ વિષે વિવિધ પ્રકારની હકીકત હૉકિન્સે વિલાયતના લોકોને જણાવી હતી. જહાંગીરના રાજ્યનું મહેસુલ પચાશ કરોડ રૂપીઆ છે, એવું જ્યારે તે લોકોએ સાંભળ્યું, ત્યારે તેઓ છેક દિંગ થઇ ગયા. ઇંગ્લાંડ અને સ્કૉટલાંડનું મહેસુલ તે વખતે એક કરોડ રૂપીઆ હતું, જ્યારે ફ્રાન્સના પરાક્રમી રાજા ચૌદમા લુઇના રાજ્યનું પાંચ કરોડ હતું. 'જહાંગીરના પોતાના અને જનાનખાનાનો દરરોજનો ખાનગી ખર્ચ ૮૦ હજાર રૂપિયા છે; વીશ કરોડ રૂપિયા હમેશાં તેના ખજાનામાં સિલિક રહે છે; હાથી, ઘોડા, ઉંટ, ખચ્ચર, હરણ, બાજ, અને ગાનારાં પક્ષી, વગેરે કેટલાં છે તેની તો ગણત્રીજ નથી. ક્ષણમાત્રમાં ૨૫ હજાર માણુસની ફોજ પાસે આવીને ઉભી રહે છે, અને આઠ દિવસનો અવકાશ મળે તો ત્રણ લાખ ફોજ એકઠી થાય છે. એકંદરે ૩૦૦૦ મનસબદાર છે. બાદશાહ પાસે જનાર પ્રત્યેક શખસને નજરાણું કરવું પડે છે. નવરોજનો તહેવાર અને બાદશાહનો જન્મદિવસ આવે ત્યારે લોકો સુંદર અને અતિ મૂલ્યવાન્ વસ્તુઓ બાદશાહને નજર કરે છે.' આવી વાતો સાંભળીને પાશ્ચાત્ય લોકોનાં મન ચકિત થાય એમાં નવાઈ નથી.

**(आ) સર ટૉમસ રો** (૧૫૮૦–૧૬૪૪)—હૉકિન્સ ગયા બાદ મોગલોના દરબારમાં અંગ્રેજોનું વજન રહ્યું નહિ. એમ છતાં તેમણે સૂરતમાં પુષ્કળ ધામધૂમ કરી, અને મોગલ અધિકારીઓને ગણકારવા ન લાગ્યા. મક્કા અને સૂરત વચ્ચેનો મુસલમાનોનો વેપાર તેમણે બંધ કર્યો. સર હેનરી

મિડલ્ટન નામનો એક ચાલાક અંગ્રેજ વેપારી સૂરત આવ્યો, પણ તેને ત્યાં વેપાર કરવાની પરવાનગી મળી નહિ, તેથી રાતા સમુદ્રમાં જઇને મોખા આગળ જતા આવતાં સઘળાં મુસલમાની વહાણુ તેણે અટકાવ્યાં, અને તેમને પોતાનો વિલાયતી માલ ખરીદવા ફરજ પાડી, અને તેમની પાસેનો સઘળો માલ સૂરતના ભાવે તેણે ખરીદ કરી લીધો. તે વખતે સૂરતના મોગલ વેપારીઓને ધાસ્તી પડ્યાથી તેમણે અંગ્રેજોને સૂરતમાં કોઠી ઘાલવા દીધી. આ પોર્ટુગીઝ લોકોને પસંદ ન પડ્યાથી તેમણે મોગલોને દોષ દીધો, અને તેમની અને અંગ્રેજો વચ્ચે મોટી જબરી લડાઈ થતાં પોર્ટુગીઝ પરાભવ પામ્યા. પોતાના રાજ્યમાં આવીને આ પરદેશી લોકો કેમ લડે છે, તેની મોગલ અમલદારોએ ચોકસાઇ કરી નહિ. તેમણે પોતાનું પાણી રાખવાની જરૂર હતી. અંગ્રેજોને જય મળતાંજ તેમની સાથે મોગલ અધિકારીઓ સલૂકાઇથી વર્તવા લાગ્યા.

આવી હકીકત બનતી હતી, તેવામાં સર ટૉમસ રો નામનો હુશિયાર અને નામાંકિત ગૃહસ્થ ઇંગ્લાંડના રાજા પાસેથી જહાંગીર પાસે વકીલ તરીકે આવ્યો (१६१५). તે હૉકિન્સ કરતાં વિશેષ વજનદાર હતો. તેનો જન્મ સ. १५८० માં થયો હોઈ, તેનું વય તે વખતે ૩૫ વર્ષનું હતું. તેની સાથે સેક્રેટરી, પાદરી વગેરે ઘણો રસાલો હતો. તેણે મોગલ દરબારનું કરેલું વર્ણન ઘણુંજ સુંદર છે. તે મોટા ઠાઠ સાથે સૂરતમાં ઉતર્યો. બંદરમાંનાં અંગ્રેજોનાં વહાણોએ તેને ૪૮ તોપોની સલામી આપી. તેનું સ્વાગત કરવા માટે એક લશ્કરી ટોળી (ગાર્ડ) તૈયાર રખાવી હતી. એક ખુલ્લા શેમિયાના મંડપમાં મોગલ અધિકારીઓએ રોની મુલાકાત લીધી. પરંતુ તુરતજ તેમણે તેની દાંડાઈ કરીને તેની પેટીઓ વગેરે ઉઘડાવી. બાદશાહને આપવા માટે આપેલાં નજરાણો તે પેટીમાં છે એમ રોએ કહ્યું, છતાં તેમણે તે માન્યું નહિ. શહેરમાં ઉતરવા તેને જગો અને તંબુ મળ્યા. બરાનપુર જવા માટે ગાડીઓ અને પહેરો મેળવતાં એક મહિનો લાગ્યો. બરાનપુર દક્ષિણનું નાકું હોઈ, સર્વે બાજુએથી ત્યાં રસ્તા આવેલા હતા. સૂરતથી બરાનપુર જવાનો રસ્તો બહુ સારો કરેલો હતો. બરાનપુર પહોંચવા માટે રોને પંદર દિવસ લાગ્યા. રસ્તા ઉપરનો

પ્રદેશ રૂક્ષ હોઈ, માટીની ભીંતોનાં ઘરો બાંધેલાં હતાં. રોને એક પણ ઘર પસંદ આવ્યું નહિ. રસ્તામાં લુંટારા લોકોની બીતિ હતી. બરાનપુરનો કોટવાળ શહેર બહાર તેને લેવા માટે આવ્યો. ઉતરવા માટે આપેલો બંગલો રોને પસંદ પડ્યો નહિ, તેથી તે પોતાના તંબુમાંજ રહ્યો. બરાનપુરમાં દક્ષિણની ફોજની છાવણી હોઈ, તેનો ઉપરી શાહજાદો પર્વિઝ હતો. પર્વિઝની એને મુલાકાત થઈ, તેનો ઠાઠ પણ બાદશાહના જેવોજ હતો. તે ઉંચા છજામાં બેઠેલો હોઈ, આસનની ઉપર ભરકચ્ચીનો ચંદરવો બાંધેલો હતો, નીચેની બાજુએ ઉમરાવ મંડળ માટે એક ભવ્ય ચોતરો કરેલો હોઈ તેની ચારે તરફ લોઢાના સળીયાનો કઠેરો હતો. બાદશાહ આગળ જમીનને અડકીને નમન કરવું પડતું. રો તેમ કરવાને ખુશી નહોતો. ‘હું વકીલ છું, તમારો નોકર નથી’ એમ કહી તે ઠેઠ પર્વિઝ પાસે ગયો. ઉમરાવ લોકો તેની આગળ હાથ જોડીને ઉભા હતા. રોએ શાહજાદાને નમીને સલામ કરી ત્યારે પર્વિઝે સામી સલામ કરી. રોએ પોતાને શું કામ છે તે તેને જણાવ્યું. શાહજાદાએ ઘણા પ્રશ્ન પૂછ્યા, ત્યારે તેના ઉપર આવવા માટે છજા પાસે જવા લાગ્યો, પરંતુ સેક્રેટરીએ તેને આગળ જવા ન દેતાં કહ્યું કે, ‘ઇરાનના કે તુર્કસ્તાનના શાહને પણ છજામાં જગો મળે નહિ’? આ સઘળું રોને તદ્દન પસંદ પડ્યું નહિ. એમ છતાં પર્વિઝનો સ્વભાવ ગમ્મતી હોઇ તેણે રોની માગણીઓ કબૂલ કરી. ‘તમારે ફાવે ત્યારે બરાનપુરમાં કોઠી ઘાલજો. તમને આગ્રે જવા સિબંદી અને ગાડીઓ આપું છું’, એમ તેણે કહ્યું. રોએ આણેલું નજરાણું તેણે સ્વીકાર્યું. મધની એક પેટી જોઈને તો તેના મોંમાં પાણી છૂટયું. ‘તમારી સાથે એકાંત વાત કરવી છે’ એમ રોને કહીને તે અંદર ચાલ્યો ગયો. રોએ બહાર ઘણો વખત રાહ જોઈ, પરંતુ પર્વિઝ દારૂથી બેભાન થઈ ગયેલા હોવાથી તેનાથી કોઈને મળાય તેમ નહોતું. છેવટે રો મહેલમાંથી ચાલી ગયો.

પછી રો બરાનપુર છોડીને નીકળ્યો. અજમેર જતાં તેને એક મહિનો લાગ્યો. તે વખતે તેને તાવ આવતો હતો. રસ્તામાં તેણે માંડવગડ, ચિતોડ વગેરે જોવાલાયક સ્થાનો જોયાં. તા. ૨૩ મી ડિસેમ્બર સ. ૧૬૧૫ ના રોજ તે અજમેર પહોંચ્યો. જહાંગીરનો મુકામ તે વખતે અજમેરમાંજ હતો. તા. ૧૦

મી જાન્યુઆરી ૧૬૧૬ ને દિને બાદશાહ સાથે પહેલી મુલાકાત થઈ. તેણે પોતાની મુલાકાતનું યથાસ્થિત વર્ણન કરેલું છે, તે બાદશાહ આગળ જમીન સુધી નમ્યો નહિ. ત્રણ પ્રકારના આસન આગળથી જતાં પ્રત્યેક સ્થળે તેને મજરો કરવો પડયો. છેવટે પ્રધાનમંડળમાં તેને જગો મળી. જહાંગીરનો દરબાર તેને લંડનના નાટક ગૃહ જેવો લાગ્યો. બાદશાહ ઉંચા છજામાં બેઠેલો હોઈ નીચે ઓછી વત્તી ઉંચાઇના ચોતરા ઉપર મંડળી બેઠેલી હતી. જહાંગીરે આ અંગ્રેજ વકીલની મોટા આદર સાથે મુલાકાત લીધી, અને 'ઇંગ્લાંડના રાજા મારા ભાઈ છે' એમ તેણે કહ્યું. જેમ્સનો પત્ર તેણે મોટા કૌતુકથી નિહાળીને જોયો. તેની સામે તેનું ફારસી ભાષાંતર પણ હતું. એક વાજું, છરીઓ, ચપ્પુ, એક ભારે તલવાર, એક ભરતભરેલો દુપટો, અને એક બગી એટલી વસ્તુઓ રોએ નજર કરવા આંણેલી હતી, તેમનો જહાંગીરે સ્વીકાર કર્યો. રો સાથેના એક સખસને તે વાજું વગાડવા બાદશાહે કહ્યું. ગાડી બહાર હોય તે જોવાને તેણે કેટલાક માણસને મોકલ્યા. રોની તબિયત વિષે બાદશાહે અનેક કુશળ પ્રશ્નો પૂછ્યા, અને તેની તબિયત સારી નથી એમ સાંભળીને તેણે ઘણી દિલગીરી પ્રદર્શિત કરી. 'મારા વૈદ્યો તમને સારા કરશે. સારા થતા સુધી તમારે બહાર નીકળવું નહિ, અને જોઇએ તે છુટથી માગતા રહેવું' વગેરે કહીને તેને બાદશાહે રજા આપી. આ મુલાકાતથી તે અત્યંત ખુશ થઇ ગયો. આટલા સન્માનથી બાદશાહ બીજા કોઇને મળતો નહોતો એમ તેને પાછળથી જણાયું હતું.

દરબાર બરખાસ્ત કર્યા બાદ જહાંગીરે પોતાનો પહેલાંનો ઠાઠ છોડી દીધો. જાતે જઇને તેણે ગાડી જોઈ, અને અંદર બેસીને તેણે પોતાના નોકરો પાસે ખેંચાવી. પછી તેણે રોના નોકરો પાસે દુપટો અને તલવાર પોતાના શરીરે પહેરાવ્યાં. તલવાર ઉંચકીને તેણે ફેરવી જોઇ. 'આ વસ્તુઓ તદ્દન ભિખારી છે. ઇંગ્લાંડના રાજાએ કાંઇ મૂલ્યવાન હીરા માણેક મોકલવાં જોઇતાં હતાં.' એવું પોર્ટુગીઝ ધર્મગુરૂ પાસે તે બોલ્યો. ઘણા દિવસ સુધી વેપારના કોલકરાર વિષે વાતચિત ચાલી. શાહજાદા ખુરમે તે કામમાં ઘણી મહેનત લીધી. જમીન ઉપર અંગ્રેજ વેપારીઓ પાસેથી જકાત લેવી નહિ, એવું જહાંગીરે

ફરમાવ્યું. પરંતુ રોને માત્ર આટલું ફરમાન જોઇતું નહોતું. બન્ને રાજ્યો વચ્ચે શિરસ્તા પ્રમાણે જહાંગીરની સહીનું કાયમનું તહનામું જોઇતું હતું. પરંતુ આવું તહનામું કર્યાથી મોગલ અધિકારીઓનું વર્તન નિયંત્રિત થાય, ઇંગ્રેજો તરફથી તેમને થોડાક હલકી કિમ્મતના નજરાણા સિવાય બીજું કાંઇ વિશેષ મળે નહિ, અને તેમનો સર્વ અધિકાર જાય, એ વગેરે વાત રોના લક્ષમાં આવી નહિ. મોગલ દરબારનો એવો રિવાજ હતો કે બાદશાહ જે જે શબ્દ બોલે અને જે જે કૃત્યો કરે તે સઘળાં લખી રાખવામાં આવતાં, અને તેથી એકંદર દિવસની સઘળી બારીક હકીકત જોઈએ ત્યારે જોઈ શકાતી. તે બાદશાહી તવારીખ ગુપ્ત રાખવામાં આવતી નહિ, અને એક રૂપિયો આપ્યેથી અત્યંત ગુપ્ત અને મહત્ત્વની હકીકત ગમે તે જાણી શકતો. બાદશાહ મરણ પામ્યા બાદ તેની કારકીર્દિનો ઇતિહાસ આ તવારીખ ઉપરથી તૈયાર કરવામાં આવતો. કંઇ પણ હકીકત ગુપ્ત રહેતી ન હોવાથી, તે રિવાજ રોને ઘણોજ અનિષ્ટ લાગ્યો, અને આમ દિવસ નિર્ગમન કરતાં રોને દરબારનો કંટાળો આવ્યો. કામદાર લોકો રોને વારંવાર દબાવવા લાગ્યા. એક વખતે તે લોકોએ તેને લાલ કઠેરાની અંદર આવવા દીધો નહિ. બાદશાહ પાસે તકરાર જતાં તે હરકત દૂર થઇ. એક વખતે ઉદેપુરના રાણાના પુત્રની દરબારમાં મુલાકાત થઇ. તે રાજપુત્રે બાદશાહને ત્રણ વાર નમન કર્યું, ત્યારે બાદશાહે તેને પોતાની નજીક બોલાવીને મસ્તક ઉપર હાથ મૂક્યો. આ જોઈને રોના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઈ. આમ છતાં આરંભમાં રો ઉપર બાદશાહની ઘણી મહેરબાની હતી. એક વખતે એક ગુનેગારને રો પાસે બાદશાહે શિક્ષા કરવા માટે મોકલ્યો. આમ થતું ત્યારે બાદશાહની મોટી મહેરબાની છે એમ ગણવામાં આવતું. રોએ તે સખસને પોતાની પાસે નોકરીમાં રાખી લીધો.

આજ વખતે રોએ જહાંગીરને તહનામું કરી આપવા વિનંતિ કરી. તે વખતે લાગલીજ ત્યાં બૂમ થઈ રહી. દરબારની મંડળીએ નિશ્ચય કર્યો કે તે તહનામું થવા દેવું નહિ. જહાંગીર રોની માગણી કબૂલ કરશે એવી તેમને ભીતિ પડી. ખુરમ અને અસફખાને દુભાષીઆઓને ફોડી મૂક્યા. વાતચિત ચાલતાં તેઓ ઇશારા કરતા. એમ છતાં રોએ બાદશાહ આગળ પોતાની

માગણી સ્પષ્ટ રીતે રજુ કરી. જહાંગીરે કહ્યું, 'ફરમાન છે તે બસ છે.' રોએ લેખી તહનામું આપવા આગ્રહ કર્યો. જહાંગીરે પૂછ્યું, 'અંગ્રેજ લોકો મને જવાહીર આપશે?' રો બોલ્યો, 'આપ જ્યાં બાદશાહ છો ત્યાં—હિંદુસ્થાનમાં—રત્ન થાય છે. આપનાંજ રત્ન આપને પાછાં આણી આપવાનો શો અર્થ?' જહાંગીર પછી કાંઇ બોલ્યો નહિ. પોર્ટુગીઝ લોકો તરફ વલણ ધરાવનારો એક સરદાર બોલ્યો, 'અંગ્રેજ લોકો તલવાર, છરીઓ, કાપડ સિવાય બીજું કાંઈ લાવતા નથી, પોર્ટુગીઝ લોકો રત્નો, પાનાં, હીરા વગેરે લાવે છે.' રોએ પુનઃ પુનઃ માગણી કરીને બાદશાહ, ખુરમ, અને અસફખાન સર્વેને કંટાળો આપ્યો. છેવટે બાદશાહે તહનામાનો મુસદ્દો તૈયાર કરવાની રોને આજ્ઞા આપી. રોએ પડતા ફળને ઝીલી લેવા જેવી આ આજ્ઞા સમજીને મુસદ્દો તૈયાર કરી આણ્યો. આ મુસદ્દા ઉપરથી રોએ કામમાં કેટલી શળતા દર્શાવી છે તે જણાઈ આવે છે. મુસદ્દામાંની કલમો એવી હતી કે, 'ગ્રેટબ્રિટનના રાજા અને હિંદુસ્થાનના બાદશાહ વચ્ચે કાયમનો સ્નેહ રહેવો જોઇએ. અંગ્રેજોને ફાવે ત્યાં વેપાર કરવાની છૂટ હોવી જોઇએ. બાદશાહ માટે આણેલો નજરાણો અમલદારોએ રસ્તામાં ખોલી જોવો ન જોઇએ. અંગ્રેજોએ આણેલો કોઈ પણ માલ બાદશાહનું નામ દઇને કોઇએ જબરજસ્તીથી લેઇ શકાય નહિ. આયાત અને નિકાસ થતા માલ ઉપર બંદર ઉપર એકજ વખત માત્ર સેંકડે ૩॥ ટકાની નામની જકાત લેવી, અને પછી બીજે કોઈ સ્થળે કાંઇ પણ જકાત લેવી નહિ. અંગ્રેજ વેપારી મરણ પામતાં તેનો માલ બાદશાહે સરકારમાં લેવો નહિ. જે અમલદારો આ કલમ ન પાળે તેમને શિક્ષા થવી જોઇએ. બાદશાહ આ પ્રમાણે અમલ કરે, એટલે અંગ્રેજોએ તેને જોઇએ તે માલ યોગ્ય દરે પૂરો પાડવો, અને તેમણે બાદશાહના શત્રુઓનો પરાભવ કરવા માટે તેને મદદ કરવી.' આ કલમો રોને ઘણીજ યોગ્ય લાગી, અને તેને તેમાં હરકત લેવા જેવું કંઇજ જણાયું નહિ. તેના ઉપર લાગલીજ મહોર થશે એમ તેણે ધાર્યું હતું, પરંતુ કલમો સઘળા રાજ્યના નાના મોટા અમલદારોને હેરાન કરનારી હતી એમ રોના ધ્યાનમાં આવ્યું નહોતું, નજરાણાના લોભથી કદાચ બાદશાહે તહ કબૂલ કર્યો હોત, પરંતુ ખુરમ અને અસફખાન છેક આડા પડ્યા.

આ અરસામાં જહાંગીરના છોકરાઓમાં ટંટા ઉભા થયા હતા. તેમાં નૂરજહાનનો હાથ હતો. દરબારની સવિસ્તર હકીકત રો ઇસ્ટ ઇન્ડિયા કંપનીને લખી મોકલતો હતો. ' સમુદ્રકાંઠો છોડી દેશની છેક અંદર જતાં આપણને ફાવે તેમ નથી. સઘળા હિંદુસ્થાનમાં ગડબડ ઉઠવાનો પ્રસંગ કદાચ જલદી આવવા સંભવ છે. ખુશરૂ પોતાના યત્નમાં ફાવે તો અંગ્રેજોને ફાયદો થાય. ખ્રિસ્તિ લોકો ઉપર તેની પ્રીતિ છે, અને તે તેમને ઘણો ચહાય છે, તેથી ખ્રિસ્તિ લોકોને ઠીક ફાવે. પરંતુ શાહજાદો ખુરમ બાદશાહ થાય તો સઘળો મામલો ફરી જાય. તે અંગ્રેજોનો ઉચ્છેદ કરે. ખ્રિસ્તિ લોકો ઉપર તેની કરડી નજર છે. તે સ્વભાવે અભિમાની, જૂઠો, જુલમી અને પ્રસંગ જોઇ વર્તનારો છે' આ વગેરે હકીકત રોએ પોતાની કંપનીના માલિકોને જણાવી હતી. રોનું કહેવું કેટલું ખરૂં હતું તે પાછળની હકીકત ઉપરથી સ્પષ્ટ થયેલું છે.

કેટલાક વખત પછી મહમદ રેઝાબેગ નામનો ઇરાનનો એક વકીલ જહાંગીર પાસે આવ્યો. તેનો રિસાલો મોટો હોઇ ઉત્તમ હથિયારવાળા ૫૦ સ્વાર, ૪૦ બંદૂકવાળા અને ૨૦૦ સિપાઇ એટલા કેવળ તેના બંદોબસ્ત માટે હતા. તેણે જહાંગીરની બેહદ સ્તુતિ કરી. તેણે આણેલો નજરાણો જોઇને તો રો શરમાઇજ ગયો. ૨૭ મૂલ્યવાન ઘોડા, નવ મોટાં ખચ્ચર, સાત ઉંટ ભરીને મખમલ, એક સુંદર પેટી, ૪૦ બંદૂકો, પાંચ ઘડિયાળો, એક ઉંટના ભારનું ભરપૂર જરીનું કાપડ, સાત રેશમી ગાલિચા, બે રત્ન, એકત્રીશ ઉંટ ઉપર લાદેલો દ્રાક્ષનો દારૂ, ચૌદ ઉંટ ભરીને ગુલાબજળ, સાત રત્નજડિત ખંજર, પાંચ તેવીજ તલવારો, અને સાત સુંદર આરસા; આટલો સામાન તેણે બાદશાહને નજર કરવા આણ્યો હતો. ઇરાનનો વકીલ આવ્યા બાદ કેટલાક દિવસ પછી બાદશાહની સ્વારી સઘળી ફોજ સાથે માંડવગડ જવા નીકળી. અજમેર છોડ્યા પછી ચાર મહિને બાદશાહ ઉજ્જન પહોંચ્યો. ઇરાની વકીલને રો સાથે સ્નેહ બંધાયો, કારણ કે બન્નેને મોગલોની બાંધ છોડથી તિરસ્કાર આવ્યો હતો. ઇરાનના વકીલનું કામ પાર ન પડતાં તેને પાછા જવું પડયું. બાદશાહે ઇરાનના શાહને પાછું આપેલું નજરાણું છેકજ હલકું હતું. મહમદ રેઝાબેગ એટલો બધો ત્રાસી ગયો હતો કે અસફખાનના

રજા લીધા સિવાય માંદગીનું નિમિત્ત કરીને તે લાગલોજ ચાલી નીકળ્યો. તેજ સંધિ વખતે રોએ ખુરમ અને ખુશરૂ બન્નેની મુલાકાત લીધી, અને ખુશરૂને દરબારની માહિતી કાંઇ નહોતી એમ જણાયું.

તે દરમિયાન રોને મોગલો ઉપર ઘણો ક્રોધ આવ્યો. ઇંગ્લાંડથી કેટલુંક નવીન નજરાણું આવતું હોઈ, તેની પેટીઓ રસ્તામાં કોઇ અટકાવનાર નથી, એવું બાદશાહના જાણવામાં આવતાં તે પેટીઓ તેણે ઉજ્જેન મંગાવી. પેટીઓ હાથમાં આવતાં તે જહાંગીરે જાતે ઉઘાડી અને તેને ગમ્યો તે સામાન તેણે લીધો. રોએ તકરાર લીધી, ત્યારે જહાંગીર બોલ્યો, ‘ તમારૂં નુકસાન ભરી આપું છું. ’ પરંતુ મદ્યપાનની લતમાં તે કામ અપૂર્ણ જ રહ્યું. એમ થતાં થતાં રો લોકોને અપ્રિય થવા લાગ્યો. તેનું તહ કરવાનું કામ ખોળંબે પડયું. કામદારો વિરૂદ્ધ તે તકરારો લઈ જતો હોવાથી તેના સર્વત્ર શત્રુઓ ઉત્પન્ન થયા. તે પોતે આ જાણતો હતો. જુદા જુદા પ્રાંતિક સુબેદારો અને બીજા અમલદારોને રોની ભીતિ લાગવાનું કારણ એ હતું કે, તેઓ રૈયત ઉપર જુલમ કરીને પૈસા કઢાવતા, અને સઘળી જમીન ઇજારે આપતા, હિંદુઓ ઉપર તેઓ વિશેષ જુલમ ગુજારતા, અને તેમની પાસેથી મોટા મોટા દંડ લેવા તેમને ઉંધા માથે લટકાવતા. આ સઘળી હકીકત રોએ બાદશાહને જણાવી ત્યારે તેને ચાડિયાખોર માનીને સઘળા અધિકારીઓ તેનો દ્વેષ કરવા લાગ્યા. એટલામાં એક બનાવ બન્યાથી અંગ્રેજોનો આશાતંતુ તૂટયો. કેટલાક આરમાર (દરિયાઈ કાફલો)ના અંગ્રેજ સિપાઇઓ બંદૂકો લઈને સૂરત ઉતર્યા. તેમણે સહજ ગપ ઉરાડી કે, અમે સૂરતનો કિલ્લો લેવા આવ્યા છીએ. આ કહેવામાં કાંઈ અર્થ ન હોતો, પરંતુ તેટલાથી મોગલોમાં ગભરાટ ફેલાયો, અને તે ખબર દિલ્હી જણાવવામાં આવી. સુરતના કિલ્લાની મરામત શરૂ થઈ. અંગ્રેજ લોકો ગોવા લેવાના છે અને એક આરમાર ઇંગ્લાંડથી આવે છે, એવી પણ અફવા ચાલી રહી. રો કોઈ વખતે ન જણાય એમ નાસી જશે એમ બાદશાહને લાગ્યું હતું. પરંતુ સમય જતાં આ અફવા સર્વેને ખોટી માલૂમ પડી. બીજી એક ચમત્કારિક વાત તે સંધિ વખતે બની હતી. જહાંગીરની મા મક્કેથી પાછી આવતી હતી. અંગ્રેજ ચાંચિયાઓએ તેનું વહાણ પકડયું,

ત્યારે ઇસ્ટ ઇંડિયા કંપનીના વહાણોએ તે બાઈને છોડાવી. આ ખબર જાણુ-વામાં આવતાંજ દરબારી લોકોએ રોની પ્રશંસા કરી; એમ છતાં તેઓ એવું પણ બોલ્યા કે, ઇંગ્લાંડના રાજા પોતાના લોકોને ચાંચિયાપણાનો ધંધો કરવા દે એ આશ્ચર્યની વાત છે.

અન્ય ઉપાયો નિષ્ફળ થયેલા જોઈ રોએ અસફખાનને લાંચ તરીકે એક મોટું મોતી ભેટ કર્યું. તુરતજ આની અસર થઈ, અને અસફખાન અંગ્રેજો સાથે સ્નેહભાવથી વર્તવા લાગ્યો. તુરતજ બાદશાહ તરફથી જવાની રકમો તેને મળી સર્વ સરદારો અંગ્રેજોનો માલ લેવાને તૈયાર થયા, અને એકદમ સઘળો માલ ઉપડી ગયો. બીજો ત્રણગણો હોત તો પણ તે ખપી ગયો હોત. છેવટે અસફખાનનો સ્નેહ કમી થતો ગયો, પરંતુ અંગ્રેજો અને મોગલો વચ્ચે સ્નેહભાવ ચાલુ હતો. રોના હાથે મહત્વનું કામ કાંઈ પણ ન થતાં આખરે નિરૂપાય થઇને તે સ. ૧૬૧૮ માં નીકળીને વિલાયત ગયો. રોના એલચીપણાની વેપારને લગતી હકીકત બ્રિટિશ રિયાસતમાં પ્રકરણ ૯ની કલમ ૫–૮ સુધીમાં આપેલી છે.

૭. **આખરની ધાલમેલ (સ. ૧૬૨૩–૧૬૨૭).**—સર ટૉમસ રોના ગયા બાદ જહાંગીર બાદશાહે સાત વર્ષ રાજ્ય ભોગવ્યું, પરંતુ એકંદરે તે દિવસ તેના ઘણા દુઃખયુક્ત ગયા. બાદશાહની તબિયત બગડી, એટલે પાછ-ળની રાજ્ય વ્યવસ્થા માટે એકદમ ટંટા શરૂ થયા. આ ટંટામાં અનેક મા-ણસો સામેલ થયાં. બાદશાહના ચાર પુત્ર, અને તેની ખટપટી અને પરાક્રમી સ્ત્રી નૂરજહાન પોતે મુખ્ય હતી. તે ઉપરાંત મહોબતખાનના બહેરામખાનનો છોકરો ખાનખાનાન, અને નૂરજહાનનો ભાઇ અસફખાન જેવા વફાદાર સર-દારો મરજી પ્રમાણે, આજે એક પક્ષને તો કાલે બીજા પક્ષને જઇ મળતા. આ પછીની કારકીર્દિની હકીકત એ આ સખ્સોએ કરેલી ખટપટોજ હતી. આ સર્વેમાં મોટો છોકરો ખુશરૂ બિચારો ગરીબ હતો. તેની હકીકત પાછળ આવી ગયેલીજ છે. આરંભથી ખુશરૂ અને પર્વિઝનો પરાભવ કરવાની ખુરમની યુક્તિઓ ચાલી રહેલી હતી. પર્વિઝના હાથે દક્ષિણનો બંદોબસ્ત થતો નથી, એવું તેણે બાપના મનમાં ભરવ્યું. આથી તેને પાછો બોલાવીને બાદશાહે સ.

૧૬૧૬ માં દક્ષિણનું અધિપત્ય ખુરમને આપ્યું, અને પર્વિઝને બંગાળાનો કારભાર સોંપ્યો. જહાંગીરનો વિચાર ખાનખાનાનને દક્ષિણમાંથી પાછો બોલાવવાનો હતો, પરંતુ તે બલવાન્ સરદાર બંડ કરે તો પોતાને મુશ્કેલ પડે એમ સમજીને કાંઇ યુક્તિથી તેનો બંદોબસ્ત કરવા તેણે ધાર્યું. ખાનખાનાનને એક પોષાક મોકલવાનો છે, એવું બાદશાહે તે સરદારની એક સંબંધી બાઇને જણાવ્યું. તે વખતે તે બાઇ ક્રોધ કરીને બોલી, એ પોષાક વિષ યુક્ત હશે. તે ખાનખાનાન વાપરશે નહિ. આજ સુધીમાં બે વખત તમે તેને વિષ દેવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ તે હુશિયાર માણસ તમારૂં કપટ જાણી જાય છે.' જહાંગીરે તે બાઇની ઘણી ખાતરી કરી, અને તે પોષાક હું જાતે પહેરી બતાવું છું,' એમ કહ્યું. છતાં તે બાઇએ તેનું કહેવું ગણકાર્યું નહિ, આખરે ખાનખાનાનનો બંદોબસ્ત કરવા માટે તેણે પોતે દક્ષિણમાં જવાનો વિચાર ઠરાવ્યો. આ માટે તે માંડવગડ સુધી મોટા ઠાઠથી ગયો હતો, એમ પાછળ કહેલું છે. પરંતુ માંડવગડ પહોંચ્યા બાદ તેને બીજી ભાંજગડોમાં પડવું પડયું હતું.

નૂરજહાનના ભાઇ અસફખાનની દીકરી મુમતાજમહાલ શાહજહાનને પરણાવેલી હોવાથી શાહજહાન ઉપર નૂરજહાનની પ્રીતિ હોઇ તેનેજ પાછળ બાદશાહની ગાદી મળે એવી તેની ખટપટ આરંભમાં ચાલુ હતી. પરંતુ શાહજહાન પોતાના તંત્રથી વર્તશે નહિ, એમ જાણીને શેર અફઘાનથી થયેલી પોતાની પુત્રી ખુશરૂને પરણાવી તેને રાજ્ય અપાવવાનો તેણે વિચાર કર્યો. તે દરમિયાન ખાનખાનાન જેવા બળવાન્ સરદારને પોતાના પક્ષમાં લેવા માટે શાહજહાને તેની પૌત્રી સાથે લગ્ન કર્યું. આ નૂરજહાનને પસંદ ન પડયાથી, ખુશરૂને પોતાની પુત્રી પરણાવવાનો નિશ્ચય કરી તેને તે જણાવતાં, તે ભલા રાજપુત્રે પોતાની પત્ની ઉપરના અનન્ય પ્રેમને લીધે તેમ કરવા ચોખ્ખી ના પાડયાની વાત પાછળ આવી ગઇ છે. આમ થતાં નૂરજહાન વિચારમાં પડી, અને છેવટે જહાંગીરના નાના પુત્ર શહેરિયારને પોતાની પુત્રી પરણાવી. જહાંગીરની પછી તેનેજ ગાદી આપવાની તેણે ખટપટ કરવા માંડી. આમ ત્રણે શાહજાદાઓ સાથે તેને અણબનાવ થતાં તે ત્રણેનો નાશ કરવાની તજવીજ કરવા લાગી.

માંડવગડથી પાછા આવ્યા બાદ જહાંગીર લાહોર ગયો, અને હવે પછી લાહોરમાંજ તેણે પોતાનું થાણું રાખ્યું. ઉનાળાના દિવસમાં તે કાશ્મીર જતો. વ્યસનને વશ થઇ ગયાથી તેનામાં કાંઇ સત્ત્વ રહ્યું નહોતું. તે કેવળ નૂરજહાનની મૂઠીમાં રહી ગમે તેમ કરી પોતાના દિવસ ગાળતો હતો. તેના સર્વ પુત્રોમાં શાહજહાન વિશેષ ચાલાક અને કામેલ હોઇ ગમે તેવી ખટપટ કરીને રાજ્ય મેળવવા માટે મથતો હતો, જ્યારે ઉપર કહ્યું તેમ નૂરજહાન હવે જહાંગીર વધારે વખત જીવનાર નથી એમ સમજી પોતાના જમાઇ શહેરયારને ગાદી અપાવવાની તજવીજ કરતી હતી. તેનો ભાઇ અસફખાન શાહજહાનનો સસરો હોવાથી તે શાહજહાનની મદદમાં હતો, અને આથી તેની બ્હેન સાથે તેને અણબનાવ થયો.

આ કજિયામાં મહોબતખાન અને ખાનખાનાન સામિલ થયા. ખાનખાનાને દક્ષિણમાં અનેક અણઘટતાં કામ કર્યાં હતાં. તેણે શાહજહાનનો પક્ષ પકડ્યો. મહોબતખાન જાતનો રજપૂત હોઇ, તેના હાથમાં ઉત્તમ રજપૂત સૈન્ય હતું. ગમે તેવો ભારે પ્રસંગ આવ્યા છતાં જહાંગીર તરફ રાજ્યભક્તિ દર્શાવી તેણે પોતાનો રજપૂત ટેક છોડ્યો નહિ. ખુશરૂ આ બન્ને પક્ષની આડે આવતો હોવાથી શાહજહાન તેને દક્ષિણમાં લઇ ગયેલો, જ્યાં તેનું ખૂન થયાની વાત પાછળ આવેલી છે. જહાંગીરની તબિયત વિશેષ બગડેલી, તે દુરસ્ત થઇ એટલે ખુશરૂના મૃત્યુની ખબર પડતાં, ખુશરૂના પુત્ર બુલાકીને પાસે બોલાવીને તેને ગાદીનો હક્કદાર નીમ્યો. આથી નૂરજહાનને ચિંતા થઇ. બુલાકી એકલો હોઇ તેની ખબર સહેલથી લઇ શકાશે, અને હાલ તુરત તો શાહજહાનનો બંદોબસ્ત કરવો જોઇએ, એવો તેણે વિચાર કર્યો. શાહજહાનને દક્ષિણમાંથી કાઢવાની તેણે યુક્તિ કરી. ઇરાનના શાહે કંદહાર કબજે કર્યું હતું (સ. ૧૬૨૧), તે જઇને પાછું લેવા માટે બાદશાહ તરફથી તેણે શાહજહાનને હુકમ મોકલાવ્યો. શાહજહાને જણાવ્યું કે, 'દક્ષિણમાં ઘણાં બંડ થાય છે, તેથી આ વખતે મારાથી આવી શકાય તેમ નથી.' તે વખતે નૂરજહાને બીજોજ ઘાટ રચીને કંદહાર પાછું લેવાનું કામ શહેરિયારને સોંપ્યું. શાહજહાનના હાથ નીચેના મોટા મોટા સરદારોને પોતાની ફોજો લઇને

શાહેરિયારને આવી મળવાનો હુકમ થયો. તે વખતે શાહજહાનને અણીનો પ્રસંગ આવ્યો. તેનાથી નૂરજહાન સાથે લડાઇ કરાય તેમ નહોતું. અસફખાનની તેને અંદરથી સહાય હતીજ. તેણે એક ભયંકર યુક્તિ યોજી, અને તે જો પાર પડી હોત તો સઘળા સરદારો શાહજહાનને આવી મળ્યા હોત. હાલમાં બાદશાહનું થાણું લાહોરમાં હતું, પરંતુ બાદશાહી ખજાનો આગ્રે હતો, તેથી તે ઉઠાવીને લાહોર લઇ જવાની અસફખાને બાદશાહને સૂચના કરી. ખજાનો બહાર કઢાય એટલે શાહજહાન એકદમ આવીને કબજે કરે એવી ગોઠવણ હતી. શાહજહાન લોભી અને મહત્ત્વાકાંક્ષી હતો, અને ખુદ બાપની ચોરી કરવાને તે આગળ પાછળ જુએ તેવો નહોતો. તેને આ યુક્તિ પસંદ પડતાં તે પ્રમાણે વર્તવાનો તેનો નિશ્ચય થયો.

અસફખાને તિજોરી ઉઠાવવા માટે બાદશાહનો હુકમ લાવીને આગ્રાના ખજાનચીને પહોંચડાવ્યો. તેને તે હુકમ આશ્ચર્યજનક લાગ્યો. વિનાકારણ ખર્ચ થઇ, દગો થવાનો સંભવ છે એમ તેણે પાછું જણાવ્યું; પરંતુ અસફખાને તે કારણપર ધ્યાન આપ્યું નહિ. ઉંટ ભરાઇને ખજાનો બહાર નીકળવાની તૈયારી હતી એટલામાં શાહજહાન ત્વરા કરીને દક્ષિણમાંથી આવે છે, એ વાત ખજાનચીએ જાણી. તે વખતે એકદમ તેની આંખો ઉઘડી, અને અર્ધક્ષણમાં સઘળો ઘાટ સમજી જતાં, ઉંટ ઉપરથી ખજાનો ઉતરાવીને તે પાછો કિલ્લામાં ભર્યો. શાહજહાને આગ્રાનો કિલ્લો કબજે કરવા માટે બન્યા તેટલા પ્રયત્ન કર્યા, પણ તે પાર પડયા નહિ, એટલામાં જહાંગીર લાહોર છોડીને દિલ્હી આવે છે એવી તેને ખબર મળી. તે વખતે બાપ સાથેજ યુદ્ધ કરવા સિવાય બીજો માર્ગ તેને રહ્યો નહોતો. આ કૃત્યથી જહાંગીરની આંખોની ઉંઘ સારી રીતે ઉડી ગઇ. ખજાનો લુંટવાની વાત આકાશમાંની કુહાડી પેઠે તેને લાગી. સઘળી બાજુએથી ફોજો મંગાવતાં, કાબૂલનો સુબેદાર મહોબતખાન, બંગાળને કારભારી પર્વિઝ, વગેરે સર્વ તેને આવી મળ્યા. દિલ્હી નજીક બાપ દીકરાનું ભારે યુદ્ધ થયું. શાહજહાનને જય મળવાનો યોગ આવ્યો હતો તેની ફોજમાંના એક સખસે જઇને જહાંગીરને પકડયો, પરંતુ તેમાં તે શખસ માર્યો ગયાથી તેના સર્વ માણસો નાઠા, અને શાહજહાનને પણ નાસી ગયા

સિવાય બીજો માર્ગ રહ્યો નહિ. તે થોડા સ્વારો સાથે નીકળીને મેવાડના ડુંગરોમાં ગયો. તે પછી કેટલેક વખતે બાપ દીકરાનો ફરીથી ભેટો થયો. શાહજહાને ધૂળમાં બાપની આગળ સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને ફરીથી આવું દુષ્કૃત્ય ન કરવાના શપથ લીધા. છેવટે જહાંગીરે તેને ક્ષમા આપી. એમ છતાં થોડાજ દિવસમાં શાહજહાને ફરીથી બંડ આરંભ્યું. શાહજાદા પર્વિઝ ઉપર બાદશાહની વિશેષ મહેરબાની હતી. તેણે મહોબતખાનને સેનાપતિ બનાવ્યો. પર્વિઝનું વજન સહન ન થયાથી શાહજહાને બંડ કર્યું, ખાનખાનાનને મહોબતખાન ઉપર ઇર્ષ્યા આવ્યાથી તે શાહજહાનને જઇ મળ્યો. તે બન્ને બુરાનપુર તરફ ગયા. પર્વિઝ અને મહોબતખાન તેમની પુંઠે ગયા, એટલે ખાનખાનાને શાહજહાનને પકડી આપી પોતાનો બચાવ કરવાનો વિચાર કર્યો. પરંતુ આ યુક્તિ પાર પાડયા પહેલાંજ તે શાહજહાનના જાણવામાં આવ્યાથી, તે ઘણે દૂર નાસી ગયો. પછી ખાનખાનાન ઉઘાડી રીતે પર્વિઝને જઇ મળ્યો. શાહજહાન કઇ તરફ ગયો, તેનો ઘણા દિવસ સુધી પત્તોજ લાગ્યો નહિ. કેટલેક મહિને તે બંગાળામાં પ્રકટ થયો. બુરાનપુરથી તે તૈલંગણમાં થઇ ઓઢિયા પ્રાંતમાં અને ત્યાંથી બંગાળામાં ગયો. શાહજહાનની આવી ચપળતા જોઇને અલાઉદ્દીન અને મલેક કાફરની ત્વરાનું લોકોને સ્મરણ થયા વિના રહ્યું નહિ. બંગાળાની રાજધાની ડાક્કામાં તે એકાએક આવ્યો, ત્યારે ત્યાંનો અધિકારી ગભરાઇને કાશી તરફ નાશી ગયો. શાહજહાને સઘળો બંગાળા પ્રાંત ઉજડ કર્યો, અને લોકોની સંપત્તિ લુંટી લીધી. તેણે એટલો જુલમ કર્યો કે તેથી લોકો થર થર કંપવા લાગ્યા.

પર્વિઝ અને મહોબતખાન તૈયાર હોઇ, દક્ષિણમાંથી તેઓ અલ્લાહાબાદના રસ્તે કાશી આવ્યા. ત્યાં એક લડાઇ થતાં શાહજહાનનો પરાજય થયો. આ પ્રસંગે રજપૂત અને મુસલમાનોનો અણબનાવ શાહજહાનના પરાભવનું કારણ થઇ પડયો. રજપૂતોના પરાક્રમથી શાહજહાનને જય મળવાનો યોગ આવ્યો હતો, પરંતુ તે વખતે તેના મુસલમાન મળતીયાઓ વેગળા રહ્યા. રજપૂતોને ટેકો ન રહ્યાથી તેઓ રણભૂમિ છોડી નાઠા. શાહજહાન ફરીથી નસીબની પરીક્ષા જોવા માટે ચાર હજાર સ્વારો સાથે દક્ષિણમાં

થયો. વાસ્તવિક રીતે રજપૂત અને મુસલમાનોના ટંટાથીજ સઘળા રાજ્યનો નાશ થવાનો હતો. અકબરે આ બેઉ પક્ષ એક બીજા ઉપર દાબ રહેવા માટે કાયમ રાખ્યા હતા. તેના વખતમાં મુસલમાનોનો વિભાગ જહાંગીરના પક્ષમાં હતો, અને રજપૂત લોકો ખુશરૂના પક્ષમાં હતા. જહાંગીર તખ્ત ઉપર આવ્યા બાદ તેણે ચોક્કસ લશ્કરી પદ્ધતિ ઠરાવી રાખી નહિ. પોતાની લહેર અથવા નૂરજહાનની ધમકીના જોર ઉપર જેમ તેમ કારભાર ચાલતો હતો. તેનું વલણ મૂળે મુસલમાનો તરફ હતું. પરંતુ ખુશરૂના બંડ પછી તે રજપૂતો તરફ કેટલેક અંશે વળ્યું હતું. આથી સૈન્યમાં બે પક્ષ હતા. મહોબતખાન જાતે રજપૂત હોવાથી ખાનખાનાન રજપૂતોનો પરાભવ કરવા ટાંપી રહ્યો હતો. મહોબતખાનના જાણવામાં આવતાં તેણે ખાનખાનાનને કેદમાં રાખ્યો હતો. એમ છતાં પોતાની ખટપટો તેણે છોડી નહિ અને મહોબતખાન અને પર્વિઝ વચ્ચે તેણે લડાઇ ઉભી કરી. આ તરફ નૂરજહાન અને અસફખાનની મહોબતખાનના નાશની યુક્તિઓ ચાલુ હતી. તે પાર પડતાં તે રજપૂત સરદારનો નાશ થયો. જહાંગીરે ખાનખાનાનને લાહોર મોકલીને મહોબતખાનની પાસેથી સેનાપતિનું કામ લઇ લીધું અને તેની જગોએ ખાનજહાન નામના બીજા એક અફઘાન સરદારની નિમણુંક કરી. આ કૃત્ય ઉપરથી જહાંગીરના રાજ્ય કારભારનું ધોરણ દેખાઇ આવે છે. અકબરે અફઘાનોની સત્તા તોડી પાડવા માટે રજપૂતોને આગળ આણ્યા હતા. આ પદ્ધતિનું પરિણામ હવેની કારકીર્દિમાં જણાઇ આવશે.

મહોબતખાનની હિમ્મત હઠી ગઇ. જહાંગીરની વૃદ્ધાવસ્થા થયેલી હોઇ ખાનખાનાન અને નૂરજહાને પોતાનો નાશ કર્યો એ તેના જાણવામાં હતું. તે પોતાના કિલ્લામાં જઇને પોતાની રાજભક્તિ દર્શાવવાની તકની રાહ જોતો સ્વસ્થ બેસી રહ્યો. પરંતુ નૂરજહાન એટલેથી નિશ્ચિંત થઇ નહિ. તેણે તેને ઓઢિયા પ્રાંતમાં ચાલ્યા જવા હુકમ કર્યો. નિરાશ થઇને તેણે પાંચ હજાર રજપૂતો એકઠા કરીને લાહોર જઇ બાદશાહને મળવાનો નિશ્ચય કર્યો. અસફખાન અને નૂરજહાન તેની પ્રત્યેક હીલચાલ જાણુતા હોઇ, તેમને રજપૂતોની ઘણી બીતિ હતી. મહોબતખાન બાદશાહનું મન પોતાની તરફ વાળશે

એમ તેઓ ધારતાં હતાં, તેથી તેમણે જહાંગીર તરફથી મહોબતખાનને જણાવ્યું કે, 'તમે તમારા અપરાધનો જવાબ આપવા એકલાજ આવો, સાથે ફોજ લાવવી નહિ.' મહોબતખાન આનો ભેદ જાણી ગયો, અને તેણે પોતાના એક તરૂણ અને સાહસિક જમાઇને બાદશાહ પાસે પોતાની તરફથી વાત કરવા મોકલ્યો. તેનો જમાઇ આવ્યાની વાત નૂરજહાને બાદશાહને જણાવી નહિ, અને તે દરમિયાન હુકમ છોડીને મહોબતખાનનું વેર લેવાનો વિચાર કર્યો. જ્યારે મહોબતખાનનો જમાઇ બાદશાહની છાવણી પાસે પહોંચ્યો, ત્યારે તેણે તેને હાથી ઉપરથી ઉતરાવીને શૌર્ય દર્શાવનારાં સર્વ કપડાં કઢાવી હલકાં ચીથરાં પહેરાવ્યાં. પછી તેને લાકડીઓથી મારીને એક પાતળા ટટ્ટુ ઉપર મોઢું પીઠ ભણી રાખીને બેસાડી ફોજમાં તેને ફેરવી ફજેતી કરી. આ સમાચાર સાંભળીને મહોબતખાનનો પિત્તો ખસી ગયો, પરંતુ તેણે સમય સૂચકતા ખોઇ નહિ.

આ સર્વે નૂરજહાનનુંજ કૃત્ય છે એ તે જાણતો હતો. મહોબતખાનનુંજ નહિ, પરંતુ ઉપર જણાવેલાં જેવાં કૃત્યોથી ઘણાકોનાં મન તેના સંબંધમાં ફરી ગયાં હતાં. આ સર્વ હકીકત જાણીને મહોબતખાન તે પ્રમાણે વર્તતો હતો. બાદશાહી ફોજ લાહોર છોડીને કાબૂલ જતી હતી. હોડીઓના પૂલ ઉપર થઇને ઝેલમ નદી ઉતરીને લોકો પેલી તરફ ગયા હતા. પ્રભાત થવાના અરસામાં ઘણી ખરી ફોજ અને સઘળો સરસામાન નદીપાર ગયેલો હોઇ, જહાંગીર બૈરાં છોકરાં સાથે પેલી તરફની બાજુએ ઉંઘેલો હતો. મહોબતખાન નજીક છે એવું જાણવા છતાં પણ અસફખાને બાદશાહનો બરાબર બંદોબસ્ત રાખ્યો નહોતો. આ તકનો લાભ લઇને મહોબતખાને તાબડતોબ આવીને પોતાના રજપૂતો સાથે બાદશાહને ઘેરી લઇ પોતાના તાબામાં લીધો. તે વખતે એવી ગડબડ થઇ રહી કે કંઇ પૂછવાની વાત નહિ. બસેં માણસ સાથે લઇને મહોબતખાન બાદશાહના તંબુમાં પેઠો. એક નોકરે બહાર આવીને કહ્યું, 'કેમ મહોબતખાન, આવી બેશરમી કેમ ? તમારી હિમ્મતની કાંઇ હદ છે કે નહિ ? જરાક થોભો. બાદશાહને આ સમાચાર જણાવીને તમને શિક્ષા કરાવું છું !' આજ નોકરે તે વખતની હકીકત સુંદર રીતે લખી રાખેલી છે. મહોબતખાને

તે વખતે ઉત્તર આપ્યો નહિ. તેના નોકરોએ પાટિયાનાં પડદા તોડી નાંખ્યો, એટલે બાદશાહ બહાર આવીને બેઠો. મહોબતખાન અદબથી આગળ જઇને બોલ્યો, 'અસફખાનના સપાટામાંથી છૂટવાનું મારે અશક્ય થઇ પડયું છે. મારી ફજેતી થઇને મરણ આવશે એમ માલૂમ પડયાથી, નાઇલાજે આવી હિમ્મત અને મર્યાદાનો ભંગ કરીને હું આપને શરણે આવેલો છું. મરણની કે બીજી શિક્ષા મને આપવી યોગ્ય છે એમ આપનો અભિપ્રાય થાય તો આપ તેવું એકદમ ફરમાવો. આપની આગળ તે શિક્ષા મારે ભોગવવી એટલીજ આ દાસની ઇચ્છા છે? બાદશાહને ઉત્તર આપવાનો અવકાશ જણાવ્યો નહિ. મહોબતખાનના માણસો અંદર ધુસ્યા, અને બાદશાહ તેમના તાબામાં આવ્યો. પ્રથમ તો તે ક્રોધથી રાતો પીળો થયો, પરંતુ અર્ધ ક્ષણમાં તેણે પોતાનું મન શાન્ત કરીને, પાછળનો ઘાટ એવી રીતે રચ્યો કે તેથીજ અંતે તેનો છૂટકો થયો. તે સર્વ રીતે ખાનના સ્વાધીન થયો, અને ખાન પણ તેની સાથે યોગ્ય રીતે વર્ત્યો. અંતઃકરણથી તો બાદશાહે નૂરજહાનના ત્રાસમાંથી છૂટવા માટે સમાધાનજ માન્યું હશે, તેણે મહોબતખાનને તે પણ બોલીને જણાવ્યું હતું. મદ્ય અને અફીણના સેવનમાં તેને પોતાને કશાની પણ કાળજી કે દુઃખ લાગતું નહિ. પરંતુ નૂરજહાનની સ્થિતિ કેવળ હાથમાંનું ભક્ષ્ય બીજાએ છીનાવી લીધેલી વાઘણના જેવી થઇ પડી. તે નદી ઉતરીને પેલી તરફ ગઇ. તેને પણ એકદમ ન પકડયા માટે મહોબતખાનને પાછળથી ખેદ થયો. ખાન બાદશાહને લઇને શહેરિયારના મહેલમાં જઇ રહ્યો. નૂરજહાને પેલી તરફ ગયા બાદ પોતાના સર્વ સરદારોને એકત્ર કરીને તેમને ઉદ્દેશીને ભાષણ કર્યું કે, તમારી બેદરકારી અને અવ્યવસ્થાથી આ પ્રમાણે બન્યું છે. કોઇની કલ્પનામાં નહિ એવો બનાવ બન્યો છે. હવે તમને તમારાં વર્તન માટે શરમ નથી આવતી? ત્યારે આ નુકશાનનું વેર લેવા માટે તમારે મથવું જોઇએ! આ તરફ પૂલ તોડી નંખાયા પછી, ઉતાર ઉપર નદી ઉતરીને બળવાખોર ખાન સાથે લડાઈ કરવાનો તે સરદારોએ વિચાર કર્યો, ઉતાર ખરાબ હતો, અને સઘળી અવ્યવસ્થા થઇ રહી. ઉપર જણાવેલો શખ્સ લખે છે 'હું નદીની શાખા ઉતરીને બીજીને કાંઠે નસીબના ખેલ જોતો ઉભો

હતો તેવામાં રાણીનો કામદાર આવી બોલ્યો, 'બેગમ સાહેબ પૂછે છે કે, આ વખત મોડું કરવાની કે ઢીલ કરવાની છે.' ચાલો તડાકાબંધ આગળ. રાહ શું જુઓ છો ?' રાણી પણ તેજ ટોળામાં હતી. હાથી ઉપર બેસીને તે જેમ તેમ પેલી તરફના કાંઠે ગઇ. ત્યાં રજપૂત લોકો તેને અટકાવવા હાજર હતા. તેના હોદ્દામાં બેઠેલી દાસીને એક તીર વાગ્યું. તે ખેંચી કાઢતાં રાણીનું શરીર લોહીથી ભરાઇ ગયું છતાં તે ડગમગી નહિ. તે પોતે હિમ્મતવાન હોઇ કુશળ અને અચૂક તીર મારનારી હતી. તેણે અનેક વાઘ મારેલા હોઇ, વાઘ મારવાની તેની હોંશની જહાંગીરે પોતાના વર્ણનમાં ઘણીજ પ્રશંસા કરેલી છે. આમ છતાં આ પ્રસંગે તેનું કાંઇ ન ચાલતાં ફોજ સાથે પરાભવ પામીને તે પાછી ફરી. રજપૂતોએ તેને લઇ જઇ નજરકેદમાં રાખી. અસફખાન નાસીને મહોબતખાનને જઇ મળ્યો. આ તરફ બાદશાહ મહોબતખાન સાથે સ્નેહથી વર્તવા લાગ્યો. તેણે તેના ઉપર એટલી મહેરબાની દર્શાવી કે મહોબતખાનના મનમાં બાદશાહ વિષે કંઇ પણ આકાંક્ષા રહી નહિ, વાસ્તવિક રીતે તો નૂર-જહાનનો નાશ કરવાનો તેનો વિચાર હતો કેમકે તેણેજ સઘળા રાજ્યમાં અંધાધુની મચાવી દીધી હતી. સર્વ લોકો તેની વિરૂદ્ધ બબડતા હતા. પછી પોતાનો છૂટકો કરવાનો તેણે એક છેવટનો ઉપાય કર્યો. બાદશાહને એકવાર નજરે જોવાની તેને પરવાનગી માગી, જે મહોબતખાને મોટા સંકટે આપી. મુલાકાત થતાં તેણે જહાંગીરને પોતાની તરફ વાળી લીધો. તેને કેદમાંથી મુક્ત કરવા માટે બાદશાહે મહોબતખાનને વિનંતિ કરી. તેનાથી 'ના' ન કહેવાઇ. તેને લાગ્યું કે હવે બાદશાહ કદી પોતાને છોડનાર નથી. કદાચ સ્ત્રીનો જીવ લેવો એ તેને અયોગ્ય લાગ્યું હશે; અને તેથી ખાને તેને છોડી દીધી. છૂટા થયા બાદ નૂરજહાને પોતાની ખટપટ ચલાવી. બાદશાહનું વર્તન જોવામાં તદ્દન સારું હતું. નૂરજહાન જે જે બાદશાહ સાથે ગુપ્ત રીતે બોલતી તે તે સઘળું તે ખાનને જણાવતો. મહોબતખાનનો જીવ લેવાનો તેનો વિચાર છે એ સુદ્ધાં બાદશાહે ખાનને જણાવ્યું. એમ છતાં મહોબતખાન બેફિકર રહ્યો. તેના કેટલાક શૂરા મળતિયાઓ લડતમાં પડ્યા હતા, અને નૂરજહાન તેની વિરૂદ્ધ ખટપટ કરતીજ હતી.

રજપૂત અને મુસલમાનો વચ્ચેની ફાટ દિવસે દિવસે વધતીજ હતી. આથી અફઘાન અને મોગલો વચ્ચે સંપ કરીને તેણે તેમને રજપૂતોનું વેર લેવાને પ્રવૃત્ત કર્યાં. ખરેખર મોગલ સરદાર એમાં સામીલ હતા કે કેમ એ પ્રશ્નજ છે. પોતાની સઘળી ફોજ એકઠી કરીને તેની તપાસ કરવી, એવી યુક્તિ તેણે બાદશાહ મારફતે અમલમાં આણી, તે પ્રસંગે તેણે પોતાના પક્ષના ઘણા માણસો એકઠા કર્યા. સઘળી ફોજ એકઠી થતાં, બાદશાહે મહોબતખાનને જણાવ્યું. 'તમે તમારી રજપૂત ફોજ લઈને બાજુ ઉપર રહો, નહિ તો વિના કારણ તમને મુસલમાનો સાથે ઝપાઝપી થતાં રક્તપાત થશે? તે સરદારે તે વાત કબૂલ કરી એ મોટા આશ્ચર્યની બિના છે. છેવટે બાદશાહ પાસે થોડાજ માણસો રહ્યા. ફોજની તપાસ કરવા માટે ગયેલો તે વખતે રાણીના સ્વારોએ બાદશાહને ઘેરો ઘાલીને તેને પોતાના તાબામાં લીધો. આ પ્રમાણે યુક્તિબાજ રાણીની સહાયથી બાદશાહ બંદીખાનામાંથી મુક્ત થયો, પરંતુ મહોબતખાનને તેનાથી એકદમ શિક્ષા થાય તેમ નહોતું. શાહજહાનને પકડી લાવવાની તેને આજ્ઞા થઈ. તેમજ તેને અસફખાનને છોડી દેવાની ફરજ પડી. શાહજહાન ઉપર ચઢી જવા માટે તેણે પ્રથમ પોતાની નાખુશી દર્શાવી, પરંતુ નૂરજહાને તેને ધમકાવ્યો એટલે તેનાથી ના કહેવાઈ નહિ. તે બે હજાર માણસો સાથે નીકળીને ઉદેપુરના રાણા પાસે ગયો. નૂરજહાને રાણા પાસેથી તેને પાછો માગ્યાથી તે દક્ષિણ જઈ શાહજહાનને મળ્યો. આજ સમયે શાહજાદો પર્વિઝ અત્યંત મદ્યપાનથી એકાએક મરણ પામ્યો (સ. ૧૬૨૬), નહિ તો મહોબતખાન તેને જઈ મળ્યો હોત. શાહજહાને પર્વિઝને ઝેર આપ્યું હતું એવું પણ કેટલાકોનું કહેવું છે.

જહાંગીરની કારકીર્દિનું ૨૨ મું અને વયનું ૬૦ મું વર્ષ શરૂ થયું. નૂરજહાનના હાથમાં સર્વ સત્તા હતી; શાહજહાનની ફોજ વધતી જતી હતી. લાહોર મુકામે તા. ૧૧ મી માર્ચ સ. ૧૬૨૭ ને રોજ જહાંગીરે પોતાના ૨૨ મા નવરોજનો સમારંભ કર્યો, પરંતુ તેમાં હમેશનો ઠાઠ જામ્યો નહિ. તેની તબિયત સારી નહોતી, તેથી તે તુરતજ હવાફેર કરવા માટે કાશ્મિર ગયો. રસ્તાના શ્રમથી તે વિશેષજ થાકી ગયો. હવે પોતાનું મરણ નજીક

આવ્યું છે એમ તેને લાગવા માંડ્યું. અન્ન ઉપરથી રૂચિ ઉઠી ગઈ, અને ચાળીશ વર્ષથી જેનું સેવન ચાલતું હતું એવા અફીણની પણ તેને જરૂર રહી નહિ. એક બે મદ્યના પ્યાલા મળે તો બસ થતું. નૂરજહાન તેમજ શહેરિયાર અને તેનો પૌત્ર દાવરબક્ષ પણ સાથે હતાં. આ મૂર્ખ શહેરિયારને હાથમાં લઈ, પોતે રાજ્યકારભાર કરવો એવી નૂરજહાનને ઇચ્છા હતી. એટલામાં કમનસીબે શહેરિયાર માંદો પડ્યો, અને તે તુરતજ બાપની પરવાનગી લઈને કાશ્મિરમાંથી ઔષધ કરાવવા માટે દાવરબક્ષને સાથે લઈને તે લાહોર આવ્યો. તેના ઉપર દેખરેખ રાખવાનું ઇરાદતખાન નામના પોતાના એક વિશ્વાસુ સરદારને નૂરજહાને સોંપ્યું હતું. ઉનાળો પૂરો થતાં જહાંગીર કાશ્મિર છોડીને પાછો આવવા માટે નીકળ્યો. રસ્તામાં તેને એકાએક શિકારની ઇચ્છા થતાં એક ડુંગરની તળેટી આગળ શિકાર કરતો હતો તેવામાં એક શિકારી ડુંગર ઉપરથી બાદશાહ ઉભો હતો ત્યાં ધસી પડીને મરણ પામ્યો. આ બિનાની અસર જહાંગીરના દુર્બળ મન ઉપર વિલક્ષણ થઈ. તેને લાગ્યું કે, 'મૃત્યુજ તે માણસના રૂપે મને લેવા માટે આવેલું છે.' આ ધાસ્તીથી તે છેક નબળો પડી ગયો. તેનો દમ અને ઉધરસ એકદમ વધી ગયાં, અને રસ્તામાંજ તા. ૨૮ મી ઑકટોબરને રોજ તે મરણ પામ્યો. છઠ્ઠે દિવસે તેનું શબ લાહોર આવી પહોંચ્યું. પોતાની પછી બુલકી તખ્ત ઉપર બેસે એવું તેણે કહ્યું હતું.

ક્ષણ માત્રમાં નૂરજહાનની સત્તા જતી રહી. પતિના વૃદ્ધાપકાળને લીધે તેને મળતું આવેલું માન તેના શરીરમાંના પ્રાણ સાથેજ નાશ પામ્યું. જો કે તેણે અનેક ખટપટો કરી હતી, છતાં રાજ્યકારભારનું ધોરણ તેનામાં નહોતું. સ્વાર્થ અને વૈરબુદ્ધિને લીધે તે છેક અંધ બની ગઈ હતી. શહેરિયારનો પક્ષ લઈને તેણે મહોબતખાનને શાહજહાન ભણી જવા દીધો એ તેની મોટી ભૂલ હતી. કદાચ તેનો આંતર્ હેતુ બીજો હોઈ તે ઈતિહાસકારોથી સમજી શકાયો નહિ હોય. શાહજહાન તેના ઉપર આસક્ત હતો એવો સર ટૉમસ રોને અંદેશો હતો. મહોબતખાનના દીકરા ઉપર પણ તેની પ્રીતિ હતી એમ કહેવાય છે. પર્વિઝ અને જહાંગીરને ઝેર દીધાનો આરોપ

કેટલાકો તેના ઉપર મૂકે છે. જહાંગીરના મૃત્યુથી જ્યાં ત્યાં એકદમ ગરબડ શરૂ થઈ. શાહજહાન બાપની વિરૂદ્ધ બંડ કરીને દક્ષિણમાં રહેતો હતો, અને બાપે તેને અગાઉથીજ 'બેદૌલત' (દૌલત માટે નાલાયક) ઠરાવ્યો હતો. શહેરિયાર લાહોરમાં હતો, અને અસફખાન અને ઇરાદતખાન એ બે મુખ્ય સરદાર જહાંગીર પાસે હાજર હતા. ઇરાદતખાન ઇરાનનો એક સૈયદ હોઇ અસફખાનના વસીલાથીજ વધ્યો હતો. અસફખાનની અંતઃકરણથી ઇચ્છા શાહાજહાનને રાજ્ય મળે એવી હતી. નૂરજહાનનો ખટપટી સ્વભાવ અસફખાનને ન પસંદ પડવાથી, હવે પછી તેની ખટપટ ચાલવા દેવી નહિ એવો વિચાર ઠરાવીને, જહાંગીર મૃત્યુ પામતાંજ તેણે ઇરાદતખાન સાથે ગુપ્ત મસલત કરી. લાહોરમાં શહેરિયાર એકદમ બાદશાહ પદવી ધારણ કરશે, શાહજહાનને દક્ષિણમાંથી આવતાં નિદાન બે માસ લાગશે, અને શહેરિયારને એકદમ કેદ કરવો પરંતુ તે પણ જોખમ ભરેલું થઈ પડે, એ વગેરે વિચાર કરીને, તુરત ખુશરૂના પુત્ર દાવરબક્ષ ઉર્ફે બુલ્લકીના નામના ખુત્બા પઢાવીને તેને તેમણે બાદશાહની પદવી આપી, અને તેના હુકમથી શહેરિયારને કબજામાં રાખ્યો. આ સઘળી તજવીજ તેમણે એટલી ઝડપથી કરી કે, નૂરજહાનને તેની ખબર પણ પડી નહિ. વાસ્તવિક રીતે તો દાવરબક્ષને પણ આ પસંદ પડયું નહિ. નૂરજહાને ગમે તેવી ખટપટ કરી હોત, પરંતુ ધણીના શબને પડતું મૂકી તેનાથી દૂર જવાયું નહિ, અને સૂતકથી અભડાયા જેવી તે થઈ પડી. તેણે અસફખાનને વારંવાર મળવા બોલાવ્યો, પણ ખાન તેની મુલાકાતે ગયોજ નહિ. આ બાજુએ તેણે બનારસીદાસ નામના એક ભરોંસાના માણસને પોતાની વીંટી આપીને શાહજહાન પાસે મોકલ્યો, અને તેને તાબડતોબ આગ્રે બોલાવ્યો. તેને લેખી પત્ર બીલકુલજ આપ્યો નહિ. તે પછી જહાંગીરનું પ્રેત લાહોરમાં આવ્યું, ત્યારે અસફખાને ત્યાં તેના ઉપર જાપતો રાખીને તેને કોઈ મળે નહિ એવો બંદોબસ્ત કર્યો. દાનિયાલનો છોકરો બાયસંઘર અસફખાનની નજર ચૂકવીને અગાઉથીજ લાહોર જઈ પહોંચ્યો. અને તેણે શહેરિયારને મદદ કરીને તેની પાસે લાહોરનો કિલ્લો અને ખજાનો તાબામાં લેવરાવ્યાં, અને તે બન્નેએ મળીને અસફખાન ઉપર ચઢાઈ કરી.

લડાઈ થતાં શહેરિયારનો પરાભવ થયો, અને તે જઈને જનાનખાનામાં સંતાઈ પેઠો. પછી તેને અને બીજા રાજકુંવરોને અસફખાને કેદમાં પૂર્યા. બાયસંઘર એકલો નાસીને અફગાનિસ્તાનમાં ગયો.

બનારસીદાસ ૨૦ દિવસે શાહજહાન પાસે જઈ પહોંચ્યો. પ્રથમ તેણે મહોબતખાનની મુલાકાત લીધી, અને પછી બન્નેએ જઈને શાહજહાનને તેની નિદ્રામાંથી જાગૃત કર્યો, અને જહાંગીરના મૃત્યુની અને તે પછીની સઘળી હકીકત તેને જણાવી. શાહજહાનને દુઃખ તો થયુંજ, પણ વિલંબ ન કરતાં સારૂં મુહુર્ત જોઈને તેણે આગ્રા તરફ કૂચ કરી. તે પ્રથમ અમદાવાદ ગયો, અને ત્યાંથી સઘળા રાજકુંવરોને મારી નાંખવા બાબત તેણે અસફખાનને હુકમ લખી મોકલ્યો. તા. ૨૧ મી જાન્યુઆરી ૧૬૨૮ ને દિને આ હુકમ ખાનને પહોંચ્યો, અને તા. ૨૩ મી જાન્યુઆરીએ તેણે લાહોરમાં તેમને ઠેર મરાવ્યા. આ પ્રમાણે શહેરિયાર, ખુશરૂના પુત્રો દાવરબક્ષ અને મર્સાસ્પ, અને દાનિયાલના દીકરા તેહમુરસ અને હોશંગ એ પાંચે કમનસીબ રાજકુમારોનો વધ થયો. શાહજહાન અમદાવાદ છોડીને અજમેર આવ્યો, અને ત્યાં શેખ ચિસ્તીની દરઘાનું તેણે દર્શન કર્યું. ત્યાર પછી ધીમે ધીમે ઘણાખરા સરદાર તેને આવી મળવા લાગ્યા. તા. ૨૪ મી જાન્યુઆરીને રોજ શાહજહાન આગ્રે પહોંચ્યો, અને બીજે દિવસે આગ્રાના કિલ્લેદાર કાસિલખાને કિલ્લો અને ખજાનો શાહજહાનના હવાલે કર્યો. તેજ દિવસે શહેરમાં શાહજહાનની સ્વારી હાથી ઉપર ફરવા નીકળી, અને નવીન બાદશાહને જોઈ લોકો સંતોષ પામ્યા. તા. ૫ મી ફેબ્રુઆરીને રોજ યથાવિધિ રાજ્યારોહણનો સમારંભ થતાં ખુત્બા પઢાવવામા આવ્યા. મારેલા રાજકુમારોનાં મુડદાં લાહોરના બાગમાં દાટીને તેમનાં માથાં શાહજહાન પાસે મોકલવામાં આવ્યાં. ટૂંકમાં બાદશાહી ગાદી મેળવતાં શાહજહાનને પોતાના બંધુઓના રક્તરૂપી કાદવમાં થઈને તેને આક્રમણ કરવું પડયું.

૮. **જહાંગીરના ગુણોનું અવલોકન**—' દુર્વ્યસનો હોવા છતાં પણ જહાંગીર સાઠ વર્ષ સુધી જીવ્યો, એ ઉપરથી તેની પ્રકૃતિ નીરોગી હતી. તે ગાંડો નહોતો, પરંતુ અક્કલવાન હોઈ બાપે દાખલ કરેલું વલણ આગળ ચલા-

વવાનું તેનામાં ડહાપણુ હતું. યુદ્ધનું કામ હાથમાં લીધા પછી તે તેમાં મંડીને છેવટે પાર મૂકતો તેના મનમાં ક્ષોભ ન હોય ત્યારે તો તે ન્યાયનું કામ પણ તદ્દન ચોખ્ખું કરતો.' (લેન્પૂલ) અકબરની સુવ્યવસ્થાથી જહાંગીર બાદશાહ રાજ્ય ભોગવી શક્યો. તેનામાં કેટલાક સારા ગુણો હતા, પરંતુ મદ્યપાનની લતને લીધે તે ગુણો પ્રકાશ પામી શક્યા નહિ, અને તેના માત્ર દુર્ગુણો પદે પદે જણાવા લાગ્યા. યુદ્ધકળામાં તે ઘણો પ્રવીણ હતો. તેને વખાણ પ્રિય હતાં, અને ભપકો રાખવાની તેને ઘણી હોંશ હતી. શરીરે ઉંચા પોષાક અને જરઝવેરાત પહેરીને તે બહુધા બહાર નીકળતો. ખાવાપીવામાં તો તેને મુદ્દલે નિયમ નહોતો. આત્મસંયમન એટલે શું અને મર્યાદામાં રહી પોતાનો ભાર-બોજ કેવી રીતે રાખવો એ તે બિલકુલ જાણતો નહોતો. તે પોતાના શબ્દને વળગી રહેતો નહિ. આરંભમાં તેનો સ્વભાવ ઘણો ક્રૂર હતો, પરંતુ રાજ્યનો ભાર પોતાના માથે આવ્યા બાદ તે સારો નીવડ્યો હતો. તેનો મોટો દુર્ગુણ મદ્યપાનનો હતો. મદ્યપાનના સંબંધમાં તેણે પોતાના આત્મચરિત્રમાં ઘણું લખેલું છે. તે લખે છે કે, 'જ્યારથી હું મદ્યપાન કરવા લાગ્યો; દિવસે દિવસે તે વધતું ગયું; અને છેવટે તો હું ઘણા તીવ્ર મદ્યનું સેવન કરતો. નવ વર્ષની અંદર હું દરરોજ ૨૦ પ્યાલા પીવા લાગ્યો, જેમાંના ૧૪ દિવસે, અને ૬ રાતે પીતો હતો. છેવટે મારા એક વિશ્વાસુ વૈદ્યે આ વ્યસન માટે મને ઘણી ચેતવણી આપી. તેનો ઉપદેશ ઘણો સારો હતો. સર્વને જીવ પ્યારો છે, તેથી મારી ટેવ કમી કરીને દરરોજ હું ૭ પ્યાલા પીતો હતો. પંદર વર્ષમાં આથી ઓછો વત્તો મેં કદી પીધો નથી.' માત્ર ઓછા થયેલા મદ્યના બદલામાં તે અફીણનું સેવન કરવા લાગ્યો હતો. મદ્યપાનથીજ તેના બે ભાઈ મૃત્યુ પામ્યા. જહાંગીર પોતે મદ્યપાન કરતો હતો, છતાં બીજાઓ તેમ ન કરે તે માટે તેણે સખ્ત નિયમ કર્યા હતા. એક વખતે આ નિયમનું ચમત્કારિક રીતે ઉલ્લંઘન થયું હતું. ઈરાનનો વકીલ આવેલો, તેને મિજબાની આપવામાં આવી ત્યારે બાદશાહે પાસેની સર્વ મંડળીને દારૂ પીવા કહ્યું. દરબારના બક્ષીના હાથમાં સઘળી વ્યવસ્થા હોઈ તેણે સર્વેના પ્યાલા દારૂથી ભર્યા. રીત પ્રમાણે દારૂ પીનારી સઘળી મંડળીના નામ તવારીખમાં નોંધવામાં આવ્યાં. બાદશાહ

પોતે એવો ચકચૂર થયેલો હતો કે પોતે દારૂ પીવાનો હુકમ આપ્યો. એ તેના ધ્યાનમાં નહોતું. બીજે દિવસે દરબારના કોઈ એક માણસે આગલી રાતે દારૂ પીવાયાનો ઉલ્લેખ કર્યો. બાદશાહ ક્રોધથી રાતો પીળો થયો, અને દારૂ પીવાનો હુકમ કોણે આપ્યો હતો એમ તેણે પૂછ્યું. સર્વેએ બક્ષીનું નામ લીધું. તે સાથે પાછળથી ગુન્હેગારોનાં નામ વાંચવામાં આવ્યાં, ત્યારે સર્વેને તેણે પોતાની સામે ઉભા કર્યા. કેટલાકોના તેણે ભારે દંડ કર્યા, અને કેટલાકોને તેણે ભરદરબારમાં ચાબુકથી માર્યા. આ મારથી કેટલાક છેક મૃત્યુ પામે એવી સ્થિતિમાં આવી પડયા. પછી જહાંગીરે લોકો પાસે તેમને લાતો મરાવી. એક શખસ તો ભરદરબારમાં મરણ પામ્યો. ઘણા લોકોને ત્યાંથી ઉંચકી લઈ જવા પડયાં. ઇરાનના વકીલને તે કાંઈ બોલ્યો નહિ. ગુન્હેગારોની તરફેણમાં એક શબ્દ પણ બોલવાની કોઈની છાતી ચાલી નહિ. આ વાતથી મનને ઉદ્વેગ થાય તેમ છે, પરંતુ તે ઉપરથી બાદશાહનો શુભ હેતુ સ્પષ્ટ થાય છે એમાં સંશય નથી. તેણે પોતાના નાણાં ઉપર દારૂના પ્યાલાનું ચિત્ર કોતરાવ્યું હતું.

જહાંગીરમાં અનેક દુર્ગુણો હોવા છતાં પણ તેનામાં કેટલાક વખાણવા યોગ્ય ગુણો હતા. મનોનિગ્રહ ન હોવાથી તેના દુર્ગુણ ઘણા વધી પડયા હતા. વિલાસ અને લહેરની અસરમાં જે કંઈ તેના હાથથી થતું, તે સિવાય જાણી બુજીને તે ખોટું કૃત્ય કરતો નહિ. ‘ન્યાય શૃંખલા’ નામની જે સોનાની સાંકળ તેણે પોતાની કારકીર્દિના આરંભમાંજ તૈયાર કરાવી હતી તે ૬૦ ફૂટ લાંબી હોઈ, તેને ૬૦ સોનાની ઘંટાઓ લટકાવેલી હતી, અને તે તેના બેસવાના ઓરડા સુધી લંબાયેલી હતી. તેને લીધે ફાવે ત્યારે સર્વે માણસો બાદશાહની મુલાકાત લઈ શકતા હતા. જહાંગીરે સર્વ પ્રકારની વિદ્યાને સારૂં ઉત્તેજન આપ્યું હતું. દર રવિવારે તે ગરીબોને દાનધર્મ કરતો. શિલ્પકળા અને બીજા હુન્નરો તેને ઘણા પ્રિય હતા, અને સૃષ્ટિસૌંદર્ય, બાગબગિચા, અને ફૂલોના ક્યારા તેને અત્યંત રમણીય લાગતા. એકાદ સુંદર પ્રદેશમાં તેનું મન રમી રહેતું એટલે તેને કશાનુંએ ભાન રહેતું નહિ. કાશ્મિર જતાં તેની ફોજ એક વખતે ત્યાં સુંદર અને ચિત્ર વિચિત્ર રંગનાં ફૂલો અત્યંત ઉગેલાં તેની દૃષ્ટિએ

પડયાં હતાં. તે કહે છે, 'મેં મારા સર્વ માણસોને તે ફૂલોના ગુચ્છ કરીને પોતપોતાની પાઘડીઓમાં ખોસવા કહ્યું, અને તેથી કરીને એક નવીન બોલતો ચાલતો ફૂલ બાગ તૈયાર થયો. બીજે એક સ્થળે એટલા સુંદર ફૂલ ઉગેલાં હતાં કે તે ઉપરથી દૃષ્ટિ પાછી ફેરવી શકાય તેમ નહોતું, હવા પણ ઉત્તમ છૂટેલી હતી. તે પ્રસંગ માટે તે લખે છે, 'મેં તે વખતે દારૂ પીને ચેન કર્યું. આ પ્રવાસ મને અત્યંત સુખકર લાગ્યો.' સારાંશ કે સૃષ્ટિ સૌંદર્યથી મનને આનંદિત કરી લેવાનો મોગલોનો સ્વભાવ જહાંગીરમાં ઉતરેલો હતો. 'કાશ્મિર દેશ ઘણો આનંદજનક છે. ચોમાસામાં અને ઉનાળામાં ત્યાંની શોભા અનુપમ હોય છે. મેં તે દેશ પ્રત્યક્ષ જોયો ત્યારે મેં ધાર્યું હતું તે કરતાં તે મને અતિશય જ રમણીય જણાયો. કાશ્મિરમાં કેસર ઘણું ઉત્પન્ન થાય છે. એટલું બીજે કંઈ પણ થતું નથી. કેસરના બગિચા બે બે માઇલ લંબાઈના હોઈ તે દૂરથી ઘણા શોભિતા દેખાય છે. તેમનો વાસ એટલો તીવ્ર હોય છે કે, તેથી માથું દુઃખવા આવે છે. પરંતુ કાશ્મિરના લોકોને આ વિકાર થતો નથી. જમીનનું તળિયું ગાલિચો પાથર્યા જેવું સુંદર દેખાય છે.'

જહાંગીર સારો શિકારી હતો. મરદાનગીના ખેલ તેને પ્રિય હતા. મિત્રો સાથે તે અત્યંત પ્રેમભાવથી વર્તતો, પરંતુ તેમના સ્વાર્થ માટે રૈયતના કલ્યાણમાં અંતર પાડતો નહિ. પ્રૉફેસર ડૉસને જહાંગીરની યોગ્યતા વિષે નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવેલો છે. 'જહાંગીરના આત્મચરિત્ર ઉપરથી તેની યોગ્યતા સામાન્ય નહોતી એમ જણાય છે. પોતાના દુર્ગુણ અને ખામીઓ તેણે સ્પષ્ટપણે કબૂલ કરેલી છે. આત્મચરિત્ર એકલું વાંચતાં તેના બુદ્ધિમાન-પણા અને યોગ્યતા વિષે વાચનારનો ઘણો સારો અભિપ્રાય બંધાય છે, જવા-હીર, ફૂલ, કળાકૌશલ્ય, સૃષ્ટિશોભા વગેરે તેને ઘણાં પ્રિય હોઈ શિકાર કરવામાં તે કુશળ હતો. મદ્યની ધૂનમાં ન હોય ત્યારે ન્યાય અને ઔદાર્યના ગુણો ઉભય પ્રકારે વ્યક્ત થતા. પરંતુ ગાદી ઉપર આવતા પહેલાં બાટલી (દારૂની શીશી)ની લતમાં તેણે અનેક ક્રૂર કૃત્યો કર્યાનો પુરાવો છે.'

જહાંગીર વિષે બ્લૉકમેનનો અભિપ્રાય નીચેના આશયનો છેઃ 'જહાં-ગીરની યોગ્યતા નક્કી કરવી એ વિશેષ કઠીણ નથી, હું અને મારૂં એ સિવાય

તેણે ઝાઝો વિચાર કર્યો નથી. તેણે લખેલું આત્મચરિત્ર વાંચતાં તેનો મૂર્ખ અને બાલિશ સ્વભાવ પદેપદે દૃષ્ટિએ પડે છે. તેના ઉપર ભૂરકી નાંખીને છાપ બેસાડનાર કોઈ મળે તો તે તેના તંત્રથી ચાલતો. લહેર એજ તેની નીતિ હતી. અંતઃકરણમાં દયાનું વહેણ હતું, પરંતુ લહેરી સ્વભાવને લીધે તે વહેણ બહાર આવ્યું નહિ. ઘણી વખતે તે હથિયાર વિનાના મનુષ્યની વાઘ સાથે કુસ્તી કરાવીને મજા જોતો બેસતો. માણસોને હાથીઓના પગ નીચે કચ-રાવીને પોતે ગમ્મત માનતો. એમ છતાં જૂના નોકરોને કે સગાં સંબંધીઓને તેણે બિલકુલ દુભવ્યાં નથી. શાહજહાન અને ઔરંગજેબે જેમ એકેએક સગાં-વહાલાંને મારી નાંખ્યા, તેમ જહાંગીરે કર્યું નહોતું. ખાસ પ્રસંગે તે દયા દર્શાવતો, પરંતુ પોતાના હાથમાં સારૂં ખોટું કરવાની કેટલી સત્તા છે, એનો વિચાર તેના મનમાં કદી આવ્યો નહોતો. અમુક સારૂં કામ પણ તે જુદાજ ઉદ્દેશથી કરતો. ગામના ગરીબ લોકોને જમવા તેડીને તેમને દાન ધર્મ કરતો પરંતુ તે શા માટે ? તો ગમ્મત થઈ વખત ગયા માટે; લોકોનું દુઃખ નિવારણ કરવા માટે નહિ. અડચણો આવે તો દેવની બાધા વગેરે રાખવામાં તે ગમે તેટલો ઉદાર હતો પરંતુ તેને પાછળથી પાળવાના સોગંદ હતા. તેનું આત્મ-ચરિત્ર છેક સરળ ભાષામાં લખેલું છે, પરંતુ તેમાં સર્વ ખાનપાનની, શિકાર-ની, અને નિમણુકોની ક્ષુલ્લક હકીકત ભરેલી છે. એકાદ ઉચ્ચ વિચાર કે પોતાનો એકાદ અનુભવ કોઈ પણ સ્થળે માલૂમ પડતો નથી. એક પણ વિ-દ્વાનનું કે સુંદર પુસ્તકનું નામ તેમાં નથી. તેના મહાનપણાનું સૂચક એક પણ વાક્ય તેમાં નથી. શિકારમાં તેણે મારેલાં ૧૭૦૦૦ પ્રાણીઓની નામ-વાર યાદી તેણે આપેલી છે.

‘ જહાંગીરની મદ્યપાનની લત વિલક્ષણ હતી. શાહજહાનના જન્મ-દિવસને દહાડે તેનું વજન કર્યાબાદ જહાંગીર તેને કહે છે, ‘ભાઈ, તું અત્યાર-સુધી મદ્યને કદી અડકયો નથી. તને હવે છોકરાં થયાં, તેથી તહેવાર વગેરે-ના દિવસે દારૂ પીવાની હું તને પરવાનગી આપું છું. પંદર વર્ષની ઉમરેજ હું દારૂ પીવા લાગ્યો હતો, અને એ મારી ટેવ ધીમે ધીમે વધતાં મારી પ્રકૃતિ બગડી. હકીમ હુમામે મને કહ્યું હતું કે, હું આ વ્યસન છોડીશ નહિ તો

થોડાજ સમયમાં હું મરણ પામીશ. ત્યારથી તે મેં છેક મર્યાદામાં રાખેલું છે. હું અફીણનું પણ સેવન કરૂં છું. મારૂં વય હાલમાં ૪૦ વર્ષનું છે, અને મારે દરરોજ ચૌદ રતિ અફીણ જોઈએ છે. આ મદ્યપાનથી સર્વ બાદશાહી કુટુંબનો નાશ થયો. વિશેષે કરીને જહાંગીરના સમયમાં બાદશાહેજ તેમાં આગેવાની લીધાથી સઘળા દરબારીઓ દારૂડીઆ બન્યા હતા. જહાંગીરે કરેલું તેનું વર્ણન સાંભળીને શરીરે રોમાંચ થાય છે. હિંદુ સરદારો પણ દારૂડીઆ બન્યા હતા. અંબરના ભાવસિંહ, જગતસિંહ અને મહાસિંહ સર્વે આ વ્યસનના ભોગ થઈ પડયા હતા. મોટા માણસોના મંડળના આ વર્તનની સામાન્ય જનસમૂહ ઉપર પણ ઘણી અસર થઈ હતી. જુદા જુદા પ્રાંતોમાં આ વ્યસન અને તત્સંબંધી ગુન્હા અને અનાચાર અત્યંત વધી પડયાથી, રાજ્યકારભારમાં પણ ઘોટાળા થયા હતા.

'જહાંગીરને રાજ્યકારભારમાં મન ઘાલવાની બિલકુલ હોંશ નહોતી. તે કહે છે, કોઈ પણ બાબતની બારીક તપસીલમાં ઉતરવું બાદશાહને શોભતું નથી. તેથી ઉલટું શાન્ત રીતે બારીક તપસીલ સમજી લેવી એજ રાજાના મહાન્‌પણાનું લક્ષણ છે, એમ અકબર માનતો હતો. જહાંગીરમાં નામ લેવા જેવો એક પણ ગુણ નહોતો, અને તેથીજ તેની કારકીર્દિમાં સાર્વજનિક મહ-ત્ત્વની કાંઈ પણ બિના બની નહિ. અકબરે જંગલી લોકોને કામે લગાડવા માટે તેમની એક પલટણ બનાવી હતી, પરંતુ આવી જહાંગીરની એક પણ વાત નોંધવા જેવી નથી, અકબરે લાગટ ૩૦ વર્ષ યત્ન કરીને સેંકડો વર્ષથી ચાલતો આવેલો ઉલ્લમાઓનો અને 'સદર'નો અધિકાર નાશ કર્યો, અને ધર્મગુરૂઓનાં ખોટાં ડોળને તોડી નાંખ્યાં. પાછળથી તેનો ઉપયોગ કરીને જહાંગીરે ધર્મની બાબતમાં કાંઈ પણ કાયમની વ્યવસ્થા કરી નહિ. આથી ઉલટું યૂરોપીઅન લોકોએ પોતાની ધર્મસુધારણા કેટલી ખંતથી કરી હતી, તે ઇતિહાસ ઉપરથી જણાય છે.

'પોતાની ધાર્મિક માન્યતાની બાબતમાં પણ જહાંગીર તદ્દન બેફિકર હતો. અકબરે પોતે વિચાર કરીને પોતાનો કાંઇક પણ એક નિશ્ચિત પંથ ઠરાવ્યો, પરંતુ જહાંગીરમાં એટલો વિચાર કરવાની તાકાદજ નહોતી. આથી

લહેર આવે તે પ્રમાણે ક્ષણમાં હિંદુ, તો ક્ષણમાં પારસી, ક્ષણમાં મુસલમાન, તો ક્ષણમાં ખ્રિસ્તિ, એમ તેની બાંધછોડ ચાલતી. તેની આગળ સઘળું ઢોંગથી ચાલતું. ઢોંગ એજ તેનું દૈવત એમ કહીએ તો ચાલે. ગ્રહો ઉપર તેને વિશ્વાસ હતો, અને ગ્રહણની કે ગ્રહોના એકઠા થવાની તેને અત્યંત ભીતિ લાગતી. આવા વખતે તે જનાનખાનામાં કોઇ સ્થળે છેક ખૂણામાં ભરાઈ બેસતો. અકબરના વખતથી જ્યોતિષરાય નામનો એક હિંદુ જ્યોતિષી દરબારમાં હમેશાં હાજર રહેતો. જહાંગીરના વખતમાં જે જ્યોતિષરાય હતો તેનાં ભવિષ્ય બરાબર સાચાં ઉતરતાં, તેથી સઘળા દરબારીઓને મોટું આશ્ચર્ય લાગતું. પરંતુ જ્યોતિષરાયને પ્રશ્ન પૂછતાંની સાથે જહાંગીરના શરીરમાં થરથરાટ આવતો. જહાંગીરે તે જ્યોતિષીની એક વખતે સુવર્ણતુલા કરી હતી. પોતે બાદશાહ હોવાથી પ્રભુ પોતાને મુક્તિ આપ્યા સિવાય રહેશેજ નહિ એમ તેનું માનવું હતું. તેના આત્મચરિત્રમાં ઇશસ્તવનનું કે પ્રાર્થનાનું નામ પણ નથી. મહમદ પેગંબરનું નામતો સઘળા પુસ્તકમાં કોઈ પણ સ્થળે નથી.

'અકબરે ચાલુ કરેલા હિંદુ આચાર વિચાર સલીમે પણ આગળ ચાલુ રાખ્યા. દીપાવળી પૂજા, અને ગાયોને શૃંગાર પહેરાવીને તેમનો વરઘોડો કાઢવાનાં કામ જહાંગીર કરતો. શિવરાત્રીના દિવસે જોગી લોકોને મહેલમાં બોલાવીને તેમની સાથે ઉપાહાર (ફળાહાર) કરતો. રક્ષાબંધનનો વિધિ તે પાળતો હતો. તેની કારકીર્દિના આઠમા વર્ષે જહાંગીરે સિકંદરા જઇને બાપનું શ્રાદ્ધ કર્યું હતું. અને કોઈ પણ હિંદુ ઉપર મુસલમાન થવા માટે જુલમ ગુજારવો નહિ એમ તેણે ફરમાવ્યું હતું. આ સર્વ તે તેના મનની ખાત્રી થયાથી કરતો હતો એમ નથી, પરંતુ કેવળ લહેરની ખાતર ફાવે તેવું આચરણ કરતો. કારણ કે દેવળો અને મૂર્તિઓ ભાગ્યાના, અને પૂજારીઓને ઠેર માર્યા વગેરેનાં ક્રૂર કૃત્યો તેના હાથે કોઈ કોઇ વખતે બનેલા છે. પોતાની છોકરી કાફર હિંદુઓને આપવાનું તેને બિલકુલ પસંદ નહોતું. પારસી ધર્મની કેટલીક વિધિ જહાંગીર પાળતો હતો. અકબરના પૌત્રથી માંડીને રાજકુટુંબનાં સઘળાં છોકરાંનાં નામ ફારસી ઢબનાં પાડવાનું ચાલુ થયું. મહમદના નામનો અથવા પેગંબરના કુટુંબના નામનો અકબરને મોટો તિરસ્કાર હતો. સૂર્ય અને

અગ્નિ દેવતાઓને જહાંગીર પૂજ્ય માનતો, પરંતુ અકબરના વિધિ તેણે મનથી પાળ્યા નહિ. એકંદરે ધર્મની બાબતમાં પણ જહાંગીર અનિશ્ચિત હતો. તેનો પોતાનો ચોક્કસ મત કાંઇજ નહોતો '.

૯. **જહાંગીરનો જીવનક્રમ**—જહાંગીરનો રોજનો વર્તનક્રમ અકબરના જેવોજ હતો. ઝરૂખો દરબાર અને ખુશાલખાનું એ ત્રણ મુખ્ય સ્થળ તેની બેઠકનાં હતાં. બાદશાહને વારંવાર લોકોની દૃષ્ટિએ પડવું પડતું. તે જીવતો છે એવી લોકોની ખાતરી થાય નહિ તો એકદમ તેઓ બંડ કરી ઉઠતા. દરરોજ સવારે જહાંગીરનું દર્શન કરવા માટે ઝરૂખાની આગળના મેદાનમાં લોકોની ગર્દી થતી. બપોરે લશ્કરી અને બીજા ખેલ થતા. આ સઘળી બાબતમાં જહાંગીર અને અકબર વચ્ચે ભેદ એટલોજ હતો કે જહાંગીરનો સ્વભાવ ક્રૂર હોવાથી તે એકદમ એકાદ જણને મારી નાંખતો હતો. પરંતુ બીજાનો જીવ લેતાં અકબરનો જીવ ચાલતો નહિ. હાથીના પગ નીચે ગુન્હેગાર લોકોને ચગદાવીને જહાંગીર મજા જોતો સ્વસ્થ બેસતો. વાઘ અને હથિયાર વિના મનુષ્યોની તે કુસ્તી કરાવતો. વ્યભિચાર બંધ કરવા માટે અકબરે ઘણા ઇલાજ કર્યા હતા, જ્યારે જહાંગીરના દરબારમાં ગાનારી અને નાચનારીનો થનથનાટ થઇ રહેતો. અકબર શાન્ત વૃત્તિનો હોઇ હમેશાં વિદ્વાન્ મંડળના સમાગમમાં કાળક્ષેપ કરતો, ત્યારે જહાંગીર મદ્યપાન, ઠઠ્ઠામશ્કરી, અને નિરર્થક ગપ્પાંમાં પોતાનો વખત ગાળતો. અકબરની આખી રાત વાદવિવાદમાં નીકળી જતી, જ્યારે જહાંગીર પોતાની રાત વિલાસમાં ગાળીને પૂર્ણ ઘેનમાં આવે ત્યારે બેઠેલો હોય તેજ સ્થળે બાકીની રાત પડી રહેતો. હૉકિન્સે લખેલું છે કે, ' સવારમાં સૂર્યોદય સાથે ઉઠીને તે માળા લેઇ પ્રભુનું નામ સ્મરણ કરે છે, પછી ઝરૂખા આગળ આવીને લોકોને દર્શન આપે છે. પછીના બે કલાક તે ઉંઘે છે. ઉંઘી ઉઠયા બાદ ભોજન કરીને પછી જનાનખાનામાં બૈરાં વચ્ચે બેસે છે. પછી બપોરથી ત્રણચાર વાગ્યા સુધી ઝરૂખા આગળ ફરીથી આવીને તમાસા, ખેલ વગેરે બેસીને જુએ છે. પછી દરબારમાં જઇને સિંહાસન ઉપર બેસે છે. ત્યાં નાની મોટી સર્વ મંડળી હાજર હોય છે. મોટા માણસો લાલ કઠેરાના ચોતરા ઉપર બેસે છે, અને બીજાઓ તેની નીચે

બેસે છે. બાદશાહની બીજી બાજુએ એક અધિકારી ૪૦ માણસ સાથે લોકોને શિક્ષા કરવા માટે ઉભો હોય છે. તેની પાસે દોરીઓ, કુહાડી, ચાબુક, વગેરે સઘળું સાહિત્ય હોય છે. દરબારમાં રાજા સર્વેની ફરિયાદ સાંભળે છે, અને ઇન્સાફ કરે છે. દરબાર બરખાસ્ત કર્યા બાદ બાદશાહ નમાજ પઢવા મસીદમાં જાય છે, તે પછી ફરીથી ભોજન થાય છે, અને તે વખતે મદ્યપાનની શરૂઆત થાય છે. ભોજન પછી ખુશાલખાનામાં મંડળી એકઠી થાય છે, અને અહિં તે મદ્યના પાંચ પ્યાલા ચઢાવે છે. વૈદ્ય તેને વિશેષ પીવા દેતો નથી. પછી તે ઉંઘી જાય છે, અને સર્વે લોકો ઘેર જાય છે. બે કલાક ઉંઘ્યા બાદ રાતે એક વાગ્યાના શુમારે નોકર તેને જગાડીને બીજું થોડુંક ખાવાને આપે છે. પછી તે ફરીથી આખી રાત સુઇ રહે છે. સંધ્યાકાળના ભોજન પછી તે ઝાઝો શુદ્ધિમાં હોતો નથી. તે વખતે પણ તે જે જે ચેષ્ટા કરે છે તે સર્વે દરબારી લોકો તવારિખમાં નોંધી લે છે. છેક ક્ષુલ્લક અને ગુપ્ત વાતો પણ આ તવારિખમાં દાખલ થાય છે. ઉપલી હકીકત બનતી તે વખતે બાદશાહ તે સાથે સરકારી કામકાજ પણ કરતો હતો.

બાદશાહનો જન્મ દિવસ મોટા સમારંભથી પાળવામાં આવતો હતો. સોનાનાં મોટાં ત્રાજવામાં છ વેળા બાદશાહની તુલા કરવામાં આવતી. સોનું, ચાંદી, મોતી, રેશમી કાપડ, ધાન્ય, માખણ વગેરે છ પદાર્થોથી તેનું વજન કરવામાં આવતું, અને તે વસ્તુઓ ગરીબોને વ્હેંચી આપવામાં આવતી. જહાંગીરનું વજન એક વખતે ૬૫૦૦ તોલા, અને બીજી વખતે ૯૦૦૦ તોલા નોંધાયલું જણાય છે. બપોરે દરબાર આગળ સઘળા હાથીઓને સમારંભથી બહાર કાઢતા. હાથીઓની ટોળીઓ હોઇ પ્રત્યેક ટોળીમાં એક નાયક હાથી રહેતો. આ નાયક હાથી સાથે ચાર નાયિકા હાથણીઓ અને આઠ કે દશ બીજા હાથી રહેતા. તેમનો સર્વેનો સામાન સોના ચાંદીનો હોઇ તેમના ઉપર ભરકચ્ચીનાં નિશાન ફરકતાં હતાં. આવા હાથીઓની બાર ટોળી બાદશાહને સલામી આપીને ચાલી જતી. સર્વેનો મુખ્ય નાયક હાથી ઘણોજ સુંદર અને ધાટીલો હોઇ, તેના શરીર ઉપરનો સામાન હીરા માણેક જડેલો હતો. અંગ્રેજ વકીલ સર ટૉમસ રોને આ હાથીનો દેખાવ જોઇ ઘણીજ

ગમ્મત થતી. તે દિવસે સાયંકાળે મોટું ખાણું થતું. આવા પ્રસંગે બાદશાહ પોતાના મિત્રમંડળને મદ્યપાન કરવાની છૂટ આપતો. ખાવાપીવામાં સર્વ મંડળી છેક મશગુલ થઈ જતી. બાદશાહ સોના ચાંદીનાં નાણાંનો ગરીબો ઉપર વરસાદ વરસાવતો, સોના ચાંદીની બદામો તે પોતાના સરદારોના મંડળમાં ફેંકતો, અને તે વખતે તે વહેંચી લેવા માટે લોકોમાં મોટું ધાંધલ થઈ રહેતું.

સરદાર લોકો પણ બાદશાહને મિજબાનીઓ આપતા. તા. ૩૧ મી માર્ચ સન ૧૬૧૬ ના રોજ અસફખાને મિજબાની આપી હતી. મહેલથી અસફખાનનો બંગલો એક માઇલ દૂર હોઈ, ત્યાં સુધી સઘળા રસ્તા ઉપર રેશમી કાપડ બિછાવવામાં આવ્યું હતું. મિજબાની અને પોષાક એટલાનોજ ખર્ચ પંદર લાખ રૂપિયા થયો હતો. શિકાર વિષે જહાંગીરે લખેલું છે કે, 'મેં પોતાના હાથે ૧૭૧૬૮ પ્રાણી માર્યાં, તે પૈકી ૮૬ વાઘ, ૯ જંગલી ડુક્કર, ૧૩૭૨ હરણ, અને બાકીનાં પક્ષી હતાં. કાબૂલનો ઇતિહાસ જાણવા મેં બાબરનું આત્મચરિત્ર વાંચ્યું. તેમાંના ચાર ભાગ બીજાના હાથના હતા, તે મેં પોતે લખીને તેમાં દાખલ કર્યા, અને છેવટે તુર્કી ભાષામાં કંઈક હકીકત વધારે ઉમેરી. હું હિંદુસ્થાનમાં ઉછરેલો છું, છતાં તુર્કી ભાષા લખવા વાંચવામાં હું કમ નથી.' સ. ૧૬૨૧ માં તેણે પોતાના નામની પ્રસિદ્ધ મોહર પાડી. તેની એક બાજુએ ઓઠે દારૂનો પ્યાલો માંડેલા બાદશાહનું ચિત્ર હોઈ, બીજી બાજુએ સિંહ રાશિનો સૂર્ય કાઢેલો છે. મુસલમાન લોકો નાણાં ઉપર પણ કદી છબી કઢાવતા નથી, અને મદ્ય તો તેમના ધર્મમાં વર્જ્ય છે. આ કારણોથી આ જહાંગીરનું નાણું મહત્ત્વનું છે. તેજ વર્ષે બીજું નાણું પાડવામાં આવ્યું, જેના ઉપરની છાપમાં મદ્યના પ્યાલાને બદલે બાદશાહના હાથમાં પુસ્તક છે.

આવા પ્રકારનું જહાંગીર બાદશાહનું ચરિત્ર છે. પૂર્વ તરફના અને પશ્ચિમના રાજપુરૂષોની તુલના કરતાં બન્નેની વિચિત્ર સ્થિતિ ધ્યાનમાં રાખવી જોઈએ. પાશ્ચાત્ય ગ્રંથકાર જહાંગીરને જુલ્મી અને વિલાસી કહે છે. પરંતુ સીઝર નામના જે રોમન બાદશાહ થયા તેમનાથી જહાંગીર વિશેષ ખુનસ-

વાળો ક્રૂર કે જુલ્મી હતો એમ નથી, આથી સીઝર માટે પૂજ્ય બુદ્ધિ દર્શાવનારાઓએ જહાંગીરને નિંદવાની જરૂર નથી. અંગ્રેજ ગૃહસ્થના સર્વે વિશેષ ગુણો ધરાવનાર સર ટૉમસ રોએ અનેક પ્રસંગે તે કાળના ઇંગ્લાંડના રાજા પહેલા જેમ્સ સાથે જહાંગીરની તુલના કરેલી છે. તેમાં તે અંગ્રેજ રાજા રોને પણ વિશેષ લાગેલો નથી. વ્હીલર કહે છે કે, જહાંગીરના જેવું લહેરી અને હઠીલું વર્તન જેમ્સનું પણ હતું એ ઇતિહાસવેત્તાઓના જાણવામાં છે. વાસ્તવિક રીતે તો પાશ્ચાત્ય અને પૂર્વ તરફના રાજાઓની તુલનાજ કરી શકાય નહિ. બન્ને વચ્ચે અત્યંત સ્થિતિ વૈચિત્ર્ય છે. જહાંગીર ગમે તેવો ખરાબ, અજ્ઞાન, અને ક્રૂર હતો, છતાં પહેલાં જેમ્સ કરતાં વિશેષ તિરસ્કારને પાત્ર નથી. તેની રાણી નૂરજહાન અને ઇંગ્લાંડની રાણી એલિઝાબેથની કર્તૃત્વ શક્તિમાં ઘણું સરખાપણું છે. પહેલાનો હેતુ પાર પડયો નહિ, અને બીજીનો પાર પડયો એટલોજ ભેદ છે. નૂરજહાનની બરાબરીની બીજી સમકાલીન સ્ત્રી જગતના ઇતિહાસમાં જડતી નથી. તેની સાથે તુલના કરવાનું મન થાય તો એલિઝાબેથની તરફજ મન જવું જોઈએ નૂરજહાનના વખતમાં સઘળા એશિયામાં તો શું, પણ સઘળી પૃથ્વીમાં પણ તે સ્ત્રી મહાન્ હતી એમાં સંશય નથી.

**૧૦. જહાંગીરના ધર્મ સંબંધી મત.**—જહાંગીર બાદશાહ બહારથી મુસલમાની ધર્મ ઉપર શ્રદ્ધા બતાવતો હતો, પરંતુ વસ્તુતઃ તેના મત ઘણાજ ભિન્ન હતા. પહેલાં લોકોને ખુશ રાખવા માટે અકબરે સ્થાપેલા ધર્મ માટે તેણે પોતાનો તિરસ્કાર જાહેર કર્યો, અને તેજ સબબ ઉપરથી તેણે બાપ વિરૂદ્ધ બંડ કરીને વિદ્વાન્ અબુલફજલનું ખૂન કર્યું. 'ઇસ્લામનું હું રક્ષણ કરીશ' એવા તેણે પ્રથમ સોગંદ લીધા, ત્યારેજ તેને બાદશાહી તખ્ત પ્રાપ્ત થયું. અકબરનું વલણ રજપૂતો તરફ હતું તે પ્રમાણે જહાંગીરનું વલણ મુસલમાનો તરફ હતું. આમ હોવા છતાં, તેનો હમેશનો વર્તનક્રમ ઇસ્લામથી વિરૂદ્ધ હતો. ડુક્કરનું માંસ, મદ્યપાન, પુરૂષ, સ્ત્રીઓ અને જનાવરોનાં ચિત્રો અને પ્રતિમા વગેરે ઇસ્લામના વિરોધી વિષયો ઉપર તેની વિશેષ આસક્તિ હતી. તે રોજા, એટલે મુસલમાની ઉપવાસ કરતો નહિ. ઘણા પ્રસંગે તેની

ખ્રિસ્તિ ધર્મ તરફ પ્રતતિ જણાઇ આવતી હતી. બાહ્ય વર્તનમાં તેની શ્રદ્ધા ખ્રિસ્તિ ધર્મ ઉપર અકબર કરતાં પણ વિશેષ જણાઇ આવતી. પોર્ટુગીઝ લોકોએ ફાવે ત્યાં પોતાનાં મંદિર બાંધવાં, શાળાઓ સ્થાપવી, અને ફાવે તેને ખ્રિસ્તિ કરવા એ વગેરેની જહાંગીરે તેમને છૂટ આપી હતી. પોતાના ભાઇ દાનિયાલના છોકરાને તેણે ખ્રિસ્તિ ધર્મ શીખવા મોકલ્યો હતો. ખ્રિસ્તિ પાદરીઓના ઉપદેશ તે એટલા સાંભળતો કે એ ખ્રિસ્તિ થયો એમ તેમને લાગતું.

આ કામમાં અકબરે જે મર્યાદા ઓળંગી નહોતી, તે જહાંગીરે ઓળંગી. તેના ભત્રિજા ખ્રિસ્તિ થયા, તે પ્રસંગે તેણે તેમને હાથી ઉપર બેસાડીને શહેરમાં ફેરવ્યા. આ તેના કૃત્યથી સઘળા લોકો ચકિત થયા. પરંતુ તેની ખ્રિસ્તિ તરફ આટલી પ્રવૃત્તિ કેમ હતી તે પાછળથી જણાઇ આવ્યું. ખ્રિસ્તિ ધર્મમાં ઉપવાસ કરવા પડતા નથી અને ડુક્કરનું માંસ અને મદ્ય વર્જ્ય નથી, જે બિના જહાંગીરને પસંદ હતી. તેના ભત્રિજા ખ્રિસ્તિ થયા, તે કેવળ પોર્ટુગીઝ સ્ત્રીઓ મેળવવાના ઉદ્દેશથી થયા હતા. જહાંગીરે પણ પોતાના જનાનખાના માટે પોર્ટુગીઝ સ્ત્રીની માગણી કરવા માટે પોતાના ભત્રિજાને કહ્યું હતું. આ માગણી સાંભળીને તે પાદરીઓ ચ્હીડાઇ ગયા; અને પોતાનો હેતુ સફળ થયો નહિ એમ જોઇને તે શાહજાદાઓએ પોતાના ક્રોસ (cross) ફેંકી દીધા, અને ફરીથી મુસલમાની ધર્મ સ્વીકાર્યો.

આ બિના ઉપરથી પ્રસિદ્ધ ઇતિહાસકાર વ્હીલરે એક સિદ્ધાંત કાઢેલો છે, તે એ કે, ખ્રિસ્તિ ધર્મમાં એક કરતાં વિશેષ સ્ત્રીઓ કરી શકાતી નથી તેથીજ ખ્રિસ્તિઓનો ચાલુ પરિશ્રમ હોવા છતાં પણ હિંદુસ્થાનના લોકો સ્વધર્મનો ત્યાગ કરીને ખ્રિસ્તિ ધર્મમાં પેસતા નથી. તેઓ મુસલમાન થાય છે, પણ ખ્રિસ્તિ થતા નથી." પરદેશીઓ આ દેશના લોકો વિષે આવો તર્ક બાંધે એ આશ્ચર્યકારક નથી. ધર્મત્યાગ કરવો એ બીના એવા સામાજિક ફાયદા ઉપર આધાર રાખતી હોત તોપણ બીજી બાબતમાં વર્તનની સ્વતંત્રતા મેળવવાની આશાથી એકજ સ્ત્રી કરવાની અડચણ સ્વીકારીને પણ ઘણા લોકો ખ્રિસ્તિ થયા હોત. એકંદરે ધર્મ બદલવાનાં કારણ ઘણાંજ જુદાં છે. દિલ્હીના

રાજપુત્રોને ખ્રિસ્તિ સ્ત્રીઓ મળી નહોત એમ નથી, પરંતુ એક વખત લગ્ન કર્યા બાદ તેઓ ફરીથી મુસલમાન થઇને બીજી સ્ત્રી ન કરે એમ શાથી કહેવાય ! તે રાજપુત્રોને અસલ ગોરી પોર્ટુગીઝ છોકરીઓ જોઇતી હતી. જાતિભ્રષ્ટ પોર્ટુગીઝ છોકરી મળવાને તેમને અડચણ પડી નહોત.

જહાંગીર બાદશાહની જપ કરવાની માળાને આઠ સેરો હોઇ, પ્રત્યેક સેરમાં મોતીના અને હીરામાણેકના ૪૦૦ મણકા હતા. જે ઓરડીમાં તે પ્રાર્થના કરતો હતો, ત્યાં ઇસુ ખ્રિસ્ત અને મેરીનાં પત્થરનાં પુતળાં રાખેલાં હતાં. ફારસી લોકોનો નવરોજનો તહેવાર જહાંગીરના દરબારમાં મોટા સમારંભથી પળાતો હતો. અકબરની પેઠે કોઇ કોઇ વખતે ધર્મ સંબંધી વાદ વિવાદ જહાંગીર કરાવતો, પરંતુ આવા વાદવિવાદ કરતાં મદ્યપાનમાંજ બાદશાહનું લક્ષ વિશેષ રહેતું. આગ્રામાં જેસ્યુઇટ પંથના ખ્રિસ્તિ લોકોનું એક પ્રાર્થના મંદિર હતું, જ્યાં ખ્રિસ્તિ ધર્મનું શિક્ષિણ લોકોને આપવામાં આવતું. આ લોકોને અકબરે બાંધી આપેલી નિમણુંકો જહાંગીરે ચાલુ રાખી એટલુંજ નહિ, પણ તેણે બીજી પણ ઘણી મદદ તેમને કરી હતી. માત્ર શાહજહાને આગળ ખ્રિસ્તિ લોકોને ઘણાજ હેરાન કર્યા, આગ્રા અને લાહોરનાં મંદિર નાશ કર્યાં, અને તેમની નિમણુંકો પણ બંધ કરી હતી.

એકંદરે જહાંગીરને ધર્મની ઝાઝી પરવા નહોતી. તેના વિલાસને જેથી ખલેલ પહોંચે એવો ધર્મ તેને પસંદ નહોતો. એક વખતે સભા ભરીને તેણે એવો પ્રશ્ન કર્યો કે, 'કયા ધર્મમાં ખાવાપીવાવિષે નિર્બંધ નથી ? ખ્રિસ્તિ ધર્મમાં નિર્બંધ નથી,? એવો તેને જવાબ મળતાં તે બોલ્યો, 'તો પછી આપણે સર્વેએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકારવાની જરૂર છે. તેજ પ્રમાણે હિંદુઓની છોકરી પોતે લેવી પરંતુ પોતાની તેઓને ન આપવી, એવો તેનો દૃઢ અભિપ્રાય બંધાયો હતો.

**૧૧. જહાંગીરની રાજ્ય વ્યવસ્થા.**—આ મથાળા નીચે પણ વિશેષ હકીકત આપવા જેવી નથી. અકબરની પદ્ધતિમાં તેણે વિશેષ ફેરફાર કર્યો નહોતો. અકબરનું અંતઃકરણ દયાળુ હોવાથી તે સૌમ્ય રીતે રૈયત

ઉપર અમલ કરતો હતો. જહાંગીરની સ્વાભાવિક ક્રૂરતાને લીધે ક્ષુલ્લક અપરાધોને માટે કેટલીક વખત કડક અને તરેહવાર શિક્ષા કરવામાં આવતી. એક વખતે તેણે પોતાના એક ભત્રિજાને સિંહના મોંમાં હાથ ઘાલવા કહ્યું હતું. તેણે તેમ કર્યું નહીં, તેથી તેને જન્મપર્યંત અંધારી કોટડીમાં પૂરી રાખ્યો હતો. નૂરજહાનની એક દાસીએ કાંઈક સાધારણ ભૂલ કર્યાથી તેણે તેને જમીનમાં ગળા સુધી દટાવી હતી. ત્યાં ત્રણ દિવસ અને ત્રણ રાત જીવે તો તેને માફી આપવાની હતી, પરંતુ તે એટલો વખત જીવી નહિ. એક વખતે સો રામોશી–લુંટારાને પકડીને બાદશાહ આગળ આણવામાં આવતાં, તેમાંના મુખ્યને તેણે કુતરાં પાસે ફાડી ખવડાવ્યા, તેર માણસોનાં માથાં ઉડાવી દેવડાવ્યાં, અને બાકીનાઓની ટોળીઓ કરીને તેમને અજમેરના જુદા જુદા રસ્તા ઉપર મારી નંખાવ્યા. શિક્ષા કરવામાં અમુક નિયમ ઠરાવેલો નહોતો. બાદશાહ કરે તે પૂર્વ દિશા, અને બાદશાહની ઈચ્છા એજ કાયદો, એમ હતું. પ્રાંતોના અધિકારીઓને સ્વતંત્ર રાજાના અધિકાર આપેલા હતા. બાદશાહજ સઘળી જમીનનો માલિક ગણાતો. મૂલ્યવાન અને ચમત્કારિક વસ્તુઓ વારંવાર ભેટ કરીને લોકો બાદશાહની પ્રીતિ સંપાદન કરતા. નિર્વંશ થયેલા શખ્સની મિલકત સરકારી ખજાનામાં જમા થતી.

જલાલુદ્દીન હુસેન નામનો પટણાનો સુબેદાર હુમાયુન અને અકબરના વખતથી કામ કરતો હતો. તેને ૫૦૦૦ ની મનસબદારી હોઈ, સર ટૉમસ રોના વખતમાં વૃદ્ધાવસ્થામાં નિમણુંક લઇને તે સ્વસ્થ બેઠો હતો. તેને રોની સાથે સારો સ્નેહ હોઈ, ખ્રિસ્તિ લોકો ઉપર તે વિશેષ પ્રીતિ રાખતો હતો. રોએ તેને એક મોટી બિજબાની પણ આપી હતી. તે જમાલુદ્દીને મોગલોની રાજ્યવ્યવસ્થા વિષે નીચે પ્રમાણે હકીકત રોને કહી હતી; ‘ લોકો ગુલામગીરીની હાલતમાં છે. કાયદા કાનૂન નથી. રાજ્યનો વિસ્તાર અત્યંત વધ્યો છે, અને રાજ્યનું મહેસુલ પણ વધ્યાં જાય છે; નજરાણા, દંડ, પારકાના માલનું અપહરણ વગેરેથી તેમાં વિશેષ ઉમેરો થાય છે. એકલા બહાર પ્રાંતમાંથી બાદશાહને દરસાલ ૧૧ લાખ રૂપિયા મળે છે. આથી વિશેષ રહે છે તે સુબેદારને મળે છે. તેને પ્રત્યેક ઘોડાના ખર્ચ માટે દરસાલ બસેં રૂપિયા

સરકારમાંથી મળે છે. હું ૫૦૦૦ નો મનસબદાર હોઈ મારી પાસે ખરેખરા ૧૫૦૦ ઘોડા માત્ર તૈયાર છે. બાકીના સઘળા કાગળ ઉપરજ.' આ ઉપરથી તે વખતની સ્થિતિની સારી અટકળ કરી શકાય છે. એમ છતાં તે હકીકતની સત્યતા વિષે ઈતિહાસકારોનો મતભેદ છે; રોના ચાલ્યા ગયા પછી, જહાંગીર પોતે ગુજરાતમાં જઈને ત્યાંથી ઉજ્જનના રસ્તે આગ્રે થઈ દિલ્હી ગયો, ત્યારે પ્રત્યક્ષ જોયેલી હકીકત ઉપરથી આત્મચરિત્રમાં તેણે કરેલી નીચેની નોંધ ઘણી ભરોંસા લાયક જણાય છે.

'ગુજરાતમાં ચોર અને લુંટારા લોકોનો ઉપદ્રવ ઘણો છે. કેટલીક વખતે એ દિવસમાં મેં બસેં બસેં અને ત્રણુત્રણુસેં માણુસો પકડીને ફાંસી દીધેલાં છે, છતાં મારાથી તેમનો બંદોબસ્ત થયો નહિ. આસપાસ જંગલ આવેલું છે. ૨૦,૦૦૦ માણુસ કામે લગાડીને તેમાંથી મારે રસ્તો કરવો પડ્યો. પાછા આવતાં હું ઉજ્જેન ગયો. ત્યાં એક મોગલ ગૃહસ્થ ઉપર મુકદમો ચાલ્યો હતો. તે પોતાના બાગમાં શહેરની સ્ત્રીઓને બોલાવી મંગાવતો, અને તેમને દારૂ પાઈને, અને ગળું દાબીને તેમના દરદાગિના કાઢી લેતો. તેના ઘરની ઝડતી લેતાં તેમાં દાગિનાની ૭૦૦ જોડ મળી આવી. મેં તેને ડામ દઈને તલવારથી મારી નાંખ્યો. ત્યાંથી હું આગ્રે ગયો, ત્યાં શાહજાદા ખુશરૂ સાથે મારે ફરીથી સ્નેહ થયો. દિલ્હી ગયા બાદ કનોજમાં બંડ થયાની ખબર આવી. તે બેસાડી દેવા માટે મેં ફોજ મોકલી. તે બંડમાં હજાર બંડખોરો માર્યા ગયા, અને દશ હજારનાં માથાં દિલ્હી મંગાવ્યાં. મોટા મોટા રસ્તા ઉપર દશ હજાર માણુસોને ઝાડ ઉપર ઉંધા લટકાવ્યા. ઉપરાઉપરી કતલો થાય છે, છતાં આ હિંદુસ્થાનમાં બંડ નિર્મૂળ થતાં નથી. મારા વડિલોની અને મારી કારકીર્દિની મળી પાંચ લાખ માણુસ માર્યા ગયાં નહોય એવો પ્રાંતજ નથી. કોઈકિ લુચ્ચો માણુસ આગળ આવીને બંડ ઉત્પન્ન કરે છે. હિંદુસ્થાનમાં પૂર્ણ શાન્તિ છે એવું કદી બન્યુંજ નથી.' આ લખવામાં ઘણું સત્ય જણાય છે. ખેડૂત લોકો બળવો કરે તો તે બેસાડવાનું અકબરને પણ મુશ્કેલ પડતું હતું. લુંટારાઓનો બંદોબસ્ત મોગલોના હાથથી કદી થયોજ નહિ, એવું તે કાળના મુસાફરો કહે છે.

સ. ૧૬૧૨ માં સૂરતમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીની વખાર સ્થાપન થઈ હતી. તંબાકુનો પ્રચાર હિંદુસ્થાનમાં જહાંગીરના વખતમાં થયો હતો એમ કહેવાય છે.

**૧૨. જહાંગીરની સ્વારીનો ઠાઠ**—નવેમ્બર સન ૧૬૧૬ માં જહાંગીર બાદશાહની સ્વારી રાજમહેલ છોડીને છાવણીમાં રહેવા માટે બહાર નીકળી. મહેલથી ચાર પાંચ માઇલ ઉપર આ છાવણીનો મુકામ હતો. બે ત્રણ હજાર ઉત્તમ અને ચપળ ઘોડા, આઠસેં નવસેં હાથી, ખચ્ચરો, અને અસંખ્ય મજૂરો સ્વારીનો સામાન લઈ જવાને કામે લાગ્યાં હતાં. મોટા મોટા તંબુ, ભોજનનો અને બીજો સામાન, સ્નાન માટે ગંગાનું પાણી, વગેરે સઘળી બાબતની બાદશાહને સઘળે સ્થળે ઘરની પેઠે જરૂર પડતી. આવી એક સ્વારીમાં રો સાથે હતો. આ સંબંધમાં નીચેની ચિત્તવેધક હકીકત લખી રાખેલી છે.

'સ્વારી સવારમાં નીકળવાની હતી. જહાંગીર ઝરૂખામાં આવી બેઠો. પાછળ પડદામાં તેની બે સ્ત્રીઓ હતી. તે થોડી ઘણી રોની દૃષ્ટિએ પડી, ત્યારે તેને ઘણી ગમ્મત પડી. સર્વે સરદારો દરબારમાં એકઠા થયા. રો તેમની વચ્ચે જઇને બેઠો. એટલામાં જહાંગીર આવીને થોડીવાર સિંહાસન ઉપર બેઠો. આ તરફ જનાનખાનું હાથી ઉપર ચઢતું હતું. તેના માટે ૫૦ હાથી રાખેલા હતા. તેમની પીઠપર મોટા મોટા હોદ્દા હોઈ આસપાસ કિનખાબના પડદા હતા. પછી બાદશાહ નીકળ્યો તે વખતે સર્વેએ મોટો જયઘોષ કર્યો, તેથી કાન બહેરાજ થઈ ગયા. જીનાના પગથિયાં આગળ બાદશાહની નજર વાળવામાં આવી. તેનો પોષાક ઘણોજ ઉંચો હતો. શરીરે ભવ્ય જરીનો ઝભ્ભો પહેરેલો હોઈ, સઘળા શરીર ઉપર હીરા મોતીની રેલછેલ થઈ રહી હતી. નોકરોએ આવીને તેને ઢાલ તલવાર બાંધી, અને ધનુષ્ય બાણ લટકાવી દીધાં. પછી તે ચાર ઘોડાની ગાડીમાં બેઠો. તેની ગાડી હાંકનારો અંગ્રેજ હોઇ તેનો પોષાક રત્નજડિત હતો. બાદશાહની બે બાજુએ બે નોકરો ચમ્મર ઉરાડતા હતા. સર્વેની આગળ વાંજિત્રવાળા ચાલતા હતા. ભરકચ્ચી સામના માંડેલા નવ ઘોડા ખાલી ચાલતા હતા. તેમની પછી કેટલીક સુંદર પાલ-

ખીઓ હતી. પાલખીઓ ગયા બાદ વિલાયતી બગી આવી, જેમાં નૂરજહાંન બેઠેલી હતી. તેની પછી બાદશાહના બન્ને નાના છોકરા આવતા હતા. પાછળ શણગારેલા વીશ હાથી ચાલતા હતા. તેમની પાછળ સરદાર મંડળ પગે ચાલતું હતું. સઘળા રસ્તા ઉપર ૬૦૦ હાથીનો પંહેરો લાગેલો હતો. પ્રત્યેક હાથી ઉપર નિશાન અને બંદૂકો હતી. રસ્તે પાણી છાંટેલું હતું. કોઈને બાદશાહને મળવું હોય તો ઘણે દૂરથી પગે ચાલતા આવવું પડતું. સ્વારી નીકળતાં જહાંગીર પોતાના પુત્ર ખુશરૂને મળ્યો, અને તેને પોતાની સાથે લીધો.

જ્યાં મુકામ હતો ત્યાં સર્વ માટે તંબુ ઠોકેલા હતા. તે પૈકી બાદશાહના તંબુની શોભા અવર્ણનીય હતી. આસપાસ અર્ધો માઇલ પરિઘના વર્તુળના આકારે કનાતો બાંધેલી હતી. નાકા ઉપરનો દહોડીનો દરવાજો ઘણો શોભિતો દેખાતો હતો. મહેલની પેઠે દરબાર વગેરેની સઘળી વ્યવસ્થા તંબુમાં પણ કરેલી હતી. જનાનખાના માટે પાછળથી જુદો રસ્તો હતો. દરવાજામાંથી અંદર પેઠા બાદ રસ્તાની બન્ને બાજુએ સરદાર લોકો હારબંધ ઉભા હોઈ, તેમની વચ્ચે થઇને બાદશાહની સ્વારી પસાર થઈ, દરેક બાબતમાં તંબુની અંદરની વ્યવસ્થા છેક રાજ્યમહેલના જેવીજ હતી. બીજી મંડળીના પણ તંબુ ઠોકેલા હતા. આ સઘળી સ્વારીથી એક નવીન શહેરજ વસેલું દેખાયું. તેનો વિસ્તાર ૨૦ ચોરસ માઈલનો હતો. બાદશાહનો તંબુ લાલ હોઈ બીજાઓના સફેદ, લીલા, વગેરે રંગના હતા. સ્વારીના મુકામ ઉપર રાજધાનીની પેઠે મોટા મોટા રસ્તા કાઢેલા હોઈ બેઉ તરફ દુકાનોની હારો હતી. કૅમ્પ–છાવણીની વ્યવસ્થા કેવી રાખવી તેના નકશા નક્કી થયેલા હોઈ, કોનો મુકામ ક્યાં હશે એ જાણવાની સવડ હતી. ઐન. ઇ. અકબરીમાં આવા નકશા આપેલા છે. દરરોજ સ્વારીનો મુકામ ઉઠીને થોડા માઇલ જતો હતો, પરંતુ વ્યવસ્થામાં કોઈ પણ પ્રકારનો ઘોટાળો થતો નહિ. સઘળા સામાનની ત્રણ ચાર જોડ રહેતી. એકંદર મુકામની તૈયારી ચાર કલાકમાં થતી.

'સ્વારીમાં હમેશાં મજા પડતી, એમ નહોતું. રસ્તામાં ચોર અને લુંટારાઓનો ઘણો ઉપદ્રવ રહેતો, અને ક્ષણે ક્ષણે સેંકડો માણસોનાં માથાં ઉડી

જતાં. મહેલની પેઠે સ્વારીમાં બાદશાહ પાસે ઝાઝા માણુસ જતા નહિ. સવારનો ઝરૂખો કદી બંધ રહેતો નહિ. દરબાર ભરાતો નહિ. ઘણેક વખત શિકારમાં નીકળી જતો. સાંજે ખુશાલખાનાની બેઠક હમેશા થતી, અને ત્યાં ચુંટી કાઢેલાં માણુસોને બોલાવવામાં આવતાં. પછી સ્વારી રજપુતાનામાં થઈને માળવા તરફ ચાલી, ત્યારે ચોરોને લીધે સર્વના માઠા હાલ થયા. અન્ન પાણી પણ વખતપર મળવાની કેટલીક વખત મારામારી પડતી. તેમાં વિશેષ કરીને ગરીબ લોકોના માઠા હાલ થતા. સન ૧૬૧૭ ના ફેબ્રુઆરી મહિનામાં જહાંગીર ઉજ્જેન પહોંચ્યો.' જહાંગીરની સ્વારીનો ઠાઠ આવો હતો.'

## પ્રકરણ ૨૫ મું.

### સહાબુદ્દીન મહમદ ખુરમ ઉર્ફે શાહજહાન.

સ. ૧૬૨૭–૧૬૫૮.

૧. કારકીર્દિના મહત્ત્વના બનાવો.
 (अ) રાજ્યારોહણ. (ई) રજપૂત રાજાઓ સાથે સંબંધ.
 (आ) ખાનજહાન લોદી (૧૬૨૮). (उ) પોર્ટુગીઝોનો પરાભવ (૧૬૩૨).
 (इ) નિઝામશાહીનો નાશ (૧૬૩૭). (ऊ) બલ્ક અને કંદહારની સ્વારીઓ,
૨. શાહજહાનનાં બૈરાં છોકરાં. ૩. ઔરંગઝેબની પૂર્વાવસ્થા.
૪. રાજ્યગાદી માટે રાજપુત્રોના ઝગડા. ૫. ગુણાવલોકન અને રાજયવ્યવસ્થા.
૬. શિલ્પકળાના ઉત્કર્ષ, તાજમહેલ વગેરે.

**૧. કારકીર્દિના મહત્ત્વના બનાવો. (अ) રાજ્યારોહણ.**—આ કારકીર્દિના સારા કે ખોટાપણાની બાબતમાં જુદા જુદા ઇતિહાસકારોમાં માલૂમ પડતા મતભેદનો નિર્ણય થઈ શકે તેમ નથી. હમણાંના અંગ્રેજ ગ્રંથકારોમાં એલ્ફિન્સ્ટન અને વ્હીલર પ્રસિદ્ધ છે. વ્હીલરની વિવેચન પદ્ધતિ ઝમકદાર હોઈ, એક પ્રશ્નનો જુદી જુદી દિશાથી વિચાર કરવામાં તે હુશિયાર છે. આથી ઐતિહાસિક દૃષ્ટિએ તેનો ગ્રંથ વાંચવા જેવો અને ઉપયોગી છે; પરંતુ આ ગ્રંથકારથી આ દેશના લોકોની સામી બાજુ સહન ન થવાથી

સામાન્ય રીતે મુસલમાન ગ્રંથકારો ઉપર, અને ખાસ પ્રસંગે મુસલમાનોની તરફદારી કરનાર એલ્ફિન્સ્ટન વગેરે જેવા અંગ્રેજ ગ્રંથકારો ઉપર પણ વાક્પ્રહાર કરવાની તક તેણે જવા દીધેલી નથી. અને આ દેશના લોકોની નાલેશી કરવાનું જાણે તેણે બીડુંજ ઝડપ્યું હોય એવો ભાસ થાય છે. શાહજહાન માટે અનેક ગ્રંથકારોએ આદરના ઉદ્ગારો કાઢેલા છે, અને તેણે બંધાવેલી તાજમહેલ જેવી ઇમારતો આજે પણ સર્વ જગતને ચકિત કરે છે. પરંતુ તે બાદશાહનું સ્ત્રૈણત્વ—સ્ત્રીવશતા વ્હીલરના મગજમાં ઘોળાયાં કરતું હોવાથી, તે સુંદર ઇમારતને પણ તેણે સ્ત્રૈણ ઠરાવી દૂષણ દીધેલું છે. આનું તાત્પર્ય એટલુંજ કે શાહજહાનની કાર્યકુશળતા વિષે નિશ્ચયાત્મક મત આપી શકાય તેમ નથી.

શાહજહાને સર્વ પ્રતિપક્ષીઓનો સંહાર કરીને બાદશાહ પદવી કેવી રીતે મેળવી એ પાછલા પ્રકરણમાં કહેલુંજ છે. આરોહણના પ્રસંગે તેણે કરેલો મોટો ઉત્સવ અદૃષ્ટપૂર્વ હતો, અને તે પ્રસંગે દોઢ કરોડ રૂપિયાનો ખર્ચ થયો હતો. તે વખતે તેણે મક્કા અને મદિનાનાં મંદિરોને મૂલ્યવાન ભેટો મોકલી હતી. પેગંબરની કબર પાસે રાખવા માટે તેણે એક રત્નજડિત દીવી મોકલી હતી. તે અંબરની બનાવેલી હોઈ, અઢારશેર વજનની હતી, અને તેના ઉપર હીરા બેસાડેલા હતા. તે હીરા પૈકી એક ૧½ લાખ રૂપિયાની કિમ્મતનો ગોવળકોન્ડેથી આણેલો હીરો હતો. આરંભમાં જે મોટો ખર્ચ થયો તે કોઇને ગેરવ્યાજબી લાગ્યો નહિ, કારણ કે આ કારકીર્દિમાં એકંદરે સ્વસ્થતા હોઈ યુદ્ધોનો ઝાઝો ખર્ચ થયો નહિ. પહેલાં બાદશાહની તુલા જુદી જુદી ધાતુઓથી કરવામાં આવતી હતી, તે ઉપરાંત શાહજહાને એવો રિવાજ પાડયો કે રત્નો ભરેલાં વાસણો તેના માથાની આસપાસ ઓવારીને તેના ઉપરથી તે ઉછાળવામાં આવતાં અને પછી તે પાસેના માણસો વહેંચી લેતા.

મુસલમાન લોકોની પ્રાર્થનાનાં કલામ, રૂકુ, સિજદા, અને કોદા એવાં ચાર આસનો હોય છે. કલામ એટલે ઉભા રહેવું, રૂકુ એટલે વાંકા વળવું, સિજદા એટલે જમીનપર ઘુંટણ, હાથ, અને માથું ટેકવવું, અને કોદા એટલે માત્ર ઘુંટણ ટેકવવું. ખ્રિસ્તિ અને જ્યુ ધર્મમાં સિજદા નથી. તે ફક્ત મુસલમાનોમાં છે. સિજદા ફક્ત મસ્જીદમાં કરાય છે, અને તે ફક્ત પ્રભુ માટે કરાય

છે, અને કોઇ પણ માણસને ન કરાય એવો મુસલમાની ધર્મનો નિર્બંધ છે. અકબરે ધર્મમાં કરેલા ફેરફારોમાં, તેણે દરબારમાં પોતાની આગળ આવનાર માણસોએ સિજદા કરવાનું એટલે જમીન ઉપર હાથ, ઘુંટણ, અને માથું ટેકવીને બાદશાહને નમન કરવાનું તેણે ફરમાવ્યું હતું. આ વાત ઘણા ભાવિક મુસલમાનોને રૂચી નહિ, છતાં ધીમે ધીમે તે રિવાજ પડતો ગયો. ફક્ત મુખ્ય કાજી બાદશાહ આગળ સિજદા કરતો નહિ. જહાંગીરે આ સિજદા કરવાનો રિવાજ જોરથી આગળ ચલાવ્યો હતો, પરંતુ શાહજહાને બાદશાહ આગળ સિજદા કરવાનો રિવાજ રાજ્યારોહણના દિવસેજ બંધ કર્યો, અને મુસલમાન ધર્મને અનુકૂળ કેટલાક ફેરફાર કર્યા. ત્યારથી અસલ મુસલમાની વલણ ફરીથી વધતું ગયું, અને તેનુંજ આ એક ઉદાહરણ હતું.

શાહજહનના ૩૦ વર્ષના રાજ્ય અમલનો આરંભનો અને અંતનો ભાગ લડાઇઓ અને ક્રૂર કર્મોથી ભરપૂર છે. આરંભમાં ગાદી મેળવવા માટે તેને યુદ્ધ કરવું પડયું હતું. તેવીજ રીતે અંત સમયે તેની પાસે ગાદી છીનાવી લેવા માટે તેના છોકરાઓએ પણ યુદ્ધ કર્યાં હતાં. વચલો કાળ શાન્તિમાં વ્યતીત થયો હતો. આ શાન્તિમાં શાહજહાને પોતાનો કાળ કેવી રીતે નિર્ગમન કર્યો એ વિશેષ કરીને આગળ કહેવાનું છે. ગાદી ઉપર બેસતાંની સાથે તેણે અસફખાન અને મહોબતખાનને મોટી મોટી બક્ષિસો અને પદવીઓ આપી, અને મિત્ર તથા આશ્રિત માણસોના પગાર વધાર્યા. શાહજહાનના વખતમાં ઇંગ્લાંડમાં પહેલા ચાર્લ્સ રાજાનો વધ થતાં, ક્રૉમ્વેલ કારભાર કરવા લાગ્યો હતો, અને ફ્રાન્સમાં તેરમો અને પછીથી ચૌદમો લુઇ રાજ્ય કરતા હતા.

**(આ) ખાનજહાન લોદી, (૧૬૨૮-૧૬૨૯).**—શાહજહાન ગાદી ઉપર બેઠો કે તુરતજ ઉઝબેક લોકોએ કાબૂલ ઉપર હલ્લો કર્યો, અને અબુલફજલનું ખૂન કરનારા રાજા વીરસિંહ દેવે બુંદેલખંડમાં બંડ કર્યું. આમ છતાં બાદશાહી ફોજે આ બન્નેનો તુરત બંદોબસ્ત કર્યો. પરંતુ આરંભની મહત્વની બીના ખાનજહાન લોદીનું બંડ હતું. ખાનજહાન દોલતખાન લોદીનો દીકરો હોઈ તેનું મૂળ નામ પીરખાન હતું. પ્રથમ તે દાનિયાલ પાસે નોકરી

માં હતો, અને જહાંગીરના વખતમાં પ્રસિદ્ધિમાં આવતાં જહાંગીરેજ તેને ખાનજહાનની પદવી આપી હતી. મહોબતખાનને દક્ષિણમાંથી પાછો બોલાવ્યા બાદ શાહજાદા પર્વિઝની મદદે તેની દક્ષિણમાં નિમણુંક થઈ હતી. (સ. ૧૬૦૮). જહાંગીરની કારકીર્દિના પાછલા ભાગમાં દક્ષિણના કારભારમાં ધાંધલ કરીને તેણે પોતાનું મહત્વ વધાર્યું હતું, તે સુની અફઘાન હતો, અને મલિકંબર પણ સુની હોવાથી, ખાનજહાને તેની સાથે સ્નેહ કરીને શાહજહાને પહેલાં જીતેલો નિઝામશાહનો ઘણોખરો મુલક મલિકંબરને પાછો આપ્યો. જહાંગીર મરણ પામ્યા બાદ શાહજહાને દિલ્હી આવતી વખતે તે ખાનને પોતાની સાથે લઈ જવા બોલાવ્યો, પણ તે આવ્યો નહિ. પછી શાહજહાને મહોબતખાનને દક્ષિણની સુબેદારી આપીને ખાનજહાનને માળવા પ્રાંતનું કામ સોંપ્યું હતું. ત્યાંથી તેને દિલ્હી બોલાવીને બાદશાહે તેનો સારો સત્કાર કર્યો; પરંતુ થોડાજ સમયમાં ખાનને વહેમ પડયો કે બાદશાહ પોતાને પકડવાના વિચારમાં છે. આથી તેણે નાસી જઇને બંડ કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ તેની પુંઠે બે સ્ત્રીઓ અને ત્રણ છોકરાંનો પરિવાર હતો. આ સમયે તે સ્ત્રીઓએ પોતે એક ઓરડીમાં પુરાઈને કોઈ ન જાણે એમ આપઘાત કરી, પતિને કાળજીમાંથી મુક્ત કર્યો. આથી લોદી ઘણો દુઃખી થયો, અને પોતાની મૃત સ્ત્રીઓ માટે તેણે ઘણો અશ્રુપાત કર્યો. પછી તે સ્ત્રીઓને એક કબરમાં દાટીને છોકરાઓને સાથે લઈને શહેર બહાર નાસી ગયો. આ વખતે તેના જીવ માટે જીવ આપે એવા બે હજાર માણસ તેની સાથે હતા. પુંઠે લાગેલી બાદશાહી ફોજને દાદ ન દેતાં, તે બુંદેલખંડ અને ગોંડવણ પ્રાંતોમાં થઈને દક્ષિણમાં ગયો, અને ત્યાં તેને શાહજી ભોંસલે આવી મળ્યો.

આ બંડની બાતમી સાંભળીને શાહજહાનને ધાસ્તી પડી. દક્ષિણદેશ કબજે કરવાના કામમાં આજસુધી બાદશાહને ઘણી મહેનત પડી હતી. ખાનજહાનના બંડથી દક્ષિણના યુદ્ધનો પહેલો દિવસ ફરીથી શરૂ થયો. નિઝામશાહીના મોટા મોટા સરદારો તેને મળેલા હતા. વિજાપુર અને ગોવળકોંડાના રાજા તેને મળી જાય તો બધો દક્ષિણદેશ હાથથી જાય એટલુંજ નહિ, પણ કદાચ દિલ્હી ઉપર પણ એ આપત્તિ આવી પડે. આથી પોતે કમ્મર કસીને આરંભ-

થીજ તેનો બંદોબસ્ત કરવાનો વિચાર કરીને શાહજહાન મોટી ફોજ સાથે દક્ષિણમાં આવ્યો. (સ. ૧૬૨૯). બરાનપુર આવતાં તેણે પોતાની ફોજની ત્રણ ટોળીઓ કરીને ત્રણ હુશિયાર સરદારોના હાથ નીચે ફોજે સારૂં પરાક્રમ દર્શાવ્યું. તેણે ખાનજહાનની એવા વેગથી પુંઠ પકડી, કે જેને બીજે કંઇપણ આશ્રય મળ્યો નહિ. તેની પાયમાલી થએલી જોઈને શાહજી અને અન્ય સરદારો શાહજહાનને આવી મળ્યા. બીજા સરદારોને પણ શાહજાહાને બક્ષિસો આપીને ખુશ કર્યા. ખાનજહાન નાસીને વિજાપુર ગયો. ત્યાં મહંમદ આદિલ શાહ પોતાને આશ્રય આપશે એમ તેનું ધારવું હતું, પરંતુ તેમ થયું નહિ. મહમદને શાન્તિ અત્યંત પ્રિય હોઈ, શાહજહાન સાથે વેર બાંધતાં પોતાનોજ નાશ થયો એમ તે જાણતો હતો. તે ઉપરાંત ખાનજહાન તરફથી તેને કંઇ વિશેષ પ્રાપ્તિ થવા સંભવ નહોતો. ત્યાંથી તે મુર્તુજા નિજામશાહ પાસે ગયો, પરંતુ તેણે પણ તેને આશ્રય ન આપ્યાથી બદશાહી ફોજથી સટકીને તે પાછો બુંદેલખંડમાં પેઠો. ત્યાં પણ તેને મદદ ન મળતાં કલિંજરના કિલ્લા નજીક બાદશાહી ફોજ સાથે લડતાં તે રણક્ષેત્રમાં માર્યો ગયો. તેની નાસભાગનો અને તેના વધનો વૃત્તાન્ત અત્યંત હૃદયદ્રાવક છે.

**(૬) નિજામશાહીનો નાશ** (૧૬૨૯–૧૬૩૭). લોદીનો નાશ થયા બાદ શાહજહાન તુરતજ દિલ્હી પાછો ગયો નહિ. એકવાર નિજામશાહીનો તેણે સંપૂર્ણ નાશ કરવાનો વિચાર કર્યો. આ સ્વારીની હકીકત પાછળ નિજામશાહીના ઇતિહાસમાં આવેલી છે. દક્ષિણમાં દુષ્કાળ પડયાથી શાહજહાનનું એક વર્ષ ફોકટ ગયું. સ. ૧૬૩૦ માં અજીમખાને દોલતાબાદનો મજબૂત કિલ્લો કબજે કર્યો. નિજામશાહીની મદદે વિજાપુરનો આદિલશાહ આવ્યાથી બાદશાહે અસફખાનને વિજાપુર ઉપર મોકલ્યો. સન ૧૬૩૨ માં દક્ષિણનો સર્વ કારભાર મહોબતખાનને સોંપીને બાદશાહ આગ્રે ગયો. મહોબતખાને ફતેહખાન વગેરે નિજામશાહીના સરદારો સાથે લડીને અહંમદનગર કબજે કર્યું, અને ત્યાંના રાજાને કેદ કરીને ગ્વાલીયર મોકલ્યો. પરંતુ વિજાપુરના શાહનો પરાભવ થયો નહિ. શાહજાદો સુજા મહોબતખાન સાથે દક્ષિણમાં હોઇ બન્નેનો પારંડાના હલ્લામાં પરાભવ થતાં તે બરાનપુર પાછા

ગયા ત્યાંથી બાદશાહે તેમને પાછા બોલાવ્યા, આ તરફ શાહજી ભોંસલેને નિઝામશાહીનો ઉદ્ધાર કરવા માટે આ સંધિ સારી લાગી. તેણે તે રાજ્યનો એવો સારો બંદોબસ્ત કર્યો કે, જાતે જઈને યુદ્ધ કર્યા સિવાય છૂટકો નથી એમ લાગવાથી બાદશાહ ૧૬૩૫ માં ફરીથી દક્ષિણમાં આવ્યો. તેણે પોતાની ફોજની બે ટોળીઓ કરી, એક ખાનડોસનના હાથ નીચે વિજાપુર ઉપર મોકલી. વિજાપુરના સરદાર રણદુલ્લાખાને બાદશાહી ફોજને ઘણો ત્રાસ આપ્યો, છતાં, આખરે વિજાપુરના સુલતાનને સલાહ કરવાની જરૂર પડી. તેજ પ્રમાણે શાહજીનો સર્વત્ર પરાભવ થયાથી તે શાહજહાનને શરણે ગયો. અને અહમદનગરનો મુલક કાયમનો મોગલોના તાબામાં આવ્યો. (સ. ૧૬૩૭).

**(૬) રજપૂત રાજાઓ સાથેનો સંબંધ.**—શાહજહાનના વખતમાં ઉદેપુરમાં રાણો જગતસિંહ ગાદી ઉપર હતો. તેના બાપ રાણાકર્ણે જહાંગીરની વિરૂદ્ધ શાહજહાનને મદદ કરી હતી. જયપુરમાં રાજા જયસિંહ રાજ્ય કરતો હતો. તેમજ જોધપુરમાં રાજા ગજસિંહ અને પછી અમરસિંહ હોઈ તેમને શાહજહાનના સાથે અણબનાવ હતો. ગજસિંહ ઉપર જહાંગીર બાદશાહની મહેરબાની હતી. શાહજહાનની વિરૂદ્ધ તેણે ખુશરૂ અને જહાંગીરને મદદ કર્યાથી શાહજહાનનો તેના ઉપર વિશેષ ડોળો હતો. ગુજરાતમાં લડતાં ગજસિંહ સ. ૧૬૩૮ માં માર્યો ગયો, અને તેનો મોટો પુત્ર અમરસિંહ દરબારમાં હોવાથી બીજો પુત્ર જસવંતસિંહ જોધપુરની ગાદી ઉપર બેઠો. આ જસવંતસિંહ ઔરંગઝેબ સાથે ઘણાં વર્ષ સુધી દક્ષિણમાં હતો. એકંદરે રજપૂતોની શાહજહાનને ઝાઝી મદદ નહોતી. અકબરના ધાકથી તે તેને વશ થયા ખરા, પરંતુ જહાંગીર અને શાહજહાનને તેમણે કદી દાદ દીધી નહિ. તેમને બાદશાહ તરફથી મોટી મોટી નિમણુંકો મળતી, છતાં બાદશાહ વિરૂદ્ધ ચાલુ થયેલા બળવામાં સામીલ થવા તેઓ ચૂકતા નહિ. બાદશાહ માટે તેમના મનમાં બીતિ કે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ નહિ. આ સ્થિતિ બાદશાહી ફોજમાંના રજપૂતોની હતી, પરંતુ બહારના રજપૂતો આથી પણ વિશેષ ઉદ્ધત હતા. મજબૂત ડુંગરી કિલ્લાઓમાં તેમનું રહેવાનું હોવાથી મોગલ ફોજનેજ તેમની બીતિ રહેતી. તેમનામાં માંહોમાંહે કુસંપ હોવાથી તેઓ દબાઈ રહ્યા હતા.

નહિ તો ખુદ મોગલ બાદશાહી તેમણે ઉરાડી દીધી હોત. બાદશાહ રજપૂતોની દુર્બળતાથી માહિતગાર હોવાથી તેમનામાં વિશેષ વૈર ઉત્પન્ન કરીને તે પોતાનું કામ કાઢી લેતો. ગજસિંહનો વડો પુત્ર અમરસિંહ બાદશાહી નોકરીમાં હતો. તે હુકમ પાળવામાં બેદરકાર હોઇ, એક વખતે રજા લીધા વિના પંદર દિવસ જઇને રહ્યો હતો. પાછો આવતાં શાહજહાન તેને ધમકાવીને બોલ્યો ત્યારે અમરસિંહે કહ્યું, 'હું શિકારે ગયો હતો.' આથી શાહજહાને તેનો દંડ કરીને તે વસુલ કરવાનો પોતાના બક્ષીને હુકમ કર્યો. અમરસિંહે પોતાની છાવણીમાં તે બક્ષીને પગ મૂકવા દીધો નહિ, ત્યારે બાદશાહે તેને દરબારમાં બોલાવ્યો. અમરસિંહ બાંહ્યમાં કટાર ઘાલીને દરબારમાં આવ્યો. બક્ષી બાદશાહ સાથે કાંઇક બોલતો હતો તેવામાં અમરસિંહે બાદશાહ સાથે વાત કરવાના બહાને પાસે જઈને તુરતજ તેણે તે બક્ષીને કાપી નાંખ્યો, અને તે આસપાસના લોકોને મારવા લાગ્યો. બાદશાહ ગભરાઈને નાઠો, એટલે બીજા લોકોએ અમરસિંહને પકડીને ઠેર માર્યો. તે વખતે તેના માણસો ઘણા ચીડાઈ ગયા, અને તેમણે બાદશાહને ગભરાવીને અમરસિંહનું શબ પોતાના કબજામાં લીધું. સારાંશ કે, શાહજહાન બાદશાહની રજપૂતો ઉપર કેવી છાપ પડી હતી, તે આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. રજપૂત અને મુસલમાનો વચ્ચેના ટંટા આ કારકીર્દિમાં વિશેષ વધી ગયા. પહેલાં મોગલ અને અફઘાનો વચ્ચે ચાલતો દ્વેષભાવ આ વખતે ઘણો ખરો નાશ પામ્યો હતો. માત્ર હવે હરેક બાબતમાં રજપૂત અને મુસલમાનો એક બીજાનો પરાભવ કરવાને મથન કરવા લાગ્યા હતા.

**(ङ) પોર્ટુગીઝ લોકોનો પરાભવ, (સ. ૧૬૩૨)**—હિંદુસ્થાનમાં યુરોપીઅન લોકોનો પ્રવેશ ન થવા દેવાના કામમાં શાહજહાનની ખબરદારી વિશેષ હતી. ખ્રિસ્તિ ધર્મ માટેની જહાંગીરની પૂજ્યબુદ્ધિ શાહજહાનને રૂચતી નહિ. શાહજહાનની સ્ત્રી મુમતાજમહાલ ઘણી લાવણ્યવતી હોઇ બાદશાહ તેના કહેવા પ્રમાણે વર્તતો હતો. નૂરજહાનની ઘેલછા જહાંગીરને હતી, તેજ પ્રમાણે શાહજહાનને મુમતાજમહાલની હતી. તે અસલ તુર્ક જાતિની હોઈ મુસલમાની ધર્મનું અભિમાન ધરાવતી હતી. આ બન્ને સ્ત્રીઓ

અને તેમનાં આપ્તજનોદ્વારા દરબારમાં ઇરાની વલણ વધતું ગયું. મુમતાજ-મહાલ ખ્રિસ્તિ ધર્મનો દ્વેષ કરતી, અને તેવામાં પોર્ટુગીઝ લોકોનો તિરસ્કાર કરવા માટે તેને એક વિશેષ કારણ મળ્યું હતું. જહાંગીરની કારકીર્દિમાં ખ્રિસ્તિ ધર્મની શરૂઆત થતી હતી તેવામાં તે બાઈની બે છોકરીઓને પાદરી લોકોએ ખ્રિસ્તિ બનાવી હતી. આ બાબતની વિશેષ હકીકત મળતી નથી. વ્હીલર કહે છે કે, તરૂણ મુસલમાની સ્ત્રીઓને પડદામાં રહેવાનું જીવ ઉપર આવતું હોવાથી, જેથી તેમને છૂટા ફરવાનું મળે એવી વાત કરવાને તેઓ હમેશાં તત્પર રહેતી, અને ખ્રિસ્તિ ધર્મનું સ્વતંત્ર આચરણ તેમને પ્રિય લાગ્યાથી તેમણે ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો હતો. આ કલ્પના કેટલી ખરી હશે તેનો જેણે તેણે યોગ્ય વિચાર કરી લેવો.

પોર્ટુગીઝ લોકો સાથે શાહજહાનને અણગનાવ થવાનાં બીજા પણ વિશેષ કારણ બન્યાં હતાં. અને જહાંગીર બાદશાહનો વખત ઘણે ભાગે દક્ષિણ-માં ગયાથી બંગાળામાંના પોર્ટુગીઝ લોકો તરફ લક્ષ આપવાને તેમને અવ-કાશ મળ્યો નહોતો. બંગાળાના ઉપસાગરમાં ચિત્તાગોંગના ચાંચિયા લોકો વહાણોને ઘણો ઉપદ્રવ કરતા હતા. તે પોર્ટુગીઝ લોકો બંધ કરે એ શરતે જહાંગીરે તેમને હુગલી બંદરમાં કોઠી ઘાલવાની પરવાનગી આપી હતી. તે પ્રમાણે પોર્ટુગીઝ લોકોએ હુગલીમાં પોતાની કોઠી ઘાલી, પરંતુ પોતાની શરત પાળી નહિ. ચાંચિયા લોકોનો બંદોબસ્ત ન કરતાં હુગલીના પોર્ટુગીઝ વેપારીઓએ તેમની સાથે મિત્રાચારી કરી; અને તે માટે ચાંચિયા લોકો તેમને પોતાને જે મળે તેનો હિસ્સો આપવા લાગ્યા. તે ચાંચિયા લોકો વહાણ માર્ગે પ્રવાસ કરનારા માણસોને પકડી આણીને ગુલામ તરીકે વેચતા હતા. હુગલી બંદરમાં તે ગુલામોને પોર્ટુગીઝ લોકો વેચાતા લેતા. કેટલાકોને તેઓ ખ્રિસ્તિ કરતા, અને બાકીનાને શહેરે શહેરે લઇ જઇને વેચતા. આ દુષ્ટ કૃત્ય બંધ કરવાનો શાહજહાનનો મૂળથી વિચાર હતો, પરંતુ જહાંગીરના વખતમાં તેના પોતાના હાથમાં સત્તા ન હોવાથી તે કામ જેમનું તેમજ રહ્યું હતું. વેપારની પરવા-નગી લઇને લોકોને વટલાવીને ખ્રિસ્તિ કરવા અથવા તેમને ગુલામ તરીકે વેચવા એ બિના મુસલમાની રાજ્યમાં ક્ષણભર પણ સહન થાય તેવી નહોતી.

જહાંગીરની કારકીર્દિમાં શાહજહાન બંડ કરીને બંગાળામાં નાઠો હતો, જ્યારે હુગલીના પોર્તુગીઝ લોકોની તેણે મદદ માગી હતી. તે મદદ તેમણે તેને આપી નહોતી એટલુંજ નહિ, પણ શાહજહાનના વિરૂદ્ધ તેમણે બાદશાહી ફોજને મદદ આપી હતી. આ વાત શાહજહાનના મનમાં હોઇ, ખાનજહાન લોદીનું બંડ પુરૂં થતાં શાહજહાને પોર્તુગીઝ લોકોને એવો સંદેશો મોકલ્યો હતો કે, ગુલામ તરીકે પકડી આણેલા માણસો પોતાને સ્વાધીન કરવા. આ સરળ અને ન્યાયી માગણી પોર્તુગીઝ લોકોએ માન્ય ન કરવાથી તે માટે તેમને ઠીક શિક્ષા થઇ. બાદશાહે તે માટે પાછળનું સઘળું વેર પૂરેપૂરૂં લીધું. સ. ૧૬૩૨ માં તેણે હુગલી ઉપર લશ્કર મોકલીને ત્યાંનાં સર્વ માણસોને અને તેમની માલમતાને જપ્ત કરી આગ્રે લેવડાવી મંગાવી. તેમાંની સુંદર અને તરૂણ સ્ત્રીઓને બાદશાહે પોતાના જનાનખાનામાં રાખી, અને બાકીનીઓને પોતાના દરબારી મંડળના હવાલે કરી, તથા છોકરાઓને મુસલમાની ધર્મમાં લીધા. પુરૂષોને કેટલાક દિવસ સુધી હાથીના પગ તળે કચરાવવાની ધમકી આપી અને મુસલમાન થવાને કહેવામાં આવ્યું. નોકરીની કે બક્ષિસની લાલચથી તેમનામાંના ઘણાખરા મુસલમાન થયા, અને ઘણાઓની કતલ થઈ. મુમતાજમહાલ આની અગાઉ મરણ પામેલી હતી નહિ તો તે સર્વેનો ક્રૂરપણે વધ થયો હોત, પોર્તુગીઝ લોકોનું હુગલીનું થાણું ઉઠાડી મૂક્યું, છતાં બંગાળા ઉપસાગરમાં ચાંચિયા લોકોનો ઉપદ્રવ બંધ થયો નહિ. ચિતાગોંગના પોર્તુગીઝ લોકો સમુદ્રમાં લુંટફાટ કરતા. ઔરંગજેબના હાથમાં રાજ્યતંત્ર આવ્યા બાદ તેણે શાઇસ્તખાનને બંગાળાનો સુબેદાર નીમીને, તેને પોર્તુગીઝ લોકોની લુંટફાટ બંધ કરવાનો સખ્ત હુકમ આપ્યો, અને તે આધારે શાઇસ્તખાને પોર્તુગીઝ લોકોને બંગાળા પ્રાંતમાંથી હાંકી કાઢયા.

(ऊ) **બલ્ક કંદહારની સ્વારીઓ.** (૧૬૩૮–૫૩).—શાહજહાન બાદશાહ દક્ષિણમાં આવેલો, ત્યાંથી તે સ. ૧૬૩૭ માં પાછો આગ્રે જઇ પહોંચ્યો. વચ્ચે તેની ફોજને કેટલાંક કામ આવી પડેલાં, તેમાંનાં કેટલાંકમાં તેને યશ મળ્યો હતો. કંદહાર પ્રાંત જહાંગીરની કારકીર્દિમાં ઇરાનના શાહે કબજે કર્યો હતો, અને તે પાછો લેવા માટે શાહજહાનની ફોજ લડતી હતી,

અલીમર્દાનખાન નામના સરદારના તાબામાં કંદહારનો કિલ્લો હતો. તેની સાથે ઇરાનનો શાહ એવી ખરાબ રીતે વર્ત્યો કે, તે સરદારે તે કિલ્લો શાહજહાનના હવાલે કરીને મોગલોના દરબારમાં નોકરી સ્વીકારી. આ અલીમર્દાનખાને આગળ ઘણાં વખાણવા જેવાં કામ કર્યાં. દિલ્હી શહેરને જે નહેર વાટે પાણી પુરૂં પાડવામાં આવે છે તે તેણે બંધાવી હતી, અને તેને આજે પણ અલીમર્દાનની નહેર કહે છે. તે ચાંદણીચોકમાં થઇને વહે છે. ઉદેપુરનો રાણો જગત્‌સિંહ પોતાની ૧૪૦૦૦ ફોજ સાથે આ સ્વારીમાં હતો. બાબર બાદશાહનો તે પ્રાંત ઉપર અમલ હતો, પરંતુ પાછળ કેટલેક પ્રસંગે ત્યાંના મોગલ અમલદાર સ્વતંત્ર થયા હતા. શાહજહાનના વખતમાં તે પ્રાંત હાથથી ગયેલો હોવાથી તે પાછો જીતીને તૈમૂરની રાજધાની પોતાના તાબામાં લેવી, અને બલ્કમાં ટંટા ચાલતા હોવાથી, પોતાનું તે કામ જલદી પાર પડશે એમ શાહજહાને ધાર્યું હતું. પરંતુ આ તેનો ભ્રમ હતો, કેમકે હિંદુસ્થાનની ફોજ એવા દૂરના પ્રદેશમાં રહેવા અત્યંત નાખુશ હતી, અને ત્યાં જઇને લુંટ વગેરેનો કાંઈ પણ ફાયદો તેને થવાનો સંભવ નહોતો. માત્ર મહેસુલ વસુલ થતાંજ મુસ્કેલી પડતી હતી. સ. ૧૬૪૫ ના જુન મહિનામાં ફોજ રવાના થઇ. ઑકટોબરમાં રાજા જગત્‌સિંહ કાબુલથી તેની મદદે ગયો. તેમણે રસ્તો પાડયા પછી સન ૧૬૪૬ ના જુન મહિનામાં બાદશાહે મુરાદબક્ષને ૫૦૦૦૦ લશ્કર આપીને મોકલ્યો. મુરાદની સાથે અલીમર્દાનખાન હતો. હિંદુસ્થાનની શ્રીમંત અને ભપકાદાર ફોજને જોઇને ત્યાંના જંગલી લોકોની આંખો અંજાઇ ગઇ, અને વિશેષ લડાઈ થયા વિના તે પ્રાંત તાબામાં આવ્યો. પરંતુ તે પ્રાંત તાબામાં રાખવાનું કામ કઠીણ હતું. મુરાદને ત્યાં રહેવાનું ગોઠયું નહિ, અને તે એકાએક નીકળીને પાછો આવ્યો એટલે શાહજહાને પોતાના વજીર શાદુલ્લાખાનને તાકીદે ત્યાં મોકલ્યો. તેણે જઇને થોડીક વ્યવસ્થા કરી, અને પોતે પણ શિયાળાને લીધે કાબૂલ પાછો આવ્યો. સન ૧૬૪૭ ના આરંભમાં બાદશાહે દક્ષિણમાંથી અને બંગાળામાંથી ઘણું દ્રવ્ય આણીને અફઘાનિસ્તાનમાં મોકલ્યું, અને ઔરંગજેબને દક્ષિણમાંથી તાબડતોબ બોલાવ્યો. તા. ૨૦ મી જાન્યુઆરી ૧૬૪૭ ને રોજ લાહોર આવીને બાદ-

શાહને મળ્યો, અને તુરતજ પેશાવર ઉપર થઇ કાબૂલ ગયો. અલીમર્દાનખાન તેનો મુખ્ય સરદાર હતો. ઔરંગજેબને અનેક પ્રકારની અડચણો આવી, છતાં તેની દરકાર ન કરતાં, મોટા ડહાપણ અને શૌર્યથી શાહે બતાવેલું કામ તેણે પાર પાડયું. સાહજહાન પોતે કાબૂલમાં જઈ રહ્યો હતો. તા. ૭ મી જુન સન. ૧૬૪૭ ને રોજ ઉઝબેક લોકો સાથે ભારે તોફાનવાળી લડાઈ થતાં, તેમાં ઔરંગજેબને જય મળ્યો, છતાં શત્રુઓનો પૂરેપૂરો પરાભવ થયો નહિ. પહાડી લોકોનો પરાભવ કરવાનું કામ ઘણું મુશ્કેલ હોઇ, મોગલ ફોજના અતિ-શય માઠા હાલ થવા લાગ્યા, આવી સ્થિતિમાં બલ્કમાં રહેવાથી કંઇ ફાયદો નથી, એવું ઔરંગજેબે બાપને લખી મોકલ્યું. પછી ત્યાંના અધિકારી નજર-મહમદ સાથે જેમ બને તેમ તહનામું કહીને અકટોબર મહિનામાં તે પાછો કાબૂલ આવ્યો. જયસિંહના સર્વે રજપૂતો પાછળ હોવાથી તેમની ઘણીજ માઠી દશા થઇ, આ પ્રમાણે ચાર કરોડ રૂપિયાનો વ્યર્થ ખર્ચ કરીને, અને ઘણા માણસો તથા જનાવરોનો નાશ થયા બાદ, બાદશાહને તે સ્વારી પાછી બોલાવવી પડી, ઔરંગજેબની અપૂર્વ હિમ્મત માત્ર આ સ્વારીમાં એશિયાના સર્વ મુસલમાનોની નજરે પડી, અને તેને યુદ્ધકળાનો ઉત્તમ અનુભવ મળીને ફોજના માણસો સાથે સારૂં ઓળખાણ થયું, જે તેને આગળ રાજ્ય મેળવવા માટેનાં તેનાં યુદ્ધોમાં ઘણુંજ ઉપયોગી થઈ પડયું. સન ૧૬૪૮ માં ઇરાની લોકોએ કંદહાર ફરીથી લીધું, ત્યારે ઔરંગજેબને તે પાછું લેવાનો હુકમ થયો. પરંતુ તેને કંદહાર ઉપર ચઢી જતાં વિલંબ લાગ્યો. સન ૧૬૪૯ માં ઘેરાની શરૂઆત થઇ, અને તે પછી ત્રણ વર્ષ સુધી કંદહાર લેવાનો પ્રયત્ન ઔરંગ-જેબે ચાલુ રાખ્યા છતાં તેમાં તેને યશ ન મળ્યાથી દક્ષિણના સુબા તરીકે તેની નિમણૂંક થઇ. તે પછી શાહજાદા દારાશેખોએ બાપને વિનંતિ કરીને કંદહાર લેવાનું કામ પોતે માગી લીધું, પરંતુ ઇરાનની ફોજે તે કિલ્લાનો બચાવ એવી ખંતથી કર્યો, કે સન ૧૬૫૩ માં દારાશેખોને ઘેરો ઉઠાવીને પાછા આવવું પડયું. સારાંશકે, હવે પછી કાયમને માટે કંદહાર મોગલોના તાબામાંથી ગયું, અને કાબૂલની પેલી તરફ બાદશાહની સત્તા ઝાઝી રહી નહિ.

**૨. શાહજહાંનનાં ચેરાં છોકરાં.**—ઇરાની રાજકુટુંબમાંના મીરઝાં

મુજફ્ફરહુસેનની પુત્રી કંદાહાર મહાલ શાહજહાનની પહેલી સ્ત્રી હોઇ તેની સાથે સ. ૧૬૦૯ માં ૧૯ વર્ષની વયે તેનું લગ્ન થયું હતું. કંદહાર મહાલથી તેને પરેઝઆનુ બેગમ નામની એક દીકરી થઇ હતી. તે પછી ત્રણ વર્ષે શાહજહાને મુમતાજ મહાલ સાથે લગ્ન કર્યું હતું. મોગલ બાદશાહીમાં રાજ્યકારભાર ચલાવનારી છેલ્લી પરાક્રમી રાણી મુમ્તાજમહાલજ હતી, એ અસફખાનની પુત્રી હોઇ સ. ૧૫૯૧ માં જન્મેલી હતી. તે શાહજહાનથી એક વર્ષે નાની હોઇ પાંચ વર્ષની વયે તેનું લગ્ન નક્કી થયેલું તે બંધ રહેલું હોઇ તા. ૧૩ મી એપ્રિલ ૧૬૧૨ ને રોજ જહાંગીરે શાહજહાન સાથે કર્યું હતું. આ લગ્નના સંબંધમાં કેટલીક ચમત્કારિક વાત નીચે મુજબ કેટલેક સ્થળે માલૂમ પડે છેઃ—પહેલાં મોગલ બાદશાહોના વખતમાં સ્ત્રીઓનાં મેળા ભરવાનો ચાલ હતો. તે મેળામાં તેઓ કેટલીક તરેહવાર અને ગમ્મત પડે એવી ચીજો વેચવા માટે લઇને આવતી, અને જે ઘણી કિમ્મત આપે તેને તે ચીજો વેચવામાં આવતી. મોગલ બાદશાહોના વખતમાં ભરાતા મેળામાં બાદશાહ અને શાહજાદા સિવાય બીજાંઓને જવાની બંધી હતી. જહાંગીર બાદશાહે આવો એક મેળો ભર્યો હતો, અને તેમાં સર્વ રૂપવંતી સ્ત્રીઓને બોલાવી હતી. પોતાની જણસો માટે તેઓ જે કિમ્મત માગે તે આપવી જોઈએ એવો તે દિવસે બાદશાહે હુકમ ફરમાવ્યો હતો, તે મેળામાં બાપની સાથે શાહજહાન પણ ગયેલો હતો. ત્યાં અસફખાનની સ્વરૂપવાન પુત્રી અર્જુમંદ બાનુનું સૌંદર્ય જોઇને તે શાહજાદો મોહિત થયો. તે વખતે અર્જુમંદ બાનુનું લગ્ન જલાલખાન નામના સરદાર સાથે ઠરેલું હતું. અર્જુમંદ બાનુએ હીરા જેવા કાપીને તૈયાર કરેલા સાકરના ગાંગડા આગળ કરતાંજ શાહજહાને તેની કિમ્મત પૂછી, તેણે એકદમ સવાલાખ રૂપિઆ તેની કિમ્મત માગી. તેના રૂપથી મોહિત થયેલા શાહજાદાએ તે રકમ આપીને તે સાકરનો ગાંગડો વેચાતો લીધો. તે વખતે બન્નેને વાતચિત થતાં સંકેત થયો, અને સાયંકાળે શાહજહાને મોકલેલા વાહનમાં બેસીને તે તેના મહેલમાં ગઇ. ત્યાં ત્રણ દિવસ રહ્યાથી જલાલખાને તેના વિષે પોતાનો ગુસ્સો દર્શાવ્યો, અને તેની આવી વર્તણુકથી સંતાપ પામીને તેણે તુરતજ તે બાબત શાહ-

જહાનને ફરિયાદ કરી. આ ઉપરથી શાહજહાને જમાલખાનને હાથીના પગતળે કચરાવી મારી નંખાવવાનો હુકમ કર્યો. આ દુઃખદાયક સમાચાર સાંભળતાં જમાલખાને તાબડતોબ શાહજહાન પાસે જઇ કહ્યું, 'ખાવિંદ મેં આપનો સ્ત્રી માટે અનાદર કર્યો છે, પરંતુ તે સ્ત્રી આપની પાસે રહી તે માટે નહિ; જેના ઉપર આપની મરજી ગઇ તેના વિષે હું મમતા રાખું તે અનુચિત છે.' આવો ઉત્તર દઈને જમાલખાને પોતાનો જીવ બચાવ્યો, અને શાહજહાનને સંતુષ્ટ કર્યો. તુરતજ તેને પાંચ હજારની મનસબ શાહજહાને અપાવી, અને તે દિવસથી અર્જુમંદ બાનુ શાહજહાન પાસે આવી રહી હતી.

નૂરજહાનનું ડહાપણ અને સૌંદર્ય, અને ગ્યાસબેગનો સારાસાર વિવેક અને પ્રામાણિકપણું, એ ગુણો અર્જુમંદ બાનુમાં ઘણે અંશે હતા. તેને પોતાના ગુણોથી 'સ્ત્રી રત્ન' નું યથાર્થ નામ મળ્યું હતું. પતિ સમાગમમાં તેણે ૩૦ વર્ષ ગાળ્યાં હતાં, અને તે દરમિયાન તેણે બાદશાહનું સઘળું લક્ષ પોતાના ભણી આકર્ષી લીધું હતું. તેર વખત પ્રસૂતિ થયા બાદ ચૌદમી વખતે સુવારોગને લીધે તે સ. ૧૬૩૧ માં મરણ પામી હતી. તે સમયે તેણે પોતાના પ્રિયપતિ પાસેથી બે વાતો માગી લીધી હતી. એક તો પોતાની પાછળ પતિએ લગ્ન ન કરવું, અને બીજું પોતાની અપૂર્વ નીતિનું બાદશાહે કાંઇક સ્મારક કરવું. તેને એવી ભીતિ હતી કે બાદશાહને બીજાં છોકરાં થાય તો તે પોતાનાં છોકરાંને વઢે. દુર્દૈવને લીધે તેના છોકરાઓએ લડીને બાદશાહીનો નાશ કર્યો ! બાદશાહે આ પોતાની પ્રિય પત્નીને આપેલાં વચન પાર પાડયાં હતાં. તે પછી તેણે પોતાના મૃત્યુ પર્યંત ફરીથી લગ્ન કર્યું નહિ, અને તાજમહાલ નામની જગદ્વિખ્યાત ઇમારત તેણે પોતાની પત્નીના સ્મારક તરીકે બંધાવી.

મુમતાજ મહાલથી શાહજહાન બાદશાહને આઠ પુત્ર અને છ પુત્રી એમ ૧૪ સંતાન થયાં હતાં. જે પૈકી આઠ નાનપણમાંજ મરણ પામ્યાં હતાં. બાકીનાંનાં નામ અને જન્મની તારીખ તથા સ્થળ નીચે પ્રમાણે છેઃ—

(૧) જહાનઆરા બેગમ, જન્મ આગ્રા સ. ૧૬૧૪, મૃત્યુ ૧૬૮૧; (૨) દારાશેખો જ. અજમેર, ૧૬૧૫, મૃ. ૧૬૫૯; (૩) શાહસુજા જ.

અજમેર ૧૬૧૬, મૃ. ૧૬૬૦, (૪) રોશનઆરા બેગમ, જ. બરાનપુર ૧૬૧૭ મૃ. ૧૬૭૧; (૫) ઔરંગજેબ જ. દાહોદ, તા. ૧૪ ઑકટોબર ૧૬૧૮, મૃ. ૧૭૦૭; (૬) મુરાદબક્ષ, જ. રોહ્ટસ, સ. ૧૬૨૪, મૃ. ૧૬૬૧. આ તથા નાનપણમાં મૃત્યુ પામેલાં શાહજહાનનાં સર્વ સંતાનોનાં નામ ફારસી ઢબનાં માલૂમ પડે છે.

શાહજહાનની કારકીર્દિના પાછલા ભાગનો ઈતિહાસ તો તેના છોકરાના ઝગડાથી ભરપૂર છે. મોટો છોકરો દારા બુદ્ધિમાન્, મોટા મનનો, અને ઉદાર હતો. ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનો એણે ઘણો અભ્યાસ કરેલો હોઈ, પાશ્ચાત્ય શાસ્ત્રોની પણ તેને ઠીક માહિતી હતી. યુરોપીઅન લોકો ઉપર તેની વિશેષ મહેરબાની હોઈ, ઇમારતોના કામપર અને તોપખાના ઉપર તેણે ઘણા યુરોપીઅન નોકરો રાખેલા હતા. પરંતુ તેનો સ્વભાવ કંઇક ભોળો અને ગર્વિષ્ટ હતો. તે પોતાના મનના વિચાર ગમે તેની આગળ છૂટથી કહેતો. અનેક વખતે તેનું બોલવું લોકોથી સહન થતું નહિ. મુસલમાન ધર્મ માટે તેના મનમાં ઘણી દ્વેષ-બુદ્ધિ હોઈ, ખ્રિસ્તિ અને હિંદુ ધર્મ તરફ તેનું વલણ વિશેષ હતું. એક ફ્રેન્ચ પાદરી અને હિંદુ સાધુ તેના બે ગુરૂ હતા. તેણે ઉપનિષદો વગેરે અનેક સંસ્કૃત ગ્રંથોનાં ફારસી ભાષામાં ભાષાંતરો કરાવેલાં હોઈ, ‘ સર્વ ધર્મોની એકવાકયતા ’ નામનું એક પુસ્તક તેણે પોતે લખ્યું હતું. તેના પોતાના હાથનાં લખેલાં છ પુસ્તકો પટણાની ખૂદાબક્ષ લાઈબ્રેરીમાં છે. તેને પોતાની સ્તુતિ પ્રિય હોવાથી લોકોની ખુશામત:તે ખરી માનતો, અને એવી સ્તુતિ કરનારા મનથી પોતાને ધિક્કારે છે એવું તે જાણતો નહોતો. તે અવિચારી હોઈ, સ્વપરાક્રમનું તેને મોટું અભિમાન હતું, તેથી અકબરના કેટલાક ગુણ તેનામાં હોવા છતાં અકબરની યોગ્યતા તેનામાં કદી પણ આવી નહોતી. લોકો ઉપર છાપ બેસાડીને તેમની પાસેથી રાજ્યના ફાયદાનું કામ કાઢી લેવાનું ડહાપણ તેનામાં નહોતું. પોતાના જેવો ડાહ્યો ત્રૈલોક્યમાં નથી એમ તે માનતો. તેમજ તેનો ક્રોધ પણ છેક ભારે હતો. દારાને બે સ્ત્રી હતી, એક શાહજાદા પર્વિઝની દીકરી નાદિર બેગમા અને બીજી મીરઝાં રૂસ્તમની પુત્રી ( લગ્ન સ. ૧૬૨૩ ) સુલેમાન અને સિપ્હિરશેખો નામના તેને બે દીકરા હતા.

બીજો દીકરો સુજા શૂરો અને કાર્યકુશળ હતો, પરંતુ પાસેના માણસો ઉપર તેનો ભરોંસો નહોતો. તે દિલ્હીના દરબારમાં પોતાના જાસુસ મૂકીને હમેશાં બાતમી કઢાવતો હતો. જશવંતસિંહ વગેરે બળવાન હિંદુ રાજાઓ સાથે તેણે અંદરખાનેથી સ્નેહ બાંધ્યો હતો. ઇરાનના શાહ સાથે તેનો પત્રવ્યવહાર ચાલુ હતો. ઇરાની લોકોને સંતુષ્ટ કરવા માટે તેણે શિયા પંથ સ્વીકાર્યો હતો, અને સુન્ની ધર્મનો તે દ્વેષ કરતો. તેના એક દુર્ગુણથી તેના સર્વ ગુણોપર પાણી ફરી જતું. તે અત્યંત વ્યસની હોઈ સઘળો વખત અનેક પ્રકારના વિલાસમાં તે નિમગ્ન રહેતો.

સઘળા કુટુંબમાં ઔરંગજેબ અત્યંત ચાલાક અને હુશિયાર હતો. કપટ ભાવ અને દૂરદર્શીપણાના ગુણો તેનામાં પૂર્ણપણે વાસ કરતા હતા. તેની બુદ્ધિ વિશાળ અને તીવ્ર હોઈ તેને મનુષ્યની ઉત્તમ પરખ હતી. ધર્મના પ્રેમના બહાને તેણે પોતાની મહત્ત્વાકાંક્ષા ઢાંકી નાંખેલી હતી, દિલ્હીની ગાદી બથાવી પડવાનો વિચાર પહેલેથી તેના મનમાં ઘોળાતો હતો, પરંતુ પોતાને માટે કોઇને સંશય ન આવે તે માટે 'સંસાર અસાર છે,' 'રાજ્યની ખટપટ પોતાને પસંદ નથી,' વગેરે ખાલી ગપ્પો તે બહારથી મારતો હતો. દર દાગીના શરીરે ન પહેરતાં તે હમેશાં સાદો અને સફેદ પોષાક પહેરતો. તેના શરીરનો બાંધો સૂકલકડી હોઈ, ખરેખરજ પોતાના વિષે તે બેપરવા છે એમ લોકોને લાગતું. તેની વૃત્તિ ઉદાસીન હોઈ, ઘણે ભાગે તે પોતાની પાસે હમેશાં કુરાનનું પુસ્તક રાખતો. ખુદ શાહજહાન બાદશાહ ઉપર પણ તેણે ભૂરકી નાંખેલી હોઈ, ઔરંગજેબના ગુણોની શાહજહાન વારંવાર તારીફ કરતો હતો. દારાએ માત્ર ઔરંગજેબનું કપટ પૂર્ણ રીતે જાણ્યું હતું. દરબારના મંડળ સાથે દારાશેખો ઘણી ઉદ્ધતાઈથી વર્તતો હતો, અને ઘણી વખત તેમનું માન ભંગ કરતો. પરંતુ ઔરંગજેબે મીઠાશથી અને ગરીબાઇથી વર્તીને સર્વેની પ્રીતિ સંપાદન કરી હતી, તેથી આરંભથી તેનાં ગુપ્ત કારસ્થાન બહુધા બહાર પડી જતાં નહિ. કામદાર લોકો સાથે આટલી ગરીબાઇથી વર્તવું નહિ, અને પોતાનું વજન કાયમ રાખવું એમ બાપે પણ તેને કહ્યું હતું. પરંતુ રાજ્ય મળતા સુધી તેણે પોતાની ગરીબાઈ બતાવવાની પદ્ધતિ કદી પણ બદલી નહોતી.

ચોથો પુત્ર મુરાદ શૂરો પરંતુ ભોળો અને મૂર્ખ હતો, તે કોઈ પણ વાત ગુપ્ત રાખતો નહિ. તેને શિકારનો નાદ વિશેષ હતો. ખાવું, પીવું અને લડવું એ સિવાય બીજો ધંધો તેને છેક તુચ્છ લાગતો. સુની ધર્મ ઉપર તેને વિશેષ આસ્થા હતી. તેનામાં હિમ્મતની સાથે જો ડહાપણ હોત તો તે અદ્વિતીય પુરૂષ નીવડયો હોત.

મોટી પુત્રી જહાન્–આરા ( જગતને શોભાવનારી ) ઉર્ફે બેગમ સાહેબ સુંદર અને આનંદવૃત્તિવાળી બાઈ હતી, તેના ઉપર બાદશાહનો સંપૂર્ણ પ્રેમ હતો. તેના ભોજનના પદાર્થ આ બેગમ સાહેબની દેખરેખ નીચે તૈયાર થતા, અને દરબારની દરેક ઉથલપાથલમાં તે તેનો મત લેતો. આથી દરબારમાં તેનું વજન ઘણું વધ્યું હતું. તેને મોટી નિમણુંક મળતી હોવા ઉપરાંત, સરદાર લોકો તરફથી તેને વારંવાર બક્ષિસો મળતી હોવાથી તેની પાસે અપાર સંપત્તિ એકઠી થઈ હતી, દારાનો સઘળો આધાર તેના ઉપર હતો, અને તેનો તેને સંપૂર્ણ ટેકો હતો. બાદશાહના કુટુંબ સાથે શરીર સંબંધ રાખવા જેવું બીજું ઉચ્ચ કુટુંબ ન હોવાથી આ પોકળ ડોળના કાળમાં આ છોકરાઓનાં લગ્ન થઇ શકતાં નહિ. આવી બાદશાહી સ્ત્રી ગળે વળગાડીને તેના હુકમમાં રહેવું કોઈને પસંદ પડે તેમ નહોતું. વળી વિશેષ એવું હતું કે ખાસ પ્રસંગે પતિના જીવનના જોખમે, ખુદ રાજ્ય ઉપર પણ પોતાનો હક્ક અજમાવવાને તેઓ પાછી પાની કરતી નહિ. પરંતુ ‘ હું ગાદી ઉપર બેઠા બાદ તારૂં લગ્ન કરી આપીશ ’ એવું દારાએ તેની આ બ્હેનને વચન આપેલું હતું. શાહજહાનની આ છોકરી ઉપર રહેમ નજર નહોતી, એવો પણ બુમાટો તે વખતે થયો હતો. આવી મોટા કુળની અને એશ આરામમાં ઉછરેલી છોકરી વિશે લોકોના મોંઢે ખરી ખોટી ચર્ચા ચાલે એ સ્વાભાવિક છે. મુમતાજમહાલ ગુજાર્યા બાદ ત્રીશ પાંત્રીશ વર્ષ સુધી સઘળા જનાનખાના ઉપર આ બાઈની સત્તા હતી. બાદશાહના ખાનપાન ઉપર તેની સખત નજર રહેતી. બાપ કેદમાં હોવા છતાં તે તેની પાસેજ હમેશા રહેતી હતી. તેના નામની એક ભવ્ય ધર્મશાળા દિલ્હીમાં છે, અને તે શહેરની બહાર એક સાધુની કબર પાસે તેની કબર છે. પોતાની કબર ઉપર ભપકાદાર મસીદ બાંધવી નહિ,

એવી પોતાની છેવટની ઇચ્છા તેણીએ જણાવી હતી, તે મુજબ તે કબર તદ્દન સાદીજ છે.

નાની પુત્રી રોશન-સારા (પ્રકાશ આપનારી) બેગમ પોતાની બ્હેન જેવી સ્વરૂપવાન અને ડાહી નહોતી. એમ છતાં તે ઉથલપાથલ કરવામાં કોઈ રીતે કમી નહોતી. તેનું સર્વ વલણ ઔરંગજેબ ભણી હોવાથી દારા અને બેગમ સાહેબ માટે તેને ઉઘાડું વેર હતું. દરબારમાં તેનું માન નહોતું, અને તેને પૈસાનો પણ ટેકો નહોતો. પરંતુ જનાનખાનામાં હોવાથી બેગમ સાહેબનાં કારસ્થાન તે જાણતી અને ઔરંગજેબને તે જણાવતી.

શાહજહાન બાદશાહ પોતાના દીકરાના ગુણો જાણતો હતો. તેણે પોતાના છોકરાઓ માટે લખી રાખેલો નીચેનો અભિપ્રાય ભૂલભરેલો નથી. ‘ દારા બુદ્ધિમાન્ સરદાર છે, અને રાજ્યના અધિકારને યોગ્ય તેની મોટાઇ છે. પરંતુ કોઈની ચઢતી તેનાથી સહન થતી ન હોવાથી સારાને તે ખોટો અને ખોટાને તે સારો માને છે. સુજા શુદ્ધ દારૂડીઓ છે, અને મુરાદ ખાઉ-કણુ અને વિષયી છે. ઔરંગજેબની ચાલાકી અને બુદ્ધિમાન્‌પણું ભારે છે, અને રાજ્યકારભારનું ગાડું ખેંચવાને તે ઘણો લાયક છે. પરંતુ એ કપટથી ભરેલો છે, તેથી તેને ઘણે ભાગે કોઈ વિશ્વાસુ માણસ મળનાર નથી. ” આવો શાહજહાનનો અભિપ્રાય હતો. થોડામાં આ છોકરાઓનું વર્ણન કરવું હોય તો ગર્વિષ્ટ, વિષયી, કપટી, અને મૂર્ખ એ ચારે વિશેષણો ચારેને આ-પતાં શોભે તેમ છે. પોતાના છોકરાઓ એક બીજા સાથે ખૂન કરતાં પાછું ફરીને જુએ તેવા નથી એવી તેની ખાતરી થયાથી, આગળ થનારો અનર્થ દૂર કરવા માટે તેણે પોતાના મનમાં અનેક તરેહની યુક્તિઓ ગોઠવી હતી. સર્વેનાં લગ્ન થયેલાં હોઈ બાળબચ્ચાં પણ થયેલાં હતાં. સર્વેને કેદ કરીને ગ્વાલિયરના કિલ્લામાં રાખવાનો તેણે મનમાં વિચાર કર્યો. પરંતુ તેઓ મોટા થયેલા હોવાથી પોતાનું હિતાહિત તેઓ સમજી શકે છે એમ વિચારીને, બાદશાહે તેમને રાજ્યના કામમાં લગાડવાના ઇરાદાથી તેમને દૂરના પ્રાંતોમાં અધિકાર આપીને મોકલ્યા. દારાને પોતાની પાસે રાખ્યો, સુજાને બંગાળા પ્રાંતનો કારભાર સોંપ્યો, ઔરંગજેબને દક્ષિણમાં મોકલ્યો, અને મુરાદને ગુજ-

રાત તરફ રવાના કર્યો. આમ કરવાથી તેમની સત્તા અને સ્વતંત્રતા વધશે એ શાહજહાનના લક્ષમાં રહ્યું નહિ. મોગલવંશની ગાદીના વારસનો પ્રશ્ન હમેશાં વિકટ હોઈ, પાછળથી જે ગરબડ ઉભી થતી તેનો કદી પણ બંદોબસ્ત થઈ શક્યો નહોતો.

૩. **ઔરંગજેબની પૂર્વ અવસ્થા.**—જહાંગીર બાદશાહ મલિકંબરનો બંદોબસ્ત કરીને આગ્રે પાછો જતો હતો તેવામાં, શાહજહાનની સ્ત્રી મુમતાજ મહાલે ગુજરાતના પંચમહાલ જીલ્લામાં આવેલા દાહોદ ગામમાં તા. ૨૪મી ઑકટોબર ૧૬૧૮ને દિવસે એક પુત્રને જન્મ આપ્યો હતો. આ પુત્ર તે ઔરંગજેબજ હોઈ, ઔરંગજેબને પોતાને છેક મરતા સુધી દાહોદ ગામ માટે મોટો પ્રેમ આવતો હતો.

શાહજહાન હમેશા પોતની સ્ત્રીને પોતાની સાથે રાખતો. બાપની સાથે અણબનાવ થતાં તેને આખા દેશમાં જંગલોમાં ભટકવું પડતું તે વખતે પણ બૈરી અને સર્વ છોકરાં તેની સાથેજ રહેતાં. પછી તે બાપને શરણે ગયો, ત્યારે દારા અને ઔરંગજેબને જામિન તરીકે જહાંગીરે પોતાની પાસે લાહોરમાં રાખી લીધા હતા ( જુન ૧૬૨૬ ). તેઓ ત્યાં નૂરજહાનના તાબામાં હતા. પછી જહાંગીર ગુજર્યા બાદ શાહજહાન આગ્રે આવી તખ્તનશીન થયો, ત્યારે અસફખાને આ બન્ને છોકરાઓને આગ્રે પાછા આણ્યા હતા. તે તે પ્રસંગે પોતાના બન્ને પુત્રોને પાછા મળવા માટે તેમની માને અતિશય પ્રેમ ઉભરાઈ આવ્યો હતો. તા. ૨૬ મી ફેબ્રુઆરીને રોજ ઔરંગજેબના ખર્ચ માટે ૫૦૦ રૂપિયા બાંધી આપવામાં આવ્યા હતા.

તેજ વખતે તેના શિક્ષણની શરૂઆત થઈ હતી. આગળ પ્રસિદ્ધિ પામેલો સાદુલ્લાખાન તેનો પહેલો શિક્ષક હતો. તેની પછી ગિલાનનો મીર મહંમદ હાસમ ઔરંગજેબના ગાદી ઉપર બેસતા સુધી તેની પાસે શિક્ષક તરીકે હતો. ઔરંગજેબની બુદ્ધિ તીવ્ર હોઈ, હરેક બાબત તે તાબડતોબ શીખી શકતો. તેને ઘણા ગ્રંથો અને કવનો મોંઢે આવડતાં હતાં. આરબી, ફારસી, અને હિંદુસ્થાની ભાષા તેને ઉભય રીતે આવડતી હોઈ, હિંદી ભાષા તે સારી રીતે સમજતો હતો. મધ્ય એશિયાની સ્વારીમાં તે ત્યાંની તુર્કી ભાષા

શિખ્યો હતો. તેના અક્ષર સુંદર હતા. મોગલ બાદશાહીમાં છોકરાના અક્ષર સારા કઢાવવાને વિશેષ મહેનત કરવામાં આવતી. ઔરંગઝેબનો ધર્મગ્રંથોનો અભ્યાસ ભારે હતો. દક્ષિણના કારભાર ઉપર હતો તેવામાં એ તરફના એકે એક ફકીર અને વિદ્વાન લોકોની તેણે મુલાકાત લીધી હતી. કળામાત્ર તે કંઇ પણ શિખ્યો નહોતો. ચિત્રકળા, ગાયન વગેરેને તેણે આગળથી રજા આપી હતી.

સન ૧૬૩૩ ના મેની ૨૮મી તારીખે આગ્રામાં યમુના નદીના રેતાળ મેદાનમાં ઔરંગઝેબ ઘોડા ઉપર બેસીને હાથીઓની લડાઈ જોતો હતો તેવામાં એક મસ્ત હાથી તેના ઉપર ધસી આવ્યો તે સાથે ઔરંગઝેબે હાથમાંનો ભાલો હાથીની સૂંઢ ઉપર માર્યો ત્યારે હાથીએ સુંઢના એક ઝપાટાથી ઔરંગઝેબને ઘોડા ઉપરથી નીચે પાડી નાંખ્યો. ઔરંગઝેબ તુરતજ ઉઠીને પગે ચાલતો ફરીથી હાથી ઉપર ધસી ગયો. એટલામાં લોકોએ આવીને તેને છોડાવ્યો. તેનો બાપ શાહજહાન કિલ્લામાં ઝરૂખામાંથી આ સઘળી હકીકત જોતો હતો. પોતાના પુત્રના શૌર્યથી ઘણું આશ્ચર્ય પામીને અને તેના જીવ ઉપરનું સંકટ ટળેલું જાણીને તેણે તુરતજ તેને 'બહાદુર'નો ખિતાબ અને બીજી બક્ષિસો આપી. ત્રણ દિવસ બાદ તેનો જન્મદિવસ આવ્યો ત્યારે તેની સુવર્ણતુલા કરીને તેને બે લાખ રૂપિયા બક્ષીસ આપ્યા. સ. ૧૬૩૩માં તે બાપની સાથે કાશ્મિરમાં ગયેલો હતો. તેજ વર્ષની આખર બાપે તેને દશ હજારની મનસબ આપીને દક્ષિણના કારભાર ઉપર મોકલવાનું ઠરાવ્યું, અને અનુભવ માટેજ સ. ૧૬૩૫ના સપ્ટેમ્બરમાં બુંદેલાઓ ઉપરની સ્વારીમાં મોટા મોટા સરદારોના હાથ નીચે તેને સોંપીને રવાના કરવામાં આવ્યો, દરેક બાબત ઔરંગઝેબને પુછીને અને તેને બરાબર સમજાવીને પછી તેનો અમલ કરવો એવો તે સરદારોને બાદશાહનો હુકમ હતો. આ સ્વારી ચાર મહિને પુરી થઈ. મોગલોએ બુંદેલાઓની રાજધાની ઓર્છા કબજે કર્યું, અને રાજા ઝુંઝારની પુંઠ પકડીને તેને ઠેર માર્યો, અને તેની સ્ત્રીઓને જનાનખાનામાં દાખલ કરવામાં આવી. એમ છતાં તે બુંદેલાઓ સર્વાંશે શરણ થયા ન હોતા. કેટલેક દિવસે ચંપકરાય અને તેનો પુત્ર છત્રસાલ પરાક્રમી નીકળ્યા હતા, જેમની હકીકત અન્ય સ્થળે આવશે.

તા. ૧૪મી જુલાઈ સ. ૧૬૩૬ને રોજ ઔરંગજેબની દક્ષિણના સુબેદાર તરીકે નિમણુક થઈ હતી. પછી અહંમદનગરનું રાજ્ય કબજે થતાં, વિજાપુર અને ગોવલકોંડાના સુલતાન બાદશાહના શરણે આવ્યા. આ બધાં યુદ્ધોથી એક કરોડની વાર્ષિક ઉપજ અને બે કરોડનો રોકડ અવેજ બાદશાહને મળ્યો. આ પછી ઔરંગજેબે બાગલાણ પ્રાંત જીત્યો. આઠ વર્ષ સુધી ઔરંગજેબ આ પહેલા કારભાર ઉપર હતો. તેટલા સમયમાં તે ચાર વખત આગ્રે જઇને બાપને મળ્યો હતો. તેની ગેરહાજરીમાં દક્ષિણનો કારભાર શાઈસ્તખાન ચલાવતો. અહંમદનગર પ્રાંતની વ્યવસ્થા કરવાનું અને બાગલાણ પ્રાંત જીતવાનું એ બે મોટાં કામ તેણે આઠ વર્ષમાં કર્યાં હતા.

તા. ૭ મી મે સ. ૧૬૩૭ ને રોજ ઔરંગજેબનું લગ્ન શાહ નવાજખાનની દીકરી દિલરાસબાનુ બેગમ સાથે થયું હતું. ઇરાનના રાજકુટુંબના ઘણા માણસો દિલ્હીમાં મોગલ બાદશાહોની પાસે આવી રહેતા, અને તેવાં મોટાં કુળો સાથે સંબંધ જોડીને પોતાના કુટુંબનું મહત્ત્વ વધારવાની બાબતમાં દિલ્હીના બાદશાહ હમેશાં આતુર રહેતા. મીરઝાં મુજફ્ફરહુસેન નામનો એક ઈરાની રાજકુમાર અકબરની નોકરીમાં હતો. તેના નાના ભાઈ મીરઝાં રૂસ્તમે જહાંગીર પાસે નોકરી કરી હતી. મીરઝાં મુજફ્ફરની છોકરી શાહજહાનને આપેલી હતી અને રૂસ્તમની બે છોકરીઓ શાહજાદા પર્વિઝ અને શુજાને આપેલી હતી. રૂસ્તમનો પુત્ર શાહ નવાજખાન શાહજહાન પાસે મોટી પ્રતિષ્ઠાવાળો ગૃહસ્થ હતો. તેની દીકરી દિલરાસબાનુ બેગમ ઔરંગજેબને પરણાવવાનો ઠરાવ થયા પછી તુરતજ તે લગ્ન થયું. પછીના વર્ષે તેનીજ બ્હેન શાહજાદા મુરાદને આપવામાં આવી. શાહજહાનખાનની પૌત્રી અજરમબાનુ આગળ ઔરંગજેબના પુત્ર કામબક્ષને આપવામાં આવી હતી.

લગ્ન કર્યું ત્યારે ઔરંગજેબ દક્ષિણમાં હતો, તેથી શાહજહાને તેને મોટી મમતાથી પત્ર પાઠવીને તાબડતોબ આગ્રે બોલાવ્યો. બોલાવ્યા પ્રમાણે તા. ૧૫ મી એપ્રિલ સ. ૧૬૩૭ ને રોજ તે આગ્રે આવી હાજર થયો. બીજે દિવસે તે બાપને મળ્યો, અને તા. ૮ મી મેનું મુહૂર્ત જ્યોતિષીઓની સલાહથી નક્કી રાખવામાં આવ્યું. તા. ૭ મીને રોજ 'હેન્નાબંધી'ની એટલે

વરના હાથ પગ મેંદીથી રંગવાની વિધિ થઈ. હાથી ઉપર કન્યા તરફથી મેંદી આવેલી હતી. હેન્ના સાથે દર દાગિના, પોશાક અને અતિ મૂલ્યવાન નજરાણું પણ આવ્યું હતું. હેન્નાનો વિધિ પૂરો થયા બાદ વરનો દરબાર ભરાયો. તે વખતે ગાવા બજાવાનું કામ ચાલ્યું હતું. સઘળા પ્રકારનો નજરાણો મોટા મોટા ટાટમાં ગોઠવવામાં આવ્યો હતો. બહાર દારૂખાનું છૂટતું હતું. રાતે મોટી મિજબાની થઈ હતી, બીજે દિવસે સાંજે લગ્ન સમારંભ શરૂ થયો હતો. સૂર્યોદય પહેલાં ચાર કલાકે એટલે પાછલી રાતના બે વાગ્યે લગ્નનો કાળ નિશ્ચિત થયો હતો. તે પહેલાં ઘણા વખત અગાઉ વરની સ્વારી આગ્રાના કિલ્લામાં જઇ, બાપને નમન કરી કન્યાના ઘેર જવા નીકળી હતી. તે વખતે ભાઈ મુરાદ અને અસફખાન સઘળો વખત વરની સાથે હતા; વરઘોડો ઘણો મોટો નીકળ્યો હતો. સાસરાએ જમાઇનો ઉત્તમ સત્કાર કર્યો. શાહજહાન હોડીમાં બેસી બરાબર વખતે આવ્યા બાદ લગ્ન થયું, વરે વધૂને ચાર લાખ રૂપયાનો અવેજ આપ્યો, એટલે કે પાછળથી છેડા છુટકા થાય તો આ રકમ તેને મળવાની હતી.

તા. ૧૪ મી મે ના રોજ વળતો પોશાકનો દરબાર થઈ સરકારમાંથી લોકોને પોશાક આપવામાં આવ્યો. આ સમારંભ પછી આગ્રામાં ત્રણ મહિના રહીને ઔરંગજેબ તા. ૪ થી સપ્ટેમ્બરને રોજ દક્ષિણમાં પોતાનો કારભાર સંભાળવા ગયો હતો. આ કારભાર તેણે આઠ વર્ષ કર્યો હતો એમ પાછળ કહેલું જ છે.

સન ૧૬૪૪ માં ઔરંગજેબની ચિતવૃતિ એકદમ વિરક્ત થઇ તે ફકીર બન્યો હતો. એનાં કારણ અનેક કહેવામાં આવે છે. બરાનપુરમાં તેની માસી હોઇ, તેને મળવા ઔરંગજેબ ગયેલો હતો તે વખતે હીરાબાઇ નામે એક સુંદર તરૂણ સ્ત્રી જે તેની પાસે ગાનારીનું કામ કરતી હતી તેના ઉપર ઔરંગજેબનું મન મોહિત થયું. પછી મોટા પ્રયાસે ઔરંગજેબે તેને પોતાના માસા પાસેથી માગી લઇને પોતાની પાસે રાખી હતી, પરંતુ પછી તે થોડાજ વખતમાં મરણ પામ્યાથી તે વિરક્ત થયો હતો. બીજું કારણ એવું છે કે દારા સાથે ઔરંગજેબ ઘણા ચડસથી વર્તતો હોવાથી બાપે તેને દક્ષિણના

કારભાર ઉપરથી દૂર કરીને ક્રોધથી તેની નિમણુકો વગેરે સઘળું બંધ કર્યું હતું. આ વગેરે કારણોથી વિરક્ત વૃત્તિ ધારણ કરીને તે આગ્રે જઈને મોટા દુઃખે દિવસ ગાળવા લાગ્યો હતો. તેજ વખતે તેની બ્હેન જહાનઆરા દાઝેલી હોઈ, તે સારી થયા બાદ તેણે બાપની પાસે કાલાવાલા કરીને તેની નિ-મણુકો ફરીથી ચાલુ કરાવી હતી. તા. ૧૬ મી ફેબ્રુઆરી સન ૧૬૪૬ ને રોજ તેની ગુજરાતના સુબેદાર તરીકે નિમણુક થતાં તે જગોએ તેણે જાન્યુ-આરી ૧૬૪૭ સુધી કામ કર્યું. તે પછી તેને મધ્ય એશિયાની સ્વારી પર જવું પડયું હતું. ગુજરાતમાં ધાડપાડુઓનો ઉપદ્રવ અતિશય ચાલુ હોવાથી વિશેષ ફોજ રાખીને અને ઠેકાણે ઠેકાણે બંદોબસ્ત કરીને તેણે ધાડાં તદ્દન બંધ કરી દીધાં હતાં, આ તેની સારી કામગીરી વિષે સાંભળીને બાપે તેને દર સાલ ૬૦ લાખ રૂપિયાનો પગાર કરી આપ્યો, અને ગુજરાતનો કારભાર શાઇસ્તખાનને હવાલે કરીને કંદહારની સ્વારી માટે નીકળીને જવાનું તેને લખી ફરમાવ્યું હતું. તે પ્રમાણે તા. ૨૦ મી જાન્યુઆરી ૧૬૪૯ ને રોજ તે લાહોર જઈને બાપને મળ્યો હતો.

સન ૧૬૪૯ થી પર ઔરંગજેબ સુલતાનનો સુબેદાર હતો. તા. ૧૭ મી ઓગસ્ટ ૧૬૫૨ ને રોજ દક્ષિણના સુબેદાર તરીકે તેની ફરીથી નિમણુક થયાથી ત્યારથી પાંચ વર્ષ સુધી મોટી ચતુરાઈ અને સાવધતાથી વર્તીને રાજ્યકારભારની હરેક બાબતનો અને લોકોનો તેણે અનુભવ મેળવ્યો, અને રાતદિવસ કામ લઈને ફોજને સુધારી. આથી કરીને શાહજહાન માંદો પડયો તે વખતે બીજા ભાઈઓની સરખામણીમાં પાછળની હીલચાલ વિષે ઔરંગ-જેબ પૂર્ણ રીતે તૈયાર હતો.

શાહજહાનની વૃદ્ધાવસ્થા થતી ગઇ તેમ તેમ રાજ્યકારભાર તરફ દુર્લક્ષ થયું, અને દારાના હાથમાં સઘળું રાજ્યતંત્ર આવ્યું. પૈસા સંબંધી વ્યવસ્થા માત્ર બાદશાહે પોતાના હાથમાં રાખી હતી. બીજા છોકરાઓએ રાજગાદી મેળવવાની આશાથી પોતપોતાની ફોજો વધારવા માંડી, અને પોતાના તાબાના પ્રાંતોનું મહેસુલ તેઓ ફાવે તેમ વાપરવા લાગ્યા. સર્વે કરતાં ઔરંગજેબે રચેલો પ્રપંચ ઘણો ઉંડો અને ભયંકર હતો. તે દક્ષિણમાં હતો તે વખતે મીર જુમલા નામે એક કાર્યકુશળ પુરૂષ સાથે તેને મુલાકાત થઇ હતી.

**મીરજુમલા.**—એ જાતે ઇરાની હોઇ એક તેલીનો છોકરો હતો, અને એક વેપારી સાથે ઇરાનમાં આવ્યો હતો. તેની ઇરાની રીતભાત તેને ઘણી ઉપયોગી થઇ પડી, અને ઘણાં વર્ષ દક્ષિણમાં રહીને તેણે પોતાનું વજન વધાર્યું હતું. પ્રથમ દિલ્હીમાં બાદશાહી ફોજમાં નોકરી લઇ તે ઘણે મોટે દરજ્જે ચઢયો. પરંતુ દારાની સાથે તેને અણબનાવ થતાં તે દિલ્હી છોડીને ગોવળકોંડા ગયો, અને ત્યાં તેને પ્રથમ મહેસુલનું કામ મળ્યું. તે ઉપરાંત તેનો ખાનગી વેપાર ચાલુજ હતો, જેને લીધે તેણે અપાર સંપત્તિ મેળવી. પછી ગોવળકોંડાના સુલતાનને હરેક તરેહના પદાર્થ ભેટ કરીને તેણે ત્યાંની વજીરી મેળવી. ગોવળકોંડામાં હીરાની ખાણો શોધી કાઢીને તેણે અપાર દ્રવ્ય મેળવ્યું. ધીમે ધીમે તેણે પોતાની ફોજ વધારી, અને સુલતાન ઉપર પોતાનો ધાક બેસાડયો. થોડાજ વખતમાં કુતુબશાહના મનમાં તેના વિષે ઇર્ષા ઉત્પન્ન થઇ. શાહની માસીને મીરજુમલા વચ્ચે હદ ઉપરાંત સ્નેહ હોવાની શાહને ખબર પડતાં તેણે તેને કર્ણાટકમાં નવીન જીતેલા મુલકના બંદોબસ્ત માટે મોકલ્યો. ત્યાં ગયા બાદ તેના દ્રવ્યલોભની સીમાજ રહી નહિ. હીરાની ખાણો ખોદાવીને તેણે ઉત્તમ ઉત્તમ હીરા પોતાના માટે રાખ્યા અને કચરો સુલતાન તરફ મોકલી આપ્યો. ગોવાના પોર્ટુગીઝ લોકોને આ હીરા આપીને મીરજુમલાએ તેમની સહાય લીધી, અને તોપખાના ઉપર કુશળ પોર્ટુગીઝો રાખ્યા. હિંદુઓનાં દેવળ લુંટીને અને તેમને મારફાડ કરીને તેણે ધન મેળવ્યું. પાશ્ચાત્ય ઝવેરી ટેવર્નિયર સન ૧૬૫૨ માં મીરજુમલાને સન ૧૬૫૨ માં પન્નાર નદીના કાંઠે મળ્યો હતો. તે વખતે મીરજુમલાએ ગંડીકોટ તરતનું કબજે કરેલું હતું. ત્યાંની સોના રૂપાની મૂર્તિઓ તેણે લઇને ગાળી નંખાવી અને દશ ફૂટ ઉંચાઇની છ પીત્તળની મૂર્તિઓ ગળાવી નાંખવાની ખટપટ કરીને તેની તોપો બનાવવાનો તેનો વિચાર હતો, પરંતુ તે ગળાઇ નહિ. બ્રાહ્મણો મંત્રોથી મૂર્તિઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરે છે તેથી તે ગળતી નથી, એમ સમજી તેણે અનેક બ્રાહ્મણોને ફાંસી દેવાની ધમકી આપી, છતાં તે ઓગળીજ નહિ. છેવટે ફ્રેંચ કારીગરોએ એક તોપ બનાવી, પરંતુ તે ઉડાડતાં ફુટી ગઇ. ટૅવર્નિયર કહે છે, 'મીર જુમલાને ખરા હીરા મળ્યા ન હોતા, અને માત્ર

રંગબેરંગી ગાંગડા તેને ઘણા મળ્યા હતા.' કર્ણાટકનો કારભાર તેણે ફાવે તેમ ચલાવ્યો. આ તેના કૃત્યોથી કુતુબશાહને વિશેષજ ક્રોધ આવ્યો, અને તેના છોકરા મહંમદ અમીર સાથે તે ખરાબ રીતે વર્ત્યો. આ હકીકત કુતુબશાહીના ઇતિહાસમાં આવેલી છે. મીર જુમલાને પાછો બોલાવી તેનો નાશ કરવાનો કુતુબશાહે વિચાર કર્યો, પરંતુ આ ખબર શાહની માએ મીરજુમલાને જણાવી તે ઉપરથી તેણે નીચે મુજબ હકીકતનો પત્ર ઔરંગજેબને લખ્યો હતો.—'હિંદુસ્થાનનું અત્યંત ધનાઢ્ય રાજ્ય ઓહિયાં કરી જવાનો સમય આવેલો છે. મેં મોગલોની નોકરી કરેલી હોઈ, તેમનું જ હિત સાધવા માટે ગોવળકોંડાના કુતુબશાહની નોકરી સ્વીકારેલી છે. ગોવળકોંડાની રાણી સાથે મારે સંબંધ છે, અને કર્ણાટકની ફોજ મારી મુઠીમાં છે. મારા પુત્ર મહંમદ અમીરખાનના હાથમાં ગોવળકોંડાની ફોજ છે. આવી સંધિમાં ગોવળકોંડા ઉપર તમે સ્વારી કરો તો રાજ્ય તમારા તાબામાં આવ્યું એમ માનજો.' આ પત્ર વાંચી ઔરંગજેબને અતિ આનંદ થયો. શિયા કુતુબશાહનો પરાભવ કરવાની આ સંધિ તેને જોઇતી જ મળી. ગોવળકોંડા તાબામાં આવે તો સઘળા હિંદુસ્થાનનું સ્વામિત્વ બથાવી પડવાને તેને વિલંબ લાગે તેમ નહોતું. આ યુક્તિ પાર પાડવા માટે તે બન્ને કપટી પુરૂષોએ ચમત્કારિક યુક્તિ યોજી. શાહજહાન બાદશાહના એલચી તરીકે ઔરંગજેબે કાંઈ મહત્વના કામનો નિકાલ કરવાના મિષે ભાગાનગર જવું, અને શાહને મળીને એકદમ તેને કેદ કરવો એમ ઠરાવવામાં આવ્યું. આ કામમાં મીરજુમલાનો પુત્ર ઔરંગજેબને મદદ કરવાનો હતો. ઠર્યા પ્રમાણે ઔરંગજેબ દોલતાબાદ છોડીને ભાગાનગર ગયો. રસ્તામાં તેણે એવી અફવા ઉરાડી કે, 'હું મારા પુત્ર મહંમદનું શુજાની દીકરી સાથે લગ્ન કરવા માટે બંગાળામાં જાઉં છું.' સુલતાનના પાસે એક ઇમાની સરદાર હોઇ, તેણે પોતાના ધણીને વખતસર સાવચેત કર્યાથી સુલતાન આ સંકટમાંથી નાસી છુટી પોતાનો જીવ લઇને ગોવળકોંડાના કિલ્લામાં ભરાઇ ગયો. આ વખતે ઔરંગજેબ ગભરાટમાં પડયો પરંતુ મીરજુમલા તેને તા. ૨૦ મી માર્ચ ૧૬૫૫ ને દીને આવી મળ્યો. બન્નેએ મળીને ગોવળકોંડાને ઘેરો ઘાલ્યો, પરંતુ એટલામાં દિલ્હીથી બાદશાહનો હુકમ આવ્યાથી ઔરંગજેબને ઘેરો ઉઠાવી પાછા જવું પડયું.

આ વખતે બાદશાહ પાસે રહીને દારા સર્વ કારભાર ચલાવતો હતો. ઔરંગજેબના ઉપરના ખેલ જોઇને તેને ધાસ્તી પડી. ગોવળકોંડા કબજે થતાં ઔરંગજેબને બાદશાહી ગાદી મેળવવાને પ્રયાસ પડવાનો નથી એમ દારા જાણતો હતો. આથી ગોવાળકોંડેથી એકદમ પાછા આવવાનો સખતાઈનો હુકમ દારાએ બાદશાહ પાસેથી મેળવીને તેને મોકલ્યો હતો. હજી યોગ્ય સંધિ આવેલી નથી એમ જાણીને તે પ્રપંચી ઔરંગજેબે આ હુકમ પાળવામાં આનાકાની કરી નહિ. મુસલમાનો સાથે લડવું યોગ્ય નથી એમ કહી તે તુરતજ પાછો ફર્યો. પણ આ પ્રસંગે તેણે નીચેની કલમો મુજબ ગોવળકોંડાના શાહ પાસેથી તહનામું કરાવી લીધે હતું:—

(૧) કુતુબશાહે લડાઇનો સઘળો ખર્ચ આપવો, (૨) પોતાની પુત્રી ઔરંગજેબના પુત્ર મહંમદને આપીને તેને પોતાની પછી કુતુબશાહીની ગાદી ઉપર બેસાડવો, અને રામગઢ પરગણું પોતાની પુત્રીને પહેરામણીમાં આપવું. (૩) પોતાના રાજ્યનાં સઘળાં નાણું શાહજહાનના નામનાં પાડવાં, અને (૪) મીરજુમલાને પોતાની સઘળી ફોજ અને દોલત લઇને તેની મરજી ફાવે ત્યાં જવાને છૂટ આપવી. આ કલમો કુતુબશાહે કબુલ કરી, અને તે ઉપરાંત ઔરંગજેબને આ યુદ્ધનો સર્વ ખર્ચ મીરજુમલાએ આપ્યો. આગ્રામાં દારાનો કારભાર ઘણાઓને અસહ્ય થઇ પડયો હતો. તેની સીમા વધી ગયેલી હોઇ યુરોપીઅન લોકો સિવાય બીજા કોઈ ઉપર તેને ભરોસો નહોતો. રજપૂત રાજાઓ સાથે તે ઘણીજ ઉદ્ધતાઈથી વર્તતો મહોબતખાનને તેણે દુભવ્યો ત્યારે તે ટેકીલા વૃદ્ધ સરદારે લડવાની તૈયારી કરી. આમ થતાં શાહજહાનના હાંજા ગગડી ગયા, અને તેણે જેમ તેમ કરીને દારાને સ્વસ્થ બેસાડી મૂક્યો. દારાએ તેજ પ્રમાણે જયસિંહનું પણ અપમાન કર્યું અને તેને કહ્યું કે, 'તું તો માત્ર ગોલો છે, તને બીજું શું આવડે છે?' તે રજપૂત સરદાર આ શબ્દ કદી ભૂલ્યો નહિ. મોટા મોટા કામદારોને દારાએ ઠેર મારી નંખાવ્યાની બુમ થઇ. તેમને પોતાના પક્ષમાં ખેંચવાને તેણે અનેક ઉપાયો કર્યા. દક્ષિણમાં ઔરંગજેબ અને મીરજુમલા બન્ને સ્નેહી બનેલા હોઇ, બન્નેને દારા સાથે વૈર હતું. મીરજુમલાએ

શાહજહાંન બાદશાહને હીરા વગેરે મોકલીને સંતુષ્ટ કર્યો. તે હીરામાંજ કોહ-નૂર હતો એમ કહેવાય છે. પછી શાહજહાને મીરજુમલાને ફોજ આપીને વિજાપુરનું રાજ્ય જીતવાની પરવાનગી આપી. ઔરંગઝેબ માત્ર પોતાનો મુલક છોડી જાય નહિ એવી દારાએ તજવીજ રાખી હતી પરંતુ ઔરંગઝેબ અને મીરજુમલાને એક મત થતાં વાર લાગી નહિ. ઔરંગઝેબે તેને કહ્યું. 'દારા દુષ્ટ હોઇ બાદશાહને ગુલામ પેઠે રાખે છે. અમો બીજાં ભાંડુઓ સાથે બાદશાહે પિતૃત્વનો સંબંધ છોડી દીધેલો છે, તેથી તમેજ મારે બાપને ઠેકાણે છો ' આવા ભાષણથી તે શૂરો સરદાર ઉશ્કેરાયો, અને તેણે ઔરંગઝેબને મદદ કરવાનો બને તેટલો પ્રયત્ન કરવાનું કબૂલ કર્યું. પછી મીરજુમલા વિજા-પુરના મુલકમાં પેઠો. અને ત્યાં બેદરના કિલ્લાને તેણે ઘેરો ઘાલ્યો. ઔરંગ-ઝેબ ઔરંગાબાદમાં સ્વસ્થ બેસી રહ્યો. ખિડકી શહેરનું તેણે આ વખતેજ ઔરંગાબાદ નામ પાડ્યું હતું.

૪. **રાજ્યગાદી માટે ચારે ભાઈઓના ઝઘડા.**—આવી રીતે બાદશાહના ચારે પુત્ર પોતપોતાનો પક્ષ જોરમાં લાવવાનો પ્રયત્ન કરતા હતા તેવામાં તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બર સ. ૧૬૫૮ ને રોજ શાહજહાન બાદશાહને એકાએક અપસ્માર વાયુ ( ફેફરૂં ) થઇ તે માંદો પડ્યો. વીજળીની પેઠે તે ખબર એકદમ સઘળા રાજ્યમાં ફેલાઇ ગઇ. સઘળી મોગલ બાદશાહીમાં રાજ્યની ઉથલપાથલની હીલચાલ શરૂ થઇ ગઇ. ઘણાઓએ તો એમજ માન્યું કે બાદશાહ મરણ પામ્યો. તેના સર્વ પુત્રોએ યુદ્ધની તૈયારી કરી. દરબારમાં તેમના પત્રો ઉપરા ઉપરી આવવા લાગ્યા. દારાએ પોતાની ફોજ અત્યંત વધારી દીધી, તેની સામે યુદ્ધ કરવા માટે બંગાળામાં સુજાએ કમર કસીને તૈયારી કરી. સઘળા રાજ્યમાં બંગાળા પ્રાંત સધન હતો, અને સુજાએ અનેક ઉપાયો કરીને અપાર સંપત્તિ મેળવી હતી. તે સંપૂર્ણ તૈયારી સાથે દિલ્હી ઉપર ચઢી આવ્યો. ઘોડાની રિકાબમાં પગ મૂકતાં તેણે સોગંદ લીધા કે, 'મારવું કે મરવું.' દારાએ બાદશાહને ઝેર દઇને માર્યો એવી ગપ તેણે બહાર ફેલાવી, અને તેને શિક્ષા કરવાના હેતુથી પોતે ત્વરાથી ચઢી આવ્યો છે એમ લોકોમાં જાહેર કર્યું. પરંતુ તેના આવી પહોંચતા પહેલાંજ બાદશાહ-

ની પ્રકૃતિ સુધરવા માંડી. તેને આવતો જાણીને તુરત બાદશાહે તેને આગળ ન આવવાનો પત્ર લખ્યો. 'હું હવે સારો થયો છું. દારાનું કાંઇ કપટ નથી.' વગેરે હકીકત બાદશાહે સુજાને પત્રથી જણાવવા છતાં આ પુત્ર જુઠો છે, અને બાદશાહ ખરેખર ઘણો માંદો છે, એવી સુજાને તેના બાતમીદારો તરફથી ખબર મળ્યાથી તે પાછો ફર્યો નહિ. દારાએ પોતાના પુત્ર સુલેમાનની સરદારી નીચે તેની સામે ફોજ મોકલી. તે ફોજમાં અફઘાન અને રજપૂત એમ બે જાતિના લોકો હતા, અફઘાનોનો આગેવાન દલીલખાન હતો, અને રજપૂતોનો જયસિંહ હતો. ફોજમાં સિયા ધર્મના લોકો હોવાથી તેમની સુજાની સાથે યુદ્ધ કરવા માટે સુલેમાનના સુન્ની અફઘાનો તલપી રહ્યા હતા. જયસિંહ દારાએ કહેલું અપમાન ભૂલી ગયો નહોતો, અને સુજાનો પરાભવ કરવાની તેને ઇચ્છા નહોતી. વળી કોઇ તરફથી લડાઇ ચાલુ થવા ન દેવી એવી તેને શાહજહાનની પણ તાકીદ હતી. આથી તેણે સુજાને આગળ વધીને ન આવવાનો સમાધાની ભરેલો પત્ર લખ્યો. તેનો જવાબ સુજાએ એવો મોકલ્યો કે, 'તમે કહો છો તો હું પાછો જવાને તૈયાર છું પરંતુ પહેલેથી પાછો ફરી જાઉં તો હું બ્હીને નાઠો એમ લોકો કહેશે. આથી બાદશાહી ફોજે પ્રથમ પાછા ફરવું.' આવું કરવામાં સુજાનો હેતુ લુચ્ચાઇ ભરેલો છે એમ જયસિંહ જાણતો હતો, છતાં તે સાવધતા રાખીને પાછો ફર્યો. એટલામાં સુજાએ પાછળથી એકાએક આવીને તે ફોજ ઉપર છાપો માર્યો. જયસિંહ તૈયારજ હોવાથી તેણે તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૬૫૮ ને રોજ બનારસની સામે આવેલા બહાદુરપુર આગળ તેણે સુજાની ફોજ ઉપર એવો જબરો હલ્લો કર્યો કે, તેને બંગાળામાં નાશી જવાની જરૂર પડી. તેનું ઉત્તમ સૈન્ય વીખરાઇ ગયું, અને ઘણા માણસો યુદ્ધની સામગ્રી સાથે પકડાયા. મોંગીર સુધી જયસિંહે સુજાની પુંઠ પકડી.

આ તરફ આ પ્રમાણે હકીકત બનતી હતી તેવામાં દક્ષિણમાં ઔરંગજેબ સ્વસ્થ બેસી રહ્યો નહોતો. આરંભમાં પોતે સ્વસ્થ બેસી ન રહેતાં સર્વ રાખ્યું હતું. મુરાદ ગુજરાતમાંથી દિલ્હી ઉપર ચઢી જવાની તૈયારીમાં છે, એવું ઔરંગજેબે જાણ્યું ત્યારે તેણે નીચેની મતલબનો પત્ર તેને લખ્યો;—

ભાઇ મુરાદ, મને રાજ્યનો કેટલો કંટાળો છે તે તારા જાણવામાં છેજ. ફકીર બનીને આ નાશવંત દેહનું સાર્થક કરી લેવું એવો મારો વિચાર છે. દારા અને સુજા રાજ્યને માટે છેક નાલાયક છે. દારાને પોતાના ધર્મનું મુદ્દલ અભિમાન નથી. સુજા પણ પાખંડી છે, અને ઇરાનનો શિયા ધર્મ તેને પ્રિય છે. ખરા મુસલમાની ધર્મનું અભિમાન કેટલેક અંશે તનેજ છે, તેથી રાજ્યકારભાર ચલાવવા માટે તારા જેવો લાયક મનુષ્ય મને બીજો જણાતો નથી. ગમે તે પ્રકારે આ રાજ્ય તનેજ મેળવી આપવું એટલીજ મારી ઇચ્છા છે. એમ થાય તો મારી એક ઇચ્છા છે તે તારે માત્ર પૂર્ણ કરવી જોઇએ. મક્કે જઇને પેગંબરના ચરણ પાસે રહી કાળક્રમણ કરવાને તારે મને રજા આપવી જોઇએ ! આ મસલત કેવી રીતે પાર પાડવી એ બાબત પણ ઔરંગજેબે મુરાદને પોતાનો અભિપ્રાય જણાવ્યો. પત્ર પહોંચતાંજ તે અક્કલશૂન્ય મુરાદ ઔરંગજેબની કપટજાળમાં પૂર્ણ રીતે સપડાયો. તેના અનેક હિતચિંતકોએ ઔરંગજેબના વિશ્વાસઘાતી વર્તનને માટે તેને સંપૂર્ણ ખુલાસો કર્યો, પણ તે તેને રૂચ્યો નહિ. ઔરંગજેબને મુરાદે જવાબ લખી મોકલ્યો કે, 'હું તમને પોતાના પિતા સમાન ગણું છું. ઔરંગજેબે સૈન્ય જમાવીને મીરજુમલાને વિજાપુરથી પાછો બોલાવ્યો. પરંતુ મીરજુમલાનાં બૈરાં છોકરાં દિલ્હીમાં દારાના તાબામાં જામિન તરીકે રાખેલાં હતાં. આથી ઉઘાડી રીતે ઔરંગબને તેનાથી મળી શકાયું નહિ, તેથી તે બન્નેએ એક વિલક્ષણ યુક્તિ કરી. મીરજુમલાની ફોજનાં માણસો પાસે બંડ કરાવ્યું, અને તેમણે તેને પકડીને ઔરંગજેબના સ્વાધીન કર્યો. ઔરંગજેબે તેને ઔરંગાબાદના કિલ્લામાં કેદમાં રાખ્યો. આ વર્તમાન દિલ્હીમાં જણાતાં દારાને ખોટું લાગ્યું, પણ તે બિચારો શું કરે ! એટલી તજવીજ થયા બાદ ઔરંગજેબ મુરાદને મળવા માટે દક્ષિણદેશ છોડી નીકળ્યો, નીકળતી વખતે કુરાનના પુસ્તકને હૃદય આગળ રાખીને સર્વેની સમક્ષ ફરીથી એકવાર પોતાનો કપટયુક્ત ઉદ્દેશ જાહેર કરી તે બોલ્યો:—' દારાએ આ કુરાનનું અપમાન કરેલું છે, તેનું હું વેર લઇશ.' શાહજહાન મરણ પામ્યો છે એવું તેણે સર્વેને જાહેર કર્યું. મુરાદને તે પત્રો લખતો તેમાં, ' તું મારો સર્વ રીતે ધની છે, ' એમ તે લખતો; તે પોતાની

ફોજ લઇને નીકળ્યો, અને મુરાદ સાથે તેની મુલાકાત દીપલપુર આગળ થઇ. પ્રથમ દર્શન થતાંજ હાથી ઉપરથી ઉતરીને તેણે મુરાદ આગળ સાષ્ટાંગ નમન કર્યું, અને તે દિવસથી તે મુરાદને બાદશાહ ગણીને વર્તવા લાગ્યો. પ્રત્યેક બાબતમાં તે મુરાદનો હુકમ પૂછતો હતો. એકત્ર થયેલી બન્ને ફોજો રજપુતાનામાં થઇને આગળ ચાલી.

આ સમાચાર સાંભળીને દારાના હાંજા ગરગડી ગયા. તેના પુત્ર સુલેમાને સુજાનો પરાજય કર્યો ત્યારે તેને અત્યાનંદ થયો હતો, પણ આ વખતે તે ગભરાયો. તેણે બન્ને ભાઇઓને લખી મોકલ્યું કે 'શાહજહાન જીવે છે; તેનો હુકમ તોડી તમે આગળ આવો છો, તેથી સંભાળીને રહેજો.' પરંતુ તેમણે તેના આ શબ્દોની દરકાર કરી નહિ. શાહજહાન જીવે છે, એ સાંભળી મુરાદને સંકોચ થયો, પરંતુ દારાનું કહેવું ખોટું છે, એવી ઔરંગઝેબે તેની ખાતરી કરી. વળી, 'જો તે જીવતો હોય તો હરકત નથી, આપણે તેની આગળ જઇને ક્ષમા માગીશું અને દારાને શિક્ષા કરીશું; પરંતુ હવે પાછા જઇએ તો દારા ગાદી બથાવી પડે અને આપણી સર્વેની ઉપર વેર લે,' એ વગેરે વાત કહીને તેણે મુરાદને સમજાવ્યો. આથી મુરાદનું સમાધાન થતાં તેને ધીરજ આવી. તેવામાં બહારના સર્વ લોકો શાહજહાન મરી ગયો છે એવુંજ માનતા હતા. આગ્રામાં શાહજહાન લોકોની દૃષ્ટિએ પડયો હતો, છતાં તે બાદશાહનું ભૂત છે એમ લોકોએ ધાર્યું હતું. બન્ને છોકરા દિલ્હી ઉપર ચઢી આવે છે એવું સાંભળીને બાદશાહે તેમની સામે પોતાની ફોજ મોકલી. તે પોતે ફોજની સાથે આવીને પોતે જીવે છે એવી લોકોને ખાતરી કરી આપનાર હતો, પરંતુ દરબારમાં ઔરંગઝેબના કેટલાક સાથી હોઈ તેમણે બાદશાહને બહાર આવવા દીધો નહિ. ખલીલખાન નામના ઔરંગઝેબના સ્નેહીની સ્ત્રી ઉપર બાદશાહની દૃષ્ટિ હોવાનો ખુમારો પડેલો હોઈ, તે પોતાનું વેર વાળવાની તજવીજમાં હતો. તેણે શાહજહાનને જણાવ્યું કે 'આપની તબિયત છેક અશક્ત થયેલી છે; ફોજ સાથે આપનાથી પ્રવાસ કરી શકાશે નહિ. આપ પોતે ગયાથી છોકરાઓના મનનો અંદેશો જનાર તો નથીજ, પરંતુ તેઓ ઉઘાડી રીતે ખુદ બાદશાહ સાથે લડવાને પણ આ-

ગળ પાછળ જોનારા નથી.' ખલીલખાને પોતાની સ્ત્રી અને બેગમ સાહેબની મારફતે શાહજહાનને આગ્રે રખાવ્યો, એટલે દારા પણ બાપને છોડી બહાર નીકળ્યો નહિ. સુલેમાન સુજાની પુંઠે પડેલો હોઈ, તે પણ વખતસર પાછો આવી શક્યો નહિ. આથી આ વખતે દારાએ કાસિમખાનને મુસલમાની ફોજનું અને જશવંતસિંહને રજપૂત ફોજનું આધિપત્ય આપીને પોતાના ભાઈઓ સામે મોકલ્યા. કાસિમખાનને અંદરખાનેથી દારા સાથે સારૂં ન હોઈ તે ઔરંગઝેબને મળી જવા ઉત્સુક હતો. ઔરંગઝેબ અને મુરાદની ફોજો માંડવગડથી ઉજ્જન તરફ આવતી હતી. તેમનો રસ્તો એક મોટી ખીણમાંથી હોઈ બન્ને બાજુએ મોટા મોટા પર્વતો હતા. બાદશાહી ફોજે આ ખીણ રોકી લીધી હોત તો બંડખોર શાહજાદાઓની ફોજો આગળ આવી શકી નહોત. ઉજ્જનની દક્ષિણે દશ માઇલ ઉપર ધરમતપુર ગામ આગળ બન્ને સૈન્યનો મેળાપ થયો, ( તા. ૧૫ મી એપ્રિલ ૧૬૫૮ ). કાસિમખાને ખરી લડાઇના પ્રસંગે પુંઠ ફેરવી, એટલે એકલા જશવંતસિંહ ઉપર સઘળો ભાર આવી પડયો. વળી ઔરંગઝેબની ફોજને વિશ્રાન્તિ લેવા માટે કાસિમખાને સવડ આપી. ઘણાખરા રજપૂત લોકો પોતાના બીરદ તરફ જોઇને રણક્ષેત્રમાં લડી મૃત્યુ પામ્યા. તે વખતે જશવંતસિંહ શત્રુઓના પક્ષમાં ભંગાણ પાડીને પોતાના રાજ્યમાં જોધપુર તરફ ચાલ્યો ગયો. આ પ્રસંગે ઔરંગઝેબને તોપો અને ઘણોજ સરસામાન મળ્યો. કાસિમખાન ઔરંગઝેબની સુન્ની ફોજ સાથે લડયો નહિ તેનું કારણ તે પોતે સુન્ની હતો એમ કહેવાય છે.

આ પરાજયના વર્તમાન સાંભળીને દારા ક્રોધથી ગાંડા જેવો થઈ ગયો. તેણે પોતાની ફોજના ઉપરી ઉપર ચીડાઈ હોઠ અને દાંત પીસ્યા. મીરજુમલા ઉપર વાક્પ્રહાર કરી તે બોલ્યો, 'તે દુષ્ટ પોતાની ફોજ લઈને ઔરંગઝેબને મળ્યો ન હોત તો આજે આ પ્રસંગ આવત નહિ.' તેનાં બૈરાં છોકરાંને ઠેર મારવાનો દારાએ હુકમ આપ્યો, પરંતુ આથી મીરજુમલા એકદમ ઔરંગઝેબને ઉઘાડી રીતે મળી જશે એમ કહી શાહજહાને તે હુકમ રદ કરાવ્યો. મુરાદ અને ઔરંગઝેબ બન્ને વિજયનો ઉદ્ભવ કરતા આગ્રા તરફ આવવા લાગ્યા. દારાના શત્રુઓ અને ઔરંગઝેબના મિત્રો ઉપરાઉપરી તેમને જઈ

મળ્યા. શાહજહાન ગભરાઈ ગયો, અને વૃદ્ધાવસ્થા, નબળી પ્રકૃતિ, અને છોકરાઓના ટંટા મટાડવાની પોતાની અશક્તિ એ વગેરેથી બહાવરો બની જઈ કેવળ મૃત્યુવશ થઈ પડ્યો. આવી શંકામય અવસ્થામાં તેને કાંઈ ન સૂજ્યાથી, તેણે સર્વ રાજ્યકારભારની લગામ અનિયંત્રિતપણે દારાને સ્વાધીન કરી, અને આથી તે પોતાના અને પોતાના કુળનો નાશકર્તા થઈ પડ્યો. તેણે 'હવેથી તમારે દારાનો હુકમ પાળવો' એમ લોકોને કહ્યું, અને તેના પરિણામમાં સર્વત્ર અવ્યવસ્થા થઈ રહી. શાહજહાન માટે ઘણાના મનમાં પ્રેમબુદ્ધિ હતી, પરંતુ દારાનો ધાક તેમનાથી સહન થતો નહિ. આવા પ્રસંગે દારા ડગમગ્યો નહિ. તેણે એકદમ એક લાખ માણસની ફોજ એકઠી કરી, અને બાદશાહી ખજાનો ખુલ્લો મૂકીને સર્વે લોકોને ખુશ કર્યા. તેજ પ્રમાણે ફોજમાં યૂરોપિયન લોકોની તેણે ઘણી ભરતી કરી. આવી તૈયારી સાથે તે મોટા વેગથી પોતાના ભાઈઓ ઉપર ચઢી ગયો. પરંતુ તેના સલાહકારો વિશ્વાસઘાતી હતા. તેનો મદદનીશ ખલીલખાન તેનો નાશ કરવાની સંધિ શોધતો હતો. ફોજમાં બરાબર વ્યવસ્થા ન હોઇ, કવાયત શિખેલી ફોજ સુલેમાન સાથે બંગાળામાં હતી. દારાના હાથ નીચેના સઘળા લોકો ફરી બેઠા હતા, પરંતુ રજપૂતો પોતાના ઇમાનથી વર્તતા હતા. તેમનો મુખ્ય આગેવાન રાયસિંહ હતો. સુલેમાન આવવાની દારાએ કેટલોક વખત સુધી રાહ જોઇ, પરંતુ છેવટે આવી સ્થિતિમાં વખત ન કાઢતાં આંખ આડા કાન કરી આગળ ચાલ્યો. ચંબળ નદીના કાંઠે તેની ફોજે છાવણી નાંખી, બીજી બાજુએ બંડખોર શાહજાદાઓની ફોજે મુકામ કર્યો હતો. ઔરંગજેબે પોતાના સઘળા માણસોને સંધિ મળતાંજ નદીની સામીપાર જવા માટે ઇશારત કરી મૂકી હતી. એટલેથી તે સ્વસ્થ બેસી રહ્યો નહિ. બુંદેલખંડના રાજા ચંપતરાયની સાથે તેણે અનુસંધાન કરી રાખ્યું હતું.

આ ચંપતરાયની હકીકત આગળ ઔરંગજેબની કારકીર્દિમાં આવશે. શાહજહાને ચંપતરાયને જીતવાના ઘણા પ્રયત્નો કર્યા હતા પરંતુ તે સર્વે ફોકટ ગયા હતા. ચંપતરાયે આ વખતે ઔરંગજેબને પોતાના મુલકમાંથી જવા દીધો, એટલે તુરતજ દારાને ઠગીને રાતના વખતે ઔરંગજેબની ફોજ ચંપ-

તરાયની હદમાં ચંબળ નદી ઉતરીને સામી બાજુએ ગઇ. દારાને આ ખબર મળતાંજ તેણે ઔરંગજેબને અટકાવવા માટે ખલીલખાનને મોકલ્યો. ખલીલખાને વિશ્વાસઘાત કરવામાં કંઇ બાકી રાખી નહિ. તેણે ઔરંગજેબને સ્વસ્થપણે નદીની સામી બાજુએ જવા દીધો તેમ છતાં પાછા આવીને દારાને જણાવ્યું કે, તે મજબૂત થાણું નાંખીને પડેલો છે. છેવટે દારાની ફોજ ઉપર બંડખોર ફોજે હલ્લો કર્યો. તેમાં પણ ઔરંગજેબ અને ખલીલખાને સઘળી ગોઠવણ ઠરાવી મૂકી હતી. દારા બિચારો ભોળો હોવાથી, ખલીલખાને તેને જે જે ભૂલથાપ દીધી તે તે સાંભળીને તે સ્વસ્થ બેસી રહ્યો. લડાઇની શરૂઆત થઇ ત્યારે દારા અને ઔરંગજેબ, ખલીલખાન અને મહમદ, અને રામસિંહ અને મુરાદ એ પ્રમાણે સરદારો એકબીજાની સામે ગયા. આ પ્રસંગે દારાએ એવું કાંઇક વિલક્ષણ પરાક્રમ દર્શાવ્યું કે ઔરંગજેબ તેના હાથમાં કેદ થઇ પડત, પરંતુ એટલામાં ખલીલખાને પોતે સંકટમાં હોવાનું જણાવીને દારાને પોતાની મદદે બોલાવ્યો. આથી દારા પોતાનું કામ પડતું મૂકી તેની મદદે ગયો, એટલે સઘળો મામલો ફરી ગયો. મુરાદ અને રામસિંહની ઝપાઝપીમાં મુરાદના હાથીએ રામસિંહને પકડીને મારી નાંખ્યો, એટલે લાગલાજ સઘળા રજપૂતો રણભૂમિ છોડી નાસી ગયા. એમ છતાં હજુ દારાની જીત હતી, પણ એટલામાં ખલીલખાને તેને કહ્યું કે 'શત્રુને વીખેરી નાંખ્યા છે, તેથી હવે હાથી ઉપરથી ઉતરી ઘોડે બેસી તેમની પુંઠ પકડો.' આ વચનને સત્ય માની બિચારા દારાએ તે પ્રમાણે અમલ કર્યો. એટલે પછી શું પૂછવાનું ? દારાના માણસો પોતાનો ધણી મરણ પામ્યો એમ સમજી વીખરાઇને નાસી ગયા, અને તે ધાંધલમાં ખલીલખાન ૩૦૦૦૦ લશ્કર સાથે ઔરંગજેબને જઇ મળ્યો. આ ચંબલ નદી ઉપરની સામૂગડની લડાઇ તા. ૨૨ મી. મે સ. ૧૬૫૮ ને રોજ સવારમાં સાત વાગતાં થઇ હતી; અને સાંજે પાંચ વાગે દારા આગ્રા તરફ નાસી ગયો. સામૂગડ આગ્રાની દક્ષિણે હોઇ હાલ તેને ફતિયાબાદ કહે છે. દારા આગ્રે ન થોભતાં ઝપાટાબંધ દિલ્હી ગયો પરંતુ ત્યાંના અધિકારીએ તેને કિલ્લામાં પેસવા ન દીધાથી તે લાહોર જઇને ત્યાં ફોજ એકઠી કરવા લાગ્યો. બાપે તેને દશ ઉંટ ભરીને મોહોરો અને રૂપિયા આ વખતે મોકલ્યા હતા.

આ વિજયથી ઔરંગજેબના મનમાં રાજ્યપ્રાપ્તિની આશા તૃપ્ત થવાનો સંભવ જણાવા લાગ્યો. ખલીલખાનને મુરાદ આગળ લઇ જઇ તે બોલ્યો, 'આજનો જય મળવાનું મુખ્ય કારણ તમારી હિમ્મત અને આ શૂરા મિત્રનું ઇમાન છે. જય મળવા માટે મેં પરમેશ્વરની પ્રાર્થના કરેલી છે, અને હવે હું મારા ધણી આગળ સાષ્ટાંગ નમન કરૂં છું. આ ઇમાની ખલીલ-ખાન ઉપર તમે સઘળો વિશ્વાસ રાખજો. તમને રાજ્ય ગાદી મળવા માટે માત્ર બીજા એક વિજયની જરૂર છે. એટલું થયા બાદ હું ઇશ્વરસેવામાં કાળ નિર્ગમન કરવાને મુક્ત થઇશ.' આ પ્રમાણે બોલ્યા છતાં તેના મનમાં જુદાજ પ્રકારની યોજના રમી રહી હતી. મુરાદના ગુણ દોષો જાણવા માટે તેણે ખલીલખાનને તેની પાસે રાખ્યો, અને સઘળા રાજ્યના અધિકારીઓને ઔરંગજેબ રાત દિવસ પત્રો પાઠવીને આગળની તજવીજ કર્યા જતો હતો. સુલેમાન સાથે દલીલખાન અને જયસિંહ એ બેઉ સરદારો બંગાળા તરફ હોઇ, તે બન્નેને ઔરંગજેબે કાગળ લખીને સુલેમાનને કેદ કરવા સૂચવ્યું. પરંતુ તે બન્ને સરદારો ઇમાની હોવાથી, તેમના હાથે તેમ થયું નહિ. તેથી ઉલટું, દારાના પરાભવના સમાચાર સુલેમાનને કહીને તેને કાશ્મિર તરફ નાસી જવાનું કહ્યું, અને પોતે રાજધાની તરફ પાછા આવ્યા. સામૂ-ગડની લડાઇ થયા બાદ ઔરંગજેબ અને મુરાદ આગ્રે ગયા, અને શહેર બહાર બાગમાં પોતાની છાવણી રાખીને તેમણે બાદશાહને નીચે પ્રમાણે સંદેશો મોકલાવ્યો, "તમારા છોકરાઓએ રાજ્ય લેવા માટે કે તમારી અવજ્ઞા કરવા માટે આ યુદ્ધ કરેલું છે એમ નથી. પોતાના બાપ બાદ-શાહનું માન કેવી રીતે સાચવવું તે તેઓ સારી રીતે સમજે છે. દારાએ આપનું ખૂન કરાવ્યાનું સાંભળ્યાથી તેનું વેર લેવા માટે તેમને આમ દરમિયાન-ગીરી કરવી પડી છે. પ્રભુકૃપાથી પોતે જીવતા છો એ આનંદની વાત છે, તો આપના પુત્રોમાં પ્રામાણિક અને પિતૃભક્ત કોણ છે, અને લુચ્ચો કોણ છે એનો નિર્ણય આપેજ કરવો જોઇએ.' શાહજહાન કાંઇ ઓછો કપટી નહોતો. તેણે ઉપલા સંદેશાનો એટલોજ લુચ્ચાઇ ભરેલો જવાબ પોતાના પુત્રોને નીચે પ્રમાણે મોકલ્યો; 'ઔરંગજેબ અને મુરાદ ઉપર મારી ખરી પ્રીતિ છે. તેમની

અવજ્ઞાથી તે કમી થઇ નથી, તો તેમણે પોતાની ફોજને રજા આપીને મારી પાસે આવીને ક્ષમા માગવી, એટલે મારી કૃપા કેટલી છે તે તેમને જણાઇ આવશે.' પરંતુ ઔરંગજેબ કાંઇ ભોળો નહોતો. તેની બ્હેન રોશનઆરાએ તેને જણાવ્યું કે, 'તમે રાજમહેલમાં આવશો તો તાર્તાર સ્ત્રીઓના હાથે તમારૂં ખૂન થશે.' ઔરંગજેબે પણ કપટથી કપટ લડાવી બાપની મુલાકાતે જવાનું જાહેર કરીને તે વાત તેણે ધીમે ધીમે લંબાણ ઉપર નાંખી, અને તેટલા અવકાશમાં દરબારના સર્વે માણસોને તેણે વશ કરી લીધા, અને પોતાના દીકરા મહમદ મારફતે રાજમહેલને ઘેરો ઘલાવ્યો. શાહજહાને મહેલના શિખર ઉપરથી નીચેની હકીકત જોઇ. મહમદે મહેલને તોપો અડાવેલી તેની દૃષ્ટિએ પડી. ઔરંગજેબે બાપના મનનો સંશય મટાડવાને સંદેશો મોકલ્યો કે, 'હું માંદો છું; ઠીક થયા બાદ આપને મળવા આવીશ. તે દરમિયાન મેં મહમદને આપની પાસે આવીને ક્ષમા માગવાને કહેલું છે.' શાહજહાને પૌત્રની મુલાકાત લીધી, અને તેને તેણે ભારે કિમ્મતનું નજરાણું આપ્યું. આમ કરી ઔરંગજેબને ફસાવવાનો તેનો ઇરાદો હતો. મહમદ મહેલમાં પેઠો, અને સહેલાઇથી વશ થયા તેટલા માણસોને તેણે પોતાના પક્ષમાં લઇ લીધા, અને બીજા ઘણાને તેણે કાપી નાંખ્યા. આમાં રાજમહેલમાંના ઘણા માણસોના પ્રાણ ગયા. પછી તે બાદશાહ પાસે આવ્યો, ત્યારે ત્યાં તાર્તાર સ્ત્રીઓનો કાયમ પહેરો હતો, મહમદે ડર્યા વગર બાદશાહને નીચે પ્રમાણે હકીકત જણાવી; 'તમારી હવે વૃદ્ધાવસ્થા થઇ છે, તેથી તમે રાજ્ય કરવા માટે નાલાયક છો. હવે તમે જનાનખાનું સાથે લઇને બાગમાં જઇને રહો, અને બાકી રહેલું આયુષ્ય શાન્તપણે ગાળો. તમને ખુલ્લી હવામાં રહેવા દેવા માટે અમે તૈયાર છીએ, પરંતુ તખ્ત ઉપર બેસવા માટે તમે યોગ્ય નથી, અને તે તમારે પોતાના પુત્રોને હવાલે હવે કરવું જોઇએ.' તાર્તાર સ્ત્રીઓએ ગિલ્લો કર્યો, પરંતુ મહમદ તેમનાથી હારી જાય તેવો નહોતો. બાદશાહ મુંગે મોંઢે પોતાના જનાના સાથે શહેર બહાર બાગમાં જઇ રહ્યો. ત્યાં તેની આસપાસ વૈરીનો પહેરો હતો. તેણે ફરીથી એક વાર મહંમદને પોતાની મુલાકાતે બોલાવી તેને કહ્યું: 'ભાઈ રે, મારા છોકરાઓએ મારૂં રાજ્ય છીનવી લીધું.

હવે મારો સઘળો આધાર તારા ઉપર છે. આ રાજ્ય તુંજ લે, અને તુંજ બાદશાહ થઈને આ વૃદ્ધ દાદાનું વજન રાખ. તારા હાથમાં ફોજ છે, અને આગ્રા તારા તાબામાં છે. ઔરંગજેબનો પક્ષ તું છોડી દે. જેણે પોતાના બાપનું અપમાન કર્યું તે પોતાના દીકરાનું પણ માન રાખશે નહિ. મહમદે ક્ષણભર વિચાર કર્યો. દાદા કરતાં તેને બાપની વિશેષ ભીતિ હોવાથી તે આ લાલચથી ભૂલ્યો નહિ. તેણે દાદા પાસેથી સઘળા રાજમહેલની કુંચીઓ બળાત્કારે લઈ લીધી, અને ત્યારથી ઔરંગજેબ સઘળા રાજ્યનો માલિક થયો. જ્યાં ત્યાં તેણે પોતાના પહેરા બેસાડ્યા. આગ્રાના કિલ્લામાંજ શાહજહાન કેદી થઈ રહ્યો. હવે પછી શાહજહાનના સમાચાર બહારના લોકોને જણાતા બંધ થયા. તે વૃદ્ધ બાદશાહની આવી સ્થિતિ જોઈને દરબારનાં કેટલાંક માણસોને તેને માટે ભારે ચિંતા થઈ, પણ શાહજહાને લખેલો એક પત્ર બહાર પાડીને ઔરંગજેબે લોકોનું સાંત્વન કર્યું. તે પત્ર ખરો કે બનાવટી હતો તે કદી પણ જણાયું નહિ. તે દારાના નામનો હોઈ, તેમાં એવી હકીકત હતી કે, 'મુરાદ અને ઔરંગજેબ મહેલમાં આવવાના છે. તે બન્નેનું ખૂન કરવાની મેં તજવીજ કરેલી છે, તેથી તમારે એકદમ નીકળીને આગ્રે આવવું.' ઔરંગજેબ મહેલને ઘેરો ઘાલતો હતો તેવામાં તેને આ પત્ર આપવામાં આવ્યો. શાહજહાન આવો પત્ર લખે એ અસંભવિત નથી, તેમજ ઔરંગજેબની લુચ્ચાઈ ન હોય એવું પણ કહી શકાય તેમ નથી. બન્ને જેવાને તેવાજ હતા. ગમે તેમ હોવા છતાં તેનું પરિણામ જે થવાનું હતું તે થયું, શાહજહાનને સર્વ લોકો દૂષણ દેવા લાગ્યા, અને આવું ગુપ્ત કાવતરૂં પકડવા માટે ઔરંગજેબનાં વખાણ કરવા લાગ્યા.

શાહજહાન મહેલમાં રહેલો હોવાથી ઔરંગજેબે તુરત પોતાનું રહેઠાણ દારાના મહેલમાં કર્યું, પછી તે બન્ને ભાઇઓએ પોતાની મરજી પ્રમાણે સઘળા રાજ્યની વ્યવસ્થા કરી, અને રાજ્યની સઘળી મોટી મોટી જગાઓ તેમણે પોતાના આપ્તજનોને આપી. તેમના મામા—અસફખાનના પુત્ર શાઈસ્તખાનને તેમણે આગ્રાનો સુબેદાર નીમ્યો. પ્રત્યેક હુકમ બન્ને ભાઇઓના નામથી છુટવા લાગ્યો. પોતાને સહાય કરનારાઓને મોટાં મોટાં ઈનામ

આપ્યાં. આ પ્રમાણે સર્વત્ર સ્વસ્થતા થયા પછી તેમણે દારાની પુંઠ પકડવાનો વિચાર કર્યો. મુરાદના સ્નેહીઓએ તેને કહ્યું કે, 'તમારે ઔરંગજેબની સાથે આગ્રા છોડીને બહાર જવું નહિ. તમારી અહિંજ ઘણી જરૂર છે. તમારો ઘાત કરવાનો ઔરંગજેબે વિચાર કરેલો છે એમ ખાતરીપૂર્વક અમે માનીએ છીએ.' પરંતુ મૂર્ખ મુરાદે આ શિખામણ માની નહિ. ઔરંગજેબે તેને છેક આંજી નાંખ્યો હતો. તે ભાઈ સાથે દિલ્હી તરફ ગયો. તેમની ફોજોની છાવણી મથુરામાં યમુનાના બંને કાંઠા ઉપર પડી હતી. વચ્ચે પૂલ હોઈ તે ઉપરથી બન્ને વચ્ચે વ્યવહાર ચાલતો હતો. પહેલાંના સુલતાનોએ મથુરામાં એક ટેકરી ઉપર બાંધેલી એક ભવ્ય મસીદની સામે મુરાદના રાજ્યારોહણનો સમારંભ કરવાની સર્વ તૈયારી જોસથી ચાલી. ઔરંગજેબ દરરોજ સવારે અને સાંજે મુરાદને જઈને મળતો, તે સમયે રાજ્યાભિષેક સિવાય બીજી કોઈ પણ વાત તે કાઢતો નહિ. પરંતુ કાંઇને કાંઇ સબબ બતાવીને આ સમારંભ પૂરૂં કરવાનું કામ તેણે લંબાણ ઉપર નાંખ્યું. મુરાદ સ્વસ્થપણે વાટ જોતો હતો. આ અરસામાં તે બન્ને ફોજોમાં વિલક્ષણ તફાવત દેખાઈ આવતો હતો. મુરાદનું સૈન્ય નાના પ્રકારના વિલાસ કરવામાં નિમગ્ન હતું, અને સર્વ અમલદારો ખાઇ પીને આનંદ કરતા હતા. પરંતુ ઔરંગજેબનું સૈન્ય જુદીજ સ્થિતિમાં હતું. પરમેશ્વરની આરાધના કરીને ઇશ્વરભજનમાં લીન થયેલા પોતાના ધણીનું કલ્યાણ ઇચ્છવામાં તેના માણસોનો વખત જતો. 'ઔરંગજેબ જ બાદશાહ થાય તો કેવું સારૂં થાય!' એવા વિચારમાં તેઓ નિમગ્ન હતા. છેવટે મુરાદના રાજ્યાભિષેકનો દિવસ મુકરર થયો. મસીદ આગળ તૈયાર કરેલા રંગપીઠ ઉપર આરોહણ કરીને રાજ્યના મુખ્ય કાજી સર ન્યાયાધીશના હાથે તે બાદશાહી પોષાક સ્વીકારનારો હતો. સમારંભના વિલક્ષણ ઠાઠથી મુરાદની આંખો એટલી અંજાઇ ગઇ કે તેમાં કાંઇ કપટ હશે એવી તેને શંકા પણ આવી નહિ. સમારંભના આગલા દિવસે પોતે આજારી હોવાનો ઔરંગજેબે ઢોંગ કરીને મુરાદને શકુન જોવા માટે પોતાના તંબુમાં બોલાવ્યો. શાહ અબ્બાસ નામના મુરાદના વિશ્વાસુ નોકરે તેને ઔરંગજેબના તંબુમાં ન જવા માટે અનેક પ્રકારે સમજાવ્યા છતાં તેણે ન

માન્યાથી, અબ્બાસ પણ તેની સાથે ગયો. રસ્તામાં ઘણા માણસોએ તેને જતાં અટકાવ્યો, પણ તેમને સર્વેને તુચ્છકારી તે ચાલ્યો ગયો. ઔરંગજેબની છાવણીમાં ગયા બાદ મુખ્ય કાજી તેને સન્માનપૂર્વક અંદર લઈ ગયો. તે પ્રસંગે ઔરંગજેબે મુરાદનો એવી અદ્ભુત રીતે સત્કાર કર્યો કે કંઈ પૂછવાની વાત નહિ. મિજબાની તૈયાર થતાં સર્વેને છૂટથી તે પ્રસંગે મદ્યપાન કરવાની તેણે રજા આપી. ઔરંગજેબ પોતે કદી દારૂને અડકતો નહિ, તેમ બીજાને પણ પીવા દેતો નહિ. મુરાદ અને ઔરંગજેબ બન્ને એકજ તંબુમાં જમવા બેઠા, અને મુરાદનાં સર્વે માણસોને ઔરંગજેબના માણસોએ દૂરના તંબુમાં મિજબાની માટે બેસાડયા. શાહ અબ્બાસે માત્ર મુરાદને છોડયો નહિ. ભોજન થયા બાદ નાના પ્રકારના ખેલ થયા. ઔરંગજેબ દારૂને અડકયો નહિ, ત્યારે મુરાદે તે પીવામાં કંઇ કચાશ રાખી નહિ. તે બેશુદ્ધ થઇ પડયો, ત્યારે શાહ અબ્બાસ તેને પાસેના તંબુમાં લઇ ગયો, અને તેને બિછાના ઉપર સુવાડીને પોતે તેના છેડા આગળ બેઠો. એવામાં ઔરંગજેબ પોતાના નાના પૌત્ર આજીમને હાથમાં લઇ મુરાદના તંબુમાં આવ્યો, અને તે છોકરાને રાજી કરવાના બહાને મુરાદ પાસેનું ખંજર, તેને જાગૃત કર્યા સિવાય, લઇ આવવાનું તે છોકરાને કહ્યું. તે છોકરાએ તે પ્રમાણે કર્યું, એટલે તુરતજ ઔરંગજેબના છ પહેરેગીરો બેડીઓ લઇને તંબુમાં પેઠા. મુરાદ જાગૃત થઇ બૂમ પાડવા લાગ્યો, પરંતુ સિપાઇઓએ તેનું મોઢું દાબીને તેને પકડયો. ઔરંગજેબ ઝટ દઇને આગળ આવી ગંભીર સ્વરે બોલ્યો, 'મુસલમાની કાયદા પ્રમાણે મદ્યપાન કરનાર મનુષ્ય પાતકી થાય છે, અને તે રાજ્ય કરવાને લાયક નથી. મુરાદને બેડીઓ પહેરાવી લઇ ચાલો.' મુરાદ અને શાહ અબ્બાસને જુદા જુદા હાથી ઉપર બાંધીને તે લોકો લઈ ગયા (૨૩ મી જુન સ. ૧૬૫૮). મુરાદે તેને માત્ર એટલુંજ કહ્યું કે, 'કુરાન ઉપર હાથ મૂકીને તેં સોગંદ લીધા એ આજ કે?' મુરાદ કેદ થયાના સમાચાર ઘણા વખત સુધી કોઇના જાણવામાં પણ આવ્યા નહિ. ઔરંગજેબના તંબુમાં વાજિંત્રનો અવાજ ચાલુજ હતો. બીજે દિવસે મસીદ સામેના મેદાનમાં મુરાદનો રાજ્યાભિષેક જોવા માટે સઘળું લશ્કર એકઠું થયું. સઘળા લોકો મુરા-

દના આવવાની રાહ જોતા હતા. ઔરંગજેબના ચુંટી કાઢેલા સ્વારોએ તે સ્થળને ચારે તરફથી ઘેરી લીધા બાદ થોડાજ સમયમાં 'ઔરંગજેબ બાદશાહનો જયજયકાર થાઓ,' એવા ચોપદારોના શબ્દો સર્વેના સાંભળ્યામાં આવ્યા. લશ્કરના માણસોએ પણ તેજ શબ્દો પુનઃ પુનઃ ઉચ્ચાર્યા, અને તેની સાથે ઔરંગજેબ આગળ આવીને ક્ષણભર સિંહાસન ઉપર બેઠો, અને તુરતજ ચાલ્યો ગયો. તેને માટે કોઇએ તકરાર પણ લીધી નહિ. મુરાદના કેટલાક માણસો બડબડાટ કરવા લાગ્યા, તેમને ઔરંગજેબે તુરતજ શાન્ત પાડી દીધા. પછી તેણે મુરાદને ગ્વાલિયરના કિલ્લામાં કેદમાં રાખ્યો. કેટલોક વખત વીત્યા બાદ દારા અને સુજાનો ઘાટ ઘડયા પછી મુરાદ ઉપર ઔરંગજેબે ખૂનનો આરોપ મૂકયો, અને તેને સાપ કરડાવીને મારી નાંખ્યો. (૨૬ મી ડીસેમ્બર ૧૬૫૯). આ પ્રસંગે રાજ્યના મુખ્ય કાજીએ એવો વાંધો લીધો કે, શાહજહાન જીવતો હોવાથી ઔરંગજેબનો રાજ્યાભિષેક થયેલો નથી, અને તેથી તેને ખૂનના મુકરદમાનો નિકાલ કરવાનો અધિકાર નથી. ઔરંગજેબે સઘળા ઉલમાઓને એકઠા કરીને તે કાજીને કામ ઉપરથી દૂર કર્યો, અને પોતાનો ઉદ્દેશ પાર પાડયો. તા. ૨૧ મી જુલાઇ સન ૧૬૫૮ ને રોજ ઔરંગજેબ દિલ્હીમાં રાજ્યારૂઢ થયો. બાપ જીવ્યો ત્યાં સુધી તે આગ્રે કદી ગયો નહિ.

આ તરફ મુરાદને કેદ કર્યા બાદ ઔરંગજેબ દારા ઉપર ચઢી ગયો. દારા પંજાબમાં ફોજ એકઠી કરીને રહેલો હતો. ઔરંગજેબ આવતાંજ દારાની ફોજ બ્હીને નાઠી. તે વખતે હુમાયુનની પેઠે ઇરાનમાં નાસી જવાનો દારાનો વિચાર હતો, પરંતુ મુલતાન અને કાબલના સુબેદારો ઔરંગજેબના પક્ષના હોવાથી તેને તે તરફ રસ્તો મળ્યો નહિ. સિંધુ નદી ઉપરના બક્કર કિલ્લાનો અમલદારજ માત્ર દારાનો સ્નેહી હતો. પાંચ નદીઓ ભેગી થાય છે ત્યાંથી નીચે થોડેક અંતરે બેટમાં બક્કર કિલ્લો આવેલો હોઇ, ત્યાં દારાને આશ્રય મળ્યો. આ વખતે દારા કાબૂલના સુબેદાર મહોબતખાન પાસે ગયો હોત તો તેને ફાયદો થયો હોત એમ ઘણાકનો મત છે. મહોબતખાનને ઔરંગજેબ સાથે અણબનાવ હતો, તેથી તેણે દારાને ઇરાન-

માંથી મદદ મેળવી આપી હોત. દારા સિંધ પ્રાંતમાં ગયાનું સાંભળીને ઔરંગજેબને સારૂં લાગ્યું. તેણે મીરબાબા નામના સરદારને મોટી ફોજ લઇને તેની પુંઠ પકડવા મોકલ્યો, અને પોતે ઉતાવળો આગ્રે પાછો આવ્યો, કારણ કે બંગાળા તરફથી સુજા આગ્રા ઉપર ચઢી આવતો હતો. વળી મુરાદ અને શાહજહાનને મુક્ત કરવાની ખટપટ આગ્રામાં ચાલુ હોવાનું પણ તેના જાણવામાં આવ્યું. પાછા આવતાં રસ્તામાં રાજા જયસિંહ દશ હજાર રજપૂત સૈન્ય લઇને આવતો તેને માલૂમ પડ્યો. સુલેમાનને છોડીને જયસિંહ ઔરંગજેબને મળવા માટે આવતો હતો. પરંતુ ઔરંગજેબને થોડા માણસો સાથે એકલોજ ભટકતો જોઇને જયસિંહે ધાર્યું કે દારાએ પરાભવ કર્યાથી એ નાસી જાય છે, તેથી આવા પ્રસંગે ઔરંગજેબનું ખૂન કરીને બાદશાહને કેદમાંથી મુક્ત કરાય તો પોતાની મોટી વાહવા થાય. ઔરંગજેબ જયસિંહનો હેતુ તુરતજ સમજી ગયો, અને સમયસૂચકતા રાખીને હિમ્મતથી આ સંકટ ટાળવાનો તેણે નિશ્ચય કર્યો. જયસિંહને મોટી અદબથી મળીને ઔરંગજેબ બોલ્યો, 'આપના દર્શનથી મને અત્યાનંદ થાય છે. દારાનો સંપૂર્ણ નાશ થયો છે, તેથી તેની પાસે હવે તમારે જવાનું કારણ નથી. મારી સાથે આવો. આપણે સુજાની ખબર લઈએ.' આમ કહીને ઔરંગજેબે પોતાના ગળામાંનો મોતીનો હાર જયસિંહના ગળે પહેરાવ્યો, અને તેની સાથે જયસિંહ પોતાનો પ્રપંચ છોડીને ઔરંગજેબની આજ્ઞા ઉઠાવવા તૈયાર થયો. જયસિંહને ઔરંગજેબે લાહોરની સુબેદારી આપીને ત્યાંનો બંદોબસ્ત કરવા મોકલ્યો. આગ્રે પહોંચ્યા બાદ મહમદ અને મીરજુમલા ઔરંગજેબને પોતપોતાની ફોજો સાથે આવી મળ્યા. મીરજુમલા ઔરંગાબાદ છોડીને નવીન ફોજ એકઠી કરતો આ તરફ આવ્યો હતો અને દારા નાસી ગયાથી તેનાં બૈરાં છોકરાંનો છુટકારો પણ થયો હતો.

ઔરંગજેબ ઉપર કહેલી સર્વ ફોજ લઇને અલાહાબાદ તરફ ગયો. ફતેપુરની પશ્ચિમે ૩૦ માઇલ ઉપર કાજવામાં સુલેમાન ફોજ સાથે રહેલો છે એવું તેના જાણવામાં આવ્યું. તે જગા ઘણીજ મજબૂત હતી. શત્રુને પાસે આવતાં અન્ન પાણી મળવાનો પણ સંભવ નહોતો, અને સુજા તો

પોતાની જગો છોડી આગળ આવતો નહિ. આવું જોઇને મીરજુમલાએ એક કપટ યુક્તિ કરી. શત્રુ આપણા તાબામાં આવતા નથી, તેથી આવતી કાલે આપણે ચાલ્યા જવાનું છે, એવી તેણે અફવા ઉરાડી, અને તે પ્રમાણે ઔરંગજેબની છાવણીમાં સઘળું શાન્ત કરી દીધું. એક દીવો પણ સળગાવ્યો નહિ, તંબુ પાડી નાંખ્યા, અને આગ્રે જવા માટે સઘળો સામાન રવાના કર્યો. એટલામાં સુજાએ આગળ આવીને જોયું તો તેને લાગ્યું કે, ઔરંગજેબનું મોટું સૈન્ય નીકળી ગયેલું હોઇ, માત્ર પાછળનાં થોડાંક માણુસ પાછળ રહેલાં છે. આમ સમજીને તેણે પોતાના માણુસોને ઔરંગજેબ ઉપર હલ્લો કરવા માટે એકદમ આગળ આણ્યા. પરંતુ આ સઘળું કપટ હોઇ ઔરંગજેબની સઘળી ફોજ તૈયારજ હતી. તેણે સુજાની ફોજનો તુરતજ ઘાણ કાઢી નાંખ્યો. કાજવાની લડાઇમાં થયેલા ભયંકર રક્તપાત વાળી હિંદુસ્થાનના ઇતિહાસમાં થોડીકજ લડાઇઓ થઇ હશે. સુજાના માણુસોને ફેરવી નાંખવા માટે ઔરંગજેબે બન્યા તેટલા પ્રયત્ન કર્યા, પરંતુ તે નિષ્ફળ થયા. રાજ્યગાદી મેળવવા માટે બન્ને લડતા હતા, અને સુન્ની તથા શિયા વચ્ચેનું ધર્મવૈર પણ બન્ને પક્ષમાં પૂર્ણપણે જાગૃત હતું. બન્ને બાજુના મુસલમાનો કટ્ટા વેરથી લડ્યા, અને બન્ને ભાઈઓના હાથી સામસામે આવ્યા. એકાએક ઔરંગજેબ માત્ર કપટથીજ પાછો ફર્યો, એટલે તેની પુંઠે સુજા લાગ્યો. જે રસ્તે ઔરંગજેબ ગયો તે રસ્તે એક ખાડો ખોદાવીને તે તેણે ઝાડની ડાળીઓ અને ઘાસ વગેરેથી ઢાંકી રાખ્યો હતો. સુજા તે રસ્તે આવતાંજ તેનો હાથી તે ખાડામાં પડ્યો. પરંતુ સુજા પોતાનો બચાવ કરી લઈને ઘોડા ઉપર બેસી ગયો. એમ છતાં તેના માણુસો પોતાના ધણીને મૃત્યુ પામેલો સમજી ચારે દિશાએ નાસી ગયા. આથી ઔરંગજેબને જય મળ્યો, કાજવાની લડાઈ તા. ૫ મી જાન્યુઆરી સ. ૧૬૫૯ ને રોજ થઇ હતી.

આ તરફ આગ્રામાં ઔરંગજેબ નાસવા લાગ્યાની ખબર પહોંચી. રાજા જશવંતસિંહ ઉજનના પોતાના પરાભવનું વૈર વાળવાનો લાગ શોધતોજ હતો. તેની પત્ની આ પરાભવથી તેને મોટું દૂષણ દઇને પોતે અગ્નિમાં પડવું મૂકી આત્મહત્યા કરવા તૈયાર થઇ હતી, અને તે વખતે ઔરંગજેબની પૂરે-

પૂરી ખબર લઈ નાંખવાનું વચન આપીને તેણે તેનું સમાધાન કર્યું હતું. પછી ઔરંગઝેબ જ્યારે અલાહાબાદ તરફ ગયો, ત્યારે જશવંતસિંહ જોધપુર છોડીને ઔરંગઝેબની પુંઠે ગયો હતો, અને તેની ફોજને લુંટીને કાજવાની લડાઇ શરૂ થતાંજ પોતે આગ્રે પાછો આવ્યો હતો. ત્યાં શાહજહાનને છોડાવીને તખ્ત ઉપર બેસાડવાનો જશવંતસિંહનો વિચાર હતો. આગ્રાના સુબેદાર શાઇસ્તખાન અને બીજા મોટા મોટા અધિકારીઓ કાજવાની લડાઇમાં ઔરંગઝેબ મરણ પામ્યાનું ખાતરીથી માનતા હતા. જશવંતસિંહને આવતો સાંભળીને આગ્રાના લોકો ઘણા ગભરાયા. પરંતુ એટલામાં ઔરંગઝેબને જય મેળવીને આવતો જાણીને જશવંતસિંહ પોતાની લુંટ લઇને જોધપુર પાછો ગયો. આમ આગ્રામાં તેના સંબંધમાં ઉડી રહેલી અફવાથી ચિંતાગ્રસ્ત થઈ સુજાની પાછળ પડવાનું પડતું મૂકીને તેને તાબડતોબ આવવું પડયું, અને સુજાની પાછળ પડવા માટે તેણે મીરજુમલા અને પોતાના પુત્ર મહમદ બન્નેની નિમણુક કરી. પરંતુ તે બન્નેનો તેને ભરોંસો નહોતો. મીરજુમલાએ પોતાના એક ધણીને ત્યજી દીધેલો હોવાથી તે પોતાને કેમ ન તજે એવી ભીતિથી તેણે તેના પુત્ર મહમદ અમીરખાનને પોતાની પાસે જામિન તરીકે રાખી લીધો. ઔરંગઝેબના પુત્ર મહમદે પાછલા ભાગમાં મોટાં મોટાં કામ કર્યાં હોવાથી તે પણ ઘણો ચઢી ગયો હતો. આથી ગોવલકોંડાવાળી મહમદની સ્ત્રીને પણ પોતાની પાસે જામિન તરીકે રાખીને અને મીરજુમલાને મુખ્ય સેનાપતિનું કામ સોંપીને સુજાના બંદોબસ્ત માટે મોકલ્યા. આટલો બંદોબસ્ત કર્યા છતાં મહમદ સુજાને જઈ મળ્યો. સુજા મોંગીર નજીક છાવણી નાંખીને સંપૂર્ણ તૈયારી સાથે પડેલો હતો. આજ સ્થળે શેરખાને હુમાયુનને રોક્યો હતો. સુજાની પુત્રી સાથે મહમદનું લગન ઠર્યું હતું, અને તે પોતાની સ્ત્રીને ઔરંગઝેબે રોકી રાખ્યાથી તે બાપ ઉપર ક્રોધે ભરાયો હતો. આથી સુજાની છોકરી સાથે લગન કરીને તે ઉઘાડી રીતે તેને જઈ મળ્યો. આને લીધે બીજા પણ ઘણા માણસો સુજાના પક્ષમાં જોડાયા. આ ખબર જાણીને ઔરંગઝેબને ધાસ્તી પડી, પરંતુ મીરજુમલાએ તે બાબત સારો બંદોબસ્ત કર્યો. મહમદને પસ્તાવો થયો, અને ઔરંગઝેબે મીઠા મીઠા પત્રો મોક-

લીને તેને બંદોબસ્ત સાથે દિલ્હી તેડાવી લીધો. રસ્તામાં તેણે કાશ્મિર નાસી જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેના ઉપરનો પહેરો મજબૂત હોવાથી તેનાથી તેમ બન્યું નહિ. છેવટે તેને ગ્વાલિયરના કિલ્લામાં ઔરંગજેબે કેદમાં રાખ્યો, અને ત્યાંજ તે શૂરો રાજપૂત્ર સ. ૧૬૭૬ માં મરણ પામ્યો. મીરજુમલા સુજાની પુંઠે પડતાં તે નાસીને ડાક્કાર ગયો, અને ત્યાંથી પોર્ટુગીઝ લોકોના વહાણો વાટે તે આરાકાનના રાજા પાસે ગયો.' આરંભમાં તે રાજાએ સુજા-નો સત્કાર કર્યો, પરંતુ ધીમે ધીમે તે બેઉ વચ્ચે અણબનાવ થયો. આરા-કાનના રાજાએ સુજાની છોકરીની માગણી કરી. બુદ્ધધર્મી મૂર્તિપૂજકને મુસ-લમાનની પુત્રી આપવી એ સુજાને બિલકુલ રૂચ્યું નહિ, ત્યારે સુજાએ બંડ કરીને આરાકાનનું રાજ્ય બથાવી પડવાની તજવીજ કરી. આ યુક્તિ ઉઘાડી પડી ગયાથી રાજાએ પોતાની ફોજ તેના સામે મોકલી, ત્યારે સુજા પરાભવ પામીને બ્રહ્મદેશના અરણ્યમાં નાસી ગયો. ત્યાં પણ તેની પુંઠ પકડવામાં આવતાં તે માર્યો ગયો. વાસ્તવિક રીતે તેની શી દશા થઈ તે બરાબર જણાતું નથી. તેની મોટી પુત્રી સાથે આરાકાનના રાજાએ જબરાઈથી લગ્ન કર્યું. તે રાજાની માના મનમાં સુજાના છોકરા સાથે લગ્ન કરવાનું હોઈ, તે માટેજ આરાકાનના મુસલમાનોને ઉશ્કેરી બુદ્ધધર્મના રાજનો પરાભવ કરવા માટે સુજાની ખટપટ ચાલતી હતી, તે પણ ઉઘાડી પડ્યાથી રાજાએ સુજાના સર્વ કુટુંબનો ક્રૂરતાથી વધ કર્યો. સુજાની જે છોકરી સાથે તે રાજાએ લગ્ન કર્યું તેને પણ તે સગર્ભા થતાં ભૂખે મારીને રાજાએ ઠેર મારી હતી એમ જણાય છે. ઔરંગજેબે તખ્તનશીન થયા બાદ શાઇસ્તખાનને બંગાળાનો સુબેદાર નીમીને આરાકાનના રાજાને પૂરેપૂરી શિક્ષા કરી હતી. સારાંશ કે, શાહજાદા સુજાનો આવી શોચનીય રીતે અંત આવ્યો હતો.

શાહજહાનના મોટા પુત્ર દારાનો સુજાના કરતાં પણ વધારે હૃદય-દ્રાવક રીતે અંત આવ્યો હતો. સુજાનો પરાભવ કરીને ઔરંગજેબે મોટા સમારંભથી દિલ્હી શહેરમાં પ્રવેશ કર્યો, અને રાજમહેલમાં દરબાર ભરીને પોતાના નામનું નાણું પડાવ્યું. તે પછી તુરતજ તેને દારા તરફ લક્ષ આપવું પડ્યું. દારા બક્કર કિલ્લામાં હતો, અને તેની પુંઠે મીરબાબાને મોકલવામાં

આવ્યો હતો એ પાછળ કહેલુંજ છે. બક્કરમાં દારાએ ફોજની ભરતી કરીને યૂરોપીઅન લોકોને પોતાની નોકરીમાં રાખ્યા હતા. બક્કરથી નીકળીને દારા કચ્છમાં થઇ ગુજરાતમાં આવ્યો. તે વખતે અમદાવાદમાં મુરાદ અને ઔરંગજેબ બન્નેનો સાસરો શાહનવાજખાન સુબેદાર તરીકે કામ કરતો હતો. દારા અમદાવાદ આવ્યો ત્યારે મુરાદની સ્ત્રી ત્યાં હોઈ તેના કહેવાથી શાહનવાજખાને દારાને આશ્રય આપ્યો હતો એમ કહેવાય છે. અમદાવાદમાં દારાએ સારો બંદોબસ્ત કરી લીધો. જશવંતસિંહ સાથે સંબંધ બાંધીને તેણે તેને પોતાનો કરી લીધો. એટલામાં જયસિંહે જશવંતસિંહને પત્ર મોકલીને દારાનો પક્ષ છોડવા વિનંતિ કરી, અને તેમ તે નહિ કરે તો ઔરંગજેબ સર્વ રજપૂતોનો સંહાર કરશે એવી તેણે તેને દહેશત આપી. પોતાની પડતીનો સમય હોય ત્યારે જેના ગ્રહ જોરાવર હોય તેનો પક્ષ સ્વીકારવામાં પોતાનું હિત સમજીને આ રજપૂત રાજાઓ તટસ્થ રહ્યા. જશવંતસિંહના ભરોંસા ઉપર દારા અમદાવાદ છોડી અજમેર આવ્યો, પરંતુ જશવંતસિંહ તેને મળ્યો નહિ. ઔરંગજેબ પણ ફોજ સાથે અજમેર આવ્યો, અને બન્ને વચ્ચે લડાઈ શરૂ થઈ. દારા પાછો ગુજરાતમાં આવ્યો હોત, પરંતુ ઉનાળાના દિવસ હોવાથી તેનાથી પાછું અવાયું નહિ. તેની સાથે શાહનવાજખાન હતો, પરંતુ તે અંદરખાનેથી ઔરંગજેબને મળેલો હતો, અને પાછળથી થોડા વખતમાં તે માર્યો ગયો. આવી સ્થિતિમાં બન્ને ભાઇઓ વચ્ચે અજમેરની દક્ષિણે દેવરા આગળ તા. ૧૨ અને ૧૩ મી માર્ચ સ. ૧૬૫૯ ને રોજ લડાઈ થઇ. ઔરંગજેબે દારાની ફોજને એટલી ફોડી નાંખી હતી કે, દારાના માણસો તોપોના કેવળ ખાલી બાર કરતા હતા. જયસિંહે દારાને રણભૂમિપરથી નાસી જવા કહ્યું, ત્યારે તે નાસીને ગુજરાતમાં આવ્યો. અમદાવાદમાં જે શખસને દારાએ પોતાની તરફથી નીમેલો હતો, તેજ ઔરંગજેબની સમજાવટથી દારાની વિરૂદ્ધ ફરી બેઠો, અને તેણે દારાને આશ્રય આપ્યો નહિ. આ વખતે પ્રસિદ્ધ યૂરોપીઅન પ્રવાસી બર્નિયર દારાને એક ધર્મશાળામાં મળ્યો હતો, અને તેની સાથે તે ત્રણ દિવસ રહ્યો હતો. દારાની આ વખતની કષ્ટપ્રદ સ્થિતિનું બર્નિયરે લખી રાખેલું વર્ણન અત્યંત હૃદયદ્રાવક છે. દારાનાં બૈરાંછોકરાંને સુવા

માટે એક નાની સરખી રાવટી હોઈ તેનાં દોરડાં બર્નિયરની ગાડી સાથે બાંધેલાં હતાં. અમદાવાદનો સુબેદાર પોતાને આશ્રય આપતો નથી એવો પત્ર આવ્યો ત્યારે બૈરાંછોકરાંએ રડીને આક્રંદ કર્યું. બિચારો દારા તો છેક બેહોશ થઇ ગયો. ઉનાળો એટલો સખત હતો કે જનાવરો ટપોટપ મરતાં. તેને આ વખતે એટલું સંકટ વેઠવું પડયું કે એથી મરણ પણ વધારે સારૂં, એમ તેને લાગ્યું. એક કોળીની સહાયથી તે કચ્છના રાજા પાસે ગયો. તે રાજાએ પ્રથમ તેનો સારો સત્કાર કર્યો, પરંતુ ઔરંગજેબે તેની સાથે ખટપટ શરૂ કર્યાથી તે પોતાનો ઘાત કરશે એવો દારાને ભય પડતાં તે તે રાજાને છોડીને ઠઠ્ઠા બક્કર ભણી જવા નીકળ્યો. પરંતુ તે કિલ્લાને બહાદુરખાન ઉર્ફે મીરબાબા ઘેરો ઘાલીને પડયો છે એમ જોઇને તે બોલન ઘાટ પાસેના જીવનખાન નામના એક પઠાણ ગૃહસ્થ પાસે ગયો. રસ્તામાં તેની પ્રિય પત્ની પર્વિઝની પુત્રી મરણ પામી. તે જીવનખાનનો દારાએ પહેલાં બે વખત જીવ બચાવેલો હતો, છતાં તેણે દારાનું સર્વ ધન લુંટી લઈને તેને મીરબાબા પાસે બક્કર મોકલ્યો. તે સરદારે તેને ઔરંગજેબ પાસે દિલ્હી રવાના કર્યો. ઔરંગજેબે દારાને દિલ્હીના દરેક રસ્તામાં ફજેતી કરવા માટે ફેરવ્યો. તે વખતે તેની તેવી દુર્દશા જોઈને સઘળું શહેર શોકસાગરમાં ડુબી ગયું. આ પ્રસંગે પઠાણ જીવનખાનના તાબામાં ઔરંગજેબે દારાને સોંપ્યો હતો. ઉપલા કૃત્યથી લોકો પોતાની સામે ઉઠશે એવી ઔરંગજેબને ભીતિ લાગ્યાથી દારાનું શું કરવું તે વિષે તેણે કેટલાકની સલાહ લીધી. જીવનખાન અને દાનેશમંદખાનનું કહેવું એવું હતું કે તેને જીવતા સુધી કેદમાં રાખવો. પરંતુ રોશનઆરા અને શાઇસ્તખાને તેને ઠેર મારવાનું સ્પષ્ટ રીતે કહ્યું, અને તે પ્રમાણે તેને ઠેર મારવાનો નિશ્ચય કરીને ઔરંગજેબે મારાઓ પાસે તેનો તા. ૩૦ મી ઑગસ્ટ સન ૧૬૫૯ ને રોજ વધ કરાવ્યો. તે વખતે તેનું કાપી આણેલું શિર જોઈને ઔરંગજેબને પરમ સંતોષ થયો. કેટલાકોનો મત એવો છે કે દારા ખ્રિસ્તિ ધર્મ સ્વીકારીને પછી મરણ પામ્યો હતો. તે હમેશાં એવું કહેતો કે 'મહમદે મારો ઘાત કર્યો છે. ઇસુનો પુત્ર ખ્રિસ્ત મને તારશે' બર્નિયર કહે છે કે 'દારાનું આવું છેવટ આવેલું સાંભ-

બીને જ્યાં ત્યાં લોકો મોટા દુઃખથી વિલાપ કરવા લાગ્યા. જાણે કે પોતાનોજ કોઈ આપ્તજન મરી ગયો હોય તેમ પુરૂષો, સ્ત્રીઓ, અને છોકરાં સર્વે શોકસાગરમાં ડુબી ગયાં હતાં.'

દારાના મૃત્યુ પછી થોડાજ વખતમાં તેના પુત્ર સુલેમાનને કાશ્મિરના રાજાએ ઔરંગજેબને સ્વાધીન કર્યો. ઔરંગજેબે તેને એકાંતમાં પુરાવી રાખ્યો, કેમકે આવા સંબંધીઓને ઉઘાડી રીતે ફેરવ્યાથી પોતાનોજ નાશ થવા સંભવ છે એમ તે સારી પેઠે જાણી ગયો હતો. આથી રાજમહેલની અંદરજ તેને ફેરવીને ગ્વાલિયરના કિલ્લામાં મોકલી આપ્યો. ગ્વાલિયરનો કિલ્લો તે વખતે આવા રાજ્ય માટેના હક્કદાર પુરૂષોને રાખવાનું કારાગૃહ હતો. સુલેમાનને ન મારવાનું ઔરંગજેબે વચન આપ્યું હતું, પરંતુ તે ન પાળતાં તેણે તેનું અને તેના ભાઈનું ગ્વાલિયરના કિલ્લામાં ખૂન કરાવ્યું. તે ખૂનની સાથેજ શાહજહાનના છોકરાઓમાં રાજ્યપ્રાપ્તિના અનિવાર્ય લોભથી શરૂ થયેલા યુદ્ધનો પણ અંત આવ્યો. આ યુદ્ધ સન ૧૬૫૭ થી ૧૬૬૧ સુધી ચાલ્યું હતું.

ઔરંગજેબને રાજ્ય પ્રાપ્ત થયાથી મોગલ બાદશાહીમાં નવો જમાનો શરૂ થયો. દરબારમાં સુન્ની ધર્મ ફરીથી સ્થાપન થયો. મુસલમાની કાયદા શરૂ થતાં 'મુફ્તિ' નામના ધર્માધિકારીઓ સઘળા રાજ્યમાં નીમવામાં આવ્યા. હિંદુઓનું વજન નાશ પામ્યાથી રજપૂત અને મરાઠાઓ સાથે બાદશાહને વેર ઉત્પન્ન થતાં તેમાંજ આખરે દિલ્હીની બાદશાહીનો અંત આવ્યો. શાહજહાન પદભ્રષ્ટ થયા પછી આઠ વર્ષ જીવી સ. ૧૬૬૬ માં મરણ પામ્યો. ઔરંગજેબે તેને નિમણુંક બાંધી આપી તેનું સારૂં સન્માન રાખ્યું હતું. આ વખતે રાજ્યકારભારમાં જો કે તેનો હાથ નહોતો, છતાં કુટુંબના વૃદ્ધ માણસના જેવો રાજમહેલમાં તેનો મોટો અધિકાર અને ધાક હતો. શાહજહાનને ઔરંગજેબે આગ્રાના કિલ્લામાં બંદોબસ્ત સાથે રાખ્યો હતો. ચોપદારોનો નાયક અકબરખાન બાદશાહના પહેરા ઉપર મુખ્ય અમલદાર હતો. જહાનઆરા તેની પાસે રહીને બાપની ઉત્તમ પ્રકારે સેવા કરતી હતી, કાંઈ કામ પડે તો ઔરંગજેબ બાપને પત્ર મોકલતો હતો, પરંતુ તે બાપને કદી જાતે મળ્યોજ નહિ. ઔરંગજેબના એક પત્રમાં નીચે પ્રમાણે હકીકત લખેલી છેઃ

પ્રજા ઉપર પ્રેમ રાખીને તેનું પતિપાલન કરવું એ પોતાનું કર્તવ્ય કર્મ જે રાજા પૂર્ણ રીતે પાળે તેના ઉપરજ પરમેશ્વરની કૃપા હોય છે, તે આપના જાણુવામાં હશેજ. રાજ્ય કરવાનું વિકટ કામ નબળા પોચા માણુસથી થઇ શકે નહિ. રાજ્ય કરવું એટલે લોકોનું પ્રતિપાલન કરવું. મનમાં આવે તેમ વર્તવું કે ચેન કરવું, એમ નહિ.' પોતાના ભાઇઓનો નાશ કર્યા માટે ઔરંગજેબે પોતાના પક્ષનું સમર્થન કરેલું છે.

૫. શાહજહાનના ગુણોનું અવલોકન અને રાજ્ય વ્યવસ્થા શાહજહાનને રાજ્યની ખટપટ વિશેષ પસંદ ન હોવા છતાં, તેને સર્વ કામનો અનુભવ હોઈ, તેનામાં કાર્યકુશળતા હતી. યુવાવસ્થામાં શૌર્ય, મુત્સદ્દીપણું, રાજ્ય કારભાર વગેરે બાબતોમાં તેણે સારૂં નામ કાઢયું હતું. ગાદીએ બેઠા બાદ જો કે તેણે સઘળો કારભાર છોકરાઓ અને કામદારોને સોંપ્યો હતો, છતાં પ્રસંગ આવ્યે ગમે તે કામ માથે લઇ પાર ઉતારવાને તે અસમર્થ નહોતો. પરંતુ વયની સાથે તેનું મન દુર્બળ થતું ગયું, અને તેના છોકરાઓએ રાજ્યમાં સ. ૧૬૫૮ માં બળવો કર્યો, તે તેનાથી દાબી દેવાયો નહિ.

મારવાડની રાજકુમારી જે જહાંગીરને પરણી હતી, તેનો પુત્ર શાહજહાન હતો. ગાદી ઉપર આવ્યા પહેલાંના અને તે પછીના તેના જીવનક્રમમાં જમીન અસ્માન જેટલું મોટું અંતર છે. આરંભમાં તે દ્વેષી, ખટપટી, અને કેવળ રજપૂતોના તંત્રથી વર્તનારો હતો, પરંતુ ગાદીએ બેઠા બાદ તેનો નિષ્ઠુર સ્વભાવ મટી ગયો હતો. દયા, મમતા, મનની મ્હોટાઈ, ન્યાય પ્રિયતા, વગેરે ગુણો તેનામાં પ્રકટ થયા હતા. તેના જેવું ઐશ્વર્ય, વિલાસ અને ઠાઠ બીજા કોઈ પણ બાદશાહે ભોગવ્યો નથી. તેના ઉપર પ્રજા ઘણી સંતુષ્ટ હતી.

સર ટૉમસ રોએ શાહજહાનના સ્વભાવ વિષે થોડીક હકીકત આપેલી છે. 'શાહજહાનની ચર્યા હમેશાં સ્થિર રહેતી. તેની ગંભીરતા કોઈ પણ પ્રસંગે નાશ પામતી નહિ. તેમજ કારણ સિવાય તેને સહસા હસવું પણ કદી આવતું નહિ. તેની આગળ જનારા લોકો પ્રતિ તે એકદમ આદર કે અનાદર દર્શાવતો નહિ. પરંતુ તેનામાં ગર્વ અને બીજાઓ માટે તિરસ્કાર બુદ્ધિના ગુણો પગલે પગલે દેખાઈ આવે છે. આ વર્ણન તે ૨૫ વર્ષનો હતો

તે વખતનું છે. તે બીજાઓ માટે બેદરકાર, વર્તનમાં ગર્વિષ્ટ, સ્થિર વૃત્તિનો અને શાન્ત સ્વભાવનો હતો. યુદ્ધકળામાં તે વિશેષ પ્રવીણ હતો, અને રાજ્ય કારભારમાં પણ તે ઘણોજ કુશળ હતો. ઘણા માણસો તેની ખુશામત કરતા, અને ઘણાઓને તેને માટે ઈર્ષ્યા આવતી. પરંતુ તેના ઉપર લોકોની પ્રીતિ કદી ઝાઝી ચોંટી નહોતી. જહાંગીરના મરણ સમયે ગાદી માટે થયેલા કજીયામાં ભાઈ, બાપ, અને નૂરજહાન સર્વે સાથે તેને કલહ કરવો પડયો હતો. એકંદરે જોતાં તેણે લોકો ઉપર કદી જુલમ કર્યો નહોતો. જેમ જેમ ઉમરે પહોંચતો ગયો તેમ તેમ તેના સ્વભાવમાં વિશેષ દયા ઉત્પન્ન થતી ગઇ. છેવટના ભાગમાં તે કામદારોને વિશેષ પ્રિય થઈ પડયો હતો. તેનું બોલવું ઝાઝું ખુબીદાર ન હોઇ, વાદવિવાદમાં તે હડી જતો હતો. શાહજહાનના દરબારનો ભપકો ઘણો દમામદાર હતો. તેની કારકીર્દિ એકંદરે શાન્તિમાં ગઇ. તેને વિદ્યાનો શોખ ન હોઇ વિદ્વાન લોકો માટે તેના મનમાં વિશેષ પૂજ્ય બુદ્ધિ નહોતી. તે હમેશાં રંગીલો હોઇ વિલાસમાં નિમગ્ન રહેતો, નાચ, તમાસા, નાટક, વગેરેનો તેને ઘણો શોખ હતો. કાટૂ નામના ખ્રિસ્તિ ગૃહસ્થે તેની કારકીર્દિનો સવિસ્તર ઇતિહાસ લખેલો છે. તેમાં તેણે લખેલું છે કે, જનાનખાનાના સુખોપભોગમાં ગરક થઇ રહ્યાથી તે પોતાની જુવાનીનો જુસ્સો ભૂલી ગયો હતો. કવિતા સાંભળવા માટે, સંગીત, નૃત્ય, નાટક વગેરે માટે તેણે દરરોજ અમુક કલાક નીમેલા હતા, અને આવા પ્રકારની ગમ્મતમાં તેનો સઘળો દિવસ નીકળી જતો. જે કોઈ વિલાસના અને સુખોપભોગના નવીન નવીન પ્રકાર બતાવે તેનાં બાદશાહ આગળ વખાણ થતાં. કંટાળો ઉપજાવે એવા અને અશ્લીલ તમાસા તેને ઘણા પસંદ હતા. તે પૈસાનો લોભી હોઈ, નાના પ્રકારના ખર્ચ હોવા છતાં પણ તેનો ખજાનો હમેશા ભરપૂર રહેતો. બીજી બાબતોમાં શાહજહાનની રહેણી તેના બાપ જેવીજ હતી. દરરોજ સવારે સૂર્યોપાસના કરવા માટે તે ઝરૂખા આગળ આવતો, જે વખતે સઘળું દરબારી મંડળ તેનાં દર્શન કરતું. બપોરે તે ફરીથી મરદાની ખેલો જોવા માટે તે સ્થળે આવતો. સાયંકાળે વાજિંત્ર શરૂ થયા પછી તે જનાનખાનામાં પાછો જતો.

ધર્મની બાબતમાં શાહજહાન બીલકુલ આગ્રહી નહોતો. આરંભમાં તેનું વલણ મુસલમાની ધર્મ તરફ વિશેષ હતું. અકબરે શરૂ કરેલું સૌર વર્ષ બદલીને તેણે ચાંદ્ર વર્ષ શરૂ કર્યું હતું. આરંભમાં ખ્રિસ્તિ લોકોને તેણે હેરાન કર્યા હતા. છેવટના ભાગમાં તેનાં કૃત્યોમાં હિંદુ આચાર વિચારની છાયા જણાવી લાગી હતી. તેણે પ્રાચીન હિંદુ રાજાઓની પેઠે મયૂરાસન નામનું સિંહાસન તૈયાર કરાવીને તે ઉપયોગમાં લીધું હતું. નવીન ઇમારત બાંધવી હોય તો મનુષ્યનો ભોગ આપીને પછી તેનો પાયો નાંખવાનો હિંદુ ચાલ શાહજહાને સ્વીકાર્યો હતો, અને કેટલાક લોકોને ઠેર મારીને તેમના લોહીથી દિલ્હી શહેરના પાયા તેણે શુદ્ધ કર્યા હતા. આવા અનેક કૃત્યોથી શાહજહાન-નું હિંદુ ધર્મ તરફનું વલણ વખતો વખત દેખાઈ આવતું હતું. હિંદુ માના પેટે જન્મ્યાથી હિંદુ ધર્મ માટે તેને આદર હોય એ સ્વાભાવિક છે. તેનો પુત્ર ઔરંગજેબ તુર્ક માના પેટે જન્મેલો હોઈ, હિંદુઓનો દુશ્મન નીકળ્યો હતો.

મોગલ બાદશાહીમાં જનાનખાનાની મહત્તા ભારે હતી. બાબરથી અકબર સુધીની જે હકીકત ઉપર આવેલી છે, તે ઉપરથી તે વંશની સ્ત્રીઓ કેવી હુશિયાર હતી, અને રાજ્યમાં તેમનું કેટલું વજન હતું, એ જણાઇ આવ્યું હશે. અકબરની રજપૂત સ્ત્રી, જહાંગીરની નૂરજહાન, અને શાહજ-હાનની મુમતાજ મહાલ એમણે પોતાના પતિઓને મુઠીમાં રાખેલા હતા. નૂરજહાનના વખતથી હિંદુ રીતભાતનું મહત્ત્વ ઘટી જઇ, આખા રાજ્યમાં અસલ ઈરાની વલણ શરૂ થયાથી, હિંદુ રૈયતનાં મન અસ્વસ્થ થતાં, તેમાંજ રાજ્યનો નાશ થયો. આ કારભારમાં શાહજહાનની છોકરીએ ઘણો ભાગ ભજવેલો છે.

મોગલ રાજ્યમાં જનાનખાનાનું મહત્ત્વ, ઉપર કહ્યા પ્રમાણે વિલક્ષણ હોઈ, શાહજહાન તો જનાનખાનાનો કેવળ ગુલામ હતો એમ કહીએ તો ચાલે. જનાનખાનાને મહેલ કહેતા. ખુશાલખાનું અને ઝરૂખા વચ્ચે જનાન-ખાનું આવેલું હતું. તેમાં અનેક ચોક અને અનેક ઓરડા હતા. પ્રત્યેક ચોક આગળ બાગ અને ફુઆરા હતા. જનાનખાનામાં એકંદરે બે હજાર સ્ત્રીઓ હતી. તેમાં વૃદ્ધ ચોપદાર અને સ્ત્રીઓ સિવાય બીજા કોઇનો પ્રવેશ થતો

નહિ. બાદશાહ માત્ર ત્યાં યથેચ્છ જતો. જનાનખાનામાં હમેશાં નાના પ્રકારની ભાંજગડો અને ગુપ્ત ખટપટો ચાલતી. બાદશાહની આસપાસ સો તાર્તાર સ્ત્રીઓ ઉભી ઉભી પહેરો ભરતી. તે પહેરેગીર બાઈઓની જે બાઇ ઉપરી હતી તેનો પગાર અમીરના જેટલો હતો. અંદર રહેનારી સ્ત્રીઓના ત્રણ વર્ગ રહેતા. રાણીઓ, રાજકન્યા, અને વેશ્યા. પ્રત્યેક સ્ત્રીની યથાયોગ્ય નિમણુંક જુદી જુદી બાંધી આપેલી હતી. રાણીઓ અને રાજકન્યાઓનું ભોજન મુખ્ય રસોડામાં તૈયાર થતું. આ સ્ત્રીઓને બેગમ કહેવામાં આવતી. વેશ્યાઓને પોતાનો ભોજન ખર્ચ પોતાના પગારમાંથી કરવો પડતો. સર્વેનો પોશાક ઘણે ભાગે એક સરખોજ રહેતો. પ્રત્યેક સ્ત્રી પાસે નોકરોનો મોટો પરિવાર રહેતો, અને દરેકની પાસે નાચનારી અને ગાનારીઓ રહેતી. કોઇ કોઇ વખતે સઘળી મળીને બાદશાહ આગળ નૃત્ય, ગાયન વગેરે કરતી. પટરાણીનો સઘળા જનાનખાના ઉપર સખત અમલ હોઇ, તેની વ્યવસ્થા માટે દરબારની પેઠેજ વજીર, ખજાનચી વગેરે હોદ્દાની જુદી જુદી અધિકારિણીઓ નીમેલી હતી. કોઇ કોઇ વખતે આ સ્ત્રીઓનું વજન સઘળા રાજ્યના ખૂણા-ખોચરામાં પણ દેખાઇ આવતું હતું. રાજાના વજીર સાથે તેમનો પત્ર વ્યવહાર ચાલતો. જનાનખાનામાંનું બાદશાહનું મંત્રીમંડળ તદ્દન જુદુંજ રહેતું. પ્રત્યેક સરદાર પોતાની તરફની એકાદ બાઈનો જનાનખાનામાં પ્રવેશ કરાવતો, જેથી તેના પક્ષને પુષ્ટિ મળતાં અંદરની ગુપ્ત બાતમીઓ જાણી શકાતી. ઘણે ભાગે સરદાર લોકો પોતાની છોકરીઓને જનાનખાનામાં રાખતા. તે છોકરીઓને પોતાના બાપ વિષે સઘળી હકીકત બાદશાહને જણાવવી પડતી. જનાનખાનાની આ વ્યવસ્થા ઘણા વખતથી ચાલતી આવેલી હોઈ, જનાનખાનાનો ખર્ચ પણ ઘણો મોટો હતો. સ્ત્રીમંડળના મેળા ભરવાનો ચાલ પહેલાં હતો એ વાતનો ઉલ્લેખ પાછળ આવેલો છે.

આગ્રાના કિલ્લામાં શાહજહાનનો સર્વ ઠાઠ પહેલાના જેવો હતો. મિષ્ટાન્ન, ગાવું, બજાવવું વગેરે સઘળું તેને મળ્યાં કરતું. કેટલીક વખત વિદ્વાન મુલ્લાંઓની મંડળી એકઠી કરીને તે ધર્મ ઉપર વાદવિવાદ કરતો બેસતો. અનેક વખતે ભાંજગડના કામમાં ઔરંગજેબ બાપની સલાહ લેતો. ફક્ત તેને

કિલ્લાની બહાર જવાની પરવાનગી નહોતી. મરણ સમયે તેનું વય ૭૬ વર્ષનું હતું. ઔરંગજેબે પોતાની બ્હેનોને કંઇ પણ દુઃખ દીધું નહિ. જહાનઆરા તેની સાથે ઉઘાડી રીતે વેર રાખતી હોવા છતાં, શાહજહાનના મૃત્યુ પછી પણ તેનો સર્વે રિસાલો તેણે પહેલાંની પેઠેજ ચાલુ રાખ્યો હતો. તે સ. ૧૬૮૧ માં મરણ પામી હતી.

શાહજહાનનો પ્રેમાળ સ્વભાવ નીચેની બિના ઉપરથી જણાઇ આવે છે. તા. ૨૬ મી માર્ચ સન ૧૬૪૪ ના રોજ રાતે આગ્રાના કિલ્લામાં જહાનઆરા બાપના મહેલમાંથી પોતાના સ્થળે આવતી હતી તે વખતે રસ્તામાંના મીણબત્તીના દીવાને તેનો ઝભ્ભો અડકતાં તે સળગી ઉઠયો. તે વખતે સાથે ચાર દાસીઓ હોઇ તે તેનાં કપડાં સળગતાં તેના શરીરે ચોંટી પડી. પરંતુ આથી ઉલટું માત્ર તેમનાંજ લૂગડાં સળગ્યાં. આ અકસ્માતથી જહાનઆરા આખા શરીરે બળી ગઇ. આ જોઇ તેનો બાપ છેક વિહવળ બની ગયો. સ્ત્રી મરણ પામ્યા પછી આ મોટી પુત્રીજ તેની સર્વે વાતે સંભાળ રાખતી હતી. તેના આ મંદવાડમાં તે તેની પાસે સઘળો વખત બેસી રહેતો, અને પોતાના હાથે તેના ઘા ધોઇને મલમ વગેરે ચોપડતો તેમજ જરૂરના કામ વગર તે તેને છોડી જતો નહિ, અને દરબારમાં પણ પા અર્ધી ઘડી બેસીને પાછો આવતો. મોટા મોટા નામાંકિત વૈદ્યો તેણે તેડાવ્યા હતા. દરરોજ મોટું દાન કરીને તેના આરોગ્યનું ચિંતન કરતો, રોજ રાતે એક હજારની થેલી તેના ઓશિકા નીચે મૂકીને તે સવારમાં ગરીબોને વહેંચી આપતો. તે સાજી થાય તે માટે ઘણા કેદીઓને તેણે બંદીખાનામાંથી છોડી મૂક્યા, અને લોકો પાસેના લેણાની ૭ લાખ રૂપિયાની બાકી માંડી વાળી. મધ્ય રાત સુધી તે પોતે પરમેશ્વરની પ્રાર્થના કરતો જાગતો બેસી રહેતો. આ મંદવાડ ચાર મહિના ચાલ્યો. ઘણે ભાગે તેની આશા મૂકવામાં આવી હતી, અને તેની સાથે દાઝેલી દાસીઓ પૈકી બે તો મરણજ પામી હતી. ઇરાનના શાહનો એક કુશળ હકીમ પોતાના ધણીના ત્રાસથી કંટાળીને તેજ વખતે શાહજહાન પાસે આવેલો હોઇ તેના ઓસડથી ઘણો ફાયદો થયો. તેને સારી થતાં છ મહિના લાગ્યા. તા. ૨૫ મી નવેમ્બરને રોજ તેને આરામ થવા માટે મોટો આનં-

હોત્સવ કરવામાં આવ્યો. બાપે છોકરીને દશ લાખ રૂપિયાની સંપત્તિ બક્ષિસ આપી, અને બે લાખ રૂપિયાની ભીખારીઓને ખેરાત કરી. ઔરંગજેબ ઉપર બાપની ઈતરાજી થયેલી તે જહાનઆરાએ વચ્ચે પડીને મટાડી હતી, અને તેની નિમણુંકો વગેરે ફરીથી ચાલુ કરાવી હતી. આ સર્વ હકીકત ઉપરથી જણાય છે કે એકંદરે શાહજહાન સારો કે ખોટો હતો તે નક્કીપણે કહી શકાય નહિ, એટલે તેનામાં અકબરના જેવું વિશેષ સારાપણું નહોતું, તોપણ તેનામાં ખરાબ ગુણો પણ નહોતા. તેના વખતમાં લોકો એકંદરે સુખી હતા.

**શાહજહાનની રાજ્યવ્યવસ્થા.**—શાહજહાનની કારકીર્દિ શાન્તિમાં ગઈ હતી એમ પાછળ કહેલુંજ છે. તેની ત્રીશ વર્ષની કારકીર્દિના આરંભમાં અને આખરે બે મોટાં યુદ્ધ થયાં હતાં. વચલો કાળ વિશેષ સ્મરણીય છે. આ વખતે શાહજહાનના મુખ્ય વજીર તરીકે બે ગૃહસ્થોએ કામ કર્યું હતું. ગાદી ઉપર બેઠા પછી શાહજહાનનો સાસરો અસફખાન મુખ્ય વજીર થયો હતો. તે સન ૧૬૪૦ માં મરણ પામ્યા બાદ સાદુલ્લાખાન અલ્લામી વજીર થયો હતો. તે મૂળે હિંદુ હોઈ પાછળથી મુસલમાન થયેલો હતો. કંદહાર અને બલ્કની સ્વારીઓમાં સાદુલ્લાખાને અને ઔરંગજેબે વિશેષ પરાક્રમ કર્યું હતું. તેને સ. ૧૬૫૫ માં દારાએ વિષ દઈને માર્યો હતો. સાદુલ્લાખાનની કીર્તિ ઘણી મોટી હોઈ, તેના જેવા હુશિયાર અને પ્રમાણિક પ્રધાન હિંદુસ્થાનના ઈતિહાસમાં ઝાઝા થયેલા નથી, ઔરંગજેબે પણ ઘણી તારીફ કરેલી છે. એણે લખેલું છે કે, 'આ પુરૂષનો સર્વેએ દાખલો લેવો.' શાહજહાનની કારકીર્દિમાં સર્વે કામોમાં એ આગેવાન હતો. તેનો રાજ્યકારભાર સરલ રીતે ચાલવા માટે મુખ્યત્વે કરીને એ બે પુરૂષો કારણ રૂપ બન્યા હતા. જો કે બાદશાહ પોતે ઝાઝું કામ કરતો નહિ, છતાં સારાં માણસો પસંદ કરીને તેમના હાથમાં સર્વ અધિકાર સોંપ્યાથી રૈયતને સુખ થયું હતું.

અલી મર્દાનખાન નામનો બીજો એક હુશિયાર મુત્સદ્દી શાહજહાન પાસે હતો. અસફખાનની પેઠેજ તે પણ દરબારમાં ઈરાની વલણ વધારવામાં

આગેવાન હતો. કંદહારનો કિલ્લો અકબરે ઇરાનના શાહ પાસેથી જીતી લી-ધેલો હતો, તે જહાંગીરની કારકીર્દિમાં તે શાહે પાછો લીધો હતો. પછી શાહજહાન તખ્ત ઉપર બેઠા બાદ અલીમર્દાનખાન નામનો ઇરાનનો જે સરદાર કંદહારમાં બંદોબસ્ત માટે રહેતો હતો, તેને પૈસા વગેરે આપીને શાહ-જહાને પોતાને વશ કરી લીધો, અને તેની મારફતે ફરીથી સ. ૧૬૩૭ માં કંદહારનો કિલ્લો કબજે કર્યો. તે પછીના વર્ષે અલીમર્દાનખાનની બાદશાહે લાહોરમાં મુલાકાત લીધી અને તેને મોટી મનસબ આપી. પછી કેટલાક વ-ખત સુધી અલીમર્દાનખાનને કાશ્મિરનો કારભાર સોંપવામાં આવ્યો હતો, અને તે પછી પંજાબ પ્રાંત પણ તેનાજ તાબામાં મૂકાયો હતો. દર સાલ શાહજહાન પંજાબમાં અને કાશ્મિરમાં જતો તે વખતે અલીમર્દાનખાન તેની સર્વ તજવીજ રાખતો હતો. અલીમર્દાનખાને રાવી નદીનો એક લાંબો ફાંટો કાઢીને લાહોર સુધી ખેતી વગેરેના ઉપયોગ માટે એક મોટી નહેર આણી, અને તેવીજ બીજી નહેર દિલ્હીમાં આણી હતી. મધ્ય એશિયા અને ઇરાન તરફની ખટપટોમાં આ ખાન શાહજહાનને ઘણોજ ઉપયોગી થઇ પડયો હતો. તે સ. ૧૬૫૭ માં મરણ પામ્યો. તેને 'અમીર–ઉલ–ઉમરા'નો ખિતાબ હોઇ, તેની વાર્ષિક ઉપજ ૩૯ લાખ રૂપિયાની હતી. તેના મૃત્યુથી બાદશાહને અ-ત્યંત દુઃખ થયું હતું. તેની કબર લાહોરમાં છે.

શાહજહાન એક સ્થળે ઘણા દિવસ રહેતો નહિ. ઠંડીના દિવસોમાં આગ્રે અને ઉનાળામાં કાશ્મિરમાં તે રહેતો. શાહજહાનની કારકીર્દિના સારા ખોટાપણા વિષે પાશ્ચાત્ય અને આ દેશના ગ્રંથકારો વચ્ચે અત્યંત મતભેદ છે, એ વિષે પાછળ કહેલુંજ છે. રાજા બહારમલ્લ કહે છે, 'શાહજહાન-ના વખતમાં જમીનની ફળદ્રૂપતા ઘણી વધી. જે પ્રદેશની ઉપજ અકબરના વખતમાં ત્રણ લાખ હતી, તેનીજ ઉપજ શાહજહાનના વખતમાં દશ લાખની થઇ હતી. રાજ્યનો વિસ્તાર અતિશય હોઇ, ફરિયાદોની સંખ્યા એટલી થોડી હતી કે, અઠવાડિયામાંથી એકજ દિવસ ન્યાયના કામ માટે પૂરતો થતો. તે માટે બુધવાર નીમેલો હોઇ તે દિવસે પણ ઘણામાં ઘણી વીશ ફરિયાદો આવતી. પ્રાંતે પ્રાંતે ન્યાયની કોર્ટો હોઇ, તેમના ઉપર 'અપીલ' કરવાના

નિયમો હતા, તેથી ખાસ બાદશાહની પાસે ફક્ત તેના પોતાના કુટુંબના ટંટા અને ધર્મ સંબંધી કજિયા માત્ર આવતા.' એકંદર માહિતી ઉપરથી એવું જણાય છે કે શાહજહાનની કારકીર્દિમાં રાજ્યની જે આબાદી થઇ હતી તેવી પહેલાં કદી થઇ નહોતી. દરબારનો વૈભવ અત્યંત વધ્યો હતો. કળાકૌશલ્ય અને બીજાં કામોમાં શાહજહાને મનસ્વી ખર્ચ કરેલું છે. શાહજહાનની કારકીર્દિનું વર્ણન મુસલમાન, ખ્રિસ્તિ, અને હિંદુ એમ જુદા જુદા ગ્રંથકારોએ કરેલું છે. જમીન મહેસુલની ઉદાર અને ડહાપણ ભરેલી પદ્ધતિ, નિષ્પક્ષપાતી ન્યાય, રાજ્યના હિસાબની બાદશાહ પોતાના તરફથી થતી તપાસણી અને તે સર્વેમાં બાદશાહની ભલમનસાઇથી લોકોને મળેલું સુખ, એ વગેરે વિષયોની પ્રશંસા કરવામાં એક હિંદુ ગ્રંથકારે મુસલમાન અને ખ્રિસ્તિ ગ્રંથકારોને પણ હઠાવી દીધા છે. ટૅવર્નિયર લખે છે કે, 'શાહજહાન રાજા પેઠે પોતાની રૈયત ઉપર અમલ બજાવતો નથી, અને જેવી રીતે બાપ પોતાનાં બાળ બચ્ચાં સાથે અને સર્વ કુટુંબ સાથે વર્તે છે તે પ્રમાણે એ પોતાની પ્રજા ઉપર પ્રીતિ રાખે છે. તેનો દીવાનીખાતાનો બંદોબસ્ત ઘણો વખાણવા યોગ્ય છે. સર્વે લોકો બહુધા સંભાવિતપણાથી વર્તે છે. બીજા મુસલમાન રાજાઓની પેઠે એ પોતાની રૈયત ઉપર ખોટા આરોપ મૂકતો નથી, અને ભપકાથી વર્તનારા પૈસાદાર લોકોના દ્રવ્ય ઉપર નજર પણ રાખતો નથી, અને આથી કરીને સર્વ લોકો નિર્ભયપણે રહે છે.' ખાફીખાન લખે છે, 'અકબર મોટો યોદ્ધા અને કાયદા કરનારો હતો, તેથી તે શ્રેષ્ટ હશે, પરંતુ પોતાના મુલકનો અને મહેસુલીનો બંદોબસ્ત કરીને રાજ્યના પ્રત્યેક ખાતાની વ્યવસ્થા બાંધી આપવામાં શાહજહાનની બરાબરી કરે એવો બીજો રાજા આજ સુધી થયો નથી.' દુષ્કાળમાં અન્નગૃહો ઉઘાડીને તે રૈયતને ભૂખે મરવા દેતો નહિ. કેટલાક હિંદુ લોકોને અને કવિઓને બાદશાહનો આશ્રય હતો. અકબરના વખતથી સર્વે પ્રકારના લોકોને આશ્રય આપવાનો શરૂ થયેલો રિવાજ આ વખતે પણ ચાલુ રહેલો હતો. શાહજહાને જગન્નાથ પંડિત નામના સંસ્કૃત કવિને આશ્રય આપ્યો હતો, અને તેને 'કવિરાજ'ની પદવી આપી હતી, તેને દારાશેખોએ પોતાની પાસે

રાખેલો હતો, તાનસેનના પુત્ર વિલાસના લાલખાન નામના જમાઇને 'ગુણુ-સમુદ્ર' નો ખિતાબ બાદશાહે આપ્યો હતો. જગન્નાથરાય અને દીરંગ-ખાનનું દરબારમાં રૂપિયાથી વજન કરીને પ્રત્યેકને સાડાચાર હજાર રૂપિયા બક્ષિસ આપ્યા હતા. જગન્નાથરાય સ. ૧૬૭૪ માં મથુરામાં મરણ પામ્યો હતો. અસફખાન, ઇરાદતખાન, મહોબતખાન, અલીમર્દાનખાન, શાહનવાજ-ખાન વગેરે ગૃહસ્થોએ દરબારમાં ઇરાની વલણજ સર્વત્ર વધાર્યું હતું. ઇરાન-ના રાજકુટુંબમાંના અનેક રાજપુત્રો અને બીજા પુરૂષો હિંદુસ્થાનમાં નો-કર હોઇ તેમની સાથે વિવાહ સંબંધ વગેરે થતાં અહિંના મુસલમાનોમાં બહારનું અસલ ઇરાની વલણ વધતું ગયું હતુ. ઇરાનમાંથી અને મધ્ય એ-શિયામાંથી ઘણાં મોટાં મોટાં કુટુંબો બૈરાં છોકરાં સહિત આ તરફ આવ્યાં હતાં. કેટલાંકનાં ચિત્રો પારસી ઇતિહાસોમાં આપેલાં છે, જે ઉપરથી તે કાળના પહેરવેશ અને રીત રિવાજની ઘણી માહિતી મળે છે.

એકંદરે શાહજહાન જેવો વૈભવશાલી બાદશાહ હિંદુસ્થાનમાં થયો નથી. તેનો પરિવાર અને તેના કુટુંબના નિમણુંકી માણસો, તેની બક્ષિસો અને તેના દરબારનો સર્વ ઠાઠ, એ વગેરે બાબતો જો કે પહેલાંના બાદશાહોના વખતમાં ઘણી ચાલુ હતી છતાં આ કારકીર્દિમાં તે છેકજ વધી પડી હતી. પરંતુ આ ખર્ચથી લોકો ઉપર તેની વિશેષ સખતાઈ થતી નહિ, અને તેના ખજાનામાં પૈસાની તાણ પડતી નહિ. તેણે પોતાનાં સર્વ મોટાં મોટાં કામ એવી કરકસરથી કર્યાં હતાં, કે સર્વ લઢાઇઓનો અને રાજ્યકારભારને લગતો બીજો ખર્ચ કાઢતાં, તેમજ અતિ મૂલ્યવાન મયૂરાસન અને તાજમહાલ વગે-રેનું અત્યંત ખર્ચ કર્યા છતાં, અને સઘળી ફોજનો પગાર વખતોવખત આપ્યા છતાં પણ તેના ખજાનામાં તેના મરણ સમયે ઓછામાં ઓછા ૨૪ કરોડ રૂપિયા સિલિક હતા. તે ઉપરાંત સોના, ચાંદીના અપાર દાગીના અને ઝવેરાત હતું તે તો જુદુંજ. ઉપર લખેલી સર્વ જાહોજલાલી બાદશાહની રાજ-ધાનીના શહેરમાંજ હતી એમ નથી. અતિ દૂરના પ્રાંતોનાં શહેરોની શોભા પણ તે સમયના પ્રવાસી લોકોએ વર્ણવેલી છે. જે પ્રાંતોમાં તે શહેરો છે તે પ્રાંત રસાળ અને ધાન્યથી ભરેલા હતા એમ તેઓ કહે છે. સર્વ રાજ્ય-

માં અગત્રડવાળા અને ડુંગરી રસ્તાઓમાં લુંટ અને ખૂન થતાં તે શાહજહાને ઘણાં કમી કર્યાં હતાં. આ બંદોબસ્તથી શાહજહાનની ઘણી કીર્તિ થઇ હતી. શાહજહાને કરેલો બંદોબસ્ત જો કે હાલના પ્રમાણે નહોતો, છતાં તે વખતના ધોરણે તે વિશેષ સારો હતો, એમાં સંશય નથી.

શાહજહાનના રાજ્યના ૨૨ સુબા–પ્રાંત હતા. તે સર્વેનું મહેસુલ આરંભમાં ૨૨ કરોડ હોઇ, આગળ ૩૬ કરોડ સુધી વધ્યું હતું. જાગિર અને ખાલસા એવા જમીનના બે પ્રકાર હોઇ, ખાલસા એટલે સરકારી જમીનનું મહેસુલ ખેડૂતો તરફથી સરકારને મળતું, અને જાગિરની જમીન લોકોને ઇનામ તરીકે અગર ફોજ વગેરેના ખર્ચ માટે વહેંચી આપેલી હતી. ટોડરમલ્લની મહેસુલની પદ્ધતિ પહેલાં દક્ષિણમાં સર્વત્ર લાગુ થઇ નહોતી. શાહજહાને જમીનની માપણી પૂરી કરીને તે પદ્ધતિ સઘળા દક્ષિણ દેશમાં લાગુ કરી હતી. અકબરના વખતથી જમીનની મહેસુલમાં વિશેષ ફરક એટલો જ થયો હતો કે, સરકારની ઉપજ કમી થાય તો ખેર, પણ તે એકઠી કરવાને સરકારને મહેનત અને ખર્ચ થવો ન જોઇએ. મોગલ બાદશાહીમાં પહેલાંની સાથે સરખાવતાં સરકારનું વસુલ કમી થયું, છતાં તે એકઠું કરવાનો ખર્ચ પણ કમી થયાથી સરકારને નુકશાન થયું નહિ. શાહજહાનની કારકીર્દિમાં કંદહાર પ્રાંત હાથથી ગયા છતાં અહમદનગર વગેરે નવીન ઘણો મુલક મળ્યાથી થયેલું નુકસાન વળી ગયું હતું.

આ કારકીર્દિની આબાદીનું વર્ણન અતિશયોક્તિ ભરેલું નથી. મોટાં મોટાં ઉજડ પડેલાં શહેરો, ધુળમાં મળી ગયેલા રાજમહેલો, પુરાઇ ગયેલા પાણીના નળા નળ, તેમજ જંગલમાંનાં મોટાં મોટાં તળાવ અને પાણીના બંધ (Dam), રાજમાર્ગ ઉપરના તૂટી પડેલા પૂલ, કૂવા, અને ધર્મશાળા વગેરે જે આપણને આજે પ્રત્યક્ષ માલૂમ પડે છે, તે ઉપરથી તે વખતના વિલક્ષણ વૈભવની સારી અટકળ બાંધી શકાય છે.

શાહજહાનની રાજ્યવ્યવસ્થા વિષે ઓવને નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવેલો છે: ‘ શાહજહાનની કારકીર્દિમાં મોગલ બાદશાહી જાહોજલાલીની ટોચે પહોંચી હતી. મોગલ બાદશાહીના જૂના પ્રાંતોમાં શાહજહાનના વખતમાં

જે શાન્તિ, સુવ્યવસ્થા, અને આબાદી નિવાસ કરતી હતી તેવી ત્યાં પહેલાં કદી નહોતી. રજપૂતાનાના માંડલિક રાજા બાદશાહના હુકમ પાળવાને પહેલાં કદી પણ આટલા તૈયાર નહોતા. દરબારનો ઠાઠ, બાદશાહની સત્તા, સંપત્તિ અને સન્માનની બાબતમાં શાહજહાનની બરાબરી કરે એવો બીજો મોગલ બાદશાહ થયેલો નથી. શાહજહાનના વખતમાં મોગલ બાદશાહીની કીર્તિ સઘળી પૃથ્વી ઉપર જેવી પ્રસરેલી હતી, તેવી પહેલાં કદી નહોતી. હિંદુસ્થાનની સરહદ ઉપરના પ્રાંતો ફરીથી જીતી લેવાનો તેણે આરંભમાં પ્રયત્ન કર્યો હતો, પણ આવા દૂરના પ્રાંતોનું સંરક્ષણ કરવા માટે તેને અત્યંત ત્રાસ અને ખર્ચ થતો જોઈને પોતાના હાથે વ્યવસ્થા ન થાય એવા પ્રાંતો તેણે ખુશીથી છોડી દીધા. દક્ષિણમાં તેનો અમલ કાયમનો બેઠો હતો. અહંમદનગરનું રાજ્ય જીતવાનું તેના વડીલોએ આરંભેલું કામ પાર પાડીને વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોની સાર્વભૌમ સત્તા તેણે સંપાદન કરી હતી. એટલું કરીને તે સ્વસ્થ બેસી રહ્યો નહિ. વૃદ્ધાવસ્થા અને મંદવાડથી નિઃસત્ત્વ થતા સુધી રાજ્યકારભારમાંથી તેણે પોતાનું લક્ષ ખસેડ્યું નહોતું. યોગ્ય કામદારોની નિમણુંક કરવા માટે શાહજહાન બાદશાહની સારી પ્રશંસા થયેલી છે. તેના વજીર સાદુલ્લાખાન વિષે ખુદ એલ્ફિન્સ્ટને એવા ઉદ્ગાર કાઢેલા છે કે, 'હિંદુસ્થાનમાં આજ સુધી જો કોઈ અત્યંત હુશિયાર અને પ્રામાણિક મુત્સદ્દી નીપજ્યો હોય તો તે સાદુલ્લાખાન હતો ! બાદશાહે છોકરાઓને મોટા મોટા અધિકાર આપ્યાથી તે જો કે આખરે તેની સામે ઉઠયા હતા, છતાં તે સર્વે પરાક્રમી હોઈ રાજ્યની ચારે દિશામાં પરાક્રમ ગજવીને ઘણાં વર્ષ સુધી પરદેશી શત્રુઓથી રાજ્યનું સંરક્ષણ કરવામાં પોતાનો દેહ ગાળી નાખતા હતા.' ( India on the eve of British conquest ).

૬. **શિલ્પકળાનો ઉત્કર્ષ, તાજમહાલ વગેરે.**—ભારતવર્ષની ઐતિહાસિક કાળમર્યાદામાં રાજ્યધાની દિલ્હીનાં નાના પ્રકારનાં રૂપાંતર થયેલાં છે. પહેલાંના મુસલમાનોએ દિલ્હીના જુદા જુદા ભાગ કેવી રીતે સ્થાપ્યા હતા એ પાછળ કહેલું છે. હાલનું દિલ્હી શહેર યમુના નદીના તીર ઉપર શાહજહાન બાદશાહે બાંધીને તેને શાહજહાનાબાદનું નામ આપ્યું હતું. આ

શહેર બાંધવાનું કામ દશ વર્ષ સુધી ચાલ્યું હતું. મુસલમાન ઈતિહાસકારો શાહજહાનાબાદ નામજ વાપરે છે. આ શહેરની સંપત્તિ અને વૈભવનું વર્ણન અનેક પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય લેખકોએ કરેલું છે. તે યમુનાના પશ્ચિમ કાંઠા ઉપર હોઈ તેના કિલ્લાની આસપાસ પહોળી ખાઈ છે. વિદ્યા, વેપાર, રાજ્ય-ખટપટ, નોકરી, મોજશોખ, જિજ્ઞાસા વગેરે અનેક હેતુથી પ્રેરિત થઈને પૃથ્વીના દૂરના ભાગોમાંથી નાના પ્રકારના લોકો દિલ્હી આવી રહેતા હતા. ત્યાંના મુખ્ય બજાર ચાંદણીચોકમાં સઘળા દેશમાં ઉત્પન્ન થયેલી જણશોના સોદા અને હિંદુસ્થાનની એકંદર સંપત્તિનો વિનિમય હમેશાં થતો. કિલ્લાની બહાર ઘણે દૂર સુધી અનેક મોટા મોટા બાગ અને મહેલ હોઈ પ્રાચીન રાજધાનીઓનાં ખંડેર જુદે જુદે સ્થળે માલૂમ પડતાં. જુમ્મામસીદ, મોતી-મસીદ, દિવાને-આમ, દિવાને-ખાસ, ખુશાલખાનું, વગેરે શાહજહાનની ઈમારતો જોવા લાયક છે. ‘શાહજહાનના મહેલ જેવો મહેલ સઘળી પૃથ્વીમાં નથી’ એવો શિલ્પશાસ્ત્રવેત્તા ફર્ગ્યુસનનો મત છે. મહેલની ભીંત ઉપર સુંદર રંગીત ચિત્રો કાઢેલાં છે. મહેલની આસપાસ ૬૦ ફૂટ ઉંચો કિલ્લો હોઈ તેનો ઘેરાવો દોઢ માઈલ છે, અને અંદરના સર્વ ભાગોમાં નળનું પાણી ઉત્તમ રીતે પૂરૂં પાડેલું છે. આવા સુંદર સ્થળમાં શાહજહાન વિલાસ કરતો, અને કોઈ કોઈ વખત ઉનાળાના દિવસોમાં તે કાશ્મિર વગેરે સ્થળે જતો. તે વખતે સ્વારીના મુકામ, તંબુ વગેરે ઉભા કરવાનું કામ બે મહિના અગાઉ ચાલુ થતું. દરસાલ બે મોટા ઉત્સવ થતા. એક રાજ્યારોહણનો દિવસ અને બીજો બાદશાહનો જન્મદિવસ. તે વખતે સુવર્ણતુલા અને બીજી સર્વ વિધિઓ મોટા ઠાઠથી થતી. દિલ્હીના કિલ્લાનો ઘેરાવો ૭ માઈલનો હોઈ તેને ૭ મોટા દરવાજા હતા.

આગ્રા શહેર મોગલોની તાર્તાર છાવણીની આબેહુબ પ્રતિમા છે. મોટા ઉઘાડા ચોકની સામે મધ્ય ભાગમાં સર્વેને દેખાય એવા પ્રકારની બાદશાહની બેઠક, તેની પાછળ કાઉન્સિલ હોલ, તેની પાછળ જનાનખાનું, અને સ્નાન-ગૃહ વગેરે ભાગો છે. પ્રથમ સિકંદર લોદીએ કોઈ કોઈ વખત આગ્રામાં આવીને રહેવાનો રિવાજ શરૂ કર્યો હતો. તે વખતે બિયાના પ્રાંતમાં આગ્રા

નાનું સરખું ગામ હતું. દિલ્હી શહેર અસ્વચ્છ લાગ્યાથી આગ્રામાં યમુનાના પૂર્વ તીર ઉપર અકબરે પ્રથમ રહેઠાણ કરેલું. વળી આગ્રા એ રાજ્યના મધ્ય ભાગમાં હોવાથી ચોતરફ દેખરેખ રાખવા માટે દિલ્હી કરતાં વધારે સવડવાળું હતું. આગ્રામાંથી પૂર્વે, ઉત્તરે, અને દક્ષિણે ત્રણ મોટા રસ્તા જતા હતા. યમુનાના પશ્ચિમ કિનારા ઉપરની જગા ખુલ્લી અને વિશેષ સોઇવાળી લાગ્યાથી અકબરે ત્યાં નવીન ઇમારતો બાંધી હતી. ત્યાંનો લાલ પત્થરનો કિલ્લો સન ૧૫૬૬ માં તેણે બંધાવ્યો હતો. આગ્રાનું પહેલું નામ અકબરાબાદ હતું. જહાંગીરથી આગ્રાની ઉષ્ણતા સહન ન થવાથી તે પોતાનો વખત બહુધા લાહોર અને કાશ્મિરમાં ગાળતો હતો. શાહજહાને આગ્રા છોડીને દિલ્હીની નવીન રચના કરી. એમ છતાં તાજમહેલ બાંધીને તેણે આગ્રાનું નામ અમર કરેલું છે. ઔરંગઝેબ ઘણે ભાગે લશ્કર લઇને એક સરખો ફરતો રહેતો, તેથી સ્વતંત્ર રાજધાનીની તેને જરૂર પડી ન હોતી. મંડેલ્સ્લોએ (સ. ૧૬૩૮) આગ્રાનું ઉત્તમ વર્ણન આપેલું છે. શહેરમાં મુસાફરો માટે ૮૦ ધર્મશાળાઓ હોઇ જેમાંની ઘણીખરી ત્રણ મજલાની હતી. બાદશાહ પાસે અપાર સંપત્તિ હોઇ તેના ઉપર વિશેષ સખ્તાઇવાળો પહેરો રહેતો. આ સંપત્તિ નિદાન ૩૦ કરોડ પાઉન્ડ એટલે સાડા ચાર અબજ રૂપિયાની હશે એમ મંડેલ્સ્લોનું અનુમાન છે. આગ્રાની વસ્તી ૬ લાખની હતી.

**તાજમહેલ.**—હિંદુસ્તાન રિવ્યુના સ. ૧૯૦૫ ના અગસ્ટ માસના અંકમાં મિ. જદુનાથ સરકારે તાજમહેલ સંબંધી નીચે પ્રમાણે હકીકત પ્રસિદ્ધ કરેલી છે.

'સન. ૧૬૦૭ માં શાહજહાન પંદર વર્ષનો થતાં, જહાંગીરે તેનો વિવાહ અર્જુમંદબાનું સાથે નક્કી કર્યો હતો, અને પછી પાંચ વર્ષે સ. ૧૬૧૨ માં તે લગ્ન થયું હતું. શાહજહાન કરતાં મુમતાજમહાલ ૧૪ મહિના નાની હતી. એ બાઇ પતિના સહવાસમાં ૧૯ વર્ષ સંસારસુખ ભોગવીને અને ૧૪ સંતાનને જન્મ આપીને બરાનપુરમાં મંગળવાર તા. ૭ મી જુન સ. ૧૬૩૧ ને રોજ પ્રસૂતિની વેદનાથી મરણ પામી હતી. એ વેદના તેને ૩૦ કલાક રહી હતી. તેના મૃત્યુથી શાહજહાન એટલો શોકગ્રસ્ત થયો હતો કે, આઠ

દિવસ સુધી તેણે કાંઇ પણ કામ કર્યું નહોતું, અને દરબારમાં પણ આવ્યો ન હોતો. રાજ્યભાર માથા ઉપર ન હોત તો તે ફકીર થયો હોત એમ તે કહેતો. રંગિત વસ્ત્રો, દર દાગીના, અને અત્તર વગેરે વિલાસના પદાર્થોનો તેણે ત્યાગ કર્યો હતો. રાજ્યારોહણુના અને જન્મદિવસના સમારંભના પ્રસંગે તેણે વાજિંત્ર વગેરે વગાડવાની બંધી કરી હતી. તેની દાઢી એકદમ ધોળી દેખાવા લાગી હતી. સ્ત્રીની કબર પાસે જઇને રાજ્ય ગમતું નથી, જીવવું પણ ગમતું નથી, એમ કહી તે ડળકડળક રડતો. જનાનખાનામાં જતો તો તુરતજ તે રડતો રડતો પાછો આવતો. તેને બીજી બે સ્ત્રીઓ હતી. એક મુજફ્ફરહુસેનની દીકરી અને બીજી શાહનવાજખાનની દીકરી. પહેલીનું લગ્ન મુમતાજની પહેલાં બે વર્ષ ઉપર અને બીજીનું તેની પછી પાંચ વર્ષે થયું હતું. પરંતુ આ લગ્ન કેવળ રાજકીય હેતુથી થયેલાં હોઇ તેમાં પ્રીતિનો અંશ ઝાઝો નહોતો. મુમતાજમહાલની પ્રીતિ તેના અંતઃકરણમાં વ્યાપી રહી હતી. અને તેમાં બીજીની પ્રીતિ માટે જગો નહોતી. કોઇપણ પ્રવાસમાં કે સુખોપભોગમાં તે મુમતાજને હમેશાં સાથે રાખતો. તેને તે કદી પણ દૂર ખસેડતો નહિ.

'ખુદાબક્ષ પુસ્તકાલયમાંના કાસિમઅલી આફ્રિદી (સ. ૧૭૭૧–૧૮૨૭) ના આત્મચરિત્રમાં એવી હકીકત છે કે, છેવટની પુત્રી ગર્ભમાં હતી તે વખતે મુમતાજ મહાલને તેના રડવાનો અવાજ સંભળાયો હતો. તે સાંભળીને તેને લાગ્યું કે પોતે આ સુવાવડમાંથી જીવનાર નથી, અને બાદશાહને બોલાવીને આંખમાં આંસુ આણીને તે તેણે કાલાવાલા સાથે તેને જણાવ્યું. તે બોલી, 'ગર્ભમાંના છોકરાનું રડવું મા સાંભળે તો મા જીવે નહિ એમ કહેવાય છે, આથી મારું મૃત્યુ હવે સમીપ આવેલું છે, અને મારા હાથે અપરાધ થયો હોય તો ક્ષમા કરો. આજ સુધી સર્વ સુખ દુઃખમાં હું આપની ભાગિયણ હતી, પણ હવે આપનો સંબંધ છોડીને મારે એકલીનેજ જવું પડે છે. હું આપની પાસે છેવટની બે વાતો માગી લઉં છું. કૃપા કરીને 'આપું છું' એમ કહો. બાદશાહે હા કહેતાંની સાથે મુમતાજ બોલી 'પ્રભુએ આપને ઘણાં છોકરાં આપેલાં છે, અને આપની કીર્તિ ચાલુ રાખવાને તે પૂરતાં છે.

લો ઓરમાન સંબંધથી ઘરમાં ટંટો ન ઉભો થાય તે માટે હવે આપે ફરીથી લગ્ન ન કરવું. બીજી વિનંતિ એવી કે, આપણી બન્નેની પ્રીતિનું સ્મારક યાવચ્ચંદ્રદિવાકરૌ રહે તે માટે એવી એક કબર બાંધવી કે જગતમાં પહેલાં તેવી કદી થઇ ન હોય અથવા હવે પછી પણ કદી થાય નહિ. આટલી વાતચિત થયા બાદ તેને પ્રસુતિ થઇ, તે તુરતજ મરણ પામી. તે વખતે જન્મેલી છોકરીનું નામ ગૌહરઆરા હતું. ઉપલી વાત કર્ણોપકર્ણી હોઇ તેમાં કેટલું સત્ય છે તે કહી શકાય તેમ નથી. માત્ર એટલુંજ કે આ વાત તે વખતે સર્વેના મુખે ચાલી રહી હતી. અબ્દુલકરીમ લોહારીના પાદશાહનામામાં અથવા ખાફીખાનના પુસ્તકમાં તે સંબંધી એક અક્ષર નથી. પાદશાહનામામાં એ સંબંધે નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—

'મુમતાજ મહાલને જણાઇ ચૂક્યું કે હવે તે પોતે જીવશે નહિ ત્યારે તેણે જહાનઆરાને મોકલીને બાદશાહને પોતાની પાસે બોલાવ્યો. તે તરતજ મોટી ફીકર સાથે દોડી આવ્યો. તેણે છોકરાંની સંભાળ રાખવા માટે બાદશાહને વિનંતિ કરી અને પછી પોતે પરલોકવાસ કીધો. પછી બુરાનપુરની સામે તાપી નદીના કાંઠે એક બાગમાં પ્રથમ તેનું દફન થયું. પણ તે પછીના ડિસેમ્બરની તા. ૧ લીને રોજ તેનું શબ આગ્રે લઇ જવામાં આવ્યું. સાથે શાહજાદો સુજા હતો. તે તા. ૨૯ ડિસેમ્બરને રોજ પોતાની માતુશ્રીનું પ્રેત લઇને આગ્રે પહોંચ્યો હતો.

આગ્રાની દક્ષિણે એક જગો જોઇને તે માનસિંહના પૌત્ર રાજા જયસિંહ પાસેથી બાદશાહે ખરીદ કરી, અને ઇમારતના કામમાં નિપુણ થયેલા અનેક માણસો પાસે એક સુંદર ઇમારતના નકશા માગ્યા. તે પૈકી એક બાદશાહે પસંદ કર્યો, અને પ્રથમ તેનો લાકડાનો નમૂનો તૈયાર કરાવ્યો. નમૂના પ્રમાણે સ, ૧૬૩૧ ના આરંભમાં ઇમારતની શરૂઆત થઇ, અને તે સ. ૧૬૪૩ ના જાન્યુઆરીમાં પૂરી થઇ. મકામતખાન અને અબ્દુલકરીમ એ બે તે કામ ઉપર મુખ્ય દેખરેખ રાખતા હતા. તે ઇમારમાં પચાસ લાખ રૂપિયાનો ખર્ચ થયો હતો. આફ્રિદી કહે છે કે તે ઇમારતનું ખર્ચ ૯ કરોડ અને ૧૭ લાખ રૂપિયા થયો હતો, અને નીચેના ગૃહસ્થો તેને લગતાં જુદા જુદા કામ ઉપર દેખરેખ રાખતા હતાઃ—

૧. અમાનતખાન શિરાજી ( કંદહારનો ). ૨ આગ્રાનો મિસ્ત્રી ઇસા અવંડી. ૩ દિલ્હીનો મિસ્ત્રી પીરા સુતાર. ૪ થી ૬ બન્નુહાર, ઝાતમલ્લ, અને જોરાવર, દિલ્હીના સલાટ. ૭ ઇસ્માઇલખાન રૂમી, ઉપરના ઘુમટ અને તેનાં ચાલખનો બનાવનાર, ૮ રામલાલ કાશ્મિરી બાગવાન. તેજ ગ્રંથમાં એકંદરે ઉત્તમોત્તમ ૨૦ જાતના પત્થરનાં નામ આપેલાં હોઇ, તેમનો ઉપયોગ આ ઇમારતમાં કરેલો છે. તા. ૨૮ મી જાન્યુઆરી સ. ૧૬૪૩ ને રોજ મુમતાજમહાલના બારમા મૃત્યુદિને બાદશાહ તાજમહેલમાં ગયો, અને એક લાખ રૂપિયાનાં ઉપજનાં ૩૦ ગામ તાજમહેલના ખર્ચ માટે અને આસપાસની ધર્મશાળા, દુકાનો, બાગ અને તેમાં રહેનારા ફકીરોના ખર્ચ માટે જુદાં કાઢી આપ્યાં. ”

તાજમહાલની ઇમારત પોતાના અપ્રતિમ સૌંદર્યથી જગતની સર્વે ઇમારતોમાં પ્રથમ પદ પામેલી છે. આ ઇમારતનું વર્ણન શબ્દોથી કરવું એ એક તો તદ્દન અશક્ય છે, અને વળી આજ પર્યંત અનેક ગ્રંથકારોએ તે ઇમારતના વર્ણન ઉપર પોતાની લેખિની ચલાવેલી છે. આ ઇમારત આગ્રાથી દોઢ કોસ ઉપર યમુના નદીના પશ્ચિમ કિનારા ઉપર છે, જે બાંધવાના કામ પાછળ રોજ ૨૦ હજાર મનુષ્ય જોઇતાં હતાં. હિંદુસ્થાનમાં શિલ્પશાસ્ત્ર તે વખતે કેવી ઉત્કૃષ્ટ સ્થિતિમાં હતું એની ઉત્તમ સાક્ષી આ ઇમારત આપે છે. તેના એકંદર સ્વરૂપ ઉપર ઝનાની ઝલેહ માલૂમ પડે છે એવું માર્મિક શિલ્પવેત્તાઓ કહે છે. વેઠના મજુર પકડીને બાદશાહે તાજમહેલનું કામ કરાવ્યું હતું એવો એક આરોપ બાદશાહપર મૂકેલો છે, તે ખરો જણાતો નથી, કારણ કે, જે જગો ઉપર તાજમહેલની ઇમારત છે તે જગો પ્રથમ જયસિંહની હોઈ જયસિંહ બાદશાહને તે ફોકટ આપી દેતો હતો. પરંતુ પોતાની પ્રિયકર સ્ત્રીના પવિત્ર સ્મારક માટે કોઇની પણ ફોકટ સહાય લેવી નહિ, એવો બાદશાહે પોતાનો નિશ્ચય જાહેર કરીને જયસિંહને પૂરેપૂરી કિમ્મત આપીને જગો વેચાતી લીધી હતી. આવી સંભાળ રાખનાર બાદશાહ ગરીબ લોકો પાસેથી મજુરી લે એ સંભવતું નથી.

સિકંદરામાં અકબરની સુંદર કબર છે. તે ગામ પણ સિકંદર લોદીએ

જ વસાવ્યું હતું. 'બારબારણાં' નામે જે ઇમારત ત્યાં છે તે સિંકંદરે સ. ૧૪૧૫ માં બંધાવી હતી. સિકંદરામાં જે સ્થળે અકબરનું દફન થયું હતું તે સ્થળે સુંદર અને ભવ્ય કબર જહાંગીરે બંધાવી છે. આ ઇમારતનું સર્વ કામ સ. ૧૬૧૩ ના અરસામાં પૂરૂં થયું હતું. તેના ઉપર દરરોજ ત્રણ હજાર મજૂર કામ કરતાં હતાં, અને તેનો પંદર લાખ રૂપિયા ખર્ચ થયો હતો એમ કહેવાય છે. તેના પેસવાના દરવાજાની ઉંચાઇ ૧૭ ફૂટ કરતાં વિશેષ હોઇ, મુખ્ય ઇમારતને પાંચ મજલા અને બાર બારણાં છે. તેમાંનાં અનેક સુંદર કામોની કલ્પના વાચકોને શબ્દોથી થઇ શકે તેમ નથી. તે પ્રત્યક્ષ જ જોવી જોઇએ. સ. ૧૬૧૧ થી આજ સુધી હજારો લોકોએ આ ઇમારતનું વર્ણન કરેલું છે. મુસલમાની ઇમારતોના બે પ્રકાર હોઇ તે પૈકી અકબરની આ કબર જૂની ઢબની અને આગ્રાનો તાજમહાલ નવી ઢબનો* મનાય છે. જૂની ઢબમાં હિંદુ અને જૈન ઢબનું મિશ્રણ ઘણું હોય છે. આગળ જહાંગીરની પછી હિંદુ અને જૈન ઢબનું મિશ્રણ કમી થઇ પર્શિયન એટલે શુદ્ધ મુસલમાની વલણ વધતું ગયું હતું.

નૂરજહાનનો બાપ ઇતિમાદ—ઉદ—દૌલા અસલ ઇરાની વલણમાં ઉછરેલો હોઇ, નૂરજહાનનું લગ્ન થયા પછી બાંધકામમાં પણ ઇરાની વલણનું માહાત્મ્ય વધતું ગયું હતું. અકબરની કબરમાં લાલ પત્થર વાપરેલો હોઇ તાજમહાલમાં આરસપહાણ વાપરેલા છે. અકબરની કબરમાં જંગી અને ભવ્ય સ્વરૂપની કલ્પના મનમાં આવે છે. આગ્રા પાસેની ઇતિમાદુદ્દૌલ્લાની કબરમાં થોડીક ભવ્યતા અને થોડુંક સૌંદર્ય છે, પરંતુ તાજમહેલમાં કેવળ સૌંદર્ય એટલે ગાયનના સપ્ત સુરોના ઉત્કૃષ્ટ મિશ્રણની પેઠે, શિલ્પકળાના હરેક ઉપાંગનું ઉત્કૃષ્ટ મિશ્રણ છે. ઐતિહાસિક રીતે અકબરની કબરનું મહત્વ વિશેષ છે. તેમાં શિલ્પકળાનો વધારો અને પ્રગતિ જણાઇ આવે છે. પરંતુ તાજમહેલમાં તે કળાની પરિસીમા થઇને પછીથી તેની વૃદ્ધિ અટકી પડેલી જણાય છે. આ વિષયનો વિશેષ વિચાર તે સંબંધના ખાસ પુસ્તકમાંથી મળી આવશે.

---

* આ બે ઢબના ભેદ મિ. મનમોહન ચક્રવર્તીએ 'ઇન્ડિયન વર્લ્ડ' નામના માસિકના અકટોમ્બર સ. ૧૯૦૫ ના અંકમાં સ્પષ્ટ રીતે દર્શાવેલા છે.

**મયૂરાસન.** અકબરના વખતથી બાદશાહના ઝવેરાતખાનામાં પુષ્કળ રત્નોનો સંચય થયેલો હતો. શાહજહાનના મનમાં આવ્યું કે આ રત્નો લોકોની નજરે પડે એવી રીતે તેને ઉપયોગમાં ન લેવાય તો તે રાખવાનું શું કામ? આથી તેણે સર્વ રત્નો પોતાની પાસે મંગાવીને તે પૈકી સુમારે ૮૬ લાખની કિમ્મતનાં સારાં સારાં તેણે ચૂંટી કાઢ્યાં, અને એક લાખ તોલા સોનું (કિમ્મત ૧૪ લાખ રૂપિયા) ખરીદ કરીને કસબી સોનીઓને કામ ઉપર બેસાડી બે બાદલખાનની દેખરેખ નીચે નવીન મયૂરાસન તૈયાર કરાવ્યું. તે કામ ૭ વર્ષ ચાલ્યું હતું. તેની લંબાઇ સવાત્રણ યાર્ડ, પહોળાઇ અઢી યાર્ડ, અને ઉંચાઈ પાંચ યાર્ડ હતી. આ સિંહાસનમાં તે સર્વ રત્નો જડવામાં આવ્યાં હતાં. તેને બાર ખૂણા અને તેટલાજ થાંભલા હતા. ઉપર એક નાનું સરખું ઝાડ કરીને પ્રત્યેક થાંભલાના શિખર ઉપર બે બે મોર બેસાડેલા હતા, અને એટલાજ ઉપરથી તેનું નામ મયૂરાસન પડયું હતું. તે મયૂર (મોર) ઉપર બેસાડેલું નહોતું. ઉપર જવા માટે ત્રણ રત્નજડિત પગથિયાં હોઇ અગિયાર બાજુએ કઠેડા બેસાડીને બંધ કરેલી હતી. અંદરની બાજુએ એક ફારસી કવિનાં કવન કોતરાવેલાં હતાં. આ સિંહાસન માટે વપરાયેલા સાહિત્યની કિમ્મત એક કરોડ રૂપિયા હોઇ, તે ઉપરાંત મજુરીનું ખર્ચ જે થયું હશે તે જુદુંજ. તા. ૧૨ મી માર્ચ સ. ૧૬૩૫ ના રોજે આ મયૂરાસન ઉપર શાહજહાને પ્રથમ આરોહણ કર્યું હતું.

મોગલ બાદશાહની સંપત્તિનો અંદાજ 'મૉડર્ન રિવ્યુ'માં પ્રો. સરકારે ફારસી ગ્રંથોના આધારે આપેલો છે. સ. ૧૬૪૮ માં રાજ્યનું મહેસુલ શુમારે વીશ કરોડ હોઇ તે પૈકી શુમારે ત્રણ કરોડ બાદશાહના ખાસગીખાતા માટે ખર્ચ થતા હતા. શાહજહાને પહેલાં ૨૦ વર્ષમાં ૯½ કરોડ રૂપિયા દાન ધર્મ અને બક્ષિસોમાં ખર્ચ્યા હતા. તેટલા અરસામાં ઇમારતોમાં ખર્ચ થયેલા ૨½ કરોડ રૂપિયાની તપસીલ વિગતવાર આપેલી છે. બાદશાહના ઝવેરાતખાનામાં ૭ કરોડનો અવેજ હતો, અને શુમારે બે કરોડનું ઝવેરાત રાજપુત્ર અને અન્ય મંડળ પાસે હતું. ઉપરના ૫ કરોડ પૈકી ૨ કરોડના અવેજના દાગીના બાદશાહના શરીર ઉપર હમેશાં પહેરવાના હતા. શાહજહાનની મંત્ર જપવાની

બે માળા હોઇ, તેમની કિમ્મત ૨૦ લાખ રૂપિયા હતી. આ સંપત્તિ આજના પ્રમાણમાં થોડી દેખાય છે, પણ તે વખતના ધોરણે તેની કિમ્મત પુષ્કળ હતી. એક રૂપિયાના બે શિલિંગ અને ૩ પેન્સનો ભાવ તે વખતે આવતો, અને બજારમાં હાલમાં એક રૂપિયાની જે જણસ મળે છે તે કરતાં નિદાન સાતપટ વધારે તે વખતે મળતી હતી.

---

## પ્રકરણ ૨૬ મું.

---

## મૂહિઉદ્દીન મહંમદ ઔરંગજેબ.

### સ. ૧૬૫૮–૧૭૦૭.

---

૧. રાજ્યારોહણ અને પરિસ્થિતિ.
૨. મીરજુમલા, (મૃ. ૧૬૬૩)
૩. બુંદેલા રાજા સાથે યુદ્ધ.
૪. જનાનખાનામાંની ખટપટ, અને કુટુંબ પરિવાર.
૫. કારકીર્દિમાંના કેટલાંક યુદ્ધ પ્રસંગ.
૬. હિંદુઓ ઉપર જુલમ અને રજપૂતો સાથે યુદ્ધ.
૭. દક્ષિણની સ્વારી અને મૃત્યુ.
૮. ઔરંગજેબના ગુણોનું અવલોકન.
૯. ઔરંગજેબની રાજ્યવ્યવસ્થા.

**૧. રાજ્યારોહણ અને પરિસ્થિતિ.**—પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે શાહજહાન બાદશાહના ત્રીજા પુત્ર ઔરંગજેબની અનિવાર્ય મહત્ત્વાકાંક્ષા સફળ થતાં જુલાઇ સ. ૧૬૫૮ માં એટલે ઇંગ્લાંડમાં ઑલિવર ક્રૉમ્વેલના મરણ પહેલાં થોડા દિવસ અગાઉ, તેણે પોતાના નામની દુવાઇ ફેરવી. પરંતુ તેના રાજ્યારોહણનો વિધિ તા. ૨૬ મી મે. સન ૧૬૫૯ ને રોજ થયો. તે વખતે તેણે પોતાના બાપે આપેલું 'આલમગીર'નું નામ ધારણ કર્યું. એ ઇંગ્લાંડના ક્રૉમ્વેલનો સમકાલીન હોઇ ઘણે અંશે બન્નેના ચરિત્રક્રમમાં સરખાપણું માલૂમ પડે છે. ક્રૉમ્વેલ ખ્રિસ્તિ ધર્મના પ્યુરિટન પંથનો હતો. આ પંથના લોકોની રહેણી તદ્દન સાદી અને ધર્મઘેલછા જબરી હતી. ધર્મના નામે મન-

માંની મહત્ત્વાકાંક્ષા તૃપ્તિ કર્યાનો દોષ ઇતિહાસકારોએ ક્રૉમ્વેલને આપેલો છે, જ્યારે ઔરંગજેબ માટે પણ ઇતિહાસકારો એમજ કહે છે. બન્નેએ મોટાં કામ કરવાનું ડોળ કર્યું હતું. પણ બન્નેનો અંત ઘણી દુઃખદાયક રીતે આવ્યો હતો. ધર્મની સ્થાપના કરવાની હોંશમાં પોતે કઈ તરફ વહી જાય છે તેનું તેમને સ્મરણ રહ્યું નહિ. વળી ઇંગ્લાંડના પ્રસિદ્ધ વિદ્વાન્ ગ્રંથકાર જૉન્સને 'માનવી ઇચ્છાઓનું વૈયર્થ્ય' (vanity) દર્શાવવા માટે સ્વીડન દેશના રાજા બારમા ચાર્લ્સના ચરિત્રનું ઉદાહરણ આપેલું છે, પણ ઔરંગજેબનું ચરિત્ર જો તેના જાણવામાં હોત તો તે પણ તેને ઉપયોગી થઈ પડયું હોત. કંઇક આશ્ચર્યની વાત છે કે ચાર્લ્સ અને ઔરંગજેબ બન્ને સમકાલીન હોઈ, તે બન્નેમાં સાદું વર્તન, હઠીલો સ્વભાવ, અને અખંડ ધૈર્ય એ ગુણ અને અવગુણ સરખા ભરેલા હતા. બન્નેનું નામ લેતાં તેમણે કરેલાં ઘોર પાપનું સ્મરણ થયા વિના રહે તેમ નથી. ચાર્લ્સે પરરાજ્યના એક વકીલને પૈડા નીચે ચગદાવી ઠેર મરાવ્યો હતો અને ઔરંગજેબે ભ્રાતૃહત્યા કરીને બાપને કેદમાં નાંખ્યો હતો, એ બાબતનું ઇતિહાસમાં કદી વિસ્મરણ થનાર નથી. પરંતુ ઔરંગજેબની પરિસ્થિતિ પ્રત્યેક બાબતમાં ચાર્લ્સ કરતાં અતિશય વિસ્તારવાળી હોવાથી તેનાં કૃત્યોનું પરિણામ પણ તેવુંજ વિસ્તૃત અને ભયંકર આવ્યું હતું. અર્થાત્ ચાર્લ્સના ઇતિહાસ ઉપરથી શિખવા જોગ અંશ વિશેપ નીકળતો નથી, પરંતુ ઔરંગજેબનો અંત એ મોગલ બાદશાહીના નાશનો આરંભ હોઈ, ત્યાર પછીથીજ હિંદુસ્થાનના ઇતિહાસની દિશા બદલાતી ચાલી હતી.

મોગલ બાદશાહીનો પહેલો પુરૂષ બાબર સંપૂર્ણ વીર્યશાલી હતો. હુમાયુન ભાગ્યહીન, વનવાસ અને સંકટોથી ઘેરાયલો, પરંતુ સત્યશીલ અને સાહસિક હતો. અકબર મુત્સદ્દી અને વ્યવસ્થા કરનારો હોઇ, જહાંગીર બુદ્ધિમાન્ પરંતુ આળસુ અને દારૂડિયો, અને શાહજહાન ભવ્ય રાજમંદિરો બાંધીને વિલાસ ભોગવનાર નીવડયો હતો. આ પછી જે પુરૂષ તે વંશમાં તખ્તનશીન થયો તેને મુસલમાન ઇતિહાસકારો 'સાધુ' નું નામ આપે છે, જ્યારે પરજાતિના ઇતિહાસકારો ક્રૂર, કઠોર, અને સ્વાર્થસાધક કહી તેની નિંદા કરે છે. મોગલ બાદશાહોમાં આવો ફરક પડતો જવાનાં કારણો સ્પષ્ટ જણાય છે.

આરંભમાં મોગલ લોકો સાહસિક અને પોતાની ઉન્નતિને અર્થે મથન કરનાર હતા, પરંતુ તેમને સ્વસ્થતા મળતાની સાથે તેઓ મોજીલા બનતાં ગયા હતા. બાબર બાદશાહ એ દિવસમાં ૧૬૦ માઇલની ઘોડા ઉપર મજલ કરીને ગંગા નદીમાંથી બે વખત તરીને ગયો હતો, જ્યારે તેનોજ પાંચમો વંશજ ઔરંગજેબ તખ્ત ઉપર હતો ત્યારે દરબારના લોકોને સુંવાળા મલમલના પોષાક પણ ભારે લાગતા. બાદશાહની સ્વારી સાથે પ્રવાસમાં હોય તે વખતે તે લોકો પલંગ પર સૂતેલા હોઈ નોકરો તેમને પલંગ સાથે ઉંચકી જતા, અને મુકામ પર પહોંચતાની સાથે ભોજન તેમની વાટ જોતું તૈયાર રહેતું. ધર્મની બાબતમાં પણ આવોજ ફરક પડયો હતો, એમ ઉપર આપેલા ઈતિહાસ ઉપરથી સ્પષ્ટ થયેલુંજ છે. સર્વ જાતિની રૈયત સાથે સમબુદ્ધિથી વર્તવાના ઉદાત્ત તત્ત્વ ઉપર પહેલાંના બાદશાહોએ પોતાના રાજ્યની ઇમારત સુદૃઢ કરેલી હતી. આ તત્ત્વ વિષે આ દેશના લોકોએ દર્શાવેલો આદર હિંદુસ્થાનના ઈતિહાસમાં વિશેષ સ્મરણીય થયેલો છે. અકબરની પાસે મોટા મોટા હિંદુ સરદાર પ્રસિદ્ધિમાં આવ્યા હતા, અને સર્વેને માન્ય થાય એવા નવીન ધર્મની તેણે સ્થાપના કરી હતી. આવો ધર્મ સ્થાપન કરવા તરફ પહેલાં બસેં વર્ષથી હિંદુ સાધુસંતોના સતત પ્રયત્ન ચાલુ થયેલા હતા. ઉત્તર હિંદમાં પ્રસિદ્ધ સાધુ કબીર મરણ પામતાં તેના શબ માટે હિંદુ અને મુસલમાનો વચ્ચે ઝગડો ઉભો થયો હતો. છેવટે સાધુએ આવીને દર્શન આપ્યું, અને કફન ઉઘાડીને જોવાનું કહીને પોતે અદશ્ય થયો. પછી કફન નીચે પ્રેતને બદલે તેમને સુંદર ફૂલ મળી આવ્યા, જે પૈકી અર્ધાં મુસલમાનોએ વિધિપૂર્વક દાટયાં, અને બાકીનાં અર્ધાં હિંદુઓએ પોતાની રીત પ્રમાણે બાળ્યાં હતાં. સારાંશ કે, તે વખતે ધર્મજાગૃતિ વિશેષ થયેલી હતી. અકબરના વખતમાં ઘણાં દેવસ્થાન એવાં હતાં કે ત્યાં હિંદુ અને મુસલમાનો બન્ને ભજન માટે એકત્ર જતા. પરંતુ અકબરના મનમાંનો આ ધર્મભાવ સલીમ અને શાહજહાનમાં જાગૃત ન હોવાથી અનાચાર શરૂ થયો, અને અકબરની ઉદાત્ત કલ્પના બાજુએ રહીને, ઢોંગી અને લુચ્ચા લોકો પોતાનો કાર્યભાગ સાધી લેવા લાગ્યા. આ શોચનીય સ્થિતિ જોઇને સ્વધર્મનિષ્ઠ ઔરંગજેબને

એન પડયું નહિ, ત્યારે આજસુધીની ચાલતી આવેલી ધર્મભ્રષ્ટતા નાશ કરીને પહેલાંનો મુસલમાની ધર્મ પૂર્વવત્ ચાલુ કરવાનો તેણે નિશ્ચય કર્યો. આ કામમાં ફતેહ પામવા જેવું ધૈર્ય અને કર્તૃત્વ તેનામાં હતાં. એક દિવસે એક સિંહ છૂટીને તેના શરીર ઉપર દોડી જતાં ઔરંગજેબે તેને મારી નાંખ્યો હતો. જુવાનીમાંજ દક્ષિણ પ્રાંત ઉપર તેની નિમણુંક થયાથી ત્યાંનાં શિયા-પંથી મુસલમાની રાજ્યો અને હિંદુધર્મી મરાઠાઓ ઉપર પોતાનો પ્રતાપ દર્શાવવાની ઉત્કટ ઇચ્છા તેને ઉત્પન્ન થઈ હતી, પરંતુ રાજ્ય મળતા પહેલાં તેનાથી પોતાની આ ઇચ્છા પાર પાડી શકાઈ નહોતી. આરંભમાં કદાચ તેના મનમાં રાજ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા નહિ પણ હોય. પણ તેના મનમાં જે ધર્મપ્રેરણા હતી તે પાર ઉતારવાના કામ માટે પોતાના બન્ને વડા ભાઈ-ઓ અયોગ્ય છે એવું તેને લાગ્યાથી ધર્મઘેલછાની અને મહત્ત્વાકાંક્ષાની એવી બન્ને વાસનાઓ તૃપ્ત કરી લેવાની તેણે યુક્તિ રચી, અને તે તેણે કેવી રીતે પાર પાડી એ આગળ માલૂમ પડશે.

રાજ્ય પ્રાપ્ત થયા પછીના વર્તનમાં બે ત્રણ ઉદ્દેશ તેની નજર આગળ હમેશાં કાયમના ચાલુ રહેતા. પહેલો ઉદ્દેશ એ હતો કે, અકબરના વખતથી બગડેલી દરબારની નીતિ સુધારવી; અને બીજો એ હતો કે આજસુધી મુસલમાની ધર્મની જે અવગણના થઈ હતી તે અટકાવીને પહેલાંની પેઠે સુની પંથની સ્થાપના કરીને કાફર હિંદુ લોકોમાં તેનો બને તેટલો પ્રચાર કરવો; અને ત્રીજો, દક્ષિણ દેશ જીતવાના પ્રયત્ન પહેલાંથી ચાલુ હોઈ જે કામ પોતાના પૂર્વજોના હાથથી પાર પડયું નહોતું તે પોતે કરી બતાવવું. આ ઉદ્દેશો તેણે એકીવખતે પાર પાડયા હોત, પરંતુ વચ્ચે અનેક અડચણો આવ્યાથી તેમાં ઘણી વાર લાગી, એટલું જ નહિ, પણ તે કામમાં તેનો પાછલો સર્વ શ્રમ ફોકટ જઈ અંતે તે અત્યંત નિરાશ થયો. આવા ઉદ્દેશની સિદ્ધિ માટેની ખટપટમાં જે કૃત્ય તેના હાથથી થયાં તે ઉપરથી તેના ચરિત્રના ત્રણ ભાગ કલ્પી શકાય છે. પહેલો ભાગ સન ૧૬૫૮ થી ૧૬૬૪ સુધીનો હોઇ, તે ભાગમાં તેણે પોતાના સર્વ શત્રુઓનો પરાભવ કરીને નવીન રાજ્ય-પદ્ધતિ શરૂ કર્યાની હકીકત આવી શકે છે. આ ભાગની આખરે તેનું રાજ્ય

આબાદીના શિખરે પહોંચ્યું હતું, અને પછી તેની ઉતરતી કળા થવા માંડી હતી. બીજો ભાગ સન ૧૬૬૫ થી ૧૬૮૧ સુધીનો છે. આ વખતે કાશ્મિર, દિલ્હી, અને કાબૂલ ઇત્યાદિ સ્થળે રહીને તેણે ધર્મના પ્રચાર અર્થે નાના પ્રકારના પ્રયત્નો કર્યા હતા, પણ તેમાં તે ન ફાવ્યાથી નિરાશાથી તેણે પોતાનો ઉદ્દેશ છોડી દીધો હતો. ત્રીજો અને છેવટનો ભાગ સ. ૧૬૮૧ થી ૧૭૦૭ સુધીનો હોઇ એ ભાગમાં મુખ્યત્વે કરીને તેની દક્ષિણની સ્વારીની હકીકત આવે છે. ૨૫ વર્ષ સુધી દક્ષિણમાં પોતે રહીને તે પ્રદેશ જીતવાના તેણે બન્યા તેટલા પ્રયત્ન કર્યા હતા, પણ એમાં પણ તેની ધારણા નિષ્ફળ ગઇ હતી. પ્રસ્તુત પ્રસંગે ઔરંગજેબે તખ્તનશીન થતાની સાથે કયા કયા વિશેષ ફેરફાર કર્યા હતા તે કહેવામાં આવશે.

ઔરંગજેબનાં પહેલાં કેટલાંક વર્ષ શાન્તિમાં ગયાં હતાં, ઇરાન, બુખારા, અરબસ્તાન, આબિસિનિયાના રાજાઓ તરફથી તેને અભિનંદન આપવા મોટા ઠાઠથી વકીલો આવ્યા હતા. તે સર્વેનો ઉત્તમ સત્કાર કરીને ઔરંગજેબે તેમને પોતાના વૈભવથી આંજી નાંખ્યા હતા.

આરંભમાંજ આગ્રાના કિલ્લામાંની સર્વ સંપત્તિ સેંકડો ગાડાં ભરીને તે દિલ્હી લઈ ગયો. દિલ્હીના મુખ્ય કાજીએ શાહજહાન જીવતો હોવાથી ઔરંગજેબને બાદશાહ તરીકે માન્ય રાખ્યો નહિ, અને તેના નામનો ખુત્બા પઢ્યા નહિ. મક્કાના મુખ્ય ધર્માધ્યક્ષે પણ સર્વ યાત્રાળુઓને જાહેર કર્યું કે, શાહજહાન સિવાય બીજા હિંદુસ્થાનના બાદશાહને આપણે ઓળખતા નથી. ઔરંગજેબે પોતાના વકીલો સાથે ઘણા પૈસા મક્કે મોકલ્યા, પણ તે ધર્માધ્યક્ષે તે નાણાંનો સ્વીકાર ન કરતાં જેમને તેમ પાછા મોકલ્યાં. તે વખતે દિલ્હીના મુખ્ય કાજીને સર્વ મુલ્લાંઓની સમક્ષ ઔરંગજેબે બરતરફ કર્યો. ઑકટોબર સન ૧૬૬૦ થી ઔરંગજેબના નામથી ખુત્બા પઢાવવાની શરૂઆત થઈ. ઔરંગજેબે જે તાજાં ઘોર કૃત્યો કર્યાં હતાં તેથી તેના ઉપર સર્વેનો રોષ થયો હતો, અને તે કમી કરવા માટે સર્વ અમીર ઉમરાવોને અને હિંદુ રાજાઓને દિલ્હી બોલાવીને તેણે એક મોટી મિજબાની આપી. તે સમારંભ નવ દિવસ ચાલ્યો હતો. આ પ્રસંગે હિંદુઓને ખુશ રાખવા

જેવાં અનેક ધર્મ કૃત્યો તેણે કર્યાં હતાં. આથી મુસલમાનોના મનમાં ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો, છતાં તે દૂર કરવા માટે તેણે તુરતજ અનેક ઉલટા હુકમો ફરમાવ્યા. મદ્યપાનની સખ્ત બંધી કરી, અને જે કોઇ મુસલમાન મદ્યપાન કરતો જણાય તેના હાથ પગ ભાગી નાંખવાનો તેણે હુકમ આપ્યો. ખ્રિસ્તિ લોકોએ પણ પોતાની વસ્તી બહાર દારૂ પીવો નહિ કે વેચવો નહિ એમ તેણે ફરમાવ્યું. તેજ પ્રમાણે ગાવું બજાવવું પણ તેણે બંધ કર્યું. જે કોઇ ગાવું બજાવવું કરતો હોય તેના ઘરમાં પેસીને તેનાં વાજિંત્ર ફોડી નાંખવાનો સપાટો ચાલ્યો. આથી સેંકડો ગવૈયા લોકો ભીખ માગતા થઇ ગયા. તેજ પ્રમાણે નૃત્યકળા બંધ થયાથી અનેક કલાવંતિનીઓને અપવાસ કરવા પડયા. તે વખતે તેમણે લગ્ન કરવાં એમ ઔરંગજેબે ફરમાવ્યું. સુન્ની પંથનો પ્રચાર થાય તે માટે તેની પાસેના શિયા પંથી ઇરાની ઇનામદારોનાં સર્વેનાં ઇનામ બંધ કર્યાં, ત્યારે તેઓ નીકળી કાશ્મિર તરફ ગયા. રાજ્યમાં શું ચાલી રહ્યું છે તેની પોતાને ખબર મળે તે માટે તેણે ગુપ્ત બાતમીદારોનું ખાતું વિશેષ વધાર્યું. આ સર્વ બિનાથી અસંતોષ ઉત્પન્ન થયાથી શાહજહાને ઔરંગજેબના કાન સારી રીતે ઉઘાડયા. આથી ઉલટો તે બાપની સાથે ખરાબ રીતે વર્તવા લાગ્યો. કાબૂલના સુબેદાર મહોબતખાને ઔરંગજેબને આમ કરતાં ઘણોએ વાર્યો, પણ એ વાત તેને પસંદ ન પડતાં કદાચ ઇરાનના શિયાપંથી શાહને તે મળી જાય એવી બીતિથી ઔરંગજેબે તેની ગુજરાતના સુબેદારની જગોએ બદલી કરી, અને બાપની કેદની સખતાઇ નરમ કરી.

થોડાજ સમયમાં સર્વ લોકો જાણી ગયા કે પોતાનો નવીન ધણી આજ સુધીમાં થયેલા બાદશાહો જેવો નથી, પરંતુ તેનામાં સિપાઇ, બાદશાહ અને સાધુના ત્રણેનાં લક્ષણોનું મિશ્રણ છે. તેનું વર્તન હમેશાં શાન્ત અને નમ્ર હોઇ, અત્યંત ખુશાલીમાં અને અત્યંત આપત્તિના પ્રસંગે સદૈવ ઇશ્વર ઉપર ભરોંસો રાખીને સ્વસ્થ બેસવાની તેની ટેવ વિલક્ષણ હતી. તે કદી ઉચ્ચ સ્થાન ઉપર બેસતો નહિ, કે સોના ચાંદીનાં વાસણો વાપરતો નહિ. દરબારમાંથી થતા ધર્માદાનો ખર્ચ તેણે બેવડો વધાર્યો, અને ગરીબ માંદા લોકોની સંભાળ માટે નવીન ગૃહો સ્થાપન કર્યાં. દિવસમાં બે વખત તે ભર

દરબારમાં સરકારી કામ નિમિત્તે આવીને બેસવા લાગ્યો. શુક્રવારે ભજનનો મેળો કાઢીને તે સાથે પોતે મસીદમાં જવાનો રિવાજ તેણે ચાલુ કર્યો. રમજાન મહિનામાં તે દર રાત્રિએ છ થી નવ વાગતા સુધી બેસીને કુરાન વાંચતો. બે લાખ ઉપરાંત ખર્ચીને મુસલમાની કાયદાઓનું તેણે એકીકરણ કરાવ્યું, જેનું નામ 'ફત્વા–એ આલમગીર' રાખવામાં આવેલું છે. આવી રીતે આ નવીન કારકીર્દિની શરૂઆત થઈ.

૨. **મીરજુમલા**—સ. ૧૬૬૧ સુધી ઔરંગજેબનો સર્વ કાળ ભાઈઓનો સંહાર કરવામાં ગયો. તેનો કેવળ જમણો હાથ મીરજુમલા સુજાને આરાકાનમાં હાંકી મૂક્યા બાદ બંગાળા પ્રાંતમાં સ્વસ્થતા કરતો હતો. પછી ઔરંગજેબે તેને બંગાળાનો સુબેદાર નીમ્યો. તે પછી દક્ષિણમાં જઈ વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો કબજે કરવાનો વિચાર થતાં તે દક્ષિણમાં ગયો. વૃદ્ધાવસ્થા થયાથી પોતાનાં બૈરાં છોકરાં પોતાની પાસે રહે તો ઠીક એમ ધારીને, દીલ્હીથી તેમને મોકલી આપવા માટે મીર જુમલાએ બાદશાહને વિનંતિ કરી. ઔરંગજેબનો સ્વભાવ વહેમી હોવાથી તેને મીર જુમલાનો ભરોંસો પડયો નહિ, એ બળવાન્ સરદાર કોઈને કોઇ વખત પોતાની સામે બળવો કરશે એવી તેને ધાસ્તી હતી, તેથી તેના પુત્ર મહંમદ અમીરખાનને પોતાની પાસે રાખી લઇને બીજાં માણસોને તેણે મીર જુમલા તરફ મોકલી દીધાં. મહંમદ અમીરખાનને તેણે મીરબક્ષી એટલે સ્વારોના મુખ્ય સરદારનું કામ સોંપ્યું. મીર જુમલાને આથી ખોટું લાગ્યું, પરંતુ તેનો કંઇ ઇલાજ નહોતો. પછીથી ઔરંગજેબે મીર જુમલાને આસામ પ્રાંત જીતવા મોકલ્યો. તે કામ સારી રીતે પાર પાડીને ચીન દેશની હદથી વીશ દિવસની મજલ સુધી તે જઇ પહોંચ્યો. આસામની રાજધાની ઘેરગામ તેણે કબજે કર્યું અને પુષ્કળ સંપત્તિ મેળવી. ઔરંગજેબના મનમાં ચીન દેશ જીતવાની ઘણી ઇચ્છા હતી, તે મીર જુમલાએ લગભગ પાર પાડી એમ તેને લાગ્યું, પરંતુ એટલામાં ચોમાસું શરૂ થયાથી મીર જુમલાથી આગળ વધી શકાયું નહિ. આસામના રાજાએ આસપાસનો સઘળો મુલક ઉજડ કર્યાથી, મીર જુમલા-

ના સૈન્યમાં ધાન્યનો ઘણો ટોટો પડ્યો, અને તેનાથી પાછા પણ ફરી શકાયું નહિ. છેવટે થાકીને મોટા સંકટે તે સરહદ ઉપરના એક કિલ્લામાં પાછો આવ્યો. બીજે વર્ષે આસામ ઉપર ફરીથી સ્વારી કરતાં તે મરડાના દરદથી સ. ૧૬૬૩ માં મરણ પામ્યો. મીર જુમલાના જેવા શૂરા, ડાહ્યા, અને યુક્તિવાન પુરૂષો મોગલ બાદશાહીમાં થોડાજ નિપજ્યા છે. ઔરંગજેબને રાજ્ય મળવામાં મુખ્ય તેજ કારણરૂપ થયો હતો. મરણ પહેલાં પોતાની પાસેનો કોહીનૂર હીરો તેણે બાદશાહને નજર કર્યાનું કહેવાય છે. મીર જુમલાના હાથ નીચેની સુંદર ફોજનો નાશ થયાથી ઔરંગજેબને જો કે ખોટું લાગ્યું ખરૂં, છતાં મીર જુમલા જેવો પોતાને ભારે થઇ પડે એવો સરદાર મરણ પામ્યાથી તેનું ચિત્ત સ્વસ્થ થયું. તેના પુત્ર મહંમદ અમીરખાનની સાથે તે સન્માનથી વર્ત્યો. પછી બંગાળાના સુબેદાર તરીકે બાદશાહે શાઇસ્તખાનની નિમણુંક કરી.

૩. **બુંદેલા રાજાઓ સાથે યુદ્ધ**—બુંદેલખંડના રાજા છત્રશાલ સાથે ઔરંગજેબને ઘણા દિવસ સુધી યુદ્ધ ચાલ્યું હતું. આ બુંદેલા રાજાઓની થોડીક આરંભની હકીકત* આપવાની જરૂર છે. બુંદેલખંડનો પ્રાંત પ્રાચીન કાળથી પ્રસિદ્ધ હોઇ, યમુનાની દક્ષિણે વિંધ્યા પર્વત સુધી એનો વિસ્તાર હતો એવું પ્રાચીન લેખોમાં લખેલું છે. તેમાં નાનાં નાનાં ઘણાં સંસ્થાનો હતાં. ઇસ્વીસનના આરંભમાં આ પ્રદેશ ઉપર ગુપ્ત, નાગ, અને કચ્છવાહ વંશના રાજા રાજ્ય કરતા હતા. તે પછી તે પ્રાંત કેટલોક વખત કનોજના રજપૂત રાજાઓના તાબામાં હતો. નવમા સૈકાના શુમારે ચંડેલ નામનું રજપૂત કુળ બુંદેલખંડ ઉપર રાજ્ય કરતું હતું. તેની રાજધાની મહોબા શહેર હતું. ઇ. સ. ૧૧૮૩ માં દિલ્હીના રાજા પૃથ્વીરાજ ચોહાણે પરમલ નામના ચંડેલ રાજા ઉપર સ્વારી કરીને બુંદેલખંડ ઉપર પોતાનો અમલ બેસાડ્યો હતો. તે પછી હિંદુસ્થાનમાં મુસલમાનોનો અમલ શરૂ થયો ત્યારે બુંદેલખંડમાંના કાશી, કલિંજર અને ચંદેરી વગેરે મજબૂત કિલ્લા તેમણે અનેક વખત કબજે કર્યા હતા, અને અનેક વખત તેમના હાથમાંથી તે

* રા. પારસનીસના "બુંદેલખંડ પ્રકરણ" નામના પુસ્તકમાંથી.

જતા રહ્યા હતા. આરંભમાં ગુલામ સુલતાન કુત્બુદ્દીન, અલ્તમશ, નાશિરૂદ્દીન મહંમદ, વગેરે પરૂષોએ સઘળો બુંદેલખંડ ધીમે ધીમે પોતાના તાબામાં આણ્યો હતો. આ પ્રાંતને બુંદેલખંડનું નામ કાશીના કોઇ એક પંચમ નામના રાજાએ આપેલું કહેવાય છે, પદભ્રષ્ટ થયાથી બુંદેલખંડમાં આવીને તેણે મહો-બામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. તેનાજ વંશમાં આગળ રૂદ્રપ્રતાપ નામે પરાક્રમી પુરૂષ થયો હતો, અને તેણે ઓર્છા અગાઉ નવીન શહેર વસાવીને બુંદેલાઓના કુળનું વિશેષ મહત્ત્વ વધાર્યું હતું. રૂદ્રપ્રતાપ રાજાને બાર પુત્રો હોઇ તે સર્વે એક એક કરતાં વધારે પરાક્રમી નીકળ્યા હતા. હાલના બુંદેલ-ખંડમાં જે નાનાં મોટાં રાજ્યો છે તે સર્વે આ બાર પુરૂષોનોજ વિસ્તાર છે. રૂદ્રપ્રતાપનો મોટો પુત્ર રાજા ભારતીચંદ સન ૧૫૭૪ માં મરણ પામ્યો, અને તેનો ભાઈ મધુકરશા ગાદી ઉપર બેઠો. તે વખતે દિલ્હીમાં અકબર બાદશાહ રાજ્ય કરતો હતો. અકબરના સરદાર સૈયદ મહંમદ બડાને બુંદેલ-ખંડનો કારભાર સોંપવામાં આવ્યો હતો. બુંદેલા રાજા પોતાનો મુલક બાદ-શાહના તાબામાંથી છોડાવવા એક સરખા મથતા હોવાથી અકબરને તેમની સાથે યુદ્ધ કરવું પડયું હતું.. સન ૧૫૭૮ માં ગડમંડળના સુબેદાર સાદત-ખાન અને બીજા એક સરદારના હાથ નીચે સૈન્ય આપીને અકબરે ઓર્છા ઉપર મોકલ્યું. પછી બન્ને વચ્ચે અનેક નાની મોટી લડાઇઓ થયા પછી રાજા મધુકરસા અકબરને શરણે ગયો, એટલે બાદશાહે તેનું રાજ્ય ચાલુ રાખ્યું. મધુકરસા સ. ૧૫૯૩ માં મરણ પામ્યા પછી તેનો પુત્ર રામ-ચંદ્રસા ગાદી ઉપર બેઠો. ૧૬૦૬ માં જહાંગીર બાદશાહે રામચંદ્રસાને ગાદી ઉપરથી ખસેડીને ઓર્છાનું રાજ્ય તેના નાના ભાઇ વીરસિંહદેવને આપ્યું. પરંતુ પાછળથી રામચંદ્રસા ઉપર બાદશાહની મહેરબાની થતાં તેણે તેની એક કન્યા સાથે લગ્ન કર્યું. રામચંદ્રસા ચંદેરીમાં રાજ્ય સ્થાપન કરીને સ. ૧૬૧૨ માં મૃત્યુ પામ્યો. વીરસિંહદેવ આરંભથીજ શાહજાદા સલીમને મળેલો હોઇ સ. ૧૬૦૨ માં સલીમે બાપની વિરૂદ્ધ બંડ કર્યું, તેમાં તેને આ વીરસિંહદેવની સહાય હતી. આ વીરસિંહેજ અબુલફજલને પકડીને ઠેર માર્યો હતો, અને તેજ કામગીરીના બદલામાં બુંદેલખંડનું રાજ્ય જહાંગીરે વીરસિંહને આપ્યું

હતું. વીરસિંહનો પીતરાઇ ભાઇ મહોબામાં રાજ્ય કરતો હતો. જહાંગીર બાદશાહ મરણ પામ્યો ત્યારે સર્વ બુંદેલા રાજાઓએ એકઠા થઇને દિલ્હીના બાદશાહનું ઉપરીપણું કાઢી નાંખવાની ખટપટ ચલાવ્યાથી શાહજહાને બાકીખાન નામના સરદારને તેમની સામે લડવા મોકલ્યો. પરંતુ ચંપતરાયે અસાધારણ પરાક્રમ કરી બતાવીને બાદશાહી ફોજને પાછી કાઢી. આ પ્રસંગે ચંપતરાયનો છોકરો સર્વાહન બાકીખાન સાથે લડતાં રણક્ષેત્રમાં મૃત્યુ પામ્યો. પછી શાહજહાને બુંદેલખંડ જીતવાના હરેક પ્રયત્ન કર્યા, પણ તે નિષ્ફળ ગયા ત્યારે વિશેષ ક્રોધે ભરાઇને આગ્રાથી મહોબતખાન, દક્ષિણથી ખાનજહાન લોદી, અને અલાહાબાદથી અબ્દુલ્લા એ ત્રણેને બુંદેલખંડ ઉપર સ્વારી કરવાના તેણે હુકમ મોકલ્યા. પરંતુ શિવાજીના માવલીઓની પેઠે બુંદેલા રજપૂતોએ ડુંગરી પ્રદેશનો આશ્રય કરીને મોગલી ફોજને થકવી નાંખી. મોટા મોટા મુસલમાન યોદ્ધા મરણ પામ્યા બાદ છેવટે કંટાળીને શાહજહાને બુંદેલા રાજાઓ સાથે સલાહ કરી. વીરસિંહદેવના પુત્ર પહાડસિંહને ઓર્છાનો રાજા કબૂલ રાખ્યો, અને ચંપતરાયને કુંચ પરગણું આપીને તેને પોતાના ઉમરાવોમાં જગો આપી. પહાડસિંહ અને ચંપતરાયને પછી અણબનાવ થતાં, દારાએ પહાડસિંહનો પક્ષ લીધો ત્યારે ઔરંગજેબે ચંપતરાયને પોતાના ભણી બોલાવી લીધો. સામુગડની લડાઇમાં ચંપતરાયે અદ્વિતીય પરાક્રમ દર્શાવ્યાથી તે ઉપકારના બદલામાં ઔરંગજેબે બાદશાહ થયા બાદ તેને ૧૨૦૦૦ ની મનસબ આપીને શ્રેષ્ટ પંક્તિના ઉમરાવોમાં અગ્રસ્થાને તેની નિમણુક કરી. પરંતુ ઔરંગજેબના કપટી સ્વભાવને આ વીર્યશાલી બુંદેલા સરદારનો પ્રભાવ ન રૂચ્યાથી, થોડાજ વખતમાં કાંઇ પણ કારણ કાઢીને તેણે ચંપતરાયનું અપમાન કર્યું, અને તેને પોતાની પાસેથી દૂર ખસેડયો. આ અપમાનનું વેર લેવાનો વિચાર કરીને ચંપતરાય બુંદેલખંડમાં પાછો આવ્યો. ત્યાં તે ફોજનો જમાવ કરતો હતો તેવામાં ઔરંગજેબે જાતે તેના ઉપર સ્વારી કરી, અને નાના પ્રકારે કુટુંબ કલહ ચાલુ કર્યો. ચંપતરાય પોતાનો બચાવ કરતો જીવના જોખમે મુસલમાની ફોજ સાથે લડતો હતો. સ. ૧૬૬૪ માં એક જંગલમાં થઇને જતાં તેને શત્રુઓ મળ્યા, અને તે પ્રસંગે તે મહાન્ વીર પોતાનું

અદ્વિતીય પરાક્રમ દર્શાવીને ક્ષાત્ર ધર્મ અનુસાર રણક્ષેત્રમાં મરણ પામ્યો.

મહારાષ્ટ્રના મરાઠા અને મધ્ય હિંદુસ્થાનના બુંદેલાઓના આ વખતના ચરિત્ર ક્રમમાં એક પ્રકારનું વિલક્ષણ સરખાપણું માલૂમ પડે છે. બન્ને સ્વદેશની સ્વતંત્રતા માટે જીવતોડ મહેનત કરતા હતા. ચંપતરાય અને શાહજી ભોંસલે એ બન્નેમાં પણ નિકટનું સરખાપણું દૃષ્ટિગોચર થાય છે. એક રીતે તો તે સરખાપણું ઘણુંજ મનોરંજક થઇ પડયું છે. જે પ્રમાણે શાહજીના પેટે સ્વદેશનો ઉદ્ધાર કરનાર શિવાજી જન્મ્યો હતો તેજ પ્રમાણે ચંપતરાયના પુત્ર છત્રસાલે બુંદેલા લોકોની સ્વતંત્રતા પાછી મેળવી. આ છત્રસાલ સ. ૧૬૫૦ ના અરસામાં જન્મ્યો હોઇ, તેનું નાનપણનું શિક્ષણ ઘણે અંશે શિવાજીના જેવુંજ હતું. પૌરાણિક કથા શ્રવણ કરવાનો તેને વિશેષ શોખ હતો. બાપ મરણ પામ્યા બાદ સ્વદેશની સ્વતંત્રતા સ્થાપન કરવામાં દેહ અર્પણ કરવાનો તેણે સંકલ્પ કર્યો, અને તે પ્રમાણે તે સૈન્ય એકઠું કરવા લાગ્યો. તેજ અરસામાં શિવાજીએ મહારાષ્ટ્રમાં જે પરાક્રમ દર્શાવ્યું હતું, તેનો વૃત્તાન્ત છત્રસાલના કાને પડતાં તે મહાવીરને મળવાની તેને ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ, અને પ્રથમ પત્રવ્યવહાર ચલાવીને સંકેત કર્યા પ્રમાણે અનેક સંકટ વેઠીને રાજા છત્રસાલે ભીમા નદીને કાંઠે શિવાજીની મોટા પ્રેમથી મુલાકાત લીધી. છત્રસાલનો ઉત્સાહ જોઇને શિવાજીનું અંતઃકરણ આનંદથી ઉભરાઇ ગયું; અને પોતાની મધુર વાણીથી તેણે તેને સુંદર ઉપદેશ આપ્યો. તેમાં પોતાની સ્વતંત્રતા માટે પ્રેમ કાયમ રાખીને મુસલમાનોનો સંહાર કેવી રીતે કરવો તે વિષે શિવાજીએ તેને જુદી જુદી રીતે સમજાવ્યું, અને પોતાની તલવાર બક્ષિસ આપીને તેને મોટા સન્માન સાથે વિદાય કર્યો. આ બન્ને વીરપુરૂષોની મુલાકાતનું ભૂખણ કવિએ રસિક વર્ણન કરેલું છે.

પછી બુંદેલખંડના મુસલમાન સુબેદાર ફિદાઇખાનને છત્રસાલને શિક્ષા કરવાનો ઔરંગજેબે હુકમ કર્યો. આરંભમાંજ બુંદેલા લોકોએ ફિદાઇખાનનો પરાભવ કરીને સારો વિજય મેળવ્યાથી, છત્રસાલના ગુણોની જ્યાં ત્યાં વાહવા થઇ, અને પહેલાં જે બુંદેલા રાજાઓ મોગલોને મળી ગયા હતા તેઓ પણ તેને આવી મળ્યા. છત્રસાલ બાદશાહી મુલકમાં લુંટફાટ કરીને

કુમારી કિલ્લા સર કરવા લાગ્યો. એમ કરતાં કરતાં છત્રસાલની સત્તા પુષ્કળ વધી પડી. આ ખબર ઔરંગજેબને પહોંચતાંજ તેણે બુંદેલખંડ સર કરવાની કમર કસીને તૈયારી કરી, અને રણદુલ્લાખાનને ફોજનો ઉપરી નીમ્યો. ગડકોટા આગળ બન્નેની વચ્ચે જબરૂં યુદ્ધ થતાં રણદુલ્લાખાન પરાભવ પામી નાઠો. આ વખતે બાદશાહને અત્યંત દુઃખ થયું, અને બુંદેલા લોકો દિલ્હીપર ચઢી આવશે કે શું, એવી તેને ધાસ્તી પડી. ફરીથી તેણે તુહવ્વરખાન નામના શૂરા અને યુક્તિવાન્ સરદારને બુંદેલા લોકો ઉપર ચઢાઇ કરવા મોકલ્યો, પરંતુ તેનો પણ પરાજય થતાં તે પાછો ગયો. આ વિજયથી છત્રશાલનો વૈભવ ઘણોજ વધતો ગયો. ધીમે ધીમે બુંદેલખંડમાંના ઘણાખરા રાજાઓને તેણે પોતાના તાબામાં આણ્યા, અને સઘળા બુંદેલખંડ ઉપર તેણે નિષ્કંટકપણે અમલ ચાલુ કર્યો. આસપાસના મુસલમાન સરદારો પણ તેને ખંડણી આપવા લાગ્યા. પછી બાદશાહે શેખ અનવરખાનને છત્રસાલની સામે લડવા મોકલ્યો, પરંતુ તેની પણ એવી દુર્દશા થઈ કે છત્રસાલ રાજાને શરણે જઇને સવા લાખ રૂપિયા દંડ આપીને પોતાનો છુટકારો મેળવવાની ફરજ પડી. બાદશાહે ભર દરબારમાં અનવરખાનનું અપમાન કરીને તેનો સઘળો માન મરતબો લઇ લીધો, અને બુંદેલા લોકોને શિક્ષા કરે એવો એક પણ સખસ પોતાની પાસે ન હોવા માટે અત્યંત ખેદદર્શક ભાષણ દરબારમાં તેણે કર્યું. તે વખતે મીરઝાં સદરૂદીન નામનો ઉમરાવ આગળ આવ્યો, અને બાદશાહે કહેલું કામ પાર પાડવાનું તેણે માથે લીધું. ઔરંગજેબે પણ છત્રસાલને તાબામાં લાવવાના અનેક હિતમંત્ર અને છળભેદ તેને સમજાવ્યા, પરંતુ તે સરદારને પણ આખરે બીજાની પેઠે અપમાન વેઠીને પાછા આવવું પડયું. તેજ પ્રમાણે બીજા અનેક સરદારો પરાભવ પામીને છેક થાકી ગયા. છેવટે ઔરંગજેબના સરદાર દિલેરખાને છત્રસાલ સાથે દોસ્તીની સલાહ કરી. મુસલમાનો સાથે છત્રસાલનું યુદ્ધ ચાલતું હતું તે વેળા તે રાજાના ગુરૂ શ્રી પ્રાણનાથ પ્રભુએ તેને વારંવાર પ્રોત્સાહન અને આશિર્વચન આપીને બુંદેલાઓના મનમાં આવેશ ઉત્પન્ન કર્યો હતો. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ બાદશાહ મરણ પામ્યા બાદ તેના પુત્ર બહાદુરશાહે છત્રસાલની સ્વતંત્રતા કબૂલ

રાખીને અનેક પ્રસંગે તેની મદદ લીધી હતી. આ તરફ છત્રસાલે સઘળો બુંદેલખંડ કબજે કરીને અને ખુદ દિલ્હી દરબાર ઉપર પોતાની છાપ બેસાડીને પનામાં સ્વતંત્ર રીતે રાજ્ય કરવાનું ચાલુ કર્યું. આ પછી છત્રસાલને મોગલો સાથે વિશેષ સંબંધમાં આવવું પડયું નહિ. છત્રસાલનીજ મારફતે મરાઠાઓનો બુંદેલખંડમાં પ્રવેશ થયો હતો, જે હકીકત મરાઠાઓના ભાગમાં આવશે. બુંદેલાઓનો ઇતિહાસ ઘણે અંશે મરાઠાઓના ઇતિહાસ સાથે મળતો છે.

**૪. જનાનખાનામાંની ખટપટો:**—આ કારકીર્દિના પ્રથમ ભાગમાં સ. ૧૬૬૨ નું વર્ષ ઘણું મહત્વનું હતું. તે વર્ષમાં ઔરંગઝેબને ભારે મંદવાડ થયો હતો (૧૨ મી મે થી–૨૪ જુન સુધી.) તે મંદવાડમાં તેને શુદ્ધિ ન હોઇ, તેની બ્હેન રોશનઆરા તેના ઉપર સર્વ દેખરેખ રાખતી હતી. બહાર તાર્તાર સ્ત્રીઓનો સખત પહેરો રહેતો. આ મંદવાડની હકીકત એટલી ગુપ્ત રાખવામાં આવી હતી કે બાદશાહ મરણ પામ્યો એમ ઘણાઓ માનવા લાગ્યા હતા. ખુદ તેની સ્ત્રીઓથી પણ બાદશાહની મુલાકાત લેવાતી નહિ. આ અરસામાં રોશનઆરાનું મહત્ત્વ ઘણું વધ્યું હતું. સર્વ જનાનખાનું તેના તાબામાં હતું. તેણેજ ઔરંગઝેબને રાજ્ય પ્રાપ્ત કરી આપવામાં વિશેષ મદદ કરેલી હોવાથી ઔરંગઝેબ કદી તેનું વચન ઓળંગતો નહિ. ઔરંગઝેબ હવે જીવશે નહિ એમ તેને લાગ્યાથી, આગળ પોતાનું મહત્ત્વ કાયમ રાખવાની તજવીજ તેણે આરંભી. ઔરંગઝેબનો વડો પુત્ર મુઆઝમ રજપૂત રાણીના પેટનો હોઇ ૧૯ વર્ષનો હતો. બીજો પુત્ર અજીમશાહ મુસલમાન રાણીના પેટનો હોઇ માત્ર ૬ વર્ષની ઉમ્મરનો હતો. આ નાના છોકરાને તખ્ત ઉપર બેસાડયાથી પોતાની સત્તા ટકી રહેશે એમ રોશનઆરાને લાગ્યાથી, તે મુજબ તેણે રાજ્યના સર્વ અમીર ઉમરાવોને સેંકડો પત્ર લખ્યા. ઔરંગઝેબની આંગળીએથી વીંટી કાઢી લઇને તેણે તેનાવડે પ્રત્યેક પત્ર ઉપર મહોર કરી. આ તજવીજની થોડી ઘણી ખબર બીજી સ્ત્રીઓના કાને પહોંચી. મોટી રાણી રજપૂત હોવા છતાં, તેજ પટ્ટરાણી હોઇ ઔરંગઝેબ પાસે તેનું વજન કાંઇ કમી નહોતું. તેના માટે હિંદુ રીતની દેવપૂજાની અનેક ક્રિયાઓ ઔરંગઝેબ જાતે કરતો. તે વખતે પતિ જીવે છે કે નહિ

તેની પૂર્ણ તપાસ કરવા માટે પહેરેગીર સ્ત્રીઓને પૈસા આપીને બાદશાહના ઓરડામાં તેણે પ્રવેશ કર્યો. તે વખતે તે જીવે છે, પરંતુ પોતાને ઓળખતો નથી, એવું તેને જણાયું. એટલામાં રાણી અંદર પેઠાની વાત રોશનઆરાના જાણવામાં આવતાં, તે વાઘણની પેઠે ક્રોધે ભરાઇને રાણીના શરીર ઉપર ધસી ગઇ, અને તેને ક્રૂરપણે મારીને બાદશાહના ઓરડામાંથી હાંકી કાઢી. આ અપમાન તે રાણીથી સહન ન થયાથી, તેણે તે હકીકત પોતાના પુત્રને જણાવી, એટલે રોશનઆરાની ખટપટ તોડી પાડવાને તેણે તજવીજ ચલાવી. રાજા જયસિંહ આ વખતે દિલ્હીમાં હોઇ, પોતે ધારે તે વાત પાર પાડવાની એનામાં શક્તિ હતી. તેની પાસે જઇને મુઆજમ કહેવા લાગ્યો કે, ઔરંગજેબ મરણ પામ્યો છે. આવા પ્રસંગે બંધુઓનો વધ કરીને રાજ્ય મેળવવાની મારી ઇચ્છા નથી. હું શાહજહાનને પણ ગાદી ઉપર પાછો બેસાડવાને તૈયાર છું ? આ સાંભળીને જયસિંહે ઉપર ઉપરથી તેનું બોલવું માન્ય રાખ્યું. ‘ હું મદદ કરવાને તૈયાર છું, પણ શાહજહાનને છોડવવો એ ઠીક નથી, ’ વગેરે વાત કરીને ઔરંગજેબના મૃત્યુની ખરી વાત જાણતા સુધી તે ઉઘાડી રીતે કોઇના પક્ષમાં જોડાયો નહિ. ઔરંગજેબની તેને મોટી દહેશત પડેલી હોવાથી, રાજમહેલમાંના નોકરોને પૈસા આપીને ખરી હકીકત જાણવાને તેણે નાના પ્રકારના યત્ન કર્યા. છેવટે તેને એવી ખાસ ખબર મળી કે, ઔરંગજેબ જીવે છે, અને તેથી તે વખતે કંઇ હીલચાલ કરવાની તેની હિમ્મત ચાલી નહિ. આ પ્રસંગે રાજ્યમાં બંડ થયાં નહિ એજ મોટું આશ્ચર્ય હતું. ઔરંગજેબના ધાકથી સર્વ લોકો દાબમાં રહેતા હતા. છેવટે તેથી તબિયત ધીમે ધીમે સુધરતી ગઇ, એટલે પ્રથમ તેણે રાજા જયસિંહ અને બીજા સરદારોની મુલાકાત થઇ ત્યારે તેના મનનો સંશય નિવૃત્ત થયો. તુરતજ ઔરંગજેબને પોતાની વીંટીનું સ્મરણ થયું, ત્યારે તે આંગળીમાંથી પડી ગયાનું તેની બહેને તેને કહ્યું. આવા ઉત્તરથી તેના મનમાં જબરો સંશય ઉત્પન્ન થયાથી યોગ્ય સંધિ આવતાંજ તેનો નિકાલ કરવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. કેટલેક દિવસે ભર દરબારમાં આવીને બેસવા જેટલી બાદશાહને શક્તિ આવી. પોતે સર્વેની દૃષ્ટિએ પડી શકે તેટલા

માટે હાવે તેણે દરબારમાં જવું એવી તેણે દુવાઇ ફેરવી. પછી સઘળું શહેર તેને જોવા માટે દોડી આવ્યું. તે વખતે સર્વેની સમક્ષ પોતાને જીવિતદાન આપ્યા માટે તેણે ઇશ્વરનો આભાર માનીને એવી કાંઇક ધાર્મિક વૃત્તિ ધારણ કરી, કે તેથી સર્વે લોકોના મનનું સમાધાન થયું. આ પ્રસંગે મુસલમાનો ઉપરના કેટલાક કર તેણે માફ કર્યા અને તેથી કરીને હિંદુઓનાં મન દુઃખાયાં. પછીથી તેણે તેમને જે ત્રાસ આપ્યો હતો તેની આ કેવળ શરૂઆતજ હતી.

ધીમે ધીમે પોતાની બેન વિષે ઔરંગજેબને વહેમ આવવા લાગ્યો. આજ સુધી રોશનઆરાએ પોતાની ઉદ્ધતાઇથી જનાનખાનામાં ઘણાંકનાં મન દુખવ્યાં હતાં. બાદશાહના મનમાંના તેના વિષેના વહેમની તેને ખબર પડતાંજ, તેના માટે નાના પ્રકારની ફરિયાદો બાદશાહના કાને જવા લાગી. પોતે માંદા પડયા બાદ તેણે કેવી કેવી ખટપટો કરી હતી, અને પોતાની દહેશત ન હોત તો સઘળા રાજ્યમાં બળવો ઉડવાનો પ્રસંગ કેવી રીતે આવી લાગ્યો હતો એ વગેરે વિષે બાદશાહ સહજ અનુમાન કરી શક્યો. તે ક્રોધથી છેક ગાંડો થઇ ગયા છતાં, પણ પોતાના મનમાંનો વહેમ ઢાંકીને તે રોશનઆરા પ્રતિ પોતાની ઇતરાજી સંભાળથી દર્શાવવા લાગ્યો. રજપૂત રાણીનું વજન તેણે વધાર્યું. અને પોતાના મંદવાડમાં તેણે દર્શાવેલી કાળજી માટે તેની પ્રસંશા કરીને તેણે તેને નવીન ખિતાબ આપ્યા. રોશનઆરાથી આ ન સહન થતાં તેણે એક મહેલમાં જઇને રહેવાની પરવાનગી માગી. 'તારા સિવાય મારી નાની પુત્રીનું શિક્ષણ સંપૂર્ણ નહિ થાય' એવી તેને થાપ દઇને તેને દૂર જવા દીધી નહિ. ઔરંગજેબને એકંદરે કેટલાં સંતાન હતાં તે એક વખત જાણ્યા બાદ આગળની હકીકત સમજતાં હરકત પડે નહિ તેટલા માટે તેમનાં નામની યાદી અત્રે આપવી ઠીક પડશે.

**ઔરંગજેબનાં બૈરાં છોકરાં—પહેલી સ્ત્રી:**—દિલરાસ બાનુ. તેને બેગમ કહેતા. તે ઔરંગાબાદમાં તા. ૮ મી ઑકટોબર ૧૬૫૭ ને રોજ સુવા રોગથી મરણ પામી હતી. ઔરંગાબાદમાં તેની કબર છે. તે ઘણીજ હઠીલી અને ઉદ્ધત હોઇ, પતિ તેનાથી બ્હીતો હતો. તેનાં સંતાન–(૧) ઝેબ–ઉન્–નિસા, જન્મ દોલતાબાદ. તા. ૧૫ મી ફેબ્રુઆરી સ. ૧૬૩૮; મૃત્યુ, દિલ્હી

તા. ૨૬ મી મે ૧૭૦૨ અવિવાહિત. તે હુશિયાર અને ભણેલી હતી. તેને શિખવવા માટે એક વિદ્વાન્ સ્ત્રીને રાખેલી હતી. તેણે સર્વ કુરાન મોંઢેથી બોલી બતાવ્યું ત્યારે ઔરંગજેબને ઘણો આનંદ થતાં તેણે તેને ૩૦ હજાર મહોરો બક્ષિસ આપી હતી. તેને અરબી અને ફારસી ભાષા સારી આવડતી હતી, અને તેનો પુસ્તક સંગ્રહ ઘણો મોટો હતો. ઔરંગજેબને કવિતાનો શોખ ન હોવાથી કવિઓ અને વિદ્વાનોનો બંધ પાડેલો આશ્રય તેણે પોતાના પૈસાથી ચાલુ રાખ્યો હતો. (૨) ઝીનત–ઉન્–નિસા ઉર્ફે પાદશાહ બેગમ, જન્મ ઔરંગાબાદ, તા. ૫ મી ઓકટોબર ૧૬૪૩, અવિવાહિત; બાપની દક્ષિણની સ્વારીમાં સાથે ફરી તેની સર્વ ખાનગી વ્યવસ્થા તે રાખતી હતી, તેણે ધર્મદાન ઘણું કર્યું હતું. બાપની પછી તે ઘણાં વર્ષ જીવ્યાથી તેને તે વખતે જૂનાં કાળની ડોસી કહેતા. (૩) ઝુબ્દુત–ઉન્–નિસા, જન્મ મુલતાન તા. ૨ જી સપ્ટેમ્બર ૧૬૫૧; લગ્ન તા. ૩૦ મી જાન્યુઆરી ૧૬૭૩, દારા શેખોના પુત્ર સિપિર શેખોની સાથે; મૃત્યુ ફેબ્રુઆરી ૧૭૦૭. (૪) મહંમદ અજીમ, જન્મ બુરાનપુર, તા. ૨૮ મી જુન ૧૬૫૩ મૃત્યુ લડાઈમાં તા. ૮ મી જુન ૧૭૦૭ (૫) મહંમદ અકબર, જન્મ ઔરંગાબાદ, તા. ૧૧ મી સપ્ટેમ્બર ૧૬૫૭, મૃત્યુ ઇરાનમાં નવેમ્બર ૧૭૦૪.

**બીજી સ્ત્રીઃ**—રહેમત–ઉન્–નિસા ઉર્ફે નવાબબાઇ, કાશ્મિરના રજપૂત રાજા રાજુની પુત્રી. શાહજહાને તેને તેના બાપ પાસેથી માગીને લીધી હતી. ઔરંગાબાદનું બાઇજીપુરા એના નામથી વસેલું છે. તેને પતિ સાથે બનાવ ન હોવાથી ઘણાં વર્ષ તેનાથી દૂર રહીને તે ૧૬૯૧ માં દિલ્હીમાં મરણ પામી હતી. છોકરાં, (૬) મહંમદ સુલતાન, જન્મ મથુરા, તા. ૧૯ મી ડિસેમ્બર ૧૬૩૯, કેદમાં મૃત્યુ ડિસેમ્બર ૧૬૭૭. (૭) મહંમદ મુઆજીમ ઉર્ફે શાહઆલમ એ બહાદુરશાહના નામથી બાદશાહ થયો હતો; જન્મ બુરાનપુર તા. ૪ થી ઓકટોબર ૧૬૪૩ માં, મૃત્યુ તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૭૧૨. (૮) બદર–ઉન–નિસા, જન્મ તા. ૧૭ મી નવેમ્બર ૧૬૪૭, અવિવાહિત, મૃત્યુ તા. ૯ મી એપ્રિલ ૧૬૭૦.

**ત્રીજી સ્ત્રી.**—ઔરંગાબદી મહાલસ. ૧૬૮૮ ના નવેમ્બરમાં વિજાપુર

મુકામે મરકીથી મરણ પામી હતી. તેને એકજ પુત્રી, (૯) મહેર-ઉન્-નિસા થઈ હતી. જન્મ ૧૮ મી સપ્ટેમ્બર ૧૬૬૧, લગ્ન મુરાદના પુત્ર ઇઝતબક્ષ સાથે તા. ૨૭ મી નવેમ્બર ૧૬૭૨, મૃત્યુ જુન ૧૭૦૬.

**ચોથી સ્ત્રી.**—ઉદેપુરી બેગમ. એ બાદશાહની ઘણી માનીતી હોઈ મરણ સમયે સેવા કરતી તેની પાસેજ હતી. તેનો પુત્ર (૧૦) કામબક્ષ, જન્મ દિલ્હી તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૬૬૭, મૃત્યુ લડાઈમાં તા. ૩ જી જાન્યુઆરી ૧૭૦૯. તે મદ્યપાન કરતી તે પણ બાદશાહ સહન કરતો હતો.

મોગલવંશના જનાનખાનામાં રાજકન્યાઓનું માહાત્મ્ય કેટલું હતું તે પાછલી કારકીર્દિ ઉપરથી જણાઈ આવ્યું હશેજ. તેમનાં લગ્ન માટે ઘણી મુસ્કેલી પડતી. રજપૂત રાણીઓના પેટની છોકરીઓનાં કોઈ કોઈ વખતે રજપૂત રાજપુત્રો સાથે લગ્ન થતાં,* પરંતુ બીજી છોકરીઓ યોગ્ય વર ન મળવાથી જીવનપર્યંત અવિવાહિત રહેતી. એમ છતાં તેમનું વર્તન હમેશાં પવિત્ર રહેતું નહિ. શાહજહાનની બન્ને છોકરીઓના અનાચારની વાત જગજાહેર હતી. એમાંની જહાનઆરા બાપ પાસે આગ્રામાં રહેતી હતી, અને રોશનઆરા દિલ્હીમાં બાદશાહના જનાનખાનાની મુખ્ય વ્યવસ્થાપક હતી. બાદશાહની તેના ઉપર ઇતરાજી જણાતાંજ તેના દુરાચારની હકીકત તેના કાને ગઈ. ઈરાની રાણીના પેટની છોકરીઓનાં તે રાણીઓએ ખટપટ કરીને દારા અને મુરાદના છોકરા સાથે લગ્ન કરી આપ્યાં હતાં. પરંતુ સર્વેથી વડી પુત્રી ઝેબ્-ઉન્-નિસા ઘણી ખટપટી હતી. આરંભમાં રોશનઆરા સાથે તેને સ્નેહ હતો, પરંતુ પાછળથી જનાનખાનામાં રહીને રોશનઆરાનું વજન તોડી પાડવાની તેણે ખટપટ કરવા માંડી. રોશનઆરાના જે જે માનિતા પુરૂષો હતા તેમને તેણે ધીમે ધીમે વિદાય કર્યા, અને છેવટે રોશનઆરાનો પણ

---

* બાદશાહની પુત્રીઓ રજપૂતોને આપવામાં આવતી નહિ એમ પાછળ એક વાર કહેવામાં આવેલું છે. ફાધર કાટ્રુએ લખેલું છે કે, એક રજપૂત રાણીથી થયેલી શાહજહાનની પુત્રી જશવંતસિંહને આપેલી હતી. આથીજ જશવંતસિંહે ઔરંગઝેબને સહાય કરી નહોતી. પોતાની પુત્રી કાફર હિંદુઓને આપવાનું પસંદ ન હોવાથી મુસલમાન ઈતિહાસકારોએ એ બાબતનો કંઈ પણ ઉલ્લેખ કરેલો જણાતો નથી.

તેવીજ રીતે અંત આવ્યો. કોઈ કહે છે કે ઝેર દીધાથી તેનો અંત આવ્યો હતો. ત્યારથી ઝેબ-ઉન્-નિસા જનાનખાનાની મુખત્યાર થઇ. બાદશાહ ઉપરનું તેનું વજન સઘળા રાજ્યમાં થોડાજ વખતમાં સર્વે લોકોના સમજ્યામાં આવવા લાગ્યું. ઔરંગજેબ બરાબર સારો થયો નહોતો, તેથી કાશ્મિરની સારી હવામાં જવા માટે તેની છોકરીએ તેને ઉશ્કેર્યો. બાદશાહની સાથે પોતે સ્વારીમાં સ્થળે સ્થળે જઇને દરેક પ્રાંતમાં પોતાનું વજન લોકોની નજરમાં આણુવાનો તેનો ખાસ હેતુ હતો. વૈદ્યોએ પણ કાશ્મિર જવા માટે અનુમોદન આપ્યું. છેવટે બાદશાહે પોતે હા પાડતાં સ્વારીનો દિવસ નક્કી થયો. જ્યાં ત્યાં સ્વારીની તૈયારી ઝપાટાબંધ ચાલુ થઈ, પરંતુ ઔરંગજેબને ચેન પડતું નહિ. બાપ આગ્રામાં છે, ત્યાંસુધી પોતે દૂર જાય તો રજપૂત અને શિયાપંથી લોકો તેને તખ્ત ઉપર બેસાડીને પોતાનો ઘાત કરશે, એવો તેના મનમાં વારંવાર ભય લાગ્યા કરતો. ઇતબારખાન નામના પોતાના એક વિશ્વાસુ સરદારને શાહજહાનના બંદોબસ્ત માટે તેણે આગ્રામાં રાખ્યો હતો. ઔરંગજેબ માંદો હતો તેવામાં બાપનો બંદોબસ્ત ઉભય પ્રકારે રાખવા માટે તે વારંવાર ઇતબારખાનને પત્રો પાઠવતો હતો. કાશ્મિર જવાની તૈયારી ચાલતી હતી તેવામાં ઇરાનના સૂફી અને શિયાપંથી શાહ આબ્બાસ બીજા તરફથી પત્રો લઇને વકીલ આવ્યા. શાહ આબ્બાસે ઔરંગજેબને લખ્યું હતું કે, 'શાહજહાનનો એકદમ છુટકો કરો, નહિ તો અમે લડાઇ માટે આવીએ છીએ!' આથી દિલ્હીમાં રહેતાં ખરાબ હવાથી મૃત્યુ પમાશે, અને કાશ્મિર જતાં પાછળ શું થશે તેની ખાતરી કહેવાય નહિ, એમ બે પ્રકારે ઔરંગજેબ ગુંચવાડામાં પડ્યો. પરંતુ તેના પાષાણુ જેવા હૃદયને યુક્તિ સૂઝતાં વાર લાગે તેમ નહોતું. બાપનોજ નાશ કરવો એટલે સઘળો ત્રાસ મટી જશે એમ તેના મનમાં આવ્યું. પ્રસંગ તેવો હોવાથી એવા ઘોર પાપનું કામ આ પ્રસંગે અયોગ્ય નહિ ગણાય એમ સમજીને તે વિચાર તેણે પોતાની પુત્રીને જણાવ્યો. આ રાક્ષસી કલ્પનાથી તે છોકરીનું હૃદય ફાટી ગયા જેવું લાગ્યું. ફેઇબાનો નાશ કરવામાં તેણે આગેવાની લીધેલી હતી, છતાં પોતાના વયોવૃદ્ધ અને નિરપરાધી દાદાની આવી અવસ્થા થાય, એ વિચાર તેના મનને કોતરી ખાવા લાગ્યો. 'દાદા વિષે તમે બેફીકર રહો' એવું તેણે જુદી જુદી

રીતે તેના બાપને સમજાવ્યું, પરંતુ ઔરંગજેબની ખાતરી થઇ નહિ. એટલામાં આગ્રામાં શાહજહાન અને ઇતબારખાનને વઢવાડ થતાં ઇતબારખાનને વૃદ્ધ બાદશાહે જોડાથી માર્યો. ઇતબારખાને બાદશાહને પકડવાનો હુકમ કર્યો, પણ સિપાઇઓએ તે માન્યો નહિ. આ હકીકત જાણતાં ઔરંગજેબે શાહજહાનના વૈદ્ય મારફતે તેને મારવા માટે વિષ મોકલ્યું. વૈદ્ય રાજકુટુંબનો પુરાતન નોકર હતો, તેથી તેનાથી આ કામ થયું નહિ, ત્યારે તે પોતેજ તે વિષ ખાઇને મરી ગયો. આ તરફ ઔરંગજેબ તા. ૨૩ મી એપ્રિલ સ. ૧૬૬૩ ને રોજ કાશ્મિર ગયો, અને ચાર મહિને તા. ૨૯ મી સપ્ટેમ્બરે પાછો આવ્યો. કાશ્મિરની હવાથી તેની પ્રકૃતિને સારો આરામ થયો. સ. ૧૬૬૬ ના જાન્યુઆરી મહિનામાં શાહજહાન છેવટે મરણ પામ્યો. તે કેવી રીતે મરણ પામ્યો એ બરાબર સમજાતું નથી, પરંતુ ઝેર અપાયું નહોતું, એમ માનવાને સારો આધાર છે. બાપ મરણ પામ્યાથી ઔરંગજેબ નિર્ભય થયો એટલું તો ખરૂંજ છે. ઔરંગજેબે બાપને તાજમહેલમાં લઇ જઇને દાટયો, અને તેની ઉત્તર ક્રિયા તેના દરજ્જાને શોભે એવા સમારંભથી કરી. ઇરાનના શાહ આબ્બાસના મનમાં ઔરંગજેબે બાપનું ખૂન કર્યું હશે એવો સંશય આવ્યો હતો.

જનાનખાનામાંની બીજી એક વાત જણાવવાની રહે છે. તુર્કસ્તાનની એક ખ્રિસ્તિ બાઈ દારા પાસે હતી. નાની ઉંમરમાં તેને એક વેપારીએ આણીને દારાને ગુલામ તરીકે વેચાતી આપી હતી. તે ઘણી રૂપાળી હોવાથી દારાની તેના ઉપર ઘણી પ્રીતિ હતી, અને કદાચ તેની સંગતિથી દારાનું ખ્રિસ્તિ ધર્મ તરફ વલણ થયેલું હશે. દારાનો વધ થયો ત્યારે તેની બે માનિતી સ્ત્રીઓને ઔરંગજેબે પોતાની પાસે બોલાવી લીધી હતી. કુરાનના નિયમ પ્રમાણે ભાઈની વિધવા સ્ત્રીઓ સાથે લગ્ન કરવું એ પોતાનું કર્તવ્ય છે એમ તે વખતે તેણે સર્વે લોકોને જણાવ્યું. પરંતુ તેમાંની એક બાઈ રજપૂત હોઈ તેણે ઝેર ખાઈ પ્રાણ ત્યજ્યા. બીજીએ ખ્રિસ્તિ સ્ત્રી હોઈ, તેનું નામ ઉદેપુરી હતું. તે ઔરંગજેબને વરી, અને પાછળથી તેની અત્યંત માનિતી સ્ત્રી થઈ પડી. જનાનખાનાની સ્ત્રીઓ હમેશાં બાદશાહને મોટી મોટી

મિજબાનીઓ આપતી, અને તેવે પ્રસંગે પોતાની મિજબાની ઉત્તમ ઠરાવવા માટે પ્રત્યેક સ્ત્રી મથતી હતી. પરંતુ ઉદેપુરીની બરાબરી બીજી કોઇથી કદી થઈ શકતી નહિ, તેથી તેઓ તેની ઈર્ષ્યા કરીને તેનો નાશ થવાની રાહ જોતી હતી. ઉદેપુરી ખ્રિસ્તિ હોવાથી તેને મદ્યપાનની છૂટ હતી. એક વખતે તે બાદશાહને અવ્યવસ્થિત જણાઈ હતી, પરંતુ તેનું રૂપ જોઇને તેના મનનો ક્રોધ શાન્ત થયો હતો. તે દિવસથી જનાનખાનામાં મદ્ય લાવવાની તેણે સખ્ત મનાઈ કરી હતી. એક વખતે ઉદેપુરના રાજા સાથે યુદ્ધ ચાલતું હતું તેવામાં રજપૂતો ઉદેપુરીને નસાડી લઈ ગયા, પરંતુ તુરતજ તેમણે તેને પાછી આપી. ઔરંગજેબના મરણ સમયે દક્ષિણનું રાજ્ય કામબક્ષને મળે એવી ઉદેપુરીએ ઘણી ખટપટ કરી હતી.

શિવાજી ઔરંગજેબની મુલાકાતે ગયેલો ત્યારે તેની તે મુલાકાત આગ્રામાં થઈ હતી. સં. ૧૬૫૮ માં શાહજહાન બાદશાહ આગ્રાના મહેલમાં કેદ થઈ ત્યાંજ સં. ૧૬૬૬ માં મરણ પામ્યો. તે દરમિયાન ઔરંગજેબ કદી આગ્રે ગયો નહિ. બાપ કાંઈ પણ કાવતરૂં રચીને પોતાને દગો કરશે એવી તેને હમેશાં ભીતિ લાગતી હતી. સં. ૧૬૬૬ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખથી ૯ મી ઑક્ટોબર સુધી તે આગ્રે હતો. આગ્રામાં તા. ૨૭ મી માર્ચને રોજ ઔરંગજેબના રાજ્યારોહણનો નવમો વાર્ષિક સમારંભ થયો હતો અને ૧૨ મી મેને રોજ તેનો ચાંદ્રમાસી ૫૦ મો જન્મદિવસ હોઈ સુવર્ણતુલા થઇ. તેજ દિવસે શિવાજી ઔરંગજેબની મુલાકાતે ગયો હતો. આ મુલાકાતનો દરબાર ‘દીવાને—આમ’માં થયો હતો. શિવાજીએ દૂરથીજ બાદશાહને મુજરો કર્યો, અને પછી તેને પાંચ હજારના મનસબદારની જગો આપી ત્યારે તે સંતાપ પામી ગાંડો થયો. આ જોઇ ‘તેને ઘેર લઇ જાઓ’ એમ બાદશાહે રામ-સિંહને કહ્યું, અને રામસિંહ તે પ્રમાણે શિવાજીને લઇને યમુનાના કાંઠે પોતાના બાગના બંગલે ગયો. આ બાગ તાજમહેલ અને કિલ્લાની વચ્ચે હતો. શિવાજી સાથે એકંદરે ચારસેં પાંચસેં માણસોનો જમાવ હતો. ઔરંગજેબ અને શિવાજીની માત્ર નજરે નજર એકઠી થઇ છે, પ્રત્યક્ષ બોલાચાલીનો પ્રસંગજ આવેલો નથી. આવા પ્રકારની શિવાજીની મુલાકાતની હકીકત ફારસી ગ્રંથોમાં

મળી આવે છે. તા. ૧૯ મી ઑગસ્ટ સન ૧૬૬૬ ને રોજ શિવાજી આગ્રા-માંથી નાસી ગયો હતો.

**૫. કારકીર્દિમાંના કેટલાક યુદ્ધના પ્રસંગો.**—ઢાકા બંગાળાના સુબેદારની રાજધાનીનું શહેર હતું. આરાકાનના કિનારા ઉપર ચિત્તાગોંગ આવેલું હોઇ, ત્યાંના 'માઘ' નામના ખલાસી લોકો ચાંચિયાનો ધંધો કરીને બંગાળાના કિનારે મોગલ રાજ્યમાં ઘણા દિવસથી પાયમાલી કરતા હતા. તેમનેજ પોર્ટુગીઝ વગેરે પાશ્ચાત્ય ચાંચિયા લોકો જઇ મળતા, અને તેમના સમૂહ આગળ મોગલ સુબેદારનું કાંઇ પણ ચાલતું નહિ. અકબરનાં વખતમાં બંગાળામાં મોગલ આરમાર તૈયાર કરવામાં આવ્યો હતો, પરંતુ પાછળ તેની અવ્યવસ્થા થતાં શાહજહાનના વખતે ઉપલા ચાંચિયા લોકોનો ઉપદ્રવ અત્યંત વધ્યો હતો. સ. ૧૬૬૪ માં શાઇસ્તખાનને બંગાળાનો સુબેદાર નીમતાં, તેણે ડચ અને પોર્ટુગીઝ લોકોને ચાંચિયા લોકોની સાથેના સંપમાંથી ફોડીને પોતાના તાબામાં લઇ તેમને યોગ્ય માર્ગે ચઢાવ્યા. પછીથી તેણે અતિશય મહેનત કરીને પોતાનો એક આરમાર બંધાવ્યો, અને તે માટે તેણે જંગલમાંથી મોટાં મોટાં ઝાડ કપાવી મંગાવ્યાં. વહાણ બંધાઇ ગયા બાદ તેમાં અન્નસામગ્રી અને દારૂગોળો સારી રીતે ભર્યો. પછી ચિત્તાગોંગ સુધી રસ્તો કરીને એક ફોજ પગરસ્તે અને બીજી આરમારથી એમ બે રીતે ચાંચિયા લોકો ઉપર ચઢાઈ કરીને તેણે ચિત્તાગોંગનું થાણું કબજે કર્યું, અને તેનું નામ ઇસ્લામાબાદ પાડયું (જાન્યુઆરી ૧૬૬૬). મોગલોના આરમારમાં આ વખતે નાનાં મોટાં ૨૮૮ વહાણ હતાં, અને શત્રુઓનાં ૧૩૫ વહાણ તેમને મળ્યાં હતાં. ચિત્તા-ગોંગ કબજે કર્યાના સમાચાર સાંભળીને ઔરંગજેબને અતિશય આનંદ થયો, અને તેણે સઘળા અધિકારીઓને બક્ષિસો અને પગારમાં વધારો કરી આપીને તેમનું ગૌરવ વધાર્યું. ( Journal of the A. S. Bengal 1907 ).

કાશ્મિરથી પાછા આવ્યા બાદ સઘળું રાજ્ય સરલ રીતે ચાલે છે એમ જોઇને ઔરંગજેબને આનંદ થયો. એકંદરે બધી મોગલ બાદશાહી આ વખતે અત્યંત આબાદીમાં હતી. આ વખતે ઇરાનના શાહની ધમકી તરફ નજર નાંખવા તેને શાન્તિ મળી. ઔરંગજેબે કાશ્મિર જતાં, મોટી ફોજ

સાથે લીધી હતી, અને તે વખતે કદાચ ઇરાનના પ્રદેશ ઉપર સ્વારી કરવાનો તેનો વિચાર હશે એમ ત્યાંના શાહને લાગ્યું, અને તે મુજબ તેણે કંદહારની આસપાસ પોતાની ફોજ જમાવી. પછી શાહ પાસે વકીલ સાથે નજરાણું મોકલીને તેનું સમાધાન કરવાનો ઔરંગજેબે વિચાર કર્યો. આ વકીલના સંબંધમાં ચોતરફ તે વખતે ચળવળ શરૂ થઈ હતી. શાહ અબ્બાસે આ વકીલનું અપમાન કરી તેનું સંભાપણુ તેણે સાંભળ્યું નહિ, અને ઔરંગજેબે મોકલેલું નજરાણું પોતે ન સ્વીકારતાં તેણે દરબારી મંડળોમાં તે વહેંચી દીધું. ઔરંગજેબના ઢોંગીપણા અને તેની પિતૃહત્યા વિષે તેણે ઉઘાડી રીતે ઔરંગજેબની બદબોઈ કરી, અને પોતાનાં નાણાં ઉપર 'આલમગીર'ની સંજ્ઞા દાખલ કર્યા માટે તેની મશ્કરી કરી. છેવટની મુલાકાત વખતે તો શાહના એક નોકરે વકીલની દાઢીને સળગાવી દીધી, અને 'હિંમત હોય તો કાબુલ ઉપર ચઢી આવીને યુદ્ધ કરો' એવો સંદેશો કહીને શાહે વકીલને રજા આપી. વકીલ પાછો આવ્યો, ત્યારે ઔરંગજેબ ઘણોજ ચ્હીડાઈ ગયો. હાથમાં સપડાયલો શિવાજી છૂટી જતાં મરાઠા લોકો તેને ક્યારના ભારે થઈ પડ્યા હતા. તેમાં આ શાહે તેનું અપમાન કર્યું, એટલે પછી પૂછવું શું? ઔરંગજેબે વકીલને 'તમે શાહનું ત્યાંને ત્યાં ખૂન કેમ ન કર્યું.' એમ કહીને તેજ વખતે વકીલને સર્પ કરડાવીને તેણે ઠેર મરાવી નાંખ્યો. તે બાજુએ શાહ અબ્બાસ પોતે કહ્યા પ્રમાણે તુરતજ ઉત્તમ ફોજ લઈને અફઘાનિસ્તાનમાં આવ્યો. ઔરંગજેબ મનમાં ગભરાયો, પણ બહારથી તેણે ફોજની તૈયારી કરવા માંડી. એટલામાં શાહ અબ્બાસ એકાએક માંદો થઈ મરણ પામ્યો, એટલે ઔરંગજેબ ઉપરનું સંકટ ટળી ગયું. પરંતુ અફઘાન લોકોએ બંડ ચાલુ કર્યાં. મોગલોનો સુબેદાર પેશાવરમાં રહેતો હોઇ શાહ અબ્બાસ તે તરફ આવ્યો ત્યારે સઘળા અફઘાન લોકો તેને મળવા માટે તૈયાર થયેલા હતા. શાહ અબ્બાસ મરણ પામ્યા બાદ સન ૧૬૬૭ માં મીરજુમલાના પુત્ર મહમદ અમીરખાનને ઔરંગજેબે કાબૂલનો સુબેદાર નીમીને અફઘાન લોકોનો બંદોબસ્ત કરવા માટે મોકલ્યો. અમીરખાન મોટી ફોજ લઇને પેશાવર છોડી કાબૂલ ઉપર ચઢી ગયો, ત્યારે અફઘાન લોકો પહાડી પ્રદેશમાં નાશી ગયા.

તેમની પુંઠ અમીરખાનથી પકડાઇ નહિ. તે પોતાના જનાનાને સાથે લઇ ગયો હતો. આગળ જતાં ધાન્યનો ટોટો પડ્યાથી તે પેશાવર પાછો આવવા લાગ્યો. એટલામાં અફઘાન લોકો ખૈબરઘાટમાં તેને અટકાવવા આવ્યા, અને એક રાતે અમીરખાનની સર્વે ફોજ ખીણમાં સપડાયલી હતી તેવામાં હાથમાં શસ્ત્ર લઇને તેમણે વિલક્ષણ બૂમો ઠોકતાં તેની ફોજ ઉપર છાપો માર્યો. અમીરખાને એક સાધુને આગળ કરીને સમાધાન કરવા કહ્યું, પરંતુ તે મદાંધ જંગલી લોકોએ તે સાધુનું ખૂન કર્યું. પછી આગળ અમીરખાન ઉપર ધસી આવીને તેઓ તેનું ખૂન કરવાની તૈયારીમાં હતા, એટલામાં તે હાથી ઉપરથી નીચે ઉતર્યો, અને અફઘાનોને કાપતો તેમનો પોષાક પહેરીને અંધારામાં નાસી ગયો. તેની સ્ત્રીના અફઘાનોએ ટૂકડા કર્યા, અને તેની બ્હેન, મા અને છોકરીને નસાડી લઇ ગયા. આ છોકરી બાદશાહના પુત્ર અકબરને આપવાનું ઠરાવેલું હતું. પાછળથી તેનો છુટકારો થયો, પરંતુ બાદશાહે તેનો સ્વીકાર કર્યો નહિ. અમીરખાનનું બાદશાહે અપમાન કર્યું, અને તેને પાછો બોલાવીને મહોબતખાનને કાબૂલનો સુબો નીમી મોકલ્યો. મહોબતખાનને તે તરફની પહેલાંથી માહિતી હોવાથી તે કેટલાક વખત સુધી પેશાવરમાં સ્વસ્થ બેસી રહ્યો. અફઘાન લોકોએ પણ કાંઇ હીલચાલ કરી નહિ. સ. ૧૬૭૨ માં અફઘાનિસ્તાનમાં ફરીથી બળવો થયો. શાહજાદો સુજા આરાકાનમાં મરણ પામ્યાની વાત ચાલી હતી, પરંતુ સુજા નામનો એક વેશધારી પુરૂષ અફઘાનિસ્તાનમાં ઉત્પન્ન થયો. તેણે પોતાના અનેક સાહસની વાતો લોકોને કરીને તેમનાં મન પોતાની તરફ આકર્ષી લીધાં, અને થોડાજ વખતમાં તેની મોટી ફોજ એકઠી થઈ. મહોબતખાનની ખાતરી થઇ કે આ ખરેખરો સુજા છે, અને ત્યારે તેનો બંદોબસ્ત કરવાનો તેણે પ્રયત્ન કર્યો નહિ. આખરે અફઘાન લોકોનો બળવો આખા દેશમાં ફેલાયો. એમણે સુજાને પોતાના રાજા તરીકે સ્વીકાર્યો. આમ કરીને હિંદુસ્થાનમાંની મોગલ સત્તાનો નાશ કરી નાંખીને ફરીથી અફઘાન અમલ હિંદુસ્થાનમાં સ્થાપવાનો તેમનો વિચાર થયેલો હતો, એવી વાત સાંભળીને ઔરંગજેબે દક્ષિણની અને અન્ય સ્થળોની ફોજ જમાવી, અને તેની સરદારી પોતે સ્વીકારી તે અફઘાનિસ્તાન ઉપર

ચઢી ગયો. તે વખતે બેસવા માટે ઘોડો અને હાથમાં ભાલો—એટલીજ તૈયારી સાથે તે કેવળ છડો ગયો હતો. આ યુદ્ધ બે વર્ષ ચાલ્યું. મહોબતખાનને તેણે પાછો મોકલ્યો, પરંતુ રસ્તામાં તે વૃદ્ધ સરદાર મરણ પામ્યો. (સ. ૧૬૭૨). ત્યાં આગળ અફઘાન લોકો હઠયા નહિ. પહાડી પ્રદેશના અફઘાનોમાં વિલક્ષણ કૌવત છે એવું આજે પણ માલૂમ પડે છે. અંગ્રેજોની જબરી તૈયારીથી પણ તેઓ હાર્યા નથી, તો પછી ઔરંગજેબની મોગલ ફોજને તેઓ તોબા પોકરાવે એમાં કાંઈ નવાઈ નથી. છેવટે ઔરંગજેબે હમેશની પેઠે પોતાની કપટજાળ પાથરી. કાસમખાન નામના સરદારને અફઘાનિસ્તાનમાં મૂકીને પોતે પાછો આવ્યો. કાસમખાને સઘળા કર વગેરે માફ કરીને લોકોને મુક્ત કર્યા, અને બહારથી તેમની સાથે અત્યંત સ્નેહભાવ દર્શાવ્યો. હથિયાર વગર તે એકલો તે લોકોમાં જઇ ભળતો, પરંતુ સુજા તેના હાથે લાગ્યો નહિ. છેવટે પેશાવરમાં કાસમખાને પોતાના જ્યેષ્ઠ પુત્રની સુન્નત કરવાને મોટો સમારંભ કર્યો, અને તે પ્રસંગે સર્વ મોટા મોટા અફઘાન સરદારોને તેણે પોતાને ત્યાં તેડયા. સઘળા આનંદથી આવ્યા. પણ સુજા આવ્યો નહિ. એક દિવસે રાતે મિજબાની ચાલતી હતી તેવામાં કાસમખાને કરેલા સંકેત મુજબ ફળ કાપતાં પોતાનો હાથ કપાયાનું નિમિત્ત કરીને ચાલી નીકળ્યો, અને તેજ ઇશારો સમજીને તે સમારંભમાં એકદમ કાપાકાપી શરૂ થઇ, કોઇને પણ નાસી જવાને અવકાશ મળ્યો નહિ. કાસમે શહેરમાં પણ રસ્તે રસ્તે ઉભય બંદોબસ્ત રાખ્યો હતો. સુજાનું પછી શું થયું તે જણાયું નહિ. કાબૂલમાં જ્યાં ત્યાં હાહાકાર વર્તાવ્યો. અફઘાન લોકો મુંગે મોંઢે તાબામાં આવ્યા, અને બાકીની તેની કારકીર્દિમાં તેમણે બાદશાહને ફરીથી ત્રાસ આપ્યો નહિ. કાસમખાન ઉપર ઉપલા કપટ બદલ બાદશાહે બહારથી ઇતરાજી દેખાડી. તેને પાછો બોલાવીને તેણે કેટલાક દિવસ સુધી કામ પરથી દૂર રાખ્યો, પરંતુ પછી થોડાજ વખતમાં તેને પહેલી પંક્તિનો માન મરતબો આપ્યો. અફઘાન લોકોની કતલ કરવાનું કામ બાદશાહની અનુમતિથી થયું હશે એમાં સંશય નથી. કાસમખાનને પાછો બોલાવ્યા બાદ જશવતસિંહને બાદશાહે કાબૂલનો સુબેદાર નીમ્યો તે પહેલાં ગુજરાતમાં સુબેદાર હોઇ, ત્યાંથી

કદાચ તે મરાઠાઓને મળી જશે એવી બીતિથી તેની કાબૂલમાં નિમણૂક કરવામાં આવી.

૬. **હિંદુઓ ઉપર જુલમ અને રજપૂતો સાથે યુદ્ધ**–(સ. ૧૬૬૯–૧૬૮૧)–ઔરંગજેબે પોતાનું કર્તવ્ય માત્ર એટલુંજ માની લીધું હતું કે પહેલાં થઇ ગયેલા મુસલમાની ધર્મનો પ્રસાર કરનારા મોટા પુરૂષોની પેઠે તેણે પોતે પણ પોતાની કીર્તિ ફેલાવવી, અને હિંદુ ધર્મનો નાશ થયે સઘળો હિંદુસ્થાન દેશ મુસલમાનમય કરી નાંખવો. પહેલાંના અફઘાન રાજ્યકર્તાઓએ કરેલા આવા પ્રયત્નોથી કાંઇ પણ ફાયદો થયો નથી એમ જોઇને પાછળના મોગલ બાદશાહોએ તેમ કરવાનું છોડી દીધું હતું અને ધર્મની બાબતમાં પોતે હાથ ન ઘાલવાનો રિવાજ પાડી દીધો હતો. આ પદ્ધતિથી સઘળા રાજ્યમાં આબાદી થઇ હતી એ પાછળ ત્રણ ચાર કારકીર્દિના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થયેલું છે. પણ ઔરંગજેબને પોતાના વડીલોની પદ્ધતિ પસંદ પડી નહિ, અને હાથમાં અધિકાર આવ્યેથી હિંદુઓનો પરાભવ કરવાનો તેને વિચાર ઉઠયો હતો. આરંભનાં કેટલાંક વર્ષ રાજ્યમાં સ્વસ્થતા કરવામાં ગયાં, અને વાસ્તવિક રીતે ઇ. સ. ૧૬૬૨ ના અરસામાં મોગલ બાદશાહી તેની સત્તાની ટોચે પહોંચેલી હતી. સઘળા શત્રુઓનો પરાભવ થયેલો હોઇ રાજ્યમા જ્યાં ત્યાં શાંતતા અને આબાદી વ્યાપી રહી હતી. પછી સર્વ બાજુએથી પોતાને નિર્ભય થયેલો જોઇ તુરતજ ઔરંગજેબ પોતાના મનમાં રમી રહેલો હેતુ સિદ્ધ કરવાની તજવીજ કરવા મંડયો. આ કામમાં તેણે જે ભૂલો કરી તેને લીધે અંતે આખી બાદશાહીનો લય થયો. ઔરંગજેબ જેવા ડાહ્યા અને ચતુર પુરૂષ થોડાજ મળી આવશે, પરંતુ એકાદ બાબતમાં હઠ પકડાયાથી અને મતનું ઔદાર્ય છોડીને દુરાગ્રહમાં પડી ગયાથી તેની જે ફજેતી અને દુર્દશા થઇ હતી તેની સાથે સરખામણી કરવા જેવું હિંદુસ્થાનના ઇતિહાસમાં બીજું ઉદાહરણ નથી. તેજ પ્રમાણે ઔરંગજેબના ચરિત્ર જેવો દુઃખદાયક અંત બીજા કોઇનો આવ્યો નહિ હોય. ઔરંગજેબની ભૂલો ઉપલી હકીકતમાં વારંવાર સ્પષ્ટ જણાય છે, અને તેથી તેમનું બારીકીથી વિવેચન કરવાની જરૂર નથી.

રાજ્યગાદીપર બેઠા પછી તેણે કેટલાંક અસંતોષ ઉત્પન્ન કરનારાં કૃત્યો કર્યાં હતાં, જે પાછળ વર્ણવામાં આવેલાં છે. સૌરમાનનું વર્ષ જે અકબરે શરૂ કરેલું, તે અગ્નિપૂજકોએ શોધી કાઢેલું હોવાથી અશાસ્ત્ર છે, એવા સબબથી બંધ કરીને ઔરંગજેબે "ચાંદ્ર" માસનું વર્ષ શરૂ કર્યું. પછી દારૂનાં પીઠાં, જુગારખાનાં, અને મૂર્તિપૂજાનો આડંબરયુક્ત ઢોંગ બંધ કરવા માટે તેણે એક મુલ્લાં નીમ્યો, અને અમલ બજાવવા માટે તેના તાબામાં મદદ માટે ઘોડેસ્વારો આપ્યા. કવિઓ માટે ઠરેલી નિમણુંકો તેણે બંધ કરી. સ. ૧૬૬૮ ના અરસામાં બાદશાહી તવારીખ એટલે બાદશાહનાં દરરોજનાં કામ લખવા માટે રાખેલા નોકરોને તેણે કાઢી મૂક્યા, અને આવી રીતે તવારીખ લખવાનું કામ તેણે બંધ કર્યું. આ તવારીખમાં બાદશાહનો પ્રત્યેક શબ્દ અને તેનું પ્રત્યેક કૃત્ય નોંધવામાં આવતાં હોવાથી, પોતાનાં ખોટાં કૃત્ય નોંધાય એ તેને ન પસંદ પડયાથી તેણે તો તવારીખ બંધ કરી હશે. આમ કરવાનું કારણ તેણે તદ્દન જુદુંજ આપેલું છે. તે કહેતો, 'પરમેશ્વરનાં કૃત્યો મનુષ્યે લખવાં, મારાં જેવા સાધારણ મનુષ્યનાં કૃત્ય લખવાનું યોગ્ય નથી.' તવારીખ બંધ પડયાથી મોગલ બાદશાહીનો ખરો ઇતિહાસ બંધ પડયો, અને આથી આ પછીની હકીકત અડસટ્ટાથી લખેલી માલૂમ પડે છે. ખાફીખાને લખેલો ઉત્કૃષ્ટ ઇતિહાસ તેણે પોતે બાદશાહના મરણ પામ્યા બાદ બહાર પાડયો હતો. સ. ૧૬૬૧ ના વર્ષમાં હિંદુઓ ઉપરના જુલમનો ખરો આરંભ થયો હતો. તે વર્ષમાં તેને વિશેષે કરીને એવી ખબર મળી કે બનારસ અને બીજા સ્થળના બ્રાહ્મણો પોતાનો ધર્મ મુસલમાનોને પણ શીખવે છે. હિંદુઓ ઉપર જુલમ ગુજારવાને તેને આ નિમિત્ત જોઇતુંજ મળી આવ્યું. તુરતજ તેણે બનારસના હિંદુ ધર્માધ્યક્ષની નિમણુંક બંધ કરીને સ. ૧૬૬૯ ના એપ્રિલમાં સઘળા રાજ્યમાં એવો સખતાઇ ભરેલો હુકમ ફરમાવ્યો કે હિંદુઓની પાઠ-શાળા, મઠ, દેવળો વગેરે સઘળું જમીનદોસ્ત કરી નાંખવું. ઔરંગજેબની ત્રણ ચતુર્થાંશ પ્રજા હિંદુ હોવાથી ઉપલો હુકમ અમલમાં લાવવાનું કેટલું અગવડ ભરેલું હતું એ કહેવાની જરૂર નથી. કાશીમાંનું વિશ્વનાથનું મંદિર સપ્ટેમ્બર માસમાં જમીનદોસ્ત થયું, તેજ પ્રમાણે મથુરામાં ૩૩ લાખ રૂપિયા

ખર્ચીને બુંદેલા રાજા નરસિંહદેવે બંધાવેલું કેશવનું ભવ્ય મંદિર સ. ૧૬૭૦ ના જાન્યુઆરીમાં પડાવીને તે સ્થળે મસીદ બંધાવી. તે ઉપરાંત બીજાં મોટાં મોટાં સ્થળોનાં દેવળો તોડીને ત્યાંની મૂર્તિઓ આગ્રે લઇ જવામાં આવી અને તેમને મસીદનાં પગથીઆં તળે દાટી દેવામાં આવી. યોગી અને સન્યાસી લોકોને હિંદુસ્થાનમાં કંઇ આશ્રયનું સ્થાન રહ્યું નહિ. ઉદ્ધવ વૈરાગીઓને કેદમાં નાંખવામાં આવ્યા. કાઠિયાવાડમાંનું સોમનાથનું મંદિર ફરીથી પાડી નાંખવામાં આવ્યું. હિંદુઓના સઘળા તહેવાર અને યાત્રાઓ બંધ કરીને તેમને નોકરી-માંથી બરતરફ કરવામાં આવ્યા. ઔરંગજેબ લડાઇ વગેરેના ઉદ્યોગમાં ગુંથાયલો હતો તેવામાં દિલ્હી જેવા રાજધાનીના શહેરમાં પણ ઉપર કહેલા જુલમથી હિંદુ લોકો ઉપરાઉપરી બળવા કરવા લાગ્યા. એક વખતે એક મંત્રવિદ્યાનો ઢોંગ કરનારી બાઇએ દિલ્હીના લોકોને ઉશ્કેરીને ખુદ બાદશાહને પણ પદભ્રષ્ટ કરવાની વખત આણી હતી. પરંતુ ઔરંગજેબ ઘણો સમયસૂચક હોવાથી તે આવા પ્રસંગે ડગતો નહિ. કુરાનનાં વચન ભાલાની ટોચે બંધાવીને તેણે પોતાના માણસોમાં ઝનૂન આણીને બંડખોર લોકોનો ઘાણ કાઢી નાંખ્યો.

આવાજ પ્રકારનું એક બંડ ઔરંગજેબ અફઘાન સ્વારીમાંથી પાછો આવતો હતો તેવામાં થયું હતું. દિલ્હી નજીક નારનોળ શહેરની આસપાસ 'સતનામી' નામના હિંદુ ગોસાંઇઓ રહેતા હતા. તેઓ શાન્ત વૃત્તિના હતા, છતાં તેમને કોઇ ત્રાસ આપે તો તે મુંગા મુંગા સહન કરી લે તેવા નહોતા. એક વખત નજીવા કારણસર કોટવાળ સાથે તેમને ટંટો થયો. તે વખતે કોટવાળે સમાધાનીભરેલા ઉપચારની યોજના ન કરતાં લશ્કર જમાવ્યું, તેથી જબરૂં યુદ્ધ જામ્યું. સતનામી લોકોએ ફોજદારનો પરાભવ કરીને નારનોળ શહેર હસ્તગત કર્યું. (૧૬૭૬). તેમના ઉપર શસ્ત્ર લાગુ પડતાં નથી એવી મુસલમાની ફોજની માન્યતા થઇ, ત્યારે મોટું લશ્કર એકઠું કરીને જબરી તૈયારી સાથે ઔરંગજેબ પોતે તે વેરાગીઓ ઉપર ચઢી ગયો, અને સર્વેની કતલ કરી નાંખી, એટલે બંડ શાન્ત થયું. આવાજ પ્રકારનાં બીજે સ્થળે પણ બંડ થયાં હતાં. ગોકળ જાટે મથુરામાં બંડ કર્યું. શીખ ગુરૂ તેઘ બહાદુર

ઉપર જુલમ ગુજર્યાથી તેણે સ. ૧૬૭૫ માં તુરંગમાં જીવ આપ્યો.

આથી ઔરંગજેબ ઘણોજ ચિડાઇ ગયો, અને હિંદુઓનો નિઃપાત કરવાને સખતાઇના ઉપાયો યોજવા લાગ્યો. હિંદુઓને અત્યંત અપમાનકારક વાત જિઝિયા કર આપવાની હતી. સર્વે પરધર્મી લોકો પાસેથી મુસલમાન અધિકારીઓ આ કર વસુલ કરતા હતા. પરંતુ અકબર બાદશાહે દૂરદર્શી-પણાથી આ કર માફ કર્યો હતો. ઔરંગજેબે ધર્મઘેલછાના આદેશમાં પડીને સ. ૧૬૭૯ ના એપ્રિલની ૨૭ તારીખે એ કર પુનઃ શરૂ કર્યો. તે સમયે સર્વે લોકોમાં હાહાકાર વર્તાઇ રહ્યો. બાદશાહ પાસે દાદ માગવા માટે લાખો માણસો દિલ્હીમાં રાજમહેલ આગળ અને રસ્તે રસ્તે એકઠા થયા. એક શુક્રવારે બાદશાહ મસીદમાં જતો હતો તેવામાં તેમણે તેનો રસ્તો અટકાવ્યો, ત્યારે તેમના શરીર ઉપર થઇને હાથીને ચલાવીને હજારો માણસોને બાદશાહે ઠેર માર્યા. આ કર અંગ્રેજ અને ડચ લોકો ઉપર પણ બેસાડેલો હતો. કરની રોકડ રકમ ન આપતાં તેના બદલામાં એ વેપારીઓ દરવર્ષે કેટલાક ઇરાની ઘોડા બાદશાહને ભેટ આપતા હતા. પ્રત્યેક બ્રાહ્મણને આ કર બદલ દરવર્ષે એક મહોર આપવી પડતી, અને ગરીબ લોકો ઉપર આશરે સાડાત્રણ રૂપિયા ઠરાવેલા હતા. રજપૂત રાજાઓ પાસેથી પણ આ કર સખ્તાઇથી વસુલ કરવાનો ઔરંગજેબે હુકમ આપ્યો. તેની બજાવણી શરૂ થઇ ત્યારે અત્યારસુધી બાદશાહીના કેવળ આધારસ્તંભ થઇ પડેલા સર્વે રજપૂત રાજાઓ ઔરંગજેબ સામે ઉઠયા, અને બાદશાહને તેમની સામે હથિયાર પકડવાની ફરજ પડી.

ઔરંગજેબના વખતમાં રજપૂતાનામાં રાજ્ય કરતા સર્વે રાજાઓ વિશેષ પરાક્રમી હતા. અકબરની પેઠે ઔરંગજેબે તેમની સાથે મિત્રતા રાખી હોત તો બાદશાહીનું કલ્યાણ થયું હોત. ઉદેપુરમાં રાણો રાજસિંહ રાજ્ય કરતો હતો. જિઝિયા કર બેસાડવામાં આવ્યો તે વખતે જયપુરનો રાજા જયસિંહ અને મારવાડનો રાજા જશવંતસિંહ મરણ પામેલા હોઇ રાજસિંહ જ સઘળા રજપૂતોમાં અગ્રેસર ગણાતો હતો. ઔરંગજેબે વડીલોનું અનુકરણ કરવું છોડી દઇ હિંદુ લોકો ઉપર જુલમ ગુજાર્યો તેથી બાદશાહીને

એકંદરે કેટલું નુકશાન છે એ તરફ તેનું ધ્યાન ખેંચવા માટે રાણા રાજસિંહે આ વખતે એક પત્ર બાદશાહને લખ્યો હતો* તે પત્ર તે વખતે તો શું પણ આજે પણ મુત્સદ્દી ચાતુર્ય અને રાજકાર્ય કૌશલ્યના ઉત્તમ નમૂનારૂપ ગણાવા યોગ્ય છે. આ પત્રની કાંઈ પણ અસર થઇ નહિ, પરંતુ ઉલટું રાણા માટે શાહના મનમાં વિશેષજ દ્વેષ ઉત્પન્ન થયો. મારવાડનો રાજા જશવંતસિંહ કાબુલ ગયેલો ત્યારે તે પોતાના શૂરા પુત્ર પૃથુસિંહને મારવાડનો કારભાર ચલાવવાને મૂકી ગયો હતો. રજપૂતોનો સંહાર કરવાના ઇરાદાથી ઔરંગજેબે પૃથુસિંહને પોતાના દરબારમાં બોલાવ્યો અને બહારથી તેનું બહુ સન્માન કર્યું. પરંતુ પાછા જતી વખતે તેને ઝેરવાળો પોષાક પહેરવા આપીને ઠેર માર્યો. પુત્રના શોકથી કાબુલમાં જશવંતસિંહની હિંમત હઠી ગઇ. થોડાજ વખતમાં ત્યાંની રોગી હવાથી તેના બીજા બે પુત્રો મરણ પામ્યા. આથી દુઃખગ્રસ્ત થઈ તે પણ સન ૧૬૬૮ ના ડિસેમ્બરની ૧૦ મી તારીખે કાબુલમાં મરણ પામ્યો. આ પ્રમાણે જશવંતસિંહનું વેર લેવાના ઔરંગજેબના વિચાર સફળ થતા ગયા. તેણે જોધપુરની ગાદી પોતાના પક્ષના એક જુદાજ શખસને આપી. જશવંતસિંહની સ્ત્રી પોતાનાં બે નાનાં છોકરાંને લઇ પાછી આવતી હતી તેવામાં સિંધુ નદી ઉપર બાદશાહના માણસોએ તેને અટકાવી. પરંતુ તેના રાઠોડ યોદ્ધાઓએ મુસલમાનોનો પરાભવ કરીને તેને દિલ્હી આણી. ત્યાં બાદશાહે તેને કેદમાં પૂરી. દુર્ગાદાસ નામના જશવંતસિંહના એક શૂરા સરદારે મોટી ચાલાકીથી રાજાના કુટુંબને છોડવીને જોધપુર રવાના કર્યું. પછી ઔરંગજેબે જશવંતસિંહની ફોજ ઉપર હલ્લો કરીને તેનો પરાજય કર્યો. જશવંતસિંહની સ્ત્રી રજપૂત રાણીના પેટે જન્મેલી શાહજહાનની પુત્રી હતી. તેણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અજિતસિંહને જોધપુરની ગાદી ઉપર સ્થાપીને દુર્ગાદાસને સઘળો કારભાર સોંપ્યો. રાણા રાજસિંહે અજિતસિંહને સારો આશ્રય આપ્યો. આ પ્રમાણે આ બળવાન્ રજપુત રાજા એકચિત થયા, અને

* આ પત્ર રાજસિંહનો ન હોઈ શિવાજીનો છે, એવી વાત હમણાં બહાર પડેલી છે.

જિઝિયા કર ન આપતાં મોગલો સાથે લડીને પોતાનો બચાવ કરવાના કામમાં મંડયા. આ કારણને લીધે ઔરંગઝેબની કારકીર્દિમાં મોટાં રજપૂત યુદ્ધ શરૂ થયાં. આ યુદ્ધનો સઘળો ભાર રાજસિંહ ઉપર હતો. 'પોતાનો ધર્મ છોડવો નહિ તો યુદ્ધ કરવું, એ સિવાય બીજો માર્ગ રજપૂતો માટે રહેલો નહોતો. રજપૂતોની વર્તણુંક જોઇને ઔરંગઝેબ ચ્હીડાઇ ગયો, અને તેણે યુદ્ધની કમ્મર કસીને તૈયારી કરી. ઔરંગઝેબ હવે સઘળી પૃથ્વી જીતશે કે શું ! એમ તેની આ તૈયારીથી સર્વેને લાગ્યું. તેણે પોતાના સઘળાં છોકરાંને પોતાની ફોજો લઇને યુદ્ધ માટે બોલાવ્યા. અરવલ્લી પર્વતની હારમાં રજપૂતો આશ્રય લઇને રહેલા હતા. ઔરંગઝેબનો મોટો પુત્ર શાહઆલમ દક્ષિણમાંથી અમદાવાદના રસ્તે મેવાડના મુલકમાં પેઠો. બંગાળામાંથી અજીમશાહ ઉદેપુરની દક્ષિણ બાજુએ આવીને ઉતર્યો. ઔરંગઝેબ પોતે અને તેનો ત્રીજો પુત્ર અકબર ઉત્તર તરફથી અજમેરની વાટે ઉદેપુર પ્રાંતમાં આવ્યા, અને તેમનો કોઇએ પણ અટકાવ કર્યો નહિ. તે દરમિયાન એક દિવસ ઔરંગઝેબ એક કઠીણ ખીણમાં થઇ પસાર થતો હતો, તેવામાં રજપૂતોએ બેઉ બાજુની બન્ને વાટ બંધ કર્યાથી ખરી અણીનો પ્રસંગ આવેલો હતો. તેની પાસે અન્નપાણી પણ નહોતું. આ વખતે રાણા રાજસિંહે આગળ થઇને બાદશાહને રસ્તો કરી આપ્યો, અને રજપૂતો ઉપરનો રોષ છોડી દેવા માટે તેને વિનંતિ કરી પરંતુ આ ઉદાર વર્તનથી ઔરંગઝેબ અધિકજ ચ્હીડાયો, અને સર્વે ગાયોને ઠેર મારવાનો હુકમ આપીને પોતે અજમેર પાછો ગયો. તેણે પોતાના છોકરાને ઉદેપુર ઉપર સ્વારી કરવાનો આગ્રહ કર્યો, પરંતુ આગળ જવાની છાતી કોઇનીએ ચાલી નહિ. આ તરફ રજપૂત ફોજો ગુજરાત, માળવા વગેરે પ્રાંત ઉજડ કરતી ચાલી હતી. વળી ઔરંગઝેબના છોકરાઓને ફોડવાનો તેમનો પ્રયત્ન ચાલુ હતો. જશવંતસિંહની રાણી અને દુર્ગાદાસે શાહજાદા અકબરને એવી ઉશ્કેરણી કરી કે અજમેરમાં બાદશાહ પાસે છેકજ થોડી ફોજ હોવાથી ત્યાં જઇને એકદમ તેને કેદ કરવો, અને પોતે બાદશાહની પદવી ધારણ કરવી. આમ કરવા માટે ૫૦૦૦૦ રજપૂતોની સહાય આપવાનું તેને રાણીએ વચન આપ્યું. આ યુક્તિથી અકબરના મોંમાં પાણી

છૂટીને તે રજપૂત ફોજ લઇને અજમેર ઉપર ચઢી ગયો, પરંતુ તેની આ યુક્તિની તુરતજ શાહઆલમને ખબર પડી. તેણે આ સર્વ હકીકત બાપને લખી જણાવી, અને હું ફોજ સાથે આપની મદદે આવું છું એમ જણાવ્યું. પરંતુ કપટી ઔરંગઝેબના ચિત્તને કોઇનો ભરોંસો પડતો નહિ. તેને શાહઆલમના ઉદ્દેશ વિષેજ વહેમ આવ્યો, તેથી તેણે 'તમારે મારા હુકમ સિવાય પોતાની જગો છોડવી નહિ,' એવું તેને લખી જણાવ્યું. પછી તે ગભરાઇને ફોજ એકઠી કરવા લાગ્યો. મુહુર્ત વેગળું રાખવા વિષે તેણે જ્યોતિષીઓને કહ્યાથી અકબર પહેલાં ત્રણ કલાક અગાઉ શાહઆલમ અજમેર આવી પહોંચ્યો. એમ અકબર સાથે લડાઇ ન કર્યાથી પોતાથી નભી શકાશે એમ ઔરંગઝેબને લાગ્યું નહિ ત્યારે તેણે પોતાની હમેશની યુક્તિ લઢાવી. તેણે નીચેની મતલબનો પત્ર અકબરને લખ્યો, અને તે દુર્ગાદાસના હાથમાં જઇ પડે એવી ગોઠવણ કરી. 'રજપૂતોને ફસાવીને તમે અહિં સુધી આણ્યા એ ઘણી સારી વાત કરી, ઠર્યા પ્રમાણે તેમને તમારે પોતાના આગલા ભાગમાં રાખવા. એટલે અમે આગળથી અને તમે પાછળથી મળીને તેનો એવો ધાણ વાળીશું કે એક પણ કાફર હિંદુથી આજે છુટીને જવાય નહિ.' આ પત્ર દુર્ગાદાસના હાથમાં પડતાંજ તેના હાંજા ગરગડી ગયા, અને અકબરે પોતાને ફસાવ્યા તથા પોતાને આ વાતની થોડીક વહેલી ખબર મળી એ સારૂં થયું, એમ સમજીને રાતોરાત પોતાની ફોજ લઇને મારવાડ તરફ નાસી ગયો. બીજે દિવસે રજપૂતો ચાલી ગયેલા જોઇને અકબર ભયભિત બની ગયો. તેના સર્વ સરદારો તેને છોડી ગયા. એક શખસ બાદશાહનું ખૂન કરવા ગયો તે વખતે તે પોતેજ માર્યો ગયો. પછી જીવ લઇને અકબર પાછો મારવાડમાં થઇ નાસી ગયો. ત્યાં તેણે તે ખોટા પત્રની ખબર જાણી. તેને પકડવા માટે શાહઆલમ આવ્યો, પરંતુ તેની રજપૂતોએ ઠીક ખબર લઇ નાંખી. અકબરને છેવટે મહારાષ્ટ્રમાં આવીને સંભાજી રાજા ભોંસલેનો આશ્રય લેવો પડયો. ( મે ૧૬૮૧ ).

ચાર વર્ષ સુધી રજપૂતોને જીતવાના થયા તેટલા પ્રયત્ન ઔરંગઝેબે કર્યા. પણ તેમણે દાદ દીધી નહિ. જશવંતસિંહના નાની વયના પુત્ર અજિત-

સિંહને તેમણે જોધપુર લઇ જઇને ગાદી ઉપર બેસાડયો હતો. (તા. ૨૩ મી જુલાઇ ૧૬૧૯) અકબર ફિતુરી થયાથી ઔરંગજેબની હવે કાંઇજ હિમ્મત રહી નહોતી. તે મરાઠાઓ ભણી ગયાથી મરાઠાઓ ઉપર ચઢાઈ કરી જવાનું ઔરંગજેબને અનિવાર્ય જણાયું. શિવાજીની પેઠેજ શંભાજીની પણ તેને અત્યંત ભીતિ લાગતી હતી. પછી સલાહ કરીને રજપૂતોનું પ્રકરણ બંધ કરવાની તેને ઉત્કંઠા થઇ. પણ પોતે આપખુશીથી સલાહની વાત કાઢવી એ શરમ ભરેલું લાગ્યાથી તેના સરદાર દિલેરખાન મારફત તેણે તે કામ પાર પાડયું, રજપૂતોને પણ હવે યુદ્ધનો કંટાળોજ આવેલો હતો. એકલા મેવાડમાં ૧૭૫ મંદિરોનો નાશ થયો હતો. છેવટે એક વખતે કોલકરાર કરતાં બાદશાહે અપમાનકારક શરતો કબૂલ કરી, (જૂન સ. ૧૬૮૧) તે શરતો નીચે પ્રમાણે હતી. (૧) ઔરંગજેબે લીધેલો રજપૂતોનો મુલક તેમને પાછો આપવો. (૨) ધર્મની બાબતમાં હાથ ન ઘાલતાં રજપૂતો પાસેથી જિઝિયા કર માગવો નહિ. (૩) જશવંતસિંહનું રાજ્ય તેના છોકરા પાસે પહેલાંની પેઠે રહેવા દેવું; અને (૪) રજપૂતોએ પૂર્વના રિવાજ પ્રમાણે બાદશાહની નોકરી કરવી. આ પ્રમાણે આ રજપૂત યુદ્ધનો એક વખત અંત આવીને ઔરંગજેબની સત્તા ઘણી નરમ પડી ગઇ. આ પછી આ રજપૂત રાજાઓએ મોગલોની તરફથી લડવાનું છોડી દીધું.

**૭. દક્ષિણની સ્વારી અને મૃત્યુ (૧૬૮૩=૧૭૦૭)**—અલાઉદ્દીન ખિલજીના વખતથી મુસલમાની રાજ્યકર્તાઓએ દક્ષિણ દેશ જીતવા માટે કરેલા સર્વ પ્રયત્ન કેવા નિષ્ફળ થયા હતા એ પાછલા ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થયેલુંજ છે. દક્ષિણ દેશે મોગલ બાદશાહોના પરાક્રમની બરાબર કસોટી કરી. અકબરે સર્વ પ્રાંતો જીત્યા પણ દક્ષિણમાં તેને હાર ખમવી પડી. પછી જહાંગીર નિર્બળ થતો, તેથી તેના હાથે દક્ષિણ દેશ જીતવાનું કામ પાર પડયું નહિ એમાં તો કંઇ આશ્ચર્ય નથી. શાહજહાંને ભારે મહેનત કરીને માત્ર નિઝામશાહીનો નાશ કર્યો. શાહજહાન અને ઔરંગજેબ તે દક્ષિણનીજ ઉત્કૃષ્ટ શાળામાં પોતાનાં પરાક્રમ શીખ્યા હતા. ઔરંગજેબનું આયુષ્ય તો ઘણું ખરૂં દક્ષિણમાંજ ગયું હતું. દક્ષિણ દેશ કબજે કર્યો એ તેણે પોતાના

આયુષ્યનું મુખ્ય કર્તવ્ય માની લીધું હતું; પરંતુ તે પાર ન પડતાં, તેમાં કેવળ તેના જીવનોજ નહિ પરંતુ તેના રાજ્યનો પણ અંત આવ્યો. સારાંશ કે, ચારસેં વર્ષ સુધી મુસલમાનોને આ કામમાં એક સરખી હાર ખાવી પડી એનું મુખ્ય કારણ ભૂગોલિક પરિસ્થિતિ હતી, એવું વિચારતાં અંતે કહેવું પડે છે. રાજ્ય સ્થાપન થયું કે તુરતજ અને કેટલીક વખતે તો રાજ્ય સ્થાપન થતાં પહેલાંજ સરહદ નક્કી કરવા તરફ સ્થાપકનું મુખ્ય વલણ હોય છે. કુદરતી સરહદ આવી પહોંચતાં તેનું કામ અટકી પડે છે. ચીન દેશે પ્રચંડ ભીંત બાંધીને નવી સરહદ ઉત્પન્ન કરી છે. નર્મદા નદી અને વિંધ્યા પર્વતને લીધે હિંદુસ્થાનના બે તદ્દન જુદા ભાગ થયેલા છે. એકજ કાયમની મર્યાદા ઠરાવવી, અથવા ઠેઠ દક્ષિણ છેડા સુધી સઘળા પ્રદેશમાં લશ્કરી બંદો બસ્ત કરીને તેની વ્યવસ્થા દિલ્હીથી રાખવી, એ તે વખતના બે માર્ગ હતા. તે કાળમાં વ્યવહારનાં સાધન નહોતાં. ડુંગરી અને જંગલી મુલકમાંથી લશ્કરને જવાને સગવડ ભરેલા રસ્તા કરીને તે હમેશાં વ્યવસ્થિત રાખવા એ મુસ્કેલ હતું. દક્ષિણની સ્વારીની વ્યવસ્થા કરવા જે અધિકારી નીમાતો તેજ ઘણે ભાગે ધણીથી બેદરકાર બનીને પોતે સ્વતંત્ર થવા માગતો. આવા કારણને લીધે દક્ષિણ દેશ મોગલોથી જીતાયો નહિ. પછી જ્યારે મરાઠાઓએ પોતાનું રાજ્ય સ્થાપ્યું ત્યારે તેમને આ ભૂગોલિક સરહદની હમેશાં મોટી પંચાત પડતી હતી. નિજામ અને પેશ્વાના કાયમના ટંટા એ બન્નેના સરહદ નક્કી ઠરાવવાના પ્રયત્ન હતા, એમ કહેવું જોઇએ. ઇતિહાસમાં આ ભૂગોલિક પરિસ્થિતિનું મહત્વ અત્યંત હોઇને, વિચારવંત લેખકોએ આ મુદ્દા તરફ વિશેષ લક્ષ આપવું, અને અનેક મુખ્ય ઉદાહરણોથી પોતાના દેશના ઘણાખરા ઐતિહાસ પ્રસંગ સ્પષ્ટ કરવા એ જરૂરનું છે.

ઔરંગજેબના આયુષ્યનો પૂર્વ ભાગ દક્ષિણમાંજ ગયો હતો. દક્ષિણમાં રહીનેજ તેણે પાછળથી રાજ્ય પ્રાપ્ત કરવાની યુક્તિઓ કરી હતી. શાહજહાન આજારી ન પડ્યો હોત અને ઔરંગજેબને દક્ષિણમાં વિશેક દિવસ રહેવાનું બન્યું હોત, તો કદાચ તેણે શિવાજીને માથું ઉંચકવા દીધું નહોત; પણ દિલ્હી ગયાથી આજસુધી તેને દક્ષિણ દેશ તરફ પોતાનું લક્ષ આપવાને તેને સવડ

મળી ન હતી. એમ છતાં આ દેશ જીતવાનો હેતુ તેની દષ્ટિ આગળથી ખસ્યો નહોતો. તેણે અનેક સરદારોને દક્ષિણમાં મોકલ્યા હતા, અને તે સરદારોને મરાઠાઓ સાથે બનેલા વ્યવહારપ્રસંગોનું વર્ણન આગળ મરાઠાઓના વિભાગમાં આવશે. તેમજ મરાઠાઓનો ઇતિહાસ આગળ સ્વતંત્ર રીતે આવવાનો હોવાથી ઔરંગજેબની કારકીર્દિનો આ ભાગ તે સ્થળેજ વિસ્તારપૂર્વક આવશે. મરાઠાઓ સિવાય બીજી બાબતોને લગતાં જે જે કામ ઔરંગજેબે કર્યાં તેટલાંજ અહિં આપવાનાં છે. ઉત્તર હિંદુસ્થાનમાં અનેક ભાંજગડો ઉત્પન્ન થયાથી, અને દક્ષિણમાં શિવાજી જેવો પરાક્રમી પુરૂષ પોતાના દેશની સ્વતંત્રતા માટે પરાકાષ્ટાથી લડતો હોવાથી, દક્ષિણના કામમાં પોતાને મન ઘાલવાની બાદશાહે હિમ્મત બીડી નહિ. પરંતુ ઈ. સ. ૧૬૮૦ માં શિવાજી રાજા મરણ પામતાંજ દક્ષિણમાંનાં મુસલમાની, હિંદુ વગેરે સર્વ રાજ્યોનો નાશ કરીને સિંધુ નદીથી કન્યાકુમારીના છેડા સુધી મોગલ બાદશાહી અને તેની સાથેજ મુસલમાની ધર્મ પ્રસરાવી દેવાનો જે પ્રચંડ ઉદ્દેશ તેના મનમાં ઘોળાતો હતો તે પાર પાડવાનો સમય આવ્યો છે એમ તેને લાગ્યું. શાહજહાન હયાત હતો ત્યાં સુધી દિલ્હી છોડી તેનાથી દૂર જવાતું નહિ. ને મરણ પામ્યા બાદ, અફઘાનિસ્તાનમાં અને રજપુતાનામાં યુદ્ધો ઉત્પન્ન થયાથી તેને પોતાનો ઉપલો ઉદ્દેશ ઘણા દિવસ મુલતવી રાખવો પડ્યો હતો. સ્વધર્મના પ્રચારનો જે ઉપક્રમ દક્ષિણમાં કરવાનો તેનો વિચાર હતો, તે તેણે ઉત્તરહિંદુસ્થાનમાં કરી જોયો, પરંતુ ત્યાં તેને નામ માત્ર યશ આવ્યો નહિ. એટલામાં શિવાજી મરણ પામ્યાથી તેનો ઉદ્દેશ મજબૂત થયો. પહેલાં કદાચ તેનો એવો પણ હેતુ હશે કે, દક્ષિણમાંના મરાઠા અને મુસલમાન રાજા માંહોમાંહે લડીને પોતાનું સામર્થ્ય કમી કરે છે; એ તેને પોતાને અનુકૂળ થાય છે, અને તેઓ નિર્વીર્ય થયેથી તેમને જીતવામાં પ્રયાસ પડનાર નથી. તેવામાં રજપુતાનામાં યુદ્ધ ચાલુ થતાં બાદશાહનો પુત્ર અકબર દક્ષિણમાં નાસી જઇને શંભાજીનો આશ્રય કરી રહ્યો હતો, એ દક્ષિણમાં સ્વારી કરવાનું એક વિશેષ કારણ બન્યું હતું. સારાંશ કે, પોતાના સઘળા બાદશાહી દમામની સાથે ઔરંગજેબ અત્યંત મોટી ફોજ લઇને તા. ૮ મી સપ્ટેમ્બર ૧૬૮૧ ને

રોજ અજમેરથી નીકળ્યો, અને તા. ૨૨ થી મે ૧૬૮૨ ના રોજ બુરાનપુર આવ્યો. ત્યાંથી તા. ૧૩ મી નવેમ્બર સ. ૧૬૮૩ ને રોજ તે અહંમદનગર જઈ પહોંચ્યો.

ઔરંગજેબની આ પ્રચંડ સ્વારીના ઠાઠનું વર્ણન અનેક ગ્રંથકારોએ કરેલું છે. બાદશાહી વૈભવના આવા સરઘસથી લોકોને ગભરાવી નાંખવાનો ઔરંગજેબનો ઘણે ભાગે ઉદ્દેશ હોવાથી, આ સ્વારી ઇતિહાસમાં ચિરસ્મરણીય થયેલી છે. દક્ષિણમાંના જે લોકોએ દિલ્હીમાંના ઠાઠમાઠ વિષે માત્ર કાનેજ સાંભળ્યું હતું, તેમની આંખો આ સ્વારીનો પ્રત્યક્ષ વૈભવ જોઈને અંજાઇ ગઇ હશે, એમાં શક નથી. જહાંગીરની સ્વારીનું વર્ણન પાછળ કરેલું છે. કોદાળા, પાવડા લઇને હજારો માણસો સૌથી આગળ રસ્તો સાફ કરતા જતા હતા. તેમની પાછળ બાદશાહનું પ્રચંડ તોપખાનું અને ઘોડેસ્વાર ચાલતા. વચ્ચે અસંખ્ય ઉંટો, હાથી અને ઘોડાં હોઇ તેમના ઉપર બાદશાહનું જર-ઝવેરાત, ખજાનો, સરકારી કામનાં દફતર, ખોરાકીની અને બીજી જણસો, કપડાંલત્તાં, પીવા માટે ગંગાજળ, અને બીજો અનેક પ્રકારનો સામાન લીધેલો હતો. તેમની પછી ખુદ બાદશાહની સ્વારી હાથી ઉપર, ઘોડા ઉપર, કે પાલખીમાં બેસીને આવતી. બાદશાહની પાછળ અને આગળ ખાસ પાયગાના સ્વાર ચાલતા હતા. બાદશાહની સ્વારી પાછળ જનાનખાનું ચાલતું. જનાનખાના સાથે ઘોડા ઉપર સ્વાર થયેલી લડાયક સ્ત્રીઓનો કાફલો અને એક હલકું તોપખાનું ચાલતું. સર્વેની પાછળ લડનારૂં પાયદળ લશ્કર આવતું. છાવણીના મુકામનો સર્વ સામાન બેવડો હોઇ, આગલા મુકામની તૈયારી થયા સિવાય પાછળનો મુકામ ઉઠતો નહિ. બાદશાહનો મુકામ એટલે એક બીજું દિલ્હી શહેર વસી રહેતું. સર્વેના મધ્ય ભાગમાં જવા માટે ભવ્ય રસ્તા કરવામાં આવતા. પ્રત્યેક રસ્તાના નાકા ઉપર તોપખાનાનો પહેરો રહેતો.

ઔરંગજેબની સ્વારીનો ભપકો જો કે લોકોને બહારથી આંજી નાંખે તેવો હતો, છતાં તેની વ્યવસ્થા ખુદ યુદ્ધના કામમાં અત્યંત નિરૂપયોગી હતી. આ સ્વારીનું પરિણામ નિષ્ફળ થવાનું કારણ તેની આંતર્અવ્યવસ્થાજ હતી. વાસ્તવિક રીતે જોતાં તો બાદશાહના માણસો ઓછાં લડાયક હતાં એમ

નહોતું. અફઘાનિસ્તાન પંજાબ વગેરે પ્રાંતોના કદાવર, ભવ્ય, અને મોટાં મોટાં હથિયાર રાખનારા લોકોનુંજ ફોજમાં વિશેષ ભરણું હતું. ઉંચા અને કદાવર ઘોડાઓ ઉપર સ્વાર થયેલા આ લોકો બાદશાહના સૈન્યનું કેવળ નાક સમાનજ હતા. તેમજ બુંદેલા, મેવાડી, વગેરે પહાડી લોક પણ દક્ષિણના માવલી લોકો સાથે લડવા બાદશાહે મુકામ સાથે રાખ્યા હતા. તોપખાનું ઉત્કૃષ્ટ સ્થિતિમાં હોઈ તેના ઉપર યૂરોપીઅન ગોલંદાજ નીમેલા હતા, અને પ્રત્યેક તોપ ખાસ પસંદ કરીને રાખેલી હતી. એમ છતાં જહાંગીરના વખતથી મોગલ લશ્કરને ઘણે અંશે સ્વસ્થતા પ્રાપ્ત થયાથી લડવૈયા લોકોનો જુસ્સો ઘણો નરમ પડી ગયો હતો. આળસ, મિજાજ, અને દોરદમામ એ દુર્ગુણ સઘળા લશ્કરમાં અત્યંત પસરેલા હોઈને બીજી વ્યવસ્થા પણ તેવીજ રીતે બગડેલી હતી. લશ્કરના પોષાક ભારે કિમ્મતના અને વજનમાં બહુ ભારે હતા. તે પહેરવામાં અને ઘોડા વગેરે શણગારવામાં અત્યંત વખત અને શ્રમ લાગતો. બાદશાહની છાવણી કેવળ શાન્તિના વખતના એશઆરામના મંદિર રૂપ હતી. પ્રત્યેક નાનો સીપાઈ પણ પોતાના તંબુમાં શરીરસુખની સઘળી તજવીજ કરી રાખતો હતો. છાવણીમાં સર્વ જાતની સ્ત્રીઓ, કારીગર, દુકાનદાર, વેપારી, નોકરચાકર, ગવૈયા, વારાંગનાઓ વગેરેનું વિશેષ ભરણું હોવાથી એક મુકામ ઉઠાવીને નવીન મુકામ જમાવતાં ઘણો વખત લાગતો, અને એકાએક લડાઇનો પ્રસંગ આવ્યો હોય તો આગળ થવાને કોઈ તૈયાર ન રહેતું. પોતે ઔરંગજેબ છેક સાદો અને નિયમિત હતો ખરો, પરંતુ લશ્કરમાંની અવ્યવસ્થા મટાડવાનું કામ તેનાથી થયું નહિ.

આ સ્વારીમાં બાદશાહ સાથે એકંદરે કેટલી ફોજ હતી તેની ગણત્રી બરાબર કરેલી નથી. ડૉકટર કેરેરી નામનો એક ઇટાલિનો ગૃહસ્થ સ. ૧૬૯૫ ના અરસામાં દક્ષિણમાં આવેલો હતો. તેણે પ્રત્યક્ષ જોઇને એવું લખી રાખેલું છે કે, બાદશાહની લડનારી ફોજ ૬૦ હજાર સ્વાર અને એક લાખ પાયદળની હોઇ, તે ઉપરાંત બોજો ઉંચકવા માટે ૫૦ હજાર ઉંટ અને ૩ હજાર હાથી હતા. પરંતુ નોકર ચાકર, વેપારી, અને કારીગર વગેરે સર્વ પ્રકારના લોકો ગણતાં બાદશાહ સાથે એકંદર ૫ લાખ મનુષ્ય હતાં.

છેવટે તે મુસાફરે એવું પણ લખેલું છે કે, બાદશાહી ફોજ ૩ લાખ સ્વાર અને ૪ લાખ પાયદળની હતી એમ કહેવાને હરકત નથી. છાવણીમાં એકંદરે ૨૫૦ બજાર હોઇ તેનો વિસ્તાર સુમારે ૩૦ મૈલનો રહેતો. આ હકીકતમાં અતિશયોક્તિનો અંશ હશે, તો પણ ફક્ત ફોજનીજ સંખ્યા ચાર લાખ સુધીની હતી એવો અનેક ઇતિહાસકારોનો મત છે. વળી જરૂરના પ્રસંગે રખડતા લોકોમાંથી જોઇએ તેટલા માણસોને લડાઈ માટે બોલાવવામાં આવતા. તોપખાનું સર્વેની આગળ રાખીને લડાઇની શરૂઆત થતી. બન્ને બાજુ તરફથી ઘોડે સ્વારો પોતાનાં બાણોનો વરસાદ વરસાવતા અને તોપોથી શત્રુઓની હારોમાં અવ્યવસ્થા થઈ રહેતી એટલે સ્વારો મોટા વેગથી હલ્લો કરતા, અને પછી કેટલોક વખત હાથોહાથની લડાઇ ચાલુ રહેતી. બધી લડાઈ દરમિયાન બાદશાહને માત્ર પોતાના હાથી ઉપરથી નીચે ન ઉતરવાની ખબરદારી રાખવી પડતી. બાદશાહ જોવામાં ન આવે તો તેના માણસો રણભૂમિ છોડી નાશી જતા—એમ છતાં આ ફોજનો મુખ્ય દોષ તેની કૂચ કરવાના વખતની અવ્યવસ્થાનો કહી શકાય. નીચેના અને ઉપરના દરજાના લોકોમાં હકુમત વહેંચાયલી ન હોવાથી પ્રત્યેક શખ્સ મરજી માફક વર્તતો. લાખો મનુષ્યોનું આ ધાડું આસપાસનો સેંકડો ગાઉ સુધીનો મુલક તુરતજ ઉજડ કરતું. એકંદર છાવણીનો ઘેરાવો કોઈ વખત પાંચ તો કોઇ વખત સાડા સાત માઇલ સુધીનો થતો. ભારબરદારી જાનવરો મરતાં તેમની દુર્ગંધથી સઘળી હવા ભરાઇ જતી. રણક્ષેત્રમાં ઉભેલા હોય તે વખતે આ લોકો મૃત્યુથી બીતા નહિ. આ તેમનો સ્વભાવ અનેક પ્રાશ્ચાત્ય, ફ્રેંચ અને ઇતર પ્રવાસીઓએ પારખી રાખેલો હતો, અને તેજ વાત ધ્યાનમાં રાખીને તેમને થોડુંક લશ્કરી શિક્ષણ આપતાં તેઓ પોતાને ઉપયોગી થઈ પડશે, એવો તર્ક આગળ જતાં મોગલ બાદશાહીની પડતીના કાળમાં પાશ્ચાત્ય લોકોએ બાંધ્યો હતો અને તે ખરો પડેલો છે.

આવી બાદશાહી ફોજ સાથે મરાઠી સૈન્યની તુલના કરતાં વિલક્ષણ તફાવત દૃષ્ટિએ પડે છે. તે નાના બાંધાના, ચપળ, ભૂખ અને તરસ સોસવાને ટેવાયલા અને કોઈ પણ વખતે શત્રુપર ચઢી જવાને તૈયાર હતા.

તેમના ઘોડા પણ તેમના જેવાજ સૂકલકડી અને ખાઇ કોતરોમાંથી ચઢીને જઈ શકે તેવા હતા. મરાઠા સ્વારોનો સઘળો ઘરબદલાનો સામાન આવડા નાના ઘોડા ઉપરજ રહેતો. સરદાર લોકો સિવાય બીજાઓ માટે તંબુ ન રહેતા. સ્વારીમાં પ્રત્યેક સિપાઇ જમીનમાં ભાલો ઘોંચીને, અને ઘોડાની લગામ હાથમાં પકડીને ખુલ્લી જમીન પર સૂઇ જતો—આથી શત્રુનો ખડખડાટ જણાતાંજ તે ઝડપથી સ્વાર થઇને નાસી જતો. આમ હોવા છતાં તેમને યોગ્ય સેનાનાયક ન મળ્યાથી, ઔરંગજેબને આ સ્વારીમાં આરંભમાં સારો જશ મળ્યો હતો. આમ છતાં આવી ગંજાવર ફોજની મુઠીભર મરાઠાઓ આગળ અંતે દાદ લાગી નહિ, એ બિના ઐતિહાસિક રીતે વિશેષ સ્મરણીય હોઇ, તેને લગતો સવિસ્તર વિચાર મરાઠાઓના ભાગમાં આવશે.

સન ૧૬૮૨ માં ઔરંગજેબ દક્ષિણમાં આવ્યા બાદ તે પાછો દિલ્હી જઇ શક્યો નહિ. શુમારે ૨૫ વર્ષ તેણે દક્ષિણમાં કાઢ્યાં. પોતાના બાપની પોતે જેવી હાલત કરી હતી તેવીજ પોતાના પુત્ર પોતાની કરશે એવી ધાસ્તી ઔરંગજેબના પેટમાં હમેશાં રહેતી હોવાથી, કદાચ દિલ્હી પાછા ન જવાનો તેણે અગાઉથીજ વિચાર કર્યો હશે. બુરાનપુર આવી પહોંચતાની સાથે તેણે સર્વ હિંદુઓ પાસેથી જિઝિયા કર વસુલ કરવાના સખત હુકમ છોડયા. લોકોએ ફાવે તેટલી નાખુશી દર્શાવી, પણ તે કામમાં ન આવતાં મારફાડથી આ કર વસુલ થવા લાગ્યો. એકલા બુરાનપુરમાં ૨૬૦૦૦ રૂપિયા એકઠા થયાનો આધાર મળે છે. પછી બાદશાહે એવું જાહેરનામું કાઢ્યું કે, કોઇ પણ હિંદુએ પરવાનગી લીધા સિવાય પાલખીમાં અગર અરબી ઘોડા ઉપર બેસવું નહિ. આ કૃત્યોથી લોકોનાં મન એટલાં ખળભળી ઉઠયાં કે આજ સુધી તેમના મનમાં મોગલ બાદશાહ વિષે રહેલી પુન્યબુદ્ધિ નાશ પામતાં તેઓ તેનો નાશ કરવાને તૈયાર થયા. બુરાનપુરમાં ઔરંગજેબે પાછળથી કરવાના ઉદ્યોગની સઘળી તૈયારી કરી. મરાઠા લોકોને જીતીને આખા હિંદુસ્થાનમાં પોતાનો અમલ સ્થાપવો એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. પરંતુ જ્યારે તેને એમ લાગ્યું કે વિજાપુર અને ગોવલકોંડાનાં રાજ્યોની મરાઠાઓને પુષ્કળ મદદ હતી, અને કેવળ તેમનાવડે મોગલોને દેહશત બતાવવાની તેમને

સોઇ હતી, ત્યારે આ રાજ્યો નાશ કર્યા સિવાય મરાઠાઓને જીતાશે નહિ, એવો તર્ક બાંધીને પ્રથમ તેણે પોતાનો મોરચો વિજાપુર અને ગોવલકોંડા-તરફ ફેરવ્યો. પરંતુ આ માન્યતા ભૂલભરેલી હતી. વિજાપુર અને ગોવલકોંડાનાં રાજ્યો ઘણાંજ જૂનાં હોઇ તેમના માટે લોકોના મનમાં સારી પૂજ્યબુદ્ધિ હતી. વળી તે મુસલમાની હોવાથી બાદશાહ તેમની સાથે સલૂકાઇથી વર્ત્યો હોત તો મરાઠાઓને જીતવાના કામમાં તેમણે હોંશથી તેને મદદ કરી હોત. છેક મરાઠાઓનો નાશ થતા સુધી તેણે તેમના ઉપર શસ્ત્ર પકડવાં જોઇતાં નહોતાં. તે રાજ્યમાં મોટા મોટા બલાઢ્ય મરાઠા સરદારો નોકરીમાં જતા. તે રાજ્યો નાશ પામતાંજ તે સરદારો પોતપોતાની ટૂકડીઓ સાથે મરાઠા-ઓને આવી મળ્યા અને ઔરંગજેબના જુલમી વર્તન માટે તેનું વેર લેવા માટે તૈયાર થયા. ઇતિહાસકારોના મત પ્રમાણે ઔરંગજેબની આ ચુક માફ ન થઇ શકે એવી છે. એમ છતાં પણ બાદશાહ તરફની બીજી એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે; તે એ કે વિજાપુર અને ગોવળકોંડાના રાજ્યમાં શિયાપંથની પુષ્કળ પ્રવૃત્તિ થએલી હતી. ઔરંગજેબનો વર્તનક્રમ આરંભથી જોતાં ધર્મના સબબ ઉપર રચાયલો દેખાય છે. જ્યાં ત્યાં એક સરખો સુની પંથનો પ્રસાર કરવા માટે તે જીવતોડ મહેનત કરતો હતો. તે વખતે ઉપલાં બે રાજ્યો જીતીને ત્યાં સ્વધર્મનો પ્રસાર કરવાની તેને ઉત્કટ ઇચ્છા હતી. વળી બ્રાહ્મણી રાજ્ય આરંભથી દિલ્હીના સાર્વભૌમ બાદશાહની વિરૂદ્ધ બંડ કરીને સ્થાપન થયેલું હોઇ તેની શાખાઓને જીતી લેવાને અકબરના વખતથી સતત પ્રયત્ન ચાલુ હતા. શાહજહાનને તેમાં થોડોક યશ મળ્યો હતો. ઔ-રંગજેબે પોતાના જ્યેષ્ટ પુત્ર શાહઆલમને મરાઠાઓની કોંકણપટ્ટીમાં મોક-લીને સમુદ્રકિનારો હસ્તગત કરવાને હુકમ આપ્યો અને બીજા પુત્ર અજીમને ખાનદેશમાં મોકલીને પોતે ઔરંગાબાદ આવ્યો. ત્યાંથી કેટલેક દિવસે તે વિજા-પુરના મુલકમાં પેઠો. શંભાજી સાથે આરંભમાં લડવામાં તેનો હેતુ પોતાના બંડખોર પુત્ર અકબરને પકડવા પુરતોજ હતો. શંભાજીની અકબર સાથે અંદર-ખાનેથી જે યુક્તિઓ ચાલતી હતી તે સર્વ ગુપ્ત જાસુસો મારફત ઔરંગ-જેબ જાણતો હતો. પછી ઔરંગજેબે અકબરના ગુરૂને ફકીરનો વેષ આપીને

મરાઠાઓની છાવણીમાં મોકલ્યો. ઔરંગજેબ પુષ્કળ પૈસા ભરીને મરાઠા સરદારોને ફોડતો અને મોગલ ફોજને અડચણ ન કરતાં તેઓ તેને મરાઠાઓની છાવણીમાં આવવા દે, અને આવી રીતે કરીને શંભાજી પકડાય તો અકબરને તેના સર્વ ગુનાની માફી આપવામાં આવશે; એવી ગુપ્ત ગોઠવણ તે ગુરૂએ અકબરને સમજાવી. પરંતુ અકબરે તે સઘળું શંભાજીને જણાવ્યું, અને મરાઠા સરદારોને લાંચ આપવાના પૈસા બાદશાહ પાસેથી કઢાવી લઇને મોગલ ફોજ નજીક આવતાંજ મરાઠાઓએ તેની એવી કતલ ઉડાવી કે એક પણ મનુષ્ય જીવ લઈ પાછો ગયો નહિ. શંભાજી પાસે રહ્યાથી પોતાનો નિભાવ થશે નહિ અને પોતાને કાંઇજ ફાયદો નથી એમ સમજીને મળેલા પૈસાવડે ઇરાનમાં નાસી જવાની તજવીજ અકબર કરવા લાગ્યો. આ કૃત્યથી ઔરંગજેબના પગની ઝાળ માથે ગઇ, અને અકબર તથા શંભાજી પોતાના હાથમાં આવવા વિષે તેને નિરાશા થઇ. તે વખતે પોર્ટુગીઝ લોકો સાથે સંબંધ બાંધીને તેમના દ્વારા શંભાજીને સેહ દેવાના હેતુથી તેણે પોતાના વકીલને ગોવે મોકલ્યો. આ વખતે ગોવાનિવાસીઓ બહુ ચઢતી સ્થિતિમાં નહોતા. મોગલ બાદશાહ તરફથી પોતાની તરફ વકીલ આવેલો જોઇને ગોવાના મુખ્ય અધિકારીનું માથું ગર્વથી ફરી ગયું. પ્રસિદ્ધ ઇતિહાસકાર મનુચી ત્યાં તે વખતે હોઈ, તેણે ઔરંગજેબના પત્રનું ભાષાંતર કરીને કારભારીને આપ્યું, અને 'બાદશાહના શબ્દ ઉપર કદીપણ ભરોંસો રાખવો નહિ, પોતાને માટે મોગલો કરતાં મરાઠાઓજ વિશેષ સારા છે, કોંકણ એક ભીંતમાં હોવાથી મોગલો તરફથી પોતાનું સહજ સંરક્ષણ થાય છે,' વગેરે હકીકત સમજાવીને તેના કાન સારી રીતે ઉઘાડયા. પરંતુ તે કારભારીને તે ઉપદેશ રૂચ્યો નહિ. આ તરફ અકબરના હાંજા ગરગડી ગયા. પોતે નાસી જતો હોવાથી ગોવાનિવાસીઓ પોતાને ખચિત પકડીને બાદશાહને હવાલે કરવાની તજવીજમાં છે એમ તેને લાગ્યું. તેણે કારભારીને પૈસા આપીને એક વહાણ બંધાવવાની તજવીજ કરી. તે વહાણમાં બેસી તે ઇરાન નાસી જનાર હતો. વહાણ બાંધવા માટે સુતારો વગેરે કારીગરોના વેષમાં ઘણાજ મરાઠા લોકો ગોવામાં આવી ઉતર્યા. મરાઠાઓનો હેતુ ગોવા

જીતી લેવાનો હતો. દરરોજ વિશેષ વિશેષ માણસ આવવા લાગ્યા. પાછળથી સંભાજી પણ પોતે આવવાની તૈયારીમાં હતો. આ ઘાટ મનુચીના જાણવામાં આવતાં તેણે વખતસરજ કારભારીને સાવધ કર્યો. કારભારીએ અકબરનું વહાણ તૈયાર કરીને તેને વેંગુરલા મોકલ્યો, અને મરાઠાઓ સાથે યુદ્ધ શરૂ કર્યું. આ યુદ્ધમાં મરાઠાઓએ ગોવાનિવાસીઓને બરાબર હરાવીને ખુદ ગોવા લેવાનો વારો આણ્યો હતો. આ તરફ ઔરંગજેબે મરાઠાઓ સાથેનું યુદ્ધ છોડી દીધું, અને પ્રથમ વિજાપુર તરફ દૃષ્ટિ ફેરવી. મોટો પુત્ર શાહઆલમ સન ૧૬૮૩ ના સપ્ટેમ્બરથી ૧૬૮૪ ના મે સુધી કોંકણમાં લડતો હતો. તેને પોર્ટુગીઝ લોકો સાથે થોડીક ખટપટ થઇ. પોર્ટુગીઝ અને મરાઠાઓ બન્નેને વિશ્વાસઘાતથી તાબામાં લાવવાનું અંદરખાનેથી બાદશાહનું તેને કહેવું હતું, પણ શાહ અકબરને આ વાત ન રૂચતાં બન્ને સાથે તેણે મિત્રાચારી રાખી. ઔરંગજેબ મરણ પામ્યા બાદ ભાઈઓ સાથે કરવા પડનારા યુદ્ધમાં એ બન્ને રાજ્યો તેને પોતાને મદદ કરે એવો તેનો અંતરસ્થ હેતુ હતો. એટલે અકબરને પકડવા સિવાય તેનો બીજો કંઇ હેતુ નહોતો. આ કામમાં શાહ-આલમે પોતાનાથી બનતો સઘળો યત્ન કરી જોયો; પણ ઇલાજ ન ચાલ્યાથી તેને કોંકણપુરી છોડી જવું પડ્યું. બાદશાહે તેને વિજાપુર તરફનો શંભાજીનો મુલક લેવા માટે મોકલ્યો. શાહજાદો અકબર સન ૧૬૮૮ સુધી શંભાજી પાસે હતો, પરંતુ દિવસે દિવસે શંભાજીની સ્થિતિ બગડતી જાય છે, અને હવે તેની તરફની પોતાને કંઇ સહાય થવાની આશા નથી, એમ જોઇને શંભાજીને છોડીને વહાણમાં બેસીને મક્કે ગયો, અને ત્યાંથી પછી ઇરાનમાં જઇને ત્યાં સ. ૧૭૦૪ માં મરણ પામ્યો. ઇરાનના શાહે તેને ખુરાસાનમાં રાખ્યો હતો.

કુતબશાહી અને આદિલશાહી એ રાજ્યોના અંત કેવી રીતે આવ્યા, તેની હકીકત પાછળ તે રાજ્યોના ઇતિહાસમાં આવેલી છે. ઔરંગજેબે તા. ૨૭ મી મે ૧૬૮૫ ને રોજ વિજાપુરને ઘેરો ઘાલ્યો. તા. ૨૨ મી સપ્ટેમ્બર ૧૬૮૬ ને રોજ વિજાપુરનું રાજ્ય ખાલસા થયું. આ બાજુએ તા. ૨૮ મી જુન ૧૬૮૫ ને રોજ રાજપુત્ર શાહઆલમ ગોંવલકોંડા ઉપર ચઢી આવ્યો

હતો, અને તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૬૮૭ને રોજ તે રાજ્ય ઔરંગજેબના તાબામાં આવ્યું. આ પ્રસંગે ઔરંગજેબે કરેલું વિશ્વાસઘાતી વર્તન તિરસ્કારને પાત્ર છે. આ જૂના મુસલમાની રાજ્યોનો અંત આવતાં જે અનેક સૂક્ષ્મ હકીકત બની તેમનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી. સ્વાર્થ સાધતાં ઔરંગજેબે સર્વ પ્રકારનો વિવેક અને નીતિ બાજુપર મૂક્યાં હતાં એટલુંજ કહેવું બસ છે. મદનપંત ઉર્ફે માદણ્ણા કુતુબશાહી ટકાવી રાખવાનો પ્રયત્ન કરતો હતો તેવામાં અદેખા સેનાપતિના દુષ્ટ પ્રપંચમાં તે માર્યો ગયો, અને શાહ ઉઘાડો પડયો, જેથી કરીને તે રાજ્યમાં ઔરંગજેબનો સહેલાઇથી પ્રવેશ થઇ શક્યો. લખનોના પ્રસિદ્ધ-વિદ્વાન્ ગૃહસ્થ પ્રો. મૌલાના શિવલી ' અન્ન દ્વા ' નામના ઉર્દુ માસિકમાં આ બાબતમાં સાધક બાધક પ્રમાણો આપીને, ઔરંગજેબની કૃતિનું સમર્થન કરેલું છે.

આજ અરસામાં અંગ્રેજલોકો અને ઔરંગજેબ વચ્ચે મોટો ઝઘડો થયો, જેનું વર્ણન બ્રિટિશ રિયાસતમાં આપેલું છે.

વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો જીત્યા બાદ ઔરંગજેબે પોતાની નજર શંભાજી તરફ ફેરવી. થોડાજ સમયમાં તે દુરાચરણી રાજા બાદશાહના હાથમાં સપડાતાં તેનો મોટી ક્રૂરતાથી વધ થયો, (માર્ચ ૧૧, સ, ૧૬૮૯). પરંતુ આથી ઔરંગજેબનો હેતુ પાર પડયો નહિ. વિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોમાં અનેક મરાઠા સરદાર નોકર હતા, તે હવે મરાઠાઓને આવી મળ્યા. બાદશાહની છાવણીમાં મરકી ફાટી નીકળતાં ઘણા લોકો મૃત્યુ પામ્યા.

ઔરંગજેબના નાશની આ શરૂઆત હતી; તેના આયુષ્યનો અત્યંત દુઃખદાયક ભાગ અહિં શરૂ થયો. મોગલ બાદશાહીનો વિસ્તાર અતિશય થયેલો હોવાથી તેની વ્યવસ્થા એક ઠેકાણેથી અને એક પુરૂષના હાથથી થઇ શકે તેમ નહોતું. નવીન જીતાયલા પ્રદેશોની વ્યવસ્થા કરવી, અને મરાઠાઓને જીતવાં એ બે કામ એકી વખતે સિદ્ધ કરવાનું ઘણું દુર્ઘટ થઇ પડયું. ઉત્તર હિંદુસ્થાનમાં બળવા થઇ રહ્યાં. બાદશાહ રાજધાનીથી દૂર ગયાથી કામદારો ઉપરનો દાબ ન રહેવાથી રાજ્યમાં અવ્યવસ્થા શરૂ થઇ. બાદ-

શાહનો આશ્રય બંધ પડ્યાથી વિદ્યા અને કળાનો ઝપાટાથી ક્ષય થયો. જે બાદશાહીમાં કાંઇ પણ સુંદર નવીન કામ થયા વિના દિવસ જતો નહિ ત્યાં આ પચ્ચીશ વર્ષમાં એક પણ ઇમારત ઉભી થઈ નહિ, કે એક સુંદર અને સચિત્ર પુસ્તક બહાર પડ્યું નહિ. બાદશાહની સર્વ સંપત્તિ અને ઉપજ નિરર્થક યુદ્ધમાં વપરાઈ ગઇ. બંગાળાનો કારભારી મુર્શીદકુલીખાન પોતાના પ્રાંતનું મહેસુલ નિયમસર મોકલતો, તેથી બાદશાહનો નિભાવ જેમ તેમ કરીને થઇ રહેતો. (પ્રોફેસર સરકારના 'મૉડર્ન રિવ્યુ'માંના લેખ ઉપરથી.)

પોતાના રાજાનો બાદશાહે ક્રૂરતાથી વધ કર્યાથી સર્વે મરાઠાઓ ચિહડાઇ જઇને તેમણે સંતાઇને છાપો મારવાની યુક્તિવાળી ચાલાકી ભરેલી યુદ્ધ કળાથી બાદશાહનું એવું કંઇ વેર લીધું કે આ ૭૦ વર્ષમાં પોતાના દેશની સ્વતંત્રતાના સંરક્ષણાર્થે મરાઠાઓએ કરેલા ઉદ્યોગની સાથે સરખાવવા લાયક ઉદાહરણ ઇતિહાસમાં મળવાં મુશ્કેલ છે. પ્રથમ મોગલ ફોજને હેરાન કરી તેમની પાસે પોતાના ઉપર હુમલો કરાવવો, અને અર્ધ ક્ષણમાં પાછા ફરીને તેની કતલ ઉઠાવવી, અન્નસામગ્રી અને પૈસા બાદશાહી ફોજમાં આવતાં હોય તો તેના ઉપર નજર રાખી વચમાંથી તેને લુંટી તેનો નાશ કરવો, આવી રીતે ઔરંગજેબ જેવા કસાયલા અને ચતુર પુરૂષને તેમણે એવો હેરાન કર્યો કે આખરે અત્યંત દુઃખી-અવસ્થાની વેદનામાં તેને દેહ ત્યાગ કરવો પડ્યો. ઉત્તરમાં રજપૂત લોકોએ ઔરંગઝેબને દાદ દીધી નહિ એ વાત ખરી પણ તેઓ લડાઇમાં જવાના આગલા દિવસે બૈરાં છોકરાં અને હેતુ સ્નેહીઓની છેવટની મુલાકાત લેતા, અને દૃઢ નિશ્ચયથી સામે આવીને, તૂટી પડતા. પરંતુ મરાઠાઓની હકીકત જુદીજ હતી. 'પોતે મરવું' એ કલ્પનાજ તેમના મગજમાં નહોતી, તો પછી રજપૂતોની પેઠે બાળબચ્ચાંની ભેટ લેવાને શાને થોભે? જીતવાની ખાત્રી લાગ્યા સિવાય તે સામે આવતા જ ન હોતા. માત્ર ઘોડા ઉપર એક ગોદડીની ડલ્લી અને શરીરે કામળી સાથે તેમનાં ટોળાં ચોમાસાના વરસાદની પેઠે, આગળ પાછળ કંઇપણ ચિહ્ન નહોવા છતાં, એકાએક મોગલોની અગણિત ફોજની આસપાસ એકઠાં થતાં, અને અર્ધા ક્ષણમાં તેનો નાશ કરી નાંખતાં. મુસલમાનોનાં મોટાં ભારે હથિયાર જોઇને તેમને મનમાં

હસવું આવતું. મોગલોના સંગ્રહમાંથી જોઈતું અન્ન લુંટીને ન મળતું તો ફાવે તે ગામમાંથી પોતાને માટે રોટલો અને ડુંગળી મેળવતાં તેમને અડચણ પડતી નહિ. નદીના વાંક અથવા ડુંગરોના વળામાં મોગલાઇ ફોજ સપડાય તો તેઓ પોતાને કૃતકાર્ય માનતા. આવી રીતે ૧૭ વર્ષથી બાદશાહ લડતો હતો. આવા વિકટ પ્રસંગે ઔરંગજેબની વૃદ્ધાવસ્થાની ચપળતા તેની મહેનત અને પ્રત્યેક કામ જાતે કરવાની તેની હોંશ જોઇને કોઇને પણ આશ્ચર્ય લાગ્યા વગર રહેતું નહિ. અનેક સંકટ વેઠીને લડાઇના કામપર તે જાતે દેખરેખ રાખતો હતો જેને માટે તેને ધન્ય છે! અનેક વખત નદીમાં પૂર આવવાથી તેના અસંખ્ય માણસો પ્રાણ ખોતા, અન્ન સામગ્રી મળતી નહિ, મોટા મોટા દુષ્કાળ પડતા, કોલેરા ફાટી નીકળતો, આમ થયા છતાં તેણે પોતાનું ધૈર્ય છોડયું નહિ. તે સર્વ ઝીણો કારભાર જાતે ચલાવતો. લડાઇની રચના અને નકશા તે જાતે કરી મોકલતો. ઉત્તર હિંદુસ્થાનની રાજ્ય વ્યવસ્થા માટે તે હમેશાં પત્ર લખી મોકલતો. તેના પોતાના હાથ દસ્કતના હુકમ સિવાય તરણું સરખું પણ હાલતું નહિ. પરગણામાંના નાના સરખા અમલદારની નિમણુંક કરવાનું અથવા એકાદ નાના કારકુનની પસંદગી કરવાનું કામ પણ તે પોતે કરતો. પોતાના કામદાર કેવી રીતે કારભાર ચલાવે છે તેની પૂર્ણ તપાસ તે રાખતો હતો. આવી ઝીણી ઝીણી બાબતોમાં તે લક્ષ રાખતો છતાં રાજ્યનાં સર્વ મોટાં મોટાં મહત્ત્વનાં કામપર પણ તેની વિશેષ નજર રહેતી. આ સઘળી હકીકત જોતાં તેના બુદ્ધિ પ્રભાવની જેટલી તારીફ કરીએ તેટલી થોડી છે. આમ છતાં તેનું ચિત્ત કદી પણ સ્વસ્થ રહેતું નહિ. પોતે પોતાના બાપની અને ભાઇઓની જે દશા કરી હતી તેવી પોતાના છોકરા અને સરદાર પોતાની કરશે એવી તેને હમેશાં ફિકર રહેતી, તેથી નિમણુંકો તેણે પોતાના હાથમાં રાખી હતી, અને તે સરદારોની તે વારંવાર બદલીઓ કરતો હતો. છોકરાઓ ઉપર પણ તેની એક સરખી દૃષ્ટિ રહેતી. બીજા સર્વ લોકો ઉપર તે ઘણી પ્રીતિ દર્શાવતો. કોઇનો દોષ કાઢવાનો હોય, છતાં તે તેને ચમત્કારિક શબ્દ રચનાથી ખુશ કરવાનો તે પ્રયત્ન કરતો. તેણે અનેક ઉપાયો કર્યા છતાં, તેના અવિશ્વાસી સ્વભાવથી લોકોની તેના ઉપર પ્રીતિ

ચોટી નહિ. આખરે જ્યાં ત્યાં ઘણા ટંટા વ્યાપી રહ્યા. ઉત્તરમાં રજપૂત, સિખ, અને જાટ લોકોએ બંડ કર્યો. પંઢરપુરની પૂર્વે ઇસ્લામપુરીમાં ચાર વર્ષ કાઢયા બાદ નસરતજંગ, ફિરોજજંગ, સુજાયતખાન, મહંમદ મુરાદખાન, તબિયતખાન, અને ફત્તુલ્લાખાન નામના સરદારો માંહોમાંહે કલહ કરીને એક દિલથી કામ કરતા નહોતા, તેથી તેમના ઉપર આધાર ન રાખતાં, તા. ૧૯મી ઑકટોબર સ. ૧૬૯૯ ને રોજ મરાઠાઓના કિલ્લા કબજે કરવા માટે બાદશાહ જાતે નીકળ્યો. પરંતુ તેના આ પ્રયત્નમાં તેને વિશેષ ફત્તેહ મળી નહિ. તે જો એક કિલ્લો કબજે કરે તો તરતજ કેટલેક દિવસે મરાઠાઓ તે પાછો લે, એમ ચાલ્યા કર્યું. મરાઠા લોકો ધીમે ધીમે બળવાન થતા જઇ તેઓ એક પછી એક કિલ્લાઓ પાછા લેવા લાગ્યા. બાદશાહી ફોજ છેક થાકી ગઇ. ખજાનો ખાલી થતાં સિપાઇઓને પગાર આપવાને બાદશાહ પાસે કાંઇજ રહ્યું નહિ. આજ સુધી સિપાઇઓને ઘણી નિયમિત રીતે પગાર મળતો, પરંતુ હવે આમ માઠી દશા થતાં થતાં છેવટે ઔરંગજેબ વાકિનખેડા પાસે દિવાપુરમાં સ. ૧૭૦૫ ના ચોમાસામાં જઇ રહ્યો. ત્યાંજ માંદો પડીને અશકત થયો. એમ છતાં પોતાનું નિત્યકામ અને આગ્રહ તેણે છોડયો નહિ. છેવટે બહાદરપુર જઇને તા. ૨૦ મી જાન્યુઆરી ૧૭૦૬ ના રોજ તે અહંમદનગર પાછો આવ્યો. આ વખતે મરાઠાઓના ઝપાટામાંથી મોટા સંકટે તેનો છુટકારો થયો. આ પ્રમાણે જે અહંમદનગરમાંથી ૨૦ વર્ષ પહેલાં અગણિત સૈન્ય સાથે ઔરંગજેબ બહાર પડયો હતો તેજ શહેરમાં છેક નિઃસ્તેજ થઇને તે કાર્યદક્ષ બાદશાહ મોટા દુઃખની સાથે પાછો આવ્યો. ત્યાં તેની પ્રકૃતિ દિવસે દિવસે ક્ષીણ થતી ગઇ. જો કોઇ પરાક્રમી પુરૂષનો અંત છેકજ દુઃખદાયક આવ્યો હોત તો તે ઔરંગજેબનો જ હતો. પોતાની ૫૦ વર્ષની કારકીર્દિમાં પોતે સઘળા રાજ્યનો નાશ થયો, એ જોઇને તેને શું સારૂં લાગ્યું હશે! તેના કુટુંબપરિવારની પણ એવીજ દશા હતી. માણસ મરણ સમયે પોતાના કુટુંબનાં માણસો પાસે હોવાનું ઇચ્છે છે. પરંતુ ઔરંગજેબને પોતાના પુત્રો પાસે હોય તે તેને તદ્દન નાપસંદ હતું. માટે છોકરાઓને તેણે કયારનાએ કેદમાં પૂર્યા

હતા. પોતાના બાપનાં જેવીજ તેઓ પોતાની અવસ્થા કરશે! પોતાની આંખો મીંચાઇ એટલે ફરીથી એકબીજાના માથા ઉપર ચઢી બેસી આખા દેશમાં ધાંધલ મચાવ્યા વિના રહેવાના નથી. તેની બીજી પુત્રી વૃદ્ધ કુમારિકા મીનતુન્નિસા અને તેની સ્ત્રી ઉદેપુરી એ બે વૃદ્ધ બાદશાહના બિછાના પાસે બેસી રહેતી. 'મારા છોકરાની પાછળથી કોણ સંભાળ લેશે,' એમ કહી ઉદેપુરી એક સરખી રડતી હતી. આથી પોતાની પાછળ ન લડવાના ઉપદેશ સાથે તેણે વિજ્ઞપ્તિયુક્ત પત્રો બન્ને છોકરાઓને લખ્યા. નાની છોકરી ગૌહર—આરા સ. ૧૭૦૬ ના માર્ચમાં ગુજરી ગઇ હતી. તે ઉપરાંત તેની બીજી છોકરીઓ, તીમિન, પૌત્ર, વગેરે અનેક માણસો આજ વર્ષમાં મૃત્યુના મુખમાં આવી પડયાં. પોતાનાં ચૌદ ભાંડુ પૈકી આ વખતે ઔરંગજેબ એકલોજ જીવતો હોઇ, અહમદનગર આવ્યા બાદ પોતે પોતાની છેવટની મજલે જઇ પહોંચ્યો છે એમ તેને લાગ્યું. ત્યાંથી તેણે જે પત્રો લખ્યા છે તે ઉપરથી તેના શરીરને કેટલો કલેશ હતો, તેને આ દુનિયામાં કેવી નિરાશા થઇ હતી, પરલોકની તેને કેટલી ભીતિ પડી હતી, એ વગેરે એકદમ દૃષ્ટિએ પડે છે. તેના પુત્રોએ તેના મરણ સમયે તેની પાસે આવવાની પરવાનગી માગી, ત્યારે તે બોલ્યો, 'શાહજહાન માંદો હતો તે વખતે મેં જે નિમિત્ત બતાવ્યું હતું તે આજ હતું. મહત્વાકાંક્ષાના ધુમાડા જેટલી બીજી કોઇ પણ વસ્તુ હવાને બગાડનારી અને સર્વસ્વનો નાશ કરનારી નથી!'

સ. ૧૭૦૭ ના જાન્યુઆરીમાં તેની પ્રકૃતિ ઘણીજ બગડી. પછી અંતકાલના સમીપ આવતાંજ તેણે પોતાના સર્વ પુત્રોને અંતકાલના પત્રો લખ્યા. તેમાં ખેદસૂચક, ઉપદેશયુક્ત, અને નિરાશાદર્શક ઘણી બાબતો છે. પછી તેણે એક મૃત્યુ પત્ર લખીને સઘળું રાજ્ય પોતાના ત્રણે છોકરાને વહેંચી આપ્યું. આખા આયુષ્યમાં અત્યંત મોટું ઐશ્વર્ય ભોગવનાર બાદશાહને મરણ સમયે ઇશ્વરની અને ખુદ પોતાના પેટના પુત્રોની પણ દહેશત પડે, એના કરતાં વિશેષ દુઃખકારક મરણ બીજું કયું હોઇ શકે! આવી માઠી અવસ્થામાં પૃથ્વી ઉપરના એક અતિ મોટા રાજ્યનો આ મહાન બાદશાહ ઔરંગજેબ પોતાની વયના ૮૯ મા અને કારકીર્દિના ૫૦ મા વર્ષે, શુક્રવાર તા.

૨૦ મી ફેબ્રુઆરી સ. ૧૭૦૭ ને દિને અહમદનગરમાં મરણ પામ્યો; અને તેની સાથેજ મોગલ બાદશાહીનું જૂનું અને ખવાઇ ગયેલું વૃક્ષ ઉપડી ગયું. તેની કેટલીક શાખાઓ કેટલા દિવસ સુધી પ્રયત્ન કરીને જીવતી રહી હતી, પરંતુ તેનો પણ પછી થોડાજ સમયમાં લય થયો. પોતાની આખી જીંદગીમાં નામ લેવા જેવું કાંઇ પણ સત્કાર્ય પોતાના હાથથી થયું નથી એમ સમજીને કે કેમ પણ ઔરંગજેબે પોતાનો અંત્ય વિધિ કાંઇ પણ ભપકા વગર અત્યંત સાદી રીતે કરવાની આજ્ઞા કરી હતી, અને તે માટે પોતાના હાથે લખેલી કુરાનની પ્રતો વેચીને ઉત્પન્ન થયેલી રકમમાંથી પાંચ રૂપિયા ખર્ચ કરવા માટે તેણે અંતકાળ વખતે પોતાની ઇચ્છા દર્શાવી હતી. તે પ્રમાણે તેની પ્રેત વિધિ કરીને તેનું શબ દૌલતાબાદ નજીક ખુલદાબાદમાં શેખ ઝેનુદ્દીન નામના એક પ્રસિદ્ધ સાધુની કબર પાસે દાટવામાં આવ્યું. તેણે પોતાની કબર અગાઉથી જ બંધાવી રાખી હતી. પોતાની જાત મહેનતથી મેળવેલા રૂ. ૮૦૫ તેણે ગરીબોને વહેંચવાને રાખ્યા હતા. મરણ પહેલાં કરેલા મૃત્યુ પત્રમાં તેણે એવું ઠરાવ્યું હતું કે, પૂર્વ અને ઉત્તર દિશા તરફનું પોતાનું રાજ્ય મુઆજીમ અને આજીમ, એ બે છોકરાઓએ વહેંચી લેવું. અને કામબક્ષે દક્ષિણનું રાજ્ય લેવું. પરંતુ આ વ્યવસ્થા અમલમાં આવી નહિ, એ આગળ જણાઇ આવશે.

૮. **ઔરંગજેબના ગુણોનું અવલોકન:**—લેનપૂલ કહે છે, ‘ શાહજહાને કેદમાં પડયા બાદ પોતાની તરવાર ઔરંગજેબ તરફ મોકલી આપી હતી. તેના ઉપર ‘ આલમગીર ’ એવો ફારસી શબ્દ કોતરેલો હોઇ, ઔરંગજેબે તેજ નામ સ્વીકાર્યું હતું; અને તેજ નામથી મુસલમાન લોકો તેને ઓળખે છે. અતિ ચુસ્ત રીતે ધર્મ પાળવો, એ ઔરંગજેબ પોતાનું મુખ્ય કર્તવ્ય માનતો હતો. તેની આગળ સંસાર સુખની તેણે પરવા કરી નથી. તેનાં સર્વ કૃત્યો ધર્મ પ્રેરિત હોઇ, ગાવું બજાવવું, નાચ તમાસા, ખાવું પીવું કપડાં લત્તાં, અત્તર ગુલાબ, વગેરેના ભોગ વિલાસ તેણે કદી ભોગવ્યા નથી. માંસ, મદ્યને તેણે કદી સ્પર્શ કર્યો નથી. સ. ૧૬૬૫ માં એક મહિના સુધી ધુમકેતુ ઉગ્યો હતો, તે અરસામાં તેણે લાગલાગટ ઉપવાસ કર્યા હતા. ફક્ત

થોડુંક પાણી અને રોટલીનો ટૂકડો ખાઇને તે રહ્યો હતો. તે હમેશાં વ્યાઘ્ર ચર્મ જમીન ઉપર નાંખીને સૂઇ જતો. પ્રત્યેકે પોતાનું કામ કરીને પોતાનું પોષણ કરવું, એ ઇસ્લામની અનુજ્ઞા પાળવા માટે ઔરંગઝેબ પોતે પોતાના હાથે માથાની પાતળી ટોપીઓ કરીને વેચતો. તેને સઘળું કુરાન મોઢે આવડતું હતું. આ સઘળું તેણે રાજ્ય સંભાળવા માટે કર્યું હતું એમ નથી. તેણે પોતાના સર્વ પ્રતિસ્પર્દ્ધિઓને અગાઉથી મારી નાંખ્યા હતા. પછી ધર્માચરણ બાજુએ રાખીને પણ તેને પોતાનું રાજ્ય જહાંગીર, શહાજહાનની પેઠેજ ચેનમાં ચલાવવામાં કશીજ હરકત નહોતી; એટલુંજ નહિ, પણ ધર્મશાસ્ત્ર બાજુએ રાખીને કેવળ વ્યાવહારિક નીતિ તરફ દક્ષતાથી લક્ષ આપ્યાથીજ અકબરની જાહોજલાલી થઈ હતી. અકબરનો સારાસાર વિચાર, જહાંગીરની વિષયવાસના, કે શાહજહાનનો એશઆરામ સ્વીકાર કરવા માટે ઔરંગઝેબને પોતાના મન સિવાય બીજી કાંઈ આડખીલી નહોતી. હિંદુઓને તો આવો દુઃખદાયક ધર્મિષ્ટ રાજ્યકર્તા પસંદ નહોતો. ઔરંગઝેબ રજપૂતોની પાછળ પડયો ન હોત, તો આપખુશીથી તેની સામે હથિયાર પકડવાની તેમને બુદ્ધિ કદી સુઝી ન હોત. ઔરંગઝેબના ઠેકાણે બીજો કોઈ હોત તો, આવું અઘટિત ધાંધલ કરવાનું તેણે પસંદ કર્યું નહોત, અને બાપ અને દાદાની પેઠે મોજ કરીને દિવસ નિર્ગમન કરવાનુંજ તેને પસંદ પડયું હોત. પરંતુ ધર્મના કેવળ માનસિક સમાધન માટે સર્વસ્વનો પણ ત્યાગ કરવાને ઔરંગઝેબ તૈયાર થયો, એ બિના મોગલોના ઈતિહાસમાં છેક અપૂર્વ છે. ઔરંગઝેબ બુદ્ધિ વિનાનો નહોતો; પોતે શું કરે છે, અને તેનું પરિણામ શું આવશે, એ જાણવાની તેનામાં અક્કલ હતી. ગાદી ઉપર બેઠો ત્યારે તે બાલ્યાવસ્થામાં નહોતો. તે વખતે તે ૪૦ વર્ષનો હોઈ, તેણે રાજ્યની હરેક બાબતનો અનુભવ મેળવેલો હતો. આમ હોવાથી, હિંદુઓનાં મન દુભવી તેમના ધર્મનો નાશ કરવો, જેમના પરાક્રમ ઉપર સઘળા લશ્કરનો આધાર હતો એવા શિયાપંથી સરદારોને નારાજ કરવા, દરબારની હરેક ગમત અને આનંદનો નાંશ કરીને સર્વ દરબારી લોકોને કંટાળો આણવો, એ વગેરેથી પોતાનું રાજ્ય ઉથલી પડશે, એ ઔરંગઝેબ પૂર્ણપણે સમજ્યો હશે. આ

સર્વ સમજીને, તેણે પોતાની કર્તવ્ય મર્યાદા ઠરાવી હતી, અને આખરપર્યંત તેણે તેને ઢળી પડવા દીધી નહોતી. સ. ૧૬૫૬ માં તે દક્ષિણમાંથી રાજ્ય મેળવવા માટે નીકળ્યો, તે વખતે જે ઉદ્દેશ તેના મનમાં હતો, તેજ ઉદ્દેશ અહમદનગરમાં તેના મરણ સમયે કાયમ હતો. તેને સારાસાર વિચારની જગાજ નહોતી. 'મારા મનથી પકડેલું હું કરીશ,' એવા આગ્રહથી સર્વે કાંઈ ચાલતું. તેનો નિશ્ચય કદી ડગતો નહોતો. તેના જેવા શૂરા અને સાહસિક પુરૂષ થોડાજ નીપજ્યા હશે. ગમે તેવું સંકટ આવ્યા છતાં તે પોતાનો નિશ્ચય ડગવા દેતો નહિ. રાજ્યપ્રાપ્તિના વખતે કરેલાં ક્રૂર કૃત્ય બાદ કરતાં, ન્યાયના કામમાં તેને ઈસ્લામી કાયદા પ્રમાણે દોષ લાગે એવું કંઈ પણ કૃત્ય તેના હાથથી થયું નથી. તેની આ ન્યાયપ્રિયતાની સ્તુતિ તેના શત્રુઓએ પણ કરેલી છે. રાજા કે રંક બન્ને તેને બરાબર સરખા હતા.'

તેના સ્વભાવમાં માત્ર અવિશ્વાસ પૂર્ણ રીતે ભરેલો હતો. વિષપ્રયોગ થવાની તેને એકસરખી ભીતિ રહેતી. વૈદ્ય ગોળી કે ઓસડ લાવે તો પ્રથમ થોડોંક ભાગ વૈદ્ય પોતે ખાઈ બતાવે તોજ બાદશાહ તે લેતો. તેના બાપના વખતમાં એજ રિવાજ હતો. ધર્મનિષ્ઠ મુસલમાનો તેની સ્તુતિ કરે છે, પરંતુ રાજ્યમાંના બીજા સર્વ લોકો તેનાથી છેક કંટાળી ગયા હતા.

ઔરંગજેબના ગુણદોષનું પરીક્ષણ તેનાં ઉપર કરેલાં કૃત્યો ઉપરથી સહેજ થઈ શકે તેમ છે. મોગલ વંશમાં ઐતિહાસિક દૃષ્ટિએ વિવેચન માટે લાયક એવો બીજો પુરૂષ ઔરંગજેબની પછી કોઈજ થયો નથી. તેમજ તેની પછીના પુરૂષોમાં રાજ્યધોરણ જેવું કાંઈજ નહોતું. કુટુંબનાં સર્વ પ્રતિસ્પર્દ્ધી માણસોનો તેણે નાશ કર્યો. એટલા ઉપરથીજ તેને દોષ દેવાનું કારણ નથી. શાહજહાને તેજ પ્રમાણે કર્યું હતું. દક્ષિણનાં મુસલમાની રાજ્યો જીતવા માટે પણ તેને વખોડવાનું કારણ નથી. ઉલટું દક્ષિણ દેશ જીતવાનું વંશપરંપરાનું કામ પાર ઉતાર્યા માટે તેની વાહવા કરવી જોઈએ. પરંતુ આવડા મોટા બળવાન્ રાજ્યની સર્વ શક્તિ ઔરંગજેબે હિંદુઓની પડતી કરીને મુસલમાની ધર્મની અભિવૃદ્ધિ કરવામાં ખરચી એ અત્યંત શોચનીય હતું. પ્રજાજનોની સાથે સમબુદ્ધિથી વર્તવાની પદ્ધતિ ઉપર જે રાજ્યનો અકબરે પાયો

નાંખ્યો હતો તે રાજ્યને ઔરંગજેબે જુલમ અને દુરાગ્રહથી પડતી દશામાં આણ્યું. તે જીવતો હતો ત્યાં સુધી જુદા જુદા ભાગ કોઈ ને કોઈ રીતે એકઠા રહ્યા હતા, પરંતુ તે મરણ પામતાંજ તે સર્વે છૂટા પડી ગયા, અને 'બાદશાહ' નામમાં કાંઈ અર્થ રહ્યો નહિ. ઔરંગજેબના સ્વભાવનું આરંભમાં વર્ણન આપેલું છે, તે ઉપરથી એમ દેખાઈ આવે છે કે શાહજહાનના છોકરાઓ પૈકી તેને જ રાજ્ય મળ્યા વગર રહે તેમ નહોતું, રાજ્ય પ્રાપ્ત થતાં જ તેણે પહેલાંની પરંપરાગત પદ્ધતિ બંધ કરીને, કોઈનું ન સાંભળતાં અને કોઈને પણ ન પૂછતાં પોતાની રાજ્યનૌકાનો સુકાન એવી રીતે ચલાવ્યો કે તે નૌકા માટીના ઘડાની પેઠે ક્ષણ માત્રમાં ફૂટી જાય એવી થઈ. ધર્મ સંબંધી દુરાગ્રહના પ્રયત્ન પાર પાડતાં ખુદ રાજ્ય લય પામે તો હરકત નહિ, એવું સમજનારા સ્પેન દેશનો રાજા બીજો ફિલિપ અને આ ઔરંગજેબ એ બેઉની વચ્ચે ઘણું સરખાપણું માલમ પડે છે. પોતાની આસપાસ શું બને છે, અને તે કાળના લોકોની પરિસ્થિતિનું વલણ કઈ તરફ છે, તે જાણી લેવા તરફ બન્નેએ સરખુંજ દુર્લક્ષ કર્યું હતું. રાજ્યનું હરેક કામ સંપૂર્ણ રીતે સ્વહસ્તે પાર ઉતારવામાં બન્નેને કદી થાક લાગતો નહિ, અને ગમે તેવાં સંકટ આવ્યા છતાં બન્ને કદી પાછા હઠતા નહિ. એમ છતાં દૂર દૃષ્ટિનો અભાવ અને સંકુચિત મનના દોષોનું ઉત્તમ ઉદાહરણ એજ બે પુરુષો હતા. સ્વાભાવાવિક વર્તન, સત્તા, ઐશ્વર્ય, દુરાગ્રહ, અને આ સર્વેનો મુકુટમણિ અવિશ્વાસ અને બેઈમાન વગેરે બાબતોમાં ઔરંગજેબ તેના સમકાલીન ફ્રાન્સના બળવાન્ રાજા ચૌદમા લુઈની સાથે તે ઉત્તમ રીતે મળતો આવે છે. સારા ગુણો પોતાનામાં હોવા છતાં કેટલાક અક્ષમ્ય દોષોને લીધે બન્નેના શત્રુઓ સારી રીતે ફાવી ગયા. સ્વભાવના દોષો બાજુએ મૂકતાં પણ પોતાના ઉપર અનુરાગ રાખનાર રજપૂત રાજાઓને વિના કારણ દુભવા નિરપરાધી અને પ્રસંગે પોતાને સહાય આપનારાં વિજાપુર અને ગોવળકોંડાનાં સ્વધર્મી રાજ્યોનો નાશ કરવો, અને મરાઠાઓનો નાશ કરવાના મૃગજલવત્ પ્રયત્નમાં સર્વ શક્તિનો વ્યય કરવો, એ તેના રાજ્યકારભારની ચુકો તદ્દન અક્ષમ્ય છે, એમાં સંશય નથી. છેવટે તેને એટલું દુઃખ

અને નિરાશા પ્રાપ્ત થઈ કે પોતાની પાછળ રાજ્યની સુવ્યવસ્થા કરી જવાનું તેને સૂઝયું નહિ. આ લોકમાંના પોતાના કષ્ટપ્રદ જીવનનો ક્યારે એક વખત અંત આવે એમ તે ગભરાયલા બાદશાહને આખરે થયું હતું. સારાંશ કે તેના સ્વભાવની મુખ્ય ખોડ—અવિશ્વાસ તેનામાં ન હોત તો મોગલ બાદશાહોમાં તે પહેલી પદવી મેળવવાને લાયક હતો; તેનો પોષાક અને વૃત્તિ તદ્દન સાદાં હતાં. ચશ્મા લગાવ્યા વિના લોકોની અરજ પોતે વાંચીને તે ઉપર સ્વહસ્તે તે શેરા કરતો. કળાકૌશલ્યના કામમાં તેણે વિશેષ ખર્ચ કર્યો નહિ. ધર્મની બાબતમાં તે આગ્રહી હોવા છતાં તે છેક ધર્મઘેલો નહોતો. હિંદુ લોકો ઉપર તેણે નાના પ્રકારના જુલમ કર્યા એ વાત ખરી, પરંતુ ધર્મના સબબથી તેણે ક્રૂરપણું કર્યું નથી. તેના અક્ષર બહુ સારા હતા.

'આ પ્રમાણે છેવટના મહાન્ મોગલબાદશાહનો અંત આવ્યો. હઠીલો, દુરાગ્રહી, અને સંશયી હોવા છતાં મહાન્પણું મેળવી આપનાર કેટલાક ગુણ તેનામાં હતા. શિક્ષક, સેનાપતિ, વજીર, ધર્મશાસ્ત્રજ્ઞ, એવા એકાદ કામને માટે તે ઘણો યોગ્ય હતો. પરંતુ મનુષ્યોના અંતઃકરણ ઉપર અમલ કરવાનું જે રાજાનું કામ તેને માટે તે મુદ્દલ લાયક નહોતો. તેનું ખાનગી વર્તન સાદું અને પવિત્ર હતું. તેને ઉદ્યોગ પસંદ હોઈ ચેન અને એશઆરામ ગમતાં નહોતાં. 'ધોળા થઈ ગયેલા વાળવાળો વૃદ્ધ બાદશાહ દરરોજ દરબાર ભરીને કામ કરે છે; લોકોની અરજ લઇને તે પોતે વાંચે છે, અને પોતાના હાથે તેના ઉપર શેરા કરીને, તેનો નિકાલ કરે છે, એ વગેરે હકીકત જોઈને યુરોપીઅન પ્રવાસીઓ આશ્ચર્ય પામ્યા હતા. તેના પોતાના શુમારે બે હજાર પત્ર મળેલા છે. નિયમો અને હુકમોની બજાવણી તે છેક કસોટીથી કરતો. તે કહેતો, 'એક નિયમ તૂટવા દેતાં, તુરતજ લોકો સર્વે નિયમો તોડવા લાગે છે. એમ છતાં અમલ કરતી વખતે તે નિયમોના ખરા રહસ્ય તરફ તેણે લક્ષ આપેલું નથી. પ્રત્યેક વાત પોતે કરવાના તેના હોંશથી તેના અમલદારો કેવળ યંત્ર જેવા બન્યા હતા. તેમની પોતાની હુશિયારી બહાર આવવાને અવકાશ રહ્યો નહોતો. તેના છોકરા બુદ્ધિવાન્ હતા, છતાં બાપના સંશયી સ્વભાવથી તેમના અંગની હુશિયારી અને ચાલાકી છેક નાશ પામી હતી.

તેનું અંતઃકરણ કઠોર હતું, અને તેને દયાની લાગણી બિલકુળ ઉત્પન્ન થતી નહિ. શરણ આવેલા શત્રુ સાથે ઉદારપણે વર્તવું, કે ખાનગી વ્યવહારમાં મળતાવડાપણાથી લોકોમાં ભળવું, એ અકબરના ગુણોનો ઔરંગજેબમાં છાંટો પણ નહોતો. તેના કપટી સ્વભાવથી તેના ઉપર કોઇની પ્રીતિ ચોંટી નહોતી. ગમે તેવો સારો મનુષ્ય તેની પાસે આવતો એટલે તેની ચિત્તવૃત્તિ તદ્દન બહેર મારી જતી. લલિત કળાઓ ( Fine Arts )નો તેણે ત્યાગ કર્યાથી તેને માટે આનંદનો વ્યવસાય કંઇ રહ્યો નહોતો. લોકોના સુખ દુઃખની તેને કદી પરવા ન રહ્યાથી, સઘળું જીવન તેને નીરસ થઇ પડયું હતું. સારાંશ કે, પોતાના રાજ્યના નાશની સંપૂર્ણ તજવીજ તેણે–પોતાની પચાસ વર્ષની કારકીર્દિમાં ઉત્તમ પ્રકારે કરી રાખી હતી.' ( 'મૉડર્ન રિવ્યુ.' )

રજપૂતોના હિમાયતી કર્નલ ટૉડ અને બીજા કેટલાક અંગ્રેજી ગ્રંથકારોએ ઔરંગજેબ ઉપર નાના પ્રકારના આક્ષેપો કરી તેના જેટલો દુષ્ટ અને અધમ રાજા આખા એશિયા ખંડમાં થયેલો નથી, એમ પ્રતિપાદન કરેલું છે. આ અભિપ્રાય સ્વીકારીએ તો પાશ્ચાત્ય રાજ્યકર્તાઓ પૈકી ઘણાએક મોટા અને પ્રસિદ્ધ રાજ્યકર્તાઓને ઔરંગજેબનીજ કોટીમાં મૂકવા પડશે. ઔરંગજેબની રાજ્યપદ્ધતિ વિશેષ ઉદાર અને નિષ્પક્ષપાતની હોત તોપણ મોગલબાદશાહીનો લય થવાનો સમય નજીક આવ્યો હતો, એમ ઇતિહાસવેત્તાઓને કબૂલ કરવું પડશે. શિખ, જાટ, મરાઠા વગેરે શૂરા લોકોમાં જે નવીનજ જોમ હમણાંનું આવતું ગયું હતું તેનો પ્રવાહ બંધ કરવો એ અતિશય ડાહ્યા પુરૂષને પણ દુર્ઘટ થઇ પડયું હોત. ઔરંગજેબની દોષયુક્ત રાજ્યપદ્ધતિથી બાદશાહીનો લય થોડો ઘણો ત્વરાથી થયો, એટલોજ કાંઇક ફરક જણાય છે. વળી પાશ્ચાત્ય રાજ્યોએ કરેલા હલ્લાનો આઘાત મોગલ બાદશાહીથી ઘણા દિવસ સહન કરી શકાયો નહોત. મોગલ બાદશાહીનો નાશ કરવાનું કામ ઉપર કહેલા ભિન્ન ભિન્ન જાતિના લોકોએ પાર પાડયુ નહોત તો, ડચ, ફ્રેંચ, અંગ્રેજ વગેરે લોકો સાથે મોગલોને ઝઘડા કરવા પડયાજ હોત, અને આવા પૂર્વ અને પશ્ચિમ તરફનાં રાજ્યો વચ્ચેના યુદ્ધમાં અંતે જય કોને મળ્યો હોત એ માટે ઝાઝો સંશય લેવાનું કારણ જણાતું નથી.

૯. **ઔરંગજેબની રાજ્યવ્યવસ્થા.**—અત્યાર સુધીના વર્ણન ઉપર-થી ઔરંગજેબની રાજ્યવ્યવસ્થા કેવા પ્રકારની હશે, એની સહજ અટકળ થઈ શકશે. પરધર્મી રાજાએ આવડી મોટી વસ્તીવાળા દેશ ઉપર રાજ્ય કર્યાનાં ઉદાહરણ હિંદુસ્થાન જેવાં બીજાં ઝાઝાં નથી. આવા સ્થળે લોકોની મરજીમુજબ વર્તી રાજ્યને બલવાન્ બનાવવું એ રાજ્યકર્તાઓનું મુખ્ય કર્તવ્ય છે. અકબર બાદશાહે આ કર્તવ્ય હમેશાં પોતાની દૃષ્ટિ આગળ રાખ્યું હતું, તેથીજ હિંદુસ્થાનના સેંકડો રાજા રજવાડા તેને માટે જીવ આપવા સદા તત્પર રહેતા. ઔરંગજેબે પોતાનો રાજ્યકારભાર તદ્દન જુદાજ તત્ત્વ ઉપર બાંધ્યો હતો. ઇરાની, પઠાણ અને રજપૂત, એમ જુદા જુદા લોકોને નોકર રાખીને તેમના માંહોમાંહિના વેરને લીધે એકમેકની એકમેક ઉપર દહેશત બેસે એવી તેણે યોજના કરી હતી. ફોજની અંતર્વ્યવસ્થામાં ઔરંગજેબે નવીન વિશેષ ફેરફાર કર્યા નહોતા. અમીર, મનસબદાર વગેરેની નિમણુંકો અને અધિકાર અકબરના વખત જેવાંજ હતાં. ૧૨૦૦૦ સ્વારોની નિમણુંકવાળા પચ્ચીશ અમીર દિલ્હીના બાદશાહ પાસે હતા, એમ બાર્નિયરનું કહેવું છે. પ્રત્યેક સ્વારનો પગાર ૨૫ રૂપિયા હતો. ફોજના અધિ-કારીઓની નિમણુંકો વંશપરંપરાની નહોતી. નિમણુંકદાર મરણ પામતાં તેની નિમણુંક અને જાગીર સરકારમાં જતી. મરનારના છોકરાને નોકરી આપવી કે ન આપવી એ બાદશાહની મરજી ઉપર હતું. આથી લોકોને ઝાઝી સ્વ-તંત્રતા મળતી નહિ. બર્નિયરના મત પ્રમાણે ઘોડેસ્વારની સંખ્યા બે લાખની હતી, જે પૈકી ૪૦૦૦૦ હમેશાં બાદશાહ પાસે હાજર રહેતા. પાયદળનું માન ઝાઝું ન હોઈ, તેમને બંદૂક વાપરવાની બીતિ હશે એમ લાગે છે, કારણકે પ્રત્યેકની પાસે બંદૂક રાખવાને એક લાકડાનો ઘોડો રહેતો. તે ઘોડા ઉપર બંદૂક રાખીને તેઓ ફોડતા. બંદૂક ફૂટયાનો અને હાથ ભાંગી જવાનો એમને વિશેષ ભય લાગતો. નોકર ચાકર, દુકાનદાર, વગેરે પરચુરણ લોકોનો મોટો સમૂહ હમેશાં ફોજ સાથે હોઈ, તેમની સંખ્યા ફોજમાં ગણાતી હતી. બાદ-શાહની ફોજમાં નાનું સરખું તોપખાનું પણ હતું. એકંદરે રાજ્યના મહેસુલનો ઘણોક ભાગ ફોજના ખર્ચમાં વપરાતો.

રાજ્યનાં બીજાં ખાતાંની વ્યવસ્થા પણ ફોજખાતાની પદ્ધતિ જેવી જ હતી. જુદા જુદા પ્રાંતો ઉપરના દીવાની અને લશ્કરી અધિકાર ફક્ત એકજ શખ્સના હાથમાં રહેતા. તે શખ્સ પાસે સઘળા પ્રાંતનો સ્વતંત્ર અધિકાર રહેતો. એકંદર પ્રાંતના મહેસુલનો પાંચમો હિસ્સો બાદશાહ પાસે મોકલીને બાકીની રકમમાં તેને પોતાનો, ફોજનો અને સર્વ ખાતાંઓનો ખર્ચ ચલાવવો પડતો. એકજ સ્થળે રહીને, તેઓ પોતાનું વજન અત્યંત વધારી ન દે તે માટે બાદશાહ તેમની ઉપરાઉપરી બદલી કરતો. આથી પ્રત્યેક આસામી પોતાના પ્રાંતમાંથી બને તેટલા પૈસા કાઢવા તરફ લક્ષ રાખતો, કારણકે પૈસા હાથમાં હોય તો અડચણના પ્રસંગે તેમને સારી મદદ મળી શકતી. તેઓ કંઈ અન્યાય કરે તો તેની દાદ ખુદ બાદશાહ સિવાય બીજા કોઈ પાસે માગી શકાતી નહિ. કાજી નામના જે ન્યાયાધીશો રહેતા તેમના ઉપર પ્રાંતોના અધિકારીઓનું પૂર્ણ રીતે ઉપરીપણું રહેતું. વચ્ચે વચ્ચે બાદશાહ તરફથી તપાસણી કરનાર કામદાર આવતા, પરંતુ તેમનાં મોઢાં બંધ કરવાનું ઝાઝું મુશ્કેલ પડતું નહિ. દિલ્હી, આગ્રા અને રાજધાનીની આસપાસના મુલકમાં એવો અન્યાય ઝાઝો છુપો રહેતો નહિ; અને આવાં ઠેકાણે બાદશાહની ન્યાયપ્રિયતા એટલી પ્રસિદ્ધ થઈ હતી કે અન્યાય કરવાની કોઇની હિમ્મત ચાલતી નહિ. ઔરંગજેબ બાદશાહ લોકોની ફરિયાદ પોતે સાંભળી લેતો, એટલુંજ નહિ, પણ ખરેખરી હકીકત બહાર કઢાવવા માટે મરજી મુજબ બોલવા દેતો, અને શરીરના અવયવોની હીલચાલ કરવા દેતો, અને તેમના ઉપર કદી ન ચીડાતાં તેમનું સઘળું કહેવું શાન્તપણે સાંભળી લેતો. આરોપીને કોઇ અધિકારી ધમકાવતો, તો તે તેનાથી સહન થતું નહિ. પરંતુ રાજ્યના દૂરના પ્રાંતોમાં અન્યાય અટકાવવાનું ઝાઝું સાધન નહોતું. આથી વેપારી અને બીજા લોકોને સામર્થ્ય હોવા છતાં, કામદારોની પાસે છેક ગરીબીથી વર્તવું પડતું, અને તે માટે પોતાની ખરી સ્થિતિ બહાર પ્રકટ ન થાય એવી રહેણી તેઓ રાખતા. અકબરના વખતમાં પણ આવીજ વ્યવસ્થા હતી, પણ અકબરના હાથથી ઘણેભાગે યોગ્ય અને અનુભવી માણસોની પસંદગી થતી હોવાથી લોકોને ત્રાસ થતો નહિ. ઔરંગઝેબ જો કે પક્ષપાતી, ક્રૂર, કે અન્યાયી

નહોતો, છતાં તેણે કરેલી સઘળી નિમણુંકો સહેતુક હોવાથી અને તેના અ-વિશ્વાસુ સ્વભાવથી લોકોને ખંતથી કામ કરવાની ઉમેદ રહેતી નહિ. એમ છતાં ઔરંગઝેબની ૫૦ વર્ષની કારકીર્દિ એકંદરે શાન્તિમાં ગઈ હતી એમ કહેવાને ચિંતા નથી. ખુદ બાદશાહે શરૂ કરેલાં યુદ્ધો છોડી દીધા પછી, લોકો તરફથી બીજા દંગાફિસાદ થયા નહિ. બંગાળાની સરહદ ઉપર ચિત્તાગોંગમાં આરાકાનનો રાજા મોગલોનો પરાભવ કરવાને હમેશાં ટાંપી રહેલો હતો. મોગલો પાસેથી નારાજ થઇ ગયેલા સર્વ લોકોને તેની પાસે આશ્રય મળતો. આવા લોકો ચાંચિયાપણાનો ધંધો કરીને બંગાળાના ઉપસાગરમાંના મોગલોના વેપારને સઘળો વખત ત્રાસ આપતા. ગંગા નદીની ઉપલી બાજુ પર આવીને પાંચ પચાશ કોશ સુધીના લોકોને તે ઉપદ્રવ કરતા. હુગલીમાંના પોર્ટુગીઝ લોકો તેમને સહાય આપતા હોવાથી જ, શાન્તિપ્રિય શાહજહાન બાદશાહે પોર્ટુગીઝ લોકોનો સમૂળો ઉચ્છેદ કર્યો હતો.

ચિત્તાગોંગ નજીક સમુદ્રમાં આવેલા સંદીપ નામના એક બેટમાં ફ્રા જોન નામનો એક પાદરી રાજાની પેઠે અમલ કરીને ઉપલા ચાંચિયા લોકોને સર્વ પ્રકારની મદદ કરતો. આજ ચાંચિયા લોકોની મદદથી શાહજાદો સુજા આરાકાનમાં નાશી જઇ શક્યો હતો. શાઇસ્તખાને આ પોર્ટુગીઝ ચાંચિયા લોકોનો એવો વિલક્ષણ બંદોબસ્ત કર્યો કે તેઓ ફરીથી બાદશાહી મુલકને ત્રાસ આપી શક્યા નહિ. ઢાકાની દક્ષિણે કેટલાક માઇલ ઉપર શાઇસ્તખાને તેમને રહેવા માટે જગા આપી, જેનું ફિરંગી બજાર નામ આજે પણ ચાલુ છે. બંગાળાના ઉપસાગરમાંના ચાંચિયા લોકોનો શાઇસ્તખાને કરેલો બંદોબસ્ત અંગ્રેજ વેપારીઓને ઘણો ઉપયોગી થઇ પડયો.

ઔરંગઝેબના રાજ્યનું મહેસુલ કરેલું હતું, એ બરાબર કહેવાને અનેક અડચણો છે. લોકો ઉપર કરનો બોજો હાલના અંગ્રેજી રાજ્ય કરતાં મોગ-લોના વખતમાં વિશેષ હતો, એમ હંટર આદિ પાશ્ચાત્ય ઇતિહાસકારોનું કહેવું છે, પરંતુ એ પ્રશ્નનો વિચાર આ સ્થળે થઇ શકે તેમ નથી. મહેસુલના પ્રમાણમાં બાદશાહનો ખર્ચ પણ તેવોજ હોઇ, ઔરંગઝેબના મરણ સમયે ખજાનામાં કેવળ તેર લાખ રૂપિયા સિલિક હતા. મહેસુલીખાતા ઉપર બાદ-

શાહની સરખી દેખરેખ હતી. કામદારોના જુલમી વર્તન માટે તેમને શિક્ષા કરીને લોકોને સંતોષ આપ્યાનાં અનેક ઉદાહરણ ઔરંગઝેબ હાથે બનેલાં હોઇ, નિષ્પક્ષપાતી, પરંતુ નિષ્ઠુર ન્યાય કરનાર તરીકે તે ખ્યાતિ પામેલો છે.

દાઉદખાન પન્ની, શાહાબુદ્દીનખાન ઉર્ફે ગાઝીઉદ્દીન, અને તેની પ્રસિદ્ધિમાં આવેલો તેનો પુત્ર નિઝામુલ્મુલ્ક, આસફખાન અને તેનો પુત્ર તકરીબખાન ઉર્ફે ઝુલ્ફિકારખાન ( શંભાજી રાજાને સંગમેશ્વર મુકામે પકડનારો ), મીર-જાફરખાન ઉર્ફે મુર્શીદકુલીખાન ( અસલ બ્રાહ્મણ હોઇ, પાછળથી મુસલમાન થયેલો બંગાળાનો સુબેદાર), સાદતખાન ( અયોધ્યાનો વઝીર ), વગેરે સરદારો ઔરંગઝેબના હાથ નીચે પ્રસિદ્ધિમાં આવ્યા હતા. તેઓ ઔરંગઝેબની પદ્ધતિમાં કસાયલા હોઈ તેમણે આગળ અનેક ઉથલપાથલો કરી હતી.

## પ્રકરણ ૨૭ મું.

## મોગલ બાદશાહીનું અંતરંગ પરીક્ષણ.

### સ. ૧૫૨૬–૧૭૦૭.

૧. બાદશાહોની દિનચર્યા. ૨. મોગલોનાં નાણાં.
૩. ફારસી ઈતિહાસ અને હિંદુ લોકો. ૪. રાજકુટુંબનું શિક્ષણ અને વિદ્વત્તા.
૫. રાજા અને પ્રજા બન્નેની પરસ્પર–એક બીજા ઉપર થયેલી અસર.
(૧) પહેરવેશ. (૨) યુદ્ધકળા. (૩) બુદ્ધિપ્રભાવ. (૪) પ્રવાસ. (૫) શિલ્પકળા (૬) ટપાલની વ્યવસ્થા. (૭) પરસ્પર વ્યવહારનાં સાધન (૮) કારીગરી.
૬. ગાદીના વારસા વિષે અનિશ્ચય. ૭. અનિયંત્રિત સત્તાનું નિયંત્રણ.
૮. અધિકારની વહેંચણી. ૯. સંતમંડળ અને તેમનો ગ્રંથસંગ્રહ.

**૧. બાદશાહોની દિનચર્યા.**—આ વિષય ઉપર ‘ મૉડર્ન રિવ્યુ ’ નામના માસિકપત્રમાં પ્રો. જદુનાથ સરકારે લખેલા બે સુંદર લેખો ઉપરથી બાદશાહના કામની અને એકંદર મોગલ રાજ્ય વ્યવસ્થાની સારી કલ્પના

મનમાં આવી શકે છે. બાદશાહોના વૈભવનાં રસપૂર્ણ વર્ણનો વાંચીને જો કોઇને એમ લાગે કે આ બાદશાહો કેવળ મોજશોખીલા અને એશઆરામમાં રચ્યાપચ્યા રહેનારા હતા તો તે માનવું ભૂલભરેલું છે. અકબરથી ઔરંગજેબ સુધીના ચાર બાદશાહોએ ૧૫૦ વર્ષ રાજ્ય ભોગવીને પોતાના રાજ્યનો ધાક વધાર્યો હતો અને દેશમાં શાન્તિ અને આબાદી પ્રસારી હતી. આ કામ મોજીલા અને આળસુ માણસોથી થઇ શકે નહિ. એ સર્વેમાં મોજીલો પુરૂષ માત્ર શાહજહાન હતો. તેનો નિત્ય ક્રમ નીચેની હકીકત ઉપરથી જણાઇ આવશે.

સૂર્યોદય પહેલાં બે કલાક એટલે સુમારે ચાર વાગ્યે ઉઠીને અને મુખ-માર્જન વગેરે કરીને શાહજહાન ઘણા વખત સુધી પ્રભુના નામનું સ્મરણ કરતો. તે વિધિ પરવાર્યા બાદ મક્કા તરફ મોં રાખીને કુરાનનો પાઠ અને પછી મહેલમાંની મસીદમાં જઇને દિવસની પહેલી પ્રાર્થના—નમાજ કરતો—આ કામમાં સુમારે બે અઢી કલાક જતા. પછી પોણા સાતના સુમારે લોકોને દર્શન આપવા માટે તે ઝરૂખામાં આવી બેસતો. આ ઝરૂખાનું વર્ણન પાછળ આવેલું છે. યમુના નદીની ઉપર આગ્રાના કિલ્લાની દિવાલમાં બાદશાહને બેસવા માટે છજ્જા જેવી એક રસ્તા ઉપર પડતી તૈયાર કરેલી હતી. આથી બાદશાહ અંદર કિલ્લાના બંદોબસ્તમાં રહીને બહારના લોકોને દર્શન આપતો. દરરોજ સવારમાં બાદશાહના દર્શન માટે હજારો માણસો નીચે નદીના રેતીવાળા કિનારે એકઠાં થતાં. સૂર્યોદય પછી બે ઘડીએ બાદશાહની સ્વારી આ ઝરૂ-ખામાં આવી બેસતી. લોકો તેને નીચેથી નમન કરતા, અને તે તેનો સ્વીકાર કરતો. કોઇને બાદશાહ આગળ કંઇ અરજ કરવી હોય તો આજ પ્રસંગે તે રજુ કરવી પડતી. આ માટે ઉપરથી દોરી નીચે નાખવામાં આવતી, અને તેને અરજી બાંધતાં તે ઉપર તાણી લેવામાં અને બાદશાહને વાંચી સંભળા-વવામાં આવતી, અને પછી બાદશાહ તેનો યોગ્ય નિકાલ કરતો. અર્ધા કલાક પછી સઘળા લોકોને બાજુપર કરીને નીચેના રેતાળ મેદાનમાં હાથીની લડાઈ ચાલુ થતી. આવી હાથીની લડાઇ માત્ર બાદશાહના હુકમથીજ થતી; બીજા કોઇને તે કરવાનો અખત્યાર નહોતો. શાહજહાનને આવી જનાવરોની

લડાઇનો ઘણો શોખ હોઇ, દરરોજ ચાર પાંચ જોડીની લડાઇ થતી. આઠ વાગવાની જરાક પહેલાં બાદશાહની સ્વારી દરબારમાં આવી બેસતી. આ દરબારને દિવાન–ઇ–આમ એટલે સઘળા લોકોનો દરબાર કહેતા. અકબર અને જહાંગીરના વખતમાં આ દરબાર મોટા તંબુમાં ભરાતો. સ. ૧૬૨૮માં શાહાજહાને તંબુની જગોએ એક મોટો લાકડાનો મંડપ બંધાવ્યો હતો, અને સ. ૧૬૩૮ માં હાલનો પત્થરનો દિવાન–ઇ–આમ તેણે બંધાવ્યો હતો. તેને ૪૦ ભવ્ય થાંભલા હોઇ, ત્રણે બાજુએ ખુલ્લી છે. ચોથી બાજુએ ભીંતના મધ્ય ભાગમાં જમીનથી ઘણો ઉંચે આરસપહાણથી બાંધેલું બાદશાહનું સિંહાસન છે. ત્યાં આવવાનો રસ્તો પાછળથી જનાનખાનાની બાજુએથી છે. આગળથી તેના ઉપર જવાનો રસ્તો નથી. આ દરબારમાં સર્વ લોકો અગાઉથી આવીને પોતપોતાની જગોએ બેસતા, અને બાદશાહ પાછળથી આવતો. કોઇ કોઇ વખત રાજકુમારો સાથે આવતા. તેઓ કોઇ વખત તેની પાસે બેસતા, અથવા કોઇ વખતે નીચે ઉભા રહેતા. આ દિવાનખાનું ૨૦૧ ફૂટ લાંબુ અને ૬૭ ફૂટ પહોળું હોઇ, અને ત્રણે બાજુએ ચાંદીનો કઠેરો હોઇ પ્રત્યેકમાં એક પેસવાનું દ્વાર હતું. આ બારણામાં સર્વે મંડળીનો પ્રવેશ થવો અશક્ય થયાથી ચાંદીના કઠેરાની બહારની જગો તૈયાર કરીને તેની બહાર બીજો લાકડાનો કઠેરો બેસાડવામાં આવ્યો હતો. આ કઠેરા ઉપર સુંદર નકશી કામ કરેલું હતું. આ બહારના સ્થળમાં હલકા દરજ્જાના નોકર, અંદરના દરબારમાં બેઠેલા સરદારોના રિસાલાના માણસો, પહેરા ઉપરના લોકો, ભાલાવાળા માણસો અને ચોપદાર વગેરે મંડળ ઉભું રહેતું. આ દરબાર સુમારે બે કલાક ચાલતો, અને એટલો વખત સઘળું મંડળ ઉભું રહેતું. બાદશાહ આગળ લોકોએ બેસવાનો રિવાજ નહોતો. સિંહાસનને અડકીને નીચે વજીરની જગો હતી. કઠેરાની અંદર પેસવાના દ્વાર આગળ લોકોને ઓળખનારા ચતુર ચોપદારોનો પહેરો હોઇ, યોગ્ય પરવાના વગર કોઇને પણ તેઓ અંદર પેસવા દેતા નહિ. નવીન શખ્સને દરબારમાં આવવાનું હોય તો પ્રથમ તેવો પરવાનો મેળવીને પછી કોઇ પણ જૂનો સરદાર તેને પોતાની સાથે લાવે, એવો નિયમ હતો. શિવાજી ઔરંગજેબના દરબારમાં ગયો, ત્યારે તે માટે પ્રથમ પરવાનો

લીધા બાદ રામસિંહ તેને પોતાની સાથે દરબારમાં લઇ ગયો હતો. લશ્કરમાંના મનસબદાર, પ્રાંતોના કામદાર, નવીન નિમાયલા લોકો, વગેરેની અરજો વાંચવી અને તે માટેની તજવીજ કરી આપવાનાં કામ આ મોટા દરબારમાં ચાલતાં. મુખ્ય બક્ષી નામનો એક અધિકારી હોઇ તે આ કામ બાદશાહને સમજાવતો, અને હુકમ થાય તે જેનો તેને જણાવતો. પ્રત્યેક ખાતાના મુખ્ય અમલદાર દરબારમાં હાજર રહેતા. તેઓ જુદી જુદી જગાઓ માટે નવીન શખસો માટે ભલામણ કરતા. તેમની નિમણુંક કાયમ થતી તો તેમને આ દરબારમાં પોષાક મળતાં તેમને કામ ઉપર રવાના કરવામાં આવતા. રાજપુત્રો, પ્રાંતોના અધિકારી, અને સરકારી બાતમીદારો વગેરે તરફથી આવેલા પત્રો આ દરબારમાં બાદશાહને વાંચી બતાવવામાં આવતા. આવા પત્રો પૈકી કેટલાક મહત્ત્વના બાદશાહ પોતે વાંચતો, અને કેટલાકની તો મતલબ માત્ર તેના કાને નાંખવામાં આવતી. પછી પ્રાંતોમાંથી આવેલી ન્યાયની અપીલોની સુનાવણી 'સદર' નામનો અધિકારી કરાવતો. તેમજ વિદ્યાર્થી, સાધુ, ફકીર વગેરેને દાનધર્મ કે નિમણુકો કરી આપવાનું કામ પણ આ દરબારમાં થતું. ખાસ પાગાના ઘોડા અને હાથી વગેરે જનાવરો બાદશાહની દૃષ્ટિએ પડે તે માટે તેમને આ બાજુએ તેની આગળથી ફેરવીને લઇ જવાનો રિવાજ ચાલુ હતો. આ સર્વ કામ થયા બાદ શુમારે બે કલાકે આ દરબાર પૂરો થતો.

શુમારે દશ વાગવાના થોડાક વખત પહેલાં 'દિવાન ઇ. ખાસ' માં ખાસ સલાહકારોનું મંડળ એકઠું થતું, ત્યાં બાદશાહ જતો. આનેજ પહેલાં અકબરના વર્ણનમાં 'ખુશાલખાના' નું નામ આપેલું છે, કારણ કે તે વખતે 'દિવાન ઇ-ખાસની જગોએજ સ્નાન ગૃહ હતું. દિવાન ઇ-ખાસમાં આવ્યા બાદ ત્યાં ખાસ મંડળીની મુલાકાત થતી, સલાહ મસલત ચાલતી, મહત્ત્વના પત્રો અને જવાબ બાદશાહ સ્વહસ્તે લખતો, કેટલાકોના જવાબ અને નિર્ણય બાદશાહ મોંઢે કહેતો, તે પ્રમાણે તે લખી કાઢીને બાદશાહને વાંચી બતાવવામાં આવતા. આ પ્રમાણે સર્વ કાગળ પત્ર તૈયાર થયા બાદ જનાનખાનાના પહેરામાં રહેતો મુખ્ય શિક્કો મંગાવીને સર્વ કાગળ ઉપર સહી શિક્કા થતા, નવીન ઇમારતોના નકશા, કારીગરીનાં કામ, વગેરે

તપાસી જોયા બાદ બાદશાહ કહે તે ફેરફાર કરીને, પાસે બેઠેલો વજીર ખર્ચની મંજુરી મેળવી તેની મતલબના શેરા કરી આપતો. શાહજહાન બાદશાહને શિલ્પ કામનો મોટો શોખ હોવાથી, આ કામમાં તેનો ઘણોજ વખત જતો. અહિં કેટલાંક શિકારનાં તથા બીજાં જનાવરો બાદશાહને બતાવવામાં આવતાં.

આ પ્રમાણે દિવાન. ઈ. ખાસમાં શુમારે બે કલાક રાજ્યની ખાસ મસલતનું કામ ચાલ્યા બાદ 'શહાબુરજ' નામની મહેલના ઉંચા ભાગમાં આવેલી એકાંત જગોમાં અત્યંત ગુપ્ત કારસ્થાન માટે બાદશાહ જતો. જે શખ્સોને તે ઉપર બોલાવતો તેટલાજ ઉપર જઈ શકતા, બીજા નોકરો વગેરે પણ સઘળા નીચેજ બારણા પાસે બેસતા. ગુપ્ત પત્ર વ્યવહાર અને બીજી બાબતો વિષે આ સ્થળે મસલત થતી હતી. જરૂર પ્રમાણે વજીર સાથે રહેતો. આ શહાબુરજ ઉપર બાદશાહ અર્ધો પોણો કલાક અથવા કામના પ્રમાણમાં વિશેષ વખત બેસતો હતો.

આ પ્રમાણે મધ્યાહન્ સુધી બાદશાહનો સઘળો વખત કામમાં જતો. પછી તરતજ જનાનખાનામાં જઈને બપોરની પ્રાર્થના ભણ્યા બાદ, ભોજન કરીને બાદશાહ કલાક સુઈને વિશ્રાન્તિ લેતો. આ વિશ્રાંતિના વખતમાં પણ બહુધા જનાનખાના સંબંધીજ કામ ચાલતું. ગરીબ વિધવા, છોકરાં, વિદ્વાન્ અને આશ્રિત મંડળની ગરીબ છોકરીઓ વિગેરે એ તજવીજ કરવા માટેની તેમની અરજો વાંચીને હુકમ આપવામાં આવતા. સતિ ઉન્નિસા નામની શાહજહાનના જનાનખાના ઉપર એક સ્ત્રી નોકર હતી, તે બાદશાહને ઉપલાં પ્રકરણો સમજાવતી. પાસે બેસીને રાણી પોતાનો અભિપ્રાય તે ઉપર આપતી. આવી રીતે જનાનખાના મારફત ઘણું કામ થતું હતું. ત્રણ વાગતાં ત્રીજા પહોરની પ્રાર્થના કરીને જરૂર હોય તો બાદશાહ ફરીથી દિવાન. ઈ. આમમાં આવતો. ત્યાં થોડા વખતમાં જરૂરી કામ આટોપીને તેની સ્વારી તુરતજ દિવાન. ઈ. ખાસમાં જતી. ત્યાં ઉત્તમ પ્રકારની રોશની કરવામાં આવતી. અહિંનો ઘણો ખરો વખત ગાયન વાદ્ય વગેરે ગમ્મત અને આનંદમાં જતો. શાહજહાન પોતે સારો ગવૈયો હોઈ તેને ગાવાનો શોખ હતો.

આઠ વાગતાં બાદશાહ ફરીથી જરૂરી મુખ્ય કામ માટે શાહબુરજ ઉપર જતો ત્યાં વજીર, બક્ષી વગેરે જરૂરના અધિકારીઓ તેની સાથે રહેતા. સાડા આઠ વાગતાં બાદશાહ પાછો જનાનખાનામાં જતો, અને ભોજન પછી ત્યાં કેટલોક વખત વાંચન અને કેટલોક વખત ગાયન ચાલતું. બાદશાહના બિછાના પાસે પડદા પાછળ વાંચક મંડળ બેસીને, ઉંઘ આવતાં સુધી તેને જુદાં જુદાં પુસ્તકો વાંચી સંભળાવતું. તૈમુરનું ચરિત્ર અને બાબરનું આત્મચરિત્ર શાહજહાનનાં માનિતાં પુસ્તકો હતાં. દશ સાડા દશ વાગતાં બાદશાહ ઉંઘી જતો, અને ચાર વાગ્યા સુધી શુમારે છ કલાક ઉંઘતો હતો.

આ પ્રમાણે સામાન્ય કાર્યક્રમ હતો. શુક્રવારે છુટી હોવાથી દરબાર વગેરે સઘળું બંધ રહેતું. બુધવારે હમેશનો કાર્યક્રમ ન ચાલતાં તે દિવસ ફક્ત ન્યાયની અપીલો માટે નીમેલો હતો. દર બુધવારે આઠ વાગતાં બાદશાહ ઝરૂખામાંથી એકદમ દિવાન. ઇ. ખાસમાં આવતો. ત્યાં ન્યાયાધીશ સિવાય બીજાઓને આવવાની પરવાનગી નહોતી. જુદાં જુદાં સ્થળેથી આવેલા અરજદાર અને ગુન્હેગારને બાદશાહ આગળ ઉભા કરીને તેમને માટે છેવટનો નિકાલ આપવામાં આવતો. કોઇ વખતે નિકાલ થતો, અને કોઇ વખતે ફેર તપાસ માટે તે કામ પાછાં પ્રાંતમાં જતાં.

દિલ્હી આગ્રા વગેરે રાજધાનીમાં આ પ્રમાણે સામાન્ય ક્રમ હતો. પરંતુ ઘણી વખત સ્વારી ફરવા નીકળતી ત્યારે એ ક્રમ બદલાતો. સાંજે બાદશાહ ઘોડા ઉપર કે હાથી ઉપર બેસીને શહેરમાં ફરવા માટે નીકળતો. કોઇ વખતે યમૂના નદી પર હોડીમાં બેસીને સહેલ કરતો, અથવા તો શિકારે જતો. સઘળા મોગલ બાદશાહ ઘણા ચપળ અને ઉદ્યોગી હોઈ, તેમને એકજ ઠેકાણે સ્વસ્થ બેસી રહેવું અને માત્ર ચેનમાં વખત ગાળવાનું તદ્દન પસંદ નહોતું. સર્વેમાં અતિ રંગીલો કહીએ તો શાહજહાન હતો. તેનો ઉપલો કાર્યક્રમ જ્યારે આટલો ઉદ્યોગયુક્ત હતો, તો પછી બીજાઓ માટે વિશેષ શું કહેવું ! બાદશાહ અલૌકિક બુદ્ધિમાન અને ઉદ્યોગી હોવા સિવાય આવડા મોટા રાજ્યમાં વીશમી સદીના સાધનોના અભાવે, શાન્તિ અને બંદોબસ્ત ન રહ્યો હોત એ નિર્વિવાદ છે.

ઔરંગજેબની દિનચર્યા ઘણે અંશે ઉપરના જેવીજ હતી. માત્ર તેમાંનો ગાવા બજાવવાનો અને મોજશોખનો ભાગ કાઢીને તે ઠેકાણે ધાર્મિક અને ઇશ્વર સ્તવનનો ભાગ વધારેલો હતો. સવારમાં પાંચ વાગતાં ઉઠીને તે મહેલની મસીદમાં જઇને ઇશ્વર ચિંતન, અને પ્રાર્થના કરતો. સાડાસાત વાગતાં તે ઝરૂખામાં આવી બેસતો. પછી દિવાન-ઈ આમ અને દિવાન-ઇ. ખાસનાં કામ કરીને બાર વાગતાં જનાનખાનામાં જતો. ભોજન બાદ થોડી વિશ્રાંતિ લીધા પછીનો ઔરંગજેબનો સઘળો વખત ધર્મશાસ્ત્રના અધ્યયનમાં જતો. સાંજે ફરીથી રાજ્યનાં કામ ચાલતાં. ઔરંગજેબે ગાવું બજાવવું સઘળું મના કરેલું હતું, તેથી ઇશ્વરસ્તવન અને રાજ્યનાં કામમાંજ તેનો સઘળો વખત જતો. ગુરૂવારે અર્ધા દિવસની વિશેષ છૂટી ઔરંગજેબ આપતો હતો. પરંતુ ઔરંગજેબની એકંદર કારકીર્દિ લડવામાં અને છાવણીમાં નીકળી જવાથી જુદાં જુદાં યુદ્ધોની વ્યવસ્થામાં તેનો ઘણો ખરો કાળ ચાલ્યો ગયો હતો.

૨. **મોગલોનાં નાણાં:**—મુસલમાનોનો મૂર્તિપૂજા વિરૂદ્ધ ભારે કટાક્ષ છે. તેમજ મદ્યપાન જેવી અનેક બાબતોમાં કુરાનમાં સખત ફરમાનો છે. પરંતુ અનેક મુસલમાન બાદશાહોએ કુરાનની આજ્ઞા વિરૂદ્ધ આચરણ કરેલું છે. તેમણે પરધર્મી સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં, મદ્યપાનને ઉઘાડો આશ્રય આપ્યો, અને અનેક વ્યક્તિઓની છબીઓ અને પુતળાં કરાવીને તે વડે તેમણે પોતાના મહેલ અને મકાનો શણગાર્યાં હતાં. ખ્રિસ્તી ધર્મમાંની વાર્તાઓનાં ચિત્રો પણ તેમણે પોતાના શૃંગાર માટે લીધાં હતાં. આજ પ્રમાણે તેમનાં નાણાંના સંબંધમાં પણ બનેલું છે. અકબરનો તો મુસલમાની ધર્મ ઉપરનો વિશ્વાસ ઉઠીજ ગયો હતો, તેથી નાણાં ઉપર નાના પ્રકારની પ્રતિમાઓ તેણે દાખલ કરી હતી તેમાં કાંઇ નવાઇ નથી. બાજ, બતક, તીરંદાજ વગેરેનાં ચિત્રો તેનાં નાણાં ઉપર માલુમ પડે છે. જહાંગીરે બાપથી આગળ વધીને તેણે પોતાની આકૃતિ નાણા ઉપર પડાવી હતી. નાણાં ઉપર તેના હાથમાં કેટલીક વખત પુસ્તક, તો કેટલીક વખત દારૂનો પ્યાલો વગેરે જોવામાં આવે છે. કેટલાંક નાણાં ઉપર બાદશાહ હાથમાં દારૂનો પ્યાલો લઇને પલાંઠી વાળી બેઠાનું ચિત્ર છે. અને બીજી બાજુએ ઉપર સૂર્ય ને નીચે સિંહ

છે. કદાચ આ નાણાં વેપારની લેવડદેવડ માટે ન હોઇ માત્ર બક્ષિસ કે ભેટ આપવા માટે પાડયાં હશે. બાર રાશી કોતરેલાં નાણાં પણ જહાંગીરે પાડયાં હતાં. આ રાશીનાં નાણાં એકઠાં કરવાનો ઘણાઓને મોટો છંદ હતો. તે પાસે રાખ્યાં હોય તો ગ્રહોની પીડા થાય નહિ, એમ ઘણાકોનું માનવું હતું. પરંતુ તેમાં બનાવટી નાણાંનું મિશ્રણ પુષ્કળ થયાથી ખરૂં કયું અને ખોટું કયું એ ઠરાવવું શકય નથી.

જહાંગીર પાદશાહના વખતથી 'નિસાર' નામનું કેટલુંક નાણું મોગલ બાદશાહોએ પાડયું હતું. આ નાણું કેટલાક સમારંભમાં તેઓ ગરીબોને વહેં-ચતા હતા. અનેક પ્રસંગે લોકોનું ટોળું મળેલું હોય ત્યારે તેમાં આવું નાણું ઉછાળવાનો રિવાજ હતો. કેટલાંક નાણાં આકારમાં ઘણાંજ મોટાં હતાં. ઔરંગજેબને પૈસા એકઠા કરી રાખવાનો ભારે શોખ હતો, અને આમ ખાસ સંઘરી રાખવા માટે અતિશય મોટાં નાણાં તૈયાર કરાવીને તેણે દિલ્હીના રાજ્યમહેલના ભોંયરામાં સંઘરી રાખ્યાં હતાં. હિંદુસ્થાનમાં કોડીઓ, બદામ વગેરે અનેક વસ્તુઓ જુદે જુદે સ્થળે નાણાંના બદલે ચાલતી હોવાથી મોગ-લોના વખતમાં તાંબાનાણું ઘણું નહોતું. માત્ર ચાંદી અને સોના નાણું ઘણું હતું.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીનાં નાણાં ઇ. સ. ૧૮૩૫ માં હિંદુસ્થાનમાં ખુલ્લી રીતે ચાલુ થયાં તે પહેલાં કંપનીના વેપારી જુદે જુદે ઠેકાણે પોતાનાં નાણાં પાડતા હતા. મુંબઇ બેટ અંગ્રેજોના તાબામાં આવ્યા બાદ તેમણે સન ૧૬૭૧ માં બીજા ચાર્લ્સ રાજાની પરવાનગીથી પોતાનું નાણું પાડવાની શરૂઆત કરી હતી. આ વાત ઔરંગજેબને રૂચિ નહિ, પરંતુ આ ફક્ત પોતાના મુંબઇ-ના ટાપુ પુરતીજ છે એમ કરીને અંગ્રેજોએ તેનું સમાધાન કર્યું હતું. પછી મોગલોનાં નાણાં જેવાં નાણાં અંગ્રેજો પોતાની ટંકશાળમાં પાડવા લાગ્યા. એટલે તે માટે ઘણી તકરારો થઇ. અંગ્રેજોએ પોતાનું સોનું, રૂપું, મોગલોની ટંકશાળમાં મોકલી ત્યાં તેમનાં નાણાં પડાવી લેવા મોગલ અધિકારીઓએ ઘણી વખત અંગ્રેજોને કહ્યું, પણ અંગ્રેજોએ પોતાની ટંકશાળનાં નાણાં પાડવાનું બંધ કર્યું નહિ. અંગ્રેજ લોકોએ મોગલ નાણાંની આબેહુબ નકલ

કરેલી હોવાથી અંગ્રેજોનાં પાડેલાં નાણું કયાં અને મોગલોનાં કયાં એ જાણુવા માટે આજે માર્ગ નથી. અંગ્રેજોનાં નકલી નાણું વજન અને કિમ્મતમાં મોગલો નાણું સાથે બધી રીતે મળતાં હોવાથી, અંગ્રેજોનાં નાણું સઘળે ઠેકાણે વગર અડચણે ચાલતાં. આ ઘોટાળો બંધ ન થઈ શક્યો, ત્યારે સ. ૧૭૧૭ માં ફરૂખશિયરે અંગ્રેજોને મુંબઇમાં મોગલોનાં નાણું પાડવાનું જાહેર ફરમાન આપ્યું. આ નાણુંનો ઇતિહાસ મોગલ બાદશાહીના હ્રાસનું સારી રીતે નિદર્શન કરાવે છે. સ. ૧૭૫૯ માં અંગ્રેજોએ કલકત્તામાં પોતાની ટંકશાળ સ્થાપી. સ. ૧૭૬૫ માં અંગ્રેજોને બંગાળાની દીવાની મળી ત્યારથી તેમનો આ નાણુંનો ઉદ્યોગ ખુલ્લી રીતે ચાલુ થયો. એમ છતાં પછી કેટલોક વખત બંગાળાના નવાબ અને અંગ્રેજ એ બેઉનાં નાણું ચાલુ હતાં. સ. ૧૭૭૩ માં અંગ્રેજોએ નવાબ અને બાદશાહનાં નાણું બંધ કરીને પોતાનો રૂપીઓ ચાલુ કર્યો. પરંતુ આ યોજના સ. ૧૮૩૫ માં કાયમની અમલમાં આવી. ( Lane-Poole's Coins ).

૩. **ફારસી ઇતિહાસ અને હિંદુ લોકો:**—ઇતિહાસ લખી રાખવાનો ખરો શોખ મુસલમાનોનેજ હતો. ફારસી ભાષામાં આવા ગ્રંથોનો અતિ મોટો જથ્થો છે. ઇજીપ્તથી ચીન સુધીના સઘળા પ્રદેશમાં જેટલા પરાક્રમી રાજા અને પુરૂષ થયા તે સર્વેનાં ચરિત્ર મળી શકે છે. મોગલ બાદશાહીના અમલમાં તો જાણે આવા ગ્રંથોનો ઉભરો આવ્યો હોય એમ હતું. આ પૈકી ઘણાખરા ગ્રંથો ફારસીમાં છાપેલા છે અને ઘણાખરા હજી હસ્તલિખિત સ્થિતિમાં પડેલા છે. ઘણા થોડા ગ્રંથોનાં અંગ્રેજીમાં ભાષાંતર થયેલાં છે. એલિયટે કેટલાક ગ્રંથોનાં અંગ્રેજીમાં ભાષાંતર કરીને તેમાંના ઉતારા લઇને આઠ પુસ્તકોનો એક મોટો ગ્રંથ છાપેલો છે. ફિરસ્તાનો ઇતિહાસ, અબુલફજલના ગ્રંથ, પાદશાહનામું, આલમગીરનામું, વગેરે બીજા અનેક ગ્રંથો મહત્વના હોઇ, કેટલાક પુરૂષોનાં આત્મચરિત્રો અતિ મૂલ્યવાન છે. બાબર અને જહાંગીરનાં આત્મચરિત્રો યુનિવર્સિટીની પરીક્ષાઓ માટે ઠરેલાં છે. હમણાં મરાઠાના ઈતિહાસના કેટલાક અસલ કાગળપત્રો પ્રસિદ્ધ થાય છે, પરંતુ ફારસી ઇતિહાસની બરાબરીનો મરાઠાનો ઇતિહાસ તેમાં ઝાઝો માલૂમ

પડતો નથી. નિષ્પક્ષપાત રીતે બોલતાં, ઇતિહાસ લખી રાખવાની બુદ્ધિ હિંદુઓમાં ક્વચિતજ દેખાઇ આવે છે. ઇતિહાસ એ ઐહિક પરાક્રમ અને ઉથલપાથલોનું ચિત્ર છે. મોગલ બાદશાહોના વખતમાં મુસલમાનોનું ચરિત્ર જાગૃત હોઈ, દરરોજની ઉથલપાથલો લખી રાખવા માટે સરકાર તરફથી પગારદાર નોકરો રાખેલા હતા. આવા સરકારી લેખોમાં જો કે સઘળી હકીકત આપવામાં આવતી નહિ, છતાં એકંદરે મોટી મોટી ઉથલપાથલો અને તે સંબંધી સરકારની બાજુ સમજવા માટે તે લેખો અત્યંત ઉપયોગી થઇ પડે છે. દરરોજ સર્વે પ્રાંતોમાંથી હજારો પત્રો ( વાકિયા ) બાદશાહ ઉપર આવતા, અને તે સર્વેના જવાબ બાદશાહ તરફથી જતા, તથા હુકમ છૂટતા, તે સર્વે ઉપરથી સરકારી ઇતિહાસ લખવામાં આવતો. અર્થાત તેમાં બાદશાહની ઘણીક સ્તુતિ હોઇ વિરૂદ્ધ બાજુ પડતી મૂકવામાં આવતી. અબુલફજલના ગ્રંથો જો કે સ્તુતિથી ભરપૂર છે, છતાં તેની મહાન્ વિદ્વતા અને માર્મિક ટીકાની છાયા તેમાં ઠેર ઠેર જણાઇ આવે છે. જહાંગીરનું ચરિત્ર આવી બાબતમાં વિચિત્ર હોઇ તેમાં જહાંગીરે ઢાંકપિછોડો મુદલે કરેલો નથી. તેને લાજ અને બ્હીક બિલકુલજ લાગતી નહિ, તેથી જેવી હકીકત બનતી તેવી તેણે અક્ષરસઃ નોંધ કરેલી છે. તેનું આત્મવૃત્ત તેના પોતાના કહ્યા પ્રમાણે લેખકોએ લખેલું જણાય છે. પહેલાં ૧૯ વર્ષની હકીકત તેણે પોતે તપાસેલી છે, અને તે પછીનાં ત્રણ વર્ષની હકીકત બીજા લેખકોએ પુરી કરેલી છે. શાહજહાનનો ઇતિહાસ પણ આવીજ રીતે સંપૂર્ણ થયેલો હોઇ તેને શાહજહાનનામું અથવા પાદશાહનામું કહે છે. ઔરંગઝેબનાં પહેલાં ૧૦ વર્ષનો ઇતિહાસ ઉપર મુજબ લખાયો હતો. તે પછી તેણે સરકારી ઇતિહાસ લખવાનું કામ બંધ રખાવ્યું હતું. ઔરંગઝેબ મરણ પામ્યા બાદ તેની કારકીર્દિના મુખ્ય મુખ્ય બનાવોનું એક પુસ્તક લખવામાં આવ્યું હતું. તેમજ ખાફીખાન હમેશાં ઔરંગઝેબની સાથે રહેતો હોઈ તેણે તે બાદશાહની કારકીર્દિનો સુંદર ઇતિહાસ લખ્યો હતો, પરંતુ તે શિયાપંથી હોવાથી ઔરંગઝેબના મરણ પામ્યા બાદ તેણે પોતાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. સારાંશ કે બાબરથી ઔરંગઝેબ સુધીનાં ૨૦૦ વર્ષનો મોગલ બાદશાહનો ઇતિહાસ

સંપૂર્ણ ભરોસા લાયક, અને બનેલા બનાવોને પ્રત્યક્ષ જોનારાઓએ લખેલા મળે છે. ઔરંગજેબે જો કે પહેલાંની તવારીખ આગળ ચાલુ રાખી નહિ, તોપણ તેના પોતાના સુમારે ત્રણ હજાર પત્રો મળ્યા છે. રાજ્ય કારભારના કામના વ્યવસ્થિત પત્રો ઔરંગજેબે જ લખેલા છે. તેની પહેલાંના બાદશાહ ફક્ત કારણ પરત્વે બીજા દરબારોને પુછી ખુશાલીના પત્રો લખતા. ઔરંગજેબના પ્રત્યેક પત્રની ત્રણ પ્રતો મળે છે; એક અસલ પત્ર, બીજી મોકલેલા સ્થળે રાખેલી નકલ, અને ત્રીજી બારનિશીની નકલ, આ સિવાય ઔરંગજેબની કારકીર્દિના હિંદુઓએ લખેલા બે ઇતિહાસ ફારસી ભાષામાં મળ્યા છે; એક પાટણના ઇશ્વરદાસ નાગરે લખેલો, અને બીજો ભીમસેન બુરાનપુરીએ લખેલો. ઔરંગજેબની પછી બહાદુરશાહ અને મહંમદશાહે તવારીખ ચાલુ રાખી હતી, પરંતુ પ્રાંતિક અમલદારો સ્વતંત્ર થઇ, નિયમિતપણે પોતાના વૃત્તાન્ત મોકલતા ન હોવાથી તે તવારીખ ઇતિહાસના કામમાં ઝાઝી ઉપયોગી નથી. મોગલ બાદશાહો વિષે સવિસ્તર માહિતી કેટલી બધી મળે છે, એ પ્રો. સરકારના ઔરંગજેબ વિષેના લેખોથી સારી અને સ્પષ્ટ થયેલું છે. બ્લૉકમૅન કહે છે:—'ફારસી ભાષામાં મુસલમાનોના ઘણા ઇતિહાસ છે, એ વાત ખરી પરંતુ તેમાં તે કાળના લોકોની સ્થિતિના સંબંધમાં ઘણે ભાગે માહિતી મળતી નથી. જે વિગત આજે આપણને મહત્વની લાગે છે, તે તે ગ્રંથકારોને નિરર્થક લાગી હશે. હિંદુ લોકો ઇતિહાસ લેખક નથી ખરા, પરંતુ પ્રાચીન પુતળાં, ગુફાઓ, સ્તંભ વગેરે ઉપરથી અને નાટયાદિ ગ્રંથો ઉપરથી પ્રાચીન હિંદુઓ વિષે ઘણીએક માહિતી મળે છે. પરંતુ મુસલમાનોમાં નાટક અથવા કોતરકામ ન હોવાથી તેમના વખતના જનસમાજની સ્થિતિ વિષે માહિતી દુષ્પ્રાપ્ય થયેલી છે. વિશેષે કરીને મુસલમાની અમલ નીચે હિંદુઓની સ્થિતિ કેવી હતી, એ જાણવા માટે સાધન નથી, મુસલમાનોથી હિંદુઓ જીતાયા, પણ જીતાયલાઓની સંખ્યા અતિશય મોટી હોવાથી, તેમનો નિઃપાત થઇ શક્યો નહિ. મુસલમાનોના કેટલાક યોદ્ધાઓ અને વિદ્વાન્ લોકોજ માત્ર ઘણે ભાગે બહારથી હિંદુસ્થાનમાં આવ્યા હતા, પરંતુ હરેક પ્રકારનો કસબ, ખેતી અને નોકરી હિંદુઓનાજ હાથમાં રહી

હતી, મહેસુલ એકઠું કરવાનું કામ સર્વાંશે હિંદુઓના હાથમાં હતું. મુસલમાનોને મોટી મોટી જાગિરો આપવામાં આવી હતી, પણ તે જાગિરોની વ્યવસ્થા હિંદુ સિવાય થઇ શકે તેમ નહોતું. હિંદુસ્થાનમાં વટલેલા મુસલમાન બહુધા હિંદુઓનાજ આચાર વિચાર પાળતા. ફિરોજ તુગ્લખે વટલાવેલા લોકો શાહજહાનના વખતમાં, હિંદુઓની 'સતી' ની પેઠે, વિધવાઓને ધણીની સાથે જીવતી દાટતા. જિઝિયા કર વસુલ કરવા માટે ઘણી મારામારી પડતી અને તે માટે મુસલમાનોને દરેક વખતે નવીન યુક્તિઓ કાઢવી પડતી.

'સારાંશ કે, હિંદુઓ સિવાય મુસલમાનોને પગલે પગલે અડચણ પડતી, છતાં તેમને આબરૂથી દિવસ કાઢવાનું કામ ઘણું કઠીણ થઇ પડયું હતું. અકબરની પહેલાં મોટી નોકરીઓ તેમને મુદ્દલે મળતી નહિ. સૂર સુલતાનોનો દિવાન હિમુ એકલોજ અકબરના પહેલાં મોટે દરજ્જે ચઢેલો જણાય છે. હિંદુઓને ફારસી ભાષા પ્રથમ આવડતી નહોતી એ વળી એક તેમના પછાતપણાનું કારણ હતું. ધર્મની ઉણપ ભરી કઢાય તેમ નહોતું, પરંતુ ભાષાની ઉણપ તો હિંદુઓએ તુરતજ ભરી કાઢી હતી. પરદેશીઓની ભાષા ઉચ્ચારવી એ તેમને આરંભમાં પાપ કર્મ લાગતું. સરકારી હિસાબનું સઘળું કામ સ્થાનિક ભાષામાંજ ચાલતું. માત્ર દરબારમાંથી ચાલતો પત્રવ્યવહાર ફારસી ભાષામાં કરવામાં આવતો. પરંતુ મુસલમાનોનો નિવાસ હિંદુસ્થાનમાં થયે ૨૦૦ વર્ષ થયા બાદ ફારસી ભાષા વિષે હિંદુઓનો દુરાગ્રહ નાશ પામતો ગયો, અને તેઓ ફારસી ભાષા શીખવા લાગ્યા. હિંદુઓએ સન ૧૫૦૦ માં લખેલાં ફારસી પુસ્તકો મળ્યાં છે. ધીમે ધીમે હિંદુલોકો તે ભાષામાં એટલા પ્રવીણ થતા ગયા કે મુસલમાનોને તે ભાષા શિખવવા માટે અને તેમના અનેક ગ્રંથો લખવા હિંદુઓનોજ ઉપયોગ થવા લાગ્યો. અકબરની કારકીર્દિના આરંભમાં સાંબરનો એક રાજા ફારસી કવિ તરીકે પ્રસિદ્ધિ પામેલો હતો. મનોહર નામનો બીજો એક ઉત્તમ ફારસી કવિ થયો હતો, જેને મીરઝાં મનોહર કહેતા. તે વટલાયલો નહોતો. 'રાજ્યનો હિસાબ ફારસી ભાષામાં રાખવો' એવો ટોડરમલે કાઢેલો હુકમ એકદમ

અમલમાં આવ્યાથી લોકોને તે ફેરફાર ત્રાસદાયક થઇ પડયો હોય એમ જણાતું નથી. પોતાના જાતિ ભાઇઓ રાજ્ય કર્તાની બરોબરીમાં આવે, ભાષાની અડચણ હોય તો તે મહેનત કરીને દૂર કરવી, રાજ્યકર્ત્તાઓને પોતાના તંત્રથી વર્તાવવા હોય તો તેમની ભાષા આપણે વિના તકરારે શિખવી જોઇએ, એ વગેરે સમજીને તેણે તે હુકમ કાઢયો હતો. હિંદુલોકો પોતાની બરોબરીમાં આવ્યા, એ વાત મુસલમાનોને રૂચી નહિ. ટોડરમલ્લ માટે તેમણે કેટલો બુમાટો કર્યો હતો, તે આપણા જાણવામાં આવેલું છે. ચિતોડગડ ઉપર જ્યારે માનસિંહને મોકલવામાં આવ્યો હતો ત્યારે ઘણા મુસલમાન સરદારોએ માનસિંહના હાથ નીચે નોકરી કરવાનું ના કબુલ કર્યું હતું. ફારસી ભાષામાં હિંદુઓએ પ્રવીણ થતાની સાથે દરબારનો સઘળો પત્રવ્યવહાર તેમના હાથમાં આવ્યો, શાહજહાનનો વજીર શાદુલ્લાખાન મરણ પામ્યાબાદ રાયરઘુનાથ અને ચંદ્રભાણુ એ બે જણ પત્ર વ્યવહારનું કામ કરવા લાગ્યા હતા, તેમના જેટલો પત્ર લખવામાં હુશિયાર બીજો કોઇ ન હોતો. હિંદુઓએ ફારસીનાં વ્યાકરણ, કોશ અને બીજાં માર્મિક વિવેચન લખેલાં છે.

સરકારી નોકરીમાં હિંદુ અને મુસલમાનોનું કેટલું પ્રમાણ હતું, તે જાણવાનું સાધન નથી. સન ૧૫૯૦ માં ૫૦૦ થી ૫૦૦૦ સુધીની ૨૫૨ મનસબ પૈકી ૩૧ હિંદુઓને મળી હતી. તે પછી ૫૦ વર્ષે શાહજહાનની કારકીર્દિમાં પાંચ હજાર ઉપરના બાર મનસબદાર પૈકી એક પણ હિંદુ નહોતો, પરંતુ ૫૦૦ થી ૫૦૦૦ સુધીના ૬૦૯ મનસબદારોમાં ૧૧૦ હિંદુ હતા. આ ઉપરથી એટલું કહી શકાય કે આગળ જતાં હિંદુઓને મોટી જગાઓ મળતી નહિ, છતાં નીચેની જગોમાં તેમનું પ્રમાણ વધતું ગયું હતું. જહાંગીરના વખતમાં સઘળી મોટી મોટી જગાઓ નૂરજહાનના સગાં સંબંધીઓ બથાવી બેઠા હતા. શાહજહાનના મનસબદારોમાં જશવંતસિંહ, જયસિંહ અને જગતસિંહ અનુક્રમે ૧૭, ૧૯, અને ૨૪ મા નંબરે હતા. ઔરંગઝેબને હિંદુઓની ભરતી કરવાનું મુદ્દલે પસંદ ન હોવાથી તેણે સર્વ હિંદુઓને નોકરીમાંથી કમી કરવાનો હુકમ કર્યો હતો, તે સર્વ રીતે અમલમાં આવી

શકે તેવો નહોતો. બાદશાહોએ હિંદુઓ સાથે લગ્ન કર્યાથી હિંદુઓનું મહત્ત્વ ઘણુંજ વધ્યું હતું. જહાંગીર, ખુશરૂ, શાહજહાન, બહાદુરશાહ, કામબક્ષ, આઝીમ, અને બીજો આલમગીર એમની માતાઓ હિંદુ હતી. મુસલમાનોની છોકરીઓ માત્ર હિંદુઓના ઘરમાં પેઠી નહોતી, એનું કારણ રજપૂતો તે બાબત અટકાવ કર્યો હતો એટલુંજ નહિ, પરંતુ પોતાની છોકરીઓ હિંદુઓને આપવી એ મુસલમાનોને પણ પસંદ નહોતું.' ( Blochmanne, Condition of the Hindus under Mogals, Cal. Review (871).

**૪ રાજકુટુંબનું શિક્ષણ અને વિદ્વતા.**—મોગલ બાદશાહોને વિદ્યાકળાઓનો મોટો શોખ અને અભિમાન હતાં એ તો સુપ્રસિદ્ધજ છે. તેમની પાસે અનેક વિદ્વાન્, મોલવી, પંડિત, કવિ, હકીમ, અને તત્ત્વજ્ઞાની થઇ ગયા, જેમની હકીકત પાછળ ઠેકાણે ઠેકાણે આવેલી છે. બાબર બાદશાહ પોતે મોટો વિદ્વાન્ હોઇ, તેને આરબી, ફારસી, તુર્કી અને હિંદી ભાષાઓ સારી આવડતી હતી. ‘ વાકિયાતી બાબરી ’ નામનું તેનું આત્મચરિત્ર અને કેટલીક કવિતા સુપ્રસિદ્ધ છે. પોતે લખેલા કુરાનની એક પ્રત તેણે મકકે મોકલી હતી. વળી કાયદા, સાહિત્ય, વિગેરે વિષયો ઉપર તેના ગ્રંથો છે. બાદશાહ હુમાયુન ગણિત અને બીજાં શાસ્ત્રોમાં પારંગત હતો. તેને જ્યોતિષનો મોટો શોખ હતો, અને ફારસી તથા તુર્કી ભાષા તેને સારી આવડતી હતી, તે કવિતાનો શોખિન હોઇ અનેક કવિઓને તેણે આશ્રય આપ્યો હતો. હુમાયુનના ભાઇ કામરાનની ગણના મહાન્ કવિઓમાં થાય છે. સર્વમાં મહાન્ બાદશાહ અકબર નિરક્ષર રહ્યો એ આશ્ચર્યની વાત છે. હુમાયુને તેના માટે ચાર જુદા જુદા શિક્ષકો નીમ્યા હતા, છતાં કાંઇ પણ ન શિખતાં તેની બાલ્યાવસ્થા રમતમાં ચાલી ગઇ હતી. તે બહુશ્રુત હતો, પરંતુ આખર સુધી અશિક્ષિતજ રહ્યો હતો.

જહાંગીર ભણેલો હોઇ, ઘણો રસિક હતો. તેને તુર્કી ભાષા પણ સારી આવડતી હતી. તેનું આત્મવૃત્તાન્ત, ઉપર કહ્યા મુજબ, ઘણેભાગે મોંઢેથી બોલીને બીજા પાસે લખાવેલું, અને કેટલુંક તેનું પોતાનું લખેલું છે. શાહ-

જહાન ભણેલો હતો, અને કવિઓ અને સાધુઓને તેનો મોટો આશ્રય હતો. કેટલાક પ્રસંગે તેના પોતાના હાથે લખેલા તેના હુકમો છૂટતા. કામદારો તરફથી આવેલા પત્રો અને હેવાલો તે પોતે વાંચતો. પાસે વાંચનાર મંડળી રાખીને તેમની પાસે તે અનેક ગ્રંથો વંચાવી સાંભળતો. જહાંગીર કરતાં શાહજહાનના અક્ષર સુંદર હતા. શાહજહાનનો છોકરો દારા ઘણો સારો વિદ્વાન્ હતો. હિંદુઓના તત્ત્વજ્ઞાનનો તેણે સારો અભ્યાસ કરીને અકબરની પેઠેજ બન્ને ધર્મની એક વાક્યતા કરવા માટે તેણે અનેક ગ્રંથ રચ્યા છે. તેણે ઉપનિષદોનાં ફારસીમાં ભાષાંતર કરીને સાધુઓનાં ચરિત્ર અને ગ્રંથો લખ્યા છે. દારા શેખોના કેટલાક ગ્રંથ પટણાની ખુદાબક્ષ લાઇબ્રેરીના ગ્રંથ-સંગ્રહમાં જોવા મળી શકે છે.

એમ છતાં સર્વેમાં વિદ્વાન્ પુરૂષ ઔરંગજેબ હતો. સ્વધર્મનો તેનો અભ્યાસ ઉત્કૃષ્ટ હતો. ફતવા–ઈ–આલમગીરી નામનો મુસલમાની કાયદાનો ઉત્તમ ગ્રંથ ઔરંગજેબે લખેલો છે. આ કામમાં ઘણા વિદ્વાન્ મોલવીઓની તેને જરૂર પડી હતી, જેમાં મૌલાના શેખ નિજામ મુખ્ય હતો. ઔરંગ-જેબને કુરાન મોંઢે આવડતું હતું, અને તેનો અર્થ તે સારી રીતે જાણતો હતો. તેના હસ્તાક્ષર સુંદર હતા. તેને કવિતાનો શોખ નહોતો. મુસલમાની ધર્મશાસ્ત્રોમાં તેની વિદ્વત્તા અનુપમ હતી, એવું મોટા મોટા વિદ્વાનોએ કહેલું છે. ઔરંગજેબનો પુત્ર બહાદુરશાહ આરબી અને ફારસી જાણતો હતો. છેવટનો કમનસીબ બાદશાહ શાહઆલમ વિદ્વાન્ અને રસિક હતો. બીજો અકબર (૧૮૦૬–૩૭) અને છેવટનો બહાદુરશાહ (૧૮૩૭–૫૭) ઉર્દુ અને ફારસી ભાષામાં કવિતા કરતા. (Journal of the Moslem Institute, March 1907).

મોગલ બાદશાહીમાં જનાનખાનાનો દરજ્જો કેટલો હતો, એનું વર્ણન પાછળ સ્થળે સ્થળે આવેલું છે' એકંદરે જનાનખાનામાંની ઘણીખરી સ્ત્રીઓ કર્તૃત્વ સમજનારી હતી. રાજપુત્રોનું સંરક્ષણ અને ઘરનો સઘળો વ્યવહાર તેમના હાથમાં રહેતો. ઘણીએક સ્ત્રીઓ ભણેલી અને વિદ્વાન્ હતી. આઠ વર્ષની ઉમર થતાની સાથે પ્રત્યેક રાજપુત્ર અને રાજકન્યાને શિખવવા માટે

પૃથક્ પૃથક્ શિક્ષકો રાખવામાં આવતા. સ્ત્રીશિક્ષકો ઇરાની હતી, જ્યારે પુરૂષ શિક્ષકો ઇરાની અને હિંદુ બન્ને જાતના હતા. કેટલીક સ્ત્રીઓ કવિતા વગેરે કરતી અને ઉત્તમ લેખક હતી. આગ્રાના કિલ્લામાં જહાનઆરાનો એક મોટો ગ્રંથ સંગ્રહ હતો. ઝેબ-ઉન-નિસા કવિ તરીકે પ્રસિદ્ધ છે. છોકરીઓનાં લગ્ન સારી મોટી વયે થતાં, અને વિધવાઓના પુનર્લગ્ન માટે અડચણ નહોતી. જનાનખાનાનો વૃત્તાન્ત લખવા માટે સ્ત્રીલેખક અને પુસ્તકો વાંચવા માટે સ્ત્રીવાંચકો રહેતી. જનાનખાનાના જુદા જુદા ભાગો ઉપર જુદા જુદા સ્ત્રીદરોગા રહેતા.

અકબરના વખતમાં જનાનખાનામાંની સ્ત્રીઓની નિમણુકો ઘણી થોડી હતી. પણ શાહજહાન અને ઔરંગજેબના વખતમાં એવી નિમણુકો ઘણી વધી પડી હતી. મુમતાજ મહાલની વાર્ષિક નિમણુંક દશ લાખ રૂપિયા હતી. તેની પ્રત્યેક છોકરીને છ લાખની નિમણુંક હોઈ, તે પૈકી ત્રણ લાખ રોકડા અને ત્રણ લાખની જમીન હતી. ઔરંગજેબે પોતાની પુત્રી બેગમ સાહેબને બાર લાખની નિમણુંક આપી હતી. જહાંગીરના મૃત્યુ પછી શાહજહાને નૂરજહાનને દરસાલ બે લાખ રૂપિયાનું પેન્શન બાંધી આપ્યું હતું.

યૂરોપમાં સામાજિક અને વ્યાવહારિક બાબતોમાં સુધરેલા રિવાજ પ્રથમ ફ્રેંચ લોકોમાં શરૂ થઇને તેમની તરફથી તે અન્ય રાષ્ટ્રોને મળે છે, એવો સામાન્ય સિદ્ધાન્ત છે. ફ્રાન્સનું આ માન એશિયા ખંડમાં ઇરાનને મળતું હતું. મોગલ બાદશાહોના વખતનો ઘણોખરો સુધારો મૂળ ઇરાનમાંથી આવેલો હોઈ તેના પરિણામનું વર્ણન ઉપર જુદે જુદે સ્થળે આવેલું છે. બ્રાહ્મણી રાજ્યમાં કારભાર કરનાર મહંમદ ગવાન, અને તેની પછી મીરજુમલા એ બન્નેએ ઇરાની વલણ દક્ષિણમાં ઘણુંખરૂં ફેલાવ્યું હતું. શિલ્પકળાનો મર્મ જાણનાર અલીમર્દાનખાના હકીમ અબુલફતેહ વગેરે ખાસ ધંધાવાળા ગૃહસ્થો પણ આ દેશમાં ઘણાજ આવેલા હોઈ, તેમણે પણ પોતાના નામ હિંદુસ્થાનના કારભારમાં ચિરસ્મરણીય કરેલાં છે.

આ પ્રમાણે પુરૂષો તરફથી માત્ર આ વલણ આવ્યું હતું એમ નથી. કેટલીક સુધરેલી અને વિદુષી સ્ત્રીઓ પણ ઇરાનથી આ દેશમાં આવી હતી.

હમીદા બાનુ, નૂરજહાન, અને બીજી સ્ત્રીઓનાં નામ ઉપર અનેક સ્થળે આવેલાં છે. ઇરાનના એક વિદ્વાન્ કુટુંબની સતિ-ઉન્નિસા નામની એક સ્ત્રી હતી. તેનો ભાઇ તાલીબ-આમલી ઉત્કૃષ્ટ કવિ અને માર્મિક લેખક હોઇ જહાંગીર બાદશાહની પાસે રહેતો હતો. સતિઉન્નિસાનું લગ્ન નાસીર નામના એક વિદ્વાન્ હકીમ સાથે થયેલું હોઇ, પતિ તરફથી તે વિશેષ હુશિયાર થઈ હતી. પરંતુ તેનો પતિ થોડાજ વખતમાં મરણ પામ્યાથી સતિ-ઉન્-નિસાએ મુમતાજમહાલ પાસે નોકરી લીધી હતી. તેનું મધુર અને મર્યાદશીલ સંભાષણ વૈદક વગેરે સંસારના અનેક ઉપયોગી વિષયોનું તેનું જ્ઞાન, વગેરે ગુણોથી તે મુમતાજ મહાલને એટલી પ્રિય થઇ પડી હતી કે તેનાજ તાબામાં રાજ્યની મહોર અને શિક્કા રહેતા હતા. ક્વાવે તે ઉત્તમ પુસ્તક વાંચવું હોય તો તેજ વાંચતી. શાહજહાનને શિક્ષણ આપવાનું કામ તેને સોંપાયલું હતું, અને મુમતાજ મહાલનું હરેક કામ તેની મારફત થતું હતું. ઘણી ગરીબ-છોકરીઓને અને નિરાશ્રિત સ્ત્રીઓને રાણી આગળ લાવીને સતિ-ઉન્-નિસા તેમની ખબર અંતર લેવરાવતી હતી. મુમતાજમહાલના શબ સાથે આ બાઇ બુરાનપુરથી આગ્રે આવી હતી. ત્યાં રાણીનું દફન વગેરે થયા બાદ બાદશાહના જનાનખાનાનું ઉપરીપણું જહાન્ આરાને મળ્યું હતું. રાજકુટુંબના છોકરા છોકરીનાં લગ્ન ગોઠવવાનું, સ્ત્રીઓને મિજબાની આપવાનું, આપ્ત અને સંબંધી મંડળની ખબર લેવાનું, વગેરે અનેક કામ જનાનખાના મારફત ચાલતાં. આ કામમાં જહાન્ આરાને સતિ ઉન્-નિસા મદદ કરતી. રાજકુમારોના વિવાહ પ્રસંગે કન્યાના ઘેર ભેટ સોગાદ લઇ જવાનું અને રાજપુત્રોના માટે આવનારા નજરાણાની વ્યવસ્થા કરવાનું કામ તેનાજ હાથમાં હતું. શાહજહાને તેને સઘળા જનાનખાનાની ઉપરી નીમી હતી. બાદશાહના ખાણા ઉપર તેની દેખરેખ રહેતી. તેને સંતાન ન હોઈ, તેના ભાઈની બે છોકરીઓને ઉછેરીને તેમને પોતાની પાસેની સઘળી સંપતી આપી દીધી હતી. આ બાઈ સ. ૧૬૭૯ માં મરણ પામી હતી. શાહજહાને તેની કબર તાજ-મહાલની પાસે પશ્ચિમ બાજુએ બંધાવેલી છે. ( મૉડર્ન રિવ્યુ, જુન ૧૯૦૭).

અમીરખાન નામનો ઇરાનમાંના યજદનો એક હુશિયાર અને શૂરો

સરદાર ઔરંગજેબના વખતમાં અફઘાનિસ્તાનના કારભાર ઉપર હતો, (સ. ૧૬૭૭–૭૮). તેની સ્ત્રી સાહેબજીબાઈ મુમતાજમહાલની ભત્રિજી હોઇ તેના પતિના જેવીજ હુશિયાર હતી. ધણી મરણ પામ્યા બાદ બે વર્ષ સુધી અફઘાનિસ્તાનનો કારભાર વગર બુમાટે કરીને તેણે ઉત્તમ બંદોબસ્ત રાખ્યો હતો. તે કામ છોડયા બાદ તેણે મક્કાની યાત્રા કરીને ત્યાં ભારે દાન ધર્મ કરીને કીર્તિ મેળવી હતી.

મોગલ બાદશાહી અને રોમન બાદશાહી એ બન્નેના હ્રાસમાં ઘણું સરખાપણું છે. ઇતિહાસના શોખિન જનોને મોગલોના ઇતિહાસમાં અનેક ઉપયોગી તત્ત્વો મળી આવશે. માત્ર ગિબન જેવા ઇતિહાસકારનીજ ઉણપ છે. તે ભરી કઢાય તો મોગલબાદશાહીનો ઇતિહાસ પણ મોટો દરજ્જો મેળવવા યોગ્ય છે એમ માલૂમ પડશે.

**૫. રાજા અને પ્રજાની એકબીજા ઉપર થયેલી અસર.**—હિંદુ અને મુસલમાનોની કાર્યકુશળતાનો તુલનાત્મક વિચાર અનેક વિદ્વાનોએ અને વિચારવંત પુરૂષોએ સ્થળે સ્થળે કરેલો હોઇ, તે માટે ઘણો મતભેદ છે. એમ છતાં મુસલમાનોની હિંદુસ્થાનમાંની કાર્યકુશલતાના સંબંધમાં નીચેના સંક્ષિપ્ત મુદ્દા વિદ્યાર્થીઓએ ધ્યાનમાં રાખવાને હરકત નથી. એ મુદ્દા કેવળ વિચારસૂચક અને અપૂર્ણ છે. સવિસ્તર વિવેચન કરતાં તો પ્રત્યેક ઉપર સ્વતંત્ર ગ્રંથ થઇ શકે.

(૧) **પહેરવેશ.** મોગલ બાદશાહોનું સામર્થ્ય અને ઐશ્વર્ય ગમે તેવાં મોટાં હોવાં છતાં, તે કાળના લેખો ઉપરથી એક બિના સ્પષ્ટ થાય છે; ને એકે એક પણ રાજ્યકર્તાએ પ્રજાની ખરી ઉન્નતિ કરવાનો પ્રયત્ન કર્યો નથી. સર્વ લેખ વાંચતાં આ શોચનીય પરિણામ આપણા મન ઉપર નિઃસંશયપણે ઠસે છે. યૂરોપમાં પહેલાં થયેલાં રોમન—અને અન્ય રાજ્યોએ રૈયતની ઉન્નતિ અને તેના સુખની વૃદ્ધિ તરફ જેવું લક્ષ આપ્યું હતું તેવું મોગલ બાદશાહોએ આપેલું નથી. રજપૂત રાજાઓને તેમણે જોરથી દાબી દીધા હતા. બન્ને પક્ષોને એકબીજા વિરૂદ્ધ લડાવીને રાજ્ય સુરક્ષિત રાખવાનો રિવાજ મોગલોએ રાખેલો હતો, અને પરદેશી અમલના જોર નીચે અહિંના લોકો નિસ્તેજ બનતા

ગયા. બાકી બાબરની પહેલાંના અફઘાન રાજ્યો કરતાં મોગલોનું રાજ્ય ઘણુંજ સારૂં હતું, એમાં સંશય નથી. અફઘાન કરતાં મોગલ લોકો બુદ્ધિમાં વિશેષ ચઢિયાતા હતા. વળી મોગલોના રાજ્યમાં સત્રેળા સ્થિરતા ઉત્પન્ન થયાથી તેમનું અહિંના રીતિરિવાજો સાથે સારૂં સંમેલન થયું હતું. વિશેષે કરીને શાહજહાનના વખતથી રીતરિવાજ, પહેરવેશ, ભાષા વગેરે હિંદુઓ-નુંજ બાદશાહોએ અને દરબારી મંડળે સ્વીકાર્યું હતું. હિંદુઓની પાઘડી, ઉર્દૂ અને હિંદી ભાષા, હિંદી નમન કરવાની રીત, વગેરે સઘળું તેમણે લીધું હતું. દારાશેખો અને શાહજહાનના લગ્ન સમારંભનાં તે વખતનાં ચિત્રો મળેલાં છે, જે ઉપરથી તે વખતના પોષાકની ઘણી સારી કલ્પના થઈ શકે છે. ખુંપ વગેરે ચહેરા ઉપર કરવાના શૃંગાર મુસલમાનોએ હિંદુઓ પાસેથી લીધા. મધ્ય એશિયામાંની સ્ત્રીઓની ટોપી અને ઇજાર જઇ તે ઠેકાણે સાડી આવી. પુરૂષોની ટોપી જઇને હિંદુસ્થાની પાઘડી અને ફેંટા દાખલ થયા. તૈમૂરલંગ અને શાહજહાન બન્નેના પોષાકની તુલના કરવા લાયક છે. મધ્ય એશિયા-ની 'એબા' અકબરે કાઢી નાંખીને હિંદુસ્થાનનો 'જામો' તેમણે ધારણ કર્યો. એમ કરતાં કરતાં શાહજહાનના વખતમાં તો હિંદુ અને મુસલમાન સરદારો કેવળ પોષાક ઉપરથી ન ઓળખી શકાવા લાગ્યા. પડદાનો ચાલ મુસલમાનો પાસેથી હિંદુઓએ લીધાની સામાન્ય માન્યતા છે, તે રા. બ. વૈદ્યના 'એપિક ઇન્ડિયા'માં દર્શાવેલા મત અનુસારે ખરા નથી. મહા-ભારતના કાળમાં સ્ત્રીઓને પડદો નહોતો, પરંતુ ઇ. સ. પૂ. ૩૦૦ના અરસામાં સ્ત્રીઓએ ખુલ્લી રીતે પુરૂષ સમાજમાં ન આવતાં અંતઃપુરમાં રહેતું, એવો સામાન્ય-રિવાજ શરૂ થયો હતો. બુરખા અને પડદાનું હાલનું મજબુત સ્વરૂપ મુસલમાનોના વખતમાં હિંદુઓમાં પેઠું હશે. દારા શેખોએ તો ઇશ્વરનું 'અલ્લા' નામ બદલીને 'પ્રભુ' નામ સ્વીકાર્યું હતું. દારા રાજગાદી ઉપર આવ્યો હોત તો કદાચ હિંદુ અને મુસલમાનોનો એક ધર્મ કરવાનું અકબરે હાથમાં લીધેલું કામ તેણે પાર પાડયું હોત. રજપૂત સ્ત્રીઓનો બાદશાહોના જનાનખાનામાં પ્રવેશ થયો ત્યારથી મોગલોની સ્ત્રીઓના મધ્ય એશિયાના રીતરિવાજ નાશ પામી, હિંદી રિવાજ તેમનામાં આવ્યા હતા, એ તે વખતની તસ-બિરો ઉપરથી અને બીજી અનેક બાબતોથી સિદ્ધ થાય છે. બાબર અને હુમાયૂન

હિંદુસ્થાનમાં પરદેશી હતા, તેવું શાહજહાન ઔરંગજેબ માટે નહોતું. બોલાવતાં ઔરંગજેબ દારાને 'દારાભાઇ—મોટાભાઇ કહીને બોલાવતો, અને મુરાદને ભાઇ મુરાદબક્ષ કહેતો. શાહજહાન ઉર્દુ ભાષામાં કાવ્યો કરતો. સારાંશ કે, મોગલ લોકોનો સ્વભાવજ બીજાઓના સારા અંશ સ્વીકારીને પોતાની હમેશા પ્રગતિ કરવાનો હતો, અને તેનું પરિણામ એકંદરે હિતાવહજ થયું. આ તરફ હિંદુઓએ રાજ્યકર્ત્તાઓનું અનુકરણ કરવામાં કંઇ બાકી રાખી નહિ. હાલની પેઠેજ તે વખતે પણ રાજ્યકર્તાઓની ભાષા શીખીને અને અન્ય રીતે તેમને ખુશ કરીને નોકરી વગેરેની બાબતમાં ફાયદો મેળવી લેવાનો હિંદુઓએ પ્રયત્ન કર્યો હતો. ફારસી ભાષામાં હિંદુઓએ લખેલા અનેક ગ્રંથો છે. વસુલાત ઉપર નીમેલા કામદાર ઘણે ભાગે હિંદુ હતા. અને તેમનો સર્વ વ્યવહાર ફારસી ભાષામાં ચાલતો. ઔરંગજેબે વસુલાતનું કામ હિંદુઓને ન આપવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તે પાર પડયો નહિ.

(૨) **યુદ્ધકળા.**—મુસલમાનોએ હિંદુસ્થાનમાં આ કળાને ઉચ્ચ દશાએ આણી હતી (**क**) પહેલાંના હિંદુ રાજા સેનાના 'માલિક' હતા, પણ 'નાયક' (Commanders) નહોતા. લાખો માણસોની ફોજને વ્યવસ્થિતપણે રાખીને અને તેના ઉપર હકુમત ચલાવીને કામ લેવું, એ બિના મોગલ બાદશાહોએજ કરી હતી. ખરૂં યુદ્ધકળા નૈપુણ્ય દર્શાવવાના બાદશાહોનેજ પ્રસંગ આવ્યા હતા. બહુધા પ્રત્યેક બાબતમાં મોગલ લશ્કરની વ્યવસ્થા પરિપૂર્ણ હતી. (Irvine's History of the Mogal Armies) લશ્કરને માટે અગવડ ભરેલા રસ્તા પણ સઘળા મોગલોએજ બંધાવ્યા હતા. તેમજ (**ख**) શહેરની આસપાસ મજબુત કિલ્લેબંધી કરીને બંદોબસ્ત કરવાની પદ્ધતિ, જો કે આ દેશમાં પહેલાં જાણવામાં હતી, છતાં તે કાળની સુધારણાથી તેને પરિપૂર્ણ કરવાનું કામ મોગલોએજ કર્યું હતું. આગ્રા દિલ્હી, અમદાવાદ, સૂરત, લાહોર, અલાહાબાદ વગેરે ગમે તેટલાં શહેરોનાં ઉદાહરણો આ સંબંધમાં આપી શકાય. (**ग**) ઘોડેસ્વારોનું માહાત્મ્ય વધીને પાયદળ ફોજ નકામી ઠરી હતી.

(૩). સેંકડો વર્ષ સુધી મુસલમાનોનો અમલ હિંદુસ્થાન ઉપર ચાલુ

રહ્યાથી, તેમનો **બુદ્ધિપ્રભાવ** અનેક બાબતોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. (**क**) હિંદુ રાજારજવાડાઓએ પોતાના દરબારમાં અને રાજ્યકારભારમાં પહેલાંના રિવાજ બદલીને સર્વ રીતે મુસલમાની રિવાજ ચાલુ કર્યા. (**ख**) દરબારી મંડળના તહેવારો વગેરેના પોષાકમાં મુસલમાની રિવાજો ઘુસી ગયા. સામાન્ય રૈયતે માત્ર આ અનુકરણ ઝાઝૂં કર્યું નહિ. (**ग**) ઉર્દૂભાષાનો પ્રચાર સાર્વત્રિક થયો, અને ફારસી તથા આરબી શબ્દો હિંદુસ્થાનમાંની હિંદી, બંગાળી, મરાઠી વગેરે ભાષાઓમાં અતિશય પેઠા. (**घ**) લશ્કરી ખેલ, બાજપક્ષી અને બીજાં સર્વ પ્રાણીઓના શિકાર વગેરેનું સ્વરૂપ અને તે સંબંધની પરિભાષા સઘળી બદલાઇને તેમાં મધ્ય એશિયાનું અને ઇરાની વલણ આવ્યું. (**ङ**) મોગલોની વસુલાતની પદ્ધતિ અને વિશેષે કરીને તે સંબંધી નવીન પરિભાષા સઘળા હિંદુસ્થાનમાં પ્રચારમાં આવી. (**च**) ગાયનકળા અને હસ્તિવિજ્ઞાન એ બે બાબતોમાં માત્ર કંઈ પણ ફરક પડયો નહિ. તે સર્વથા મૂળનીજ કાયમ રહી. (**छ**) પુસ્તકોની અને બીજા ગૃહશૃંગાર, નૃત્ય, સુગંધિત દ્રવ્યો, વગેરે લલિત પ્રકારોમાં મુસલમાની તરેહ દાખલ થઇ, અને તેમાં બાદશાહી દરબારનું અનુકરણ બહાર સર્વત્ર થયું. (**ज**) ફારસી કવિતાનો સ્વીકાર હિંદુઓએ બહુધા કર્યો નહિ. હિંદુઓની કવિતા અને તેની રચના તથા હિંદુઓનું તત્ત્વશાસ્ત્ર જ્યાં ને ત્યાં રહ્યું. એક બે આખ્યાયિકાઓ, દાખલા, કે એકાદ બે બીજી બાબતો–એટલુંજ ઘણું તો મુસલમાનોમાંથી હિંદુ કવિતામાં આવ્યું હશે. (**झ**) મુસલમાની કાયદાઓનું એકીકરણ થતાં તેને નવીન ચલન મળ્યું. હિંદુઓએ પોતાની સ્મૃતિઓ કાયમ રાખી. (**ञ**) ભોજનના અને ફળાહારના અનેક નવીન પદાર્થ મુસલમાનો પાસેથી હિંદુઓએ સ્વીકાર્યા. માંસના પદાર્થ તો ઘણાજ આવ્યા. અરબસ્તાનમાં ખજૂરજ લોકોનો મુખ્ય ખોરાક હોઇ, ત્યાંથી તે ઇરાનમાં આવ્યું, ત્યારે મશાલા અને અન્ય રૂચિકર કૃતિઓનો ઉમેરો થતાં પાકશાસ્ત્રની ખીલવણી થઈ; અને હિંદુસ્થાનમાં આવ્યા બાદ બન્નેના મિશ્રણથી પાકકળા વિશેષજ વૃદ્ધિ પામી. (**ट**) મુસલમાન લોકો હિંદુઓથી વિશેષ મોજીલા અને ટાપટીપવાળા હોઈ, તેમની રહેણી વિશેષ એશઆરામની અને ઠાઠની હોવાથી વ્યસનોને અંગે તથા સત્કાર્યોને અંગે

ઘણા નવીન ઉદ્યોગ ધંધા અને નવીન કળા અસ્તિત્વમાં આવી. (ઠ) મુસલમાનો મૂળથી ફરતા રહેનારા હોવાથી તેમનામાં સ્વદેશપ્રેમ વાસ કરતો નહોતો. એમ છતાં જાતિનું કે પ્રાંતિક અને જાતિ વિશિષ્ટ એકલપેટાપણું તેમણે ઘણે અંશે મટાડ્યું. હિંદુલોકો દક્ષિણ મદ્રાસ બંગાળામાં, અને બંગાળામાંથી અફઘાનિસ્તાનમાં જવા આવવા લાગ્યા. (ड) મુસલમાન સાધુઓના વાર્ષિક ઉત્સવના પ્રસંગે હિંદુ લોકો મુસલમાનો સાથે અત્યંત ભેળાવા લાગ્યા. (ढ) મેળા, બજાર, સ્વારી વગેરેમાં એકબીજાનો પરસ્પર વ્યવહાર અત્યંત વધી ગયો. (ण) હિંદુઓના વૈદકશાસ્ત્રને ચલન અને આશ્રય ન હોવાથી તેની વૃદ્ધિ અટકી પડી, અને મુસલમાન હકીમોની આબાદી થઇ; કારણ કે તેમને દરબારી આશ્રય મળતાં, હિંદુસ્થાન બહારના દેશો સાથે તેમને વ્યવહાર સંબંધ થઇ તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થતી હતી. (त) હિંદુસ્તાનમાં મુસલમાનોએ હિંદુઓનાં રીતરિવાજ, તેમની ધાર્મિક માન્યતા, અને લગ્નવિધિ વગેરે ઘણી બાબતોનો સ્વીકાર કર્યો. બાદશાહોની સુવર્ણતુલા વગેરે વિધિ મૂળે હિંદુઓનાં છે. જ્યોતિષ, કાવ્ય, નાટક, ન્યાયશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, અને ખેતી એ હિંદુઓનાં હતાં તેવાંજ કાયમ રહ્યાં. તેમાં મુસલમાનોના યોગથી ફેરફાર થયા નથી.

(૪) વેપારના નિમિત્તે પરદેશોમાં **પ્રવાસ** કરનારા બહુધા મુસલમાનજ હતા. પ્રવાસથી તેમનાં મન વિકાસ પામતાં, અને તેમનામાં વ્યાવહારિક ડહાપણ અને ઉપયોગી સંસ્કાર ઉત્પન્ન થતા. તે ગુણો સ્વદેશમાંજ ગોંધાઇ રહેનારા હિંદુઓમાં સહસા ઉત્પન્ન થયા નહિ. 'મર્દે-ઇ-જહાન્-દીદા' એટલે પૃથ્વીપર ફરી આવેલો મનુષ્ય એવી મુસલમાનોમાં કહેવતજ થઇ પડી હતી.

(૫) **શિલ્પકળા.** આ કળાને વિશેષે કરીને મોગલોએજ આબાદીમાં આણી હતી. બાદશાહોને રહેવાના મહેલ, બાગ, મસીદ, અને કબરો એ મોગલોનાં મુખ્ય બાંધકામો છે. પહેલાનાં હિંદુ બાંધણીનાં કામ મુખ્યત્વે કરીને દેવળો હતાં, પરંતુ સુખોપભોગ, એશઆરામ, દરબાર, અને રાજ્યકારભાર વગેરેને માટે ઉપયોગી થઇ પડનારા ભવ્ય મહેલો મોગલોનાજ છે.

કમાન અને અવાજના પડઘા પડે એવા ઘુમટ, એ બે ખાસ પ્રકાર મુસલમાની બાંધણીમાં નવીન છે. મહેલની આસપાસ વિશાળ અને શોભિતી બાગો તૈયાર કરવાનો રિવાજ મોગલોએ અને વિશેષે કરીને ઇરાની સરદારોએ તેમના દેશમાંથી અત્રે આણ્યો હતો. બાગમાં ફૂઆરા, ફૂલોના કયારા, અને સહેલ કરવાના સુંદર રસ્તા એ ઇરાનથી હિંદુસ્થાનમાં આવેલાં છે. બાદશાહીના સઘળા મોટા મોટા સરદારોએ પણ ઠેકાણે ઠેકાણે પોતાના મહેલ, અને બાગો બનાવ્યા હતા. આગ્રા, દિલ્હી, લાહોર, લખનૌ વગેરે શહેરો જોતાં આ બાબતની સારી પ્રતીતિ થાય છે. (જુઓ હૅવલનો મૉડર્ન રિવ્યુમાંનો 'ઇંડિયન આર્ટ' નો લેખ, અને Archaeological Surveyનાં પુસ્તકો.)

મૂર્તિઓ બનાવવાની કળા અને ચિત્રકામનો આ દેશમાં બૌદ્ધોના વખતમાં ઉત્કર્ષ થયેલો હોઇ, બૌદ્ધ ધર્મની સાથેજ તે ચીન, જાપાન, જાવા, વગેરે સ્થળે પસરી હતી. પછી અફઘાન અમલમાં આ કળાઓ હિંદુસ્થાનમાંથી નિર્મૂળ થઇ કારણ કે ચિત્ર કાઢવું કે મૂર્તિ બનાવવી એ બાબતની મુસલમાની ધર્મમાં મના હોવાથી, આરંભના સુસ્ત મુસલમાન રાજ્યકર્તાઓએ આ કળાઓ અહિં ચાલુ રહેવા દીધી નહિ. પછી મોગલ બાદશાહી સ્થાપન થઇ. મોગલ બાદશાહોને આ કળાઓનો શોખ હતો. હિંદુસ્તાનમાં આવત પહેલાં ચીનની બાજુએથી મોગલો ઉપર બૌધ ધર્મની અસર થઇ હતી. ઇસ્લામનો ઉગ્ર જુસ્સો તેમનામાં નહોતો. તે અરસામાં અકબરે હિંદુસ્થાનમાં આ કળાઓને ફરીથી આશ્રય આપ્યો. તેણે ચીન અને ઇરાન બન્ને દેશોન કારીગરોને તેડાવીને ચિત્ર અને નકસી કામથી ઇમારતો સુધારવાનો ક્રમ ચાલુ કર્યો. આ રિવાજ વધતાં વધતાં શાહજહાનના વખતમાં અતિશય વૃદ્ધિ પામ્યો હતો. (જુઓ 'કલકત્તા રિવ્યુ' ના જુલાઇ ૧૯૦૩ ના અંકમાં 'Painting in Ancient and mædieval India'નો લેખ.) મુસલમાનોનાં બાંધકામો વિષે પાછળ સ્થળે સ્થળે લખેલ છે. મહેલ, મસીદ, બગિચા, કૂવા, વગેરે લોકોપયોગી કામ કરવા તરફ મુસલમાન રાજ્યકર્તાઓ અને અન્ય સ્ત્રીપુરૂષોની વિશેષ પ્રવૃત્તિ હતી. બાગ બહુધા સાર્વજનિક ન હોઇ, તહેવાર વગેરેના નૈમિત્તિક પ્રસંગે તે સર્વેના માટે ખુલ્લા રાખવામાં આવતા.

હિંદુ લોકોએ આવાં કામ કરેલાં નથી. નદીઓના ઘાટ, ધર્મશાળા અને મંદિરો માત્ર હિંદુઓએ બાંધેલાં છે. મોગલોએ બાંધેલા રસ્તા મજબૂત અને ઉત્કૃષ્ટ હતા. રસ્તા ઉપર પત્થર–મેટલ પાથરીને કાયમના મજબૂત રસ્તા કરવાની યુક્તિ સ્કૉટલૅન્ડમાં મૅકૅડમે સ. ૧૭૭૦–૮૦ ના આરસામાં કાઢી હતી. તે પહેલાં ઘણા વખતથી એ બાબત હિંદુસ્થાનમાં જાણવામાં હતી. મુસલમાનોનાં લોકોપયોગી કામોમાં કૂવા, અને સરાઇયો–ધર્મશાળાનું મહત્ત્વ ભારે છે. સઘળા મોટા મોટા રસ્તા ઉપર પ્રવાસીઓની સવડ માટે આખા દેશમાં સરાઇઓ બાંધેલી હતી. તેમાં જેની તેની લાયકી અને જરૂરના પ્રમાણમાં સર્વેને ઉતરવા માટે જગા મળતી. સરાઇની આસપાસ મજબૂત કિલ્લો હોઇ, તે ઉપર કાયમનો પહેરો રહેતો. ચોગાનમાં એક મોટો મીઠા પાણીનો કૂવો હતો. ચોરો વગેરેની ભીતિને લીધે, રાત્રિ થતાં સર્વ ગાડાં, જનાવરો અને સામાન કિલ્લાની અંદર લઇ જઇને મુખ્ય દરવાજા બંધ કરવામાં આવતા. સરકારના કામદાર રાજ્યમાં વારંવાર ફરતા અને તેમની બદલી થતી. તેમને મુકામ માટે આવી સરાઇઓ ઘણી ઉપયોગી થઇ પડતી. વળી ટપાલી, વેપારી, ફરિયાદી અને અપીલ કરવા માટે પ્રવાસ કરનારા લોકો એ સર્વેને આ સરાઇઓની જરૂર અતિશય હતી. સરાઇઓ બાંધનારો સર્વેમાં મોટો પુરૂષ ઔરંગજેબ થઇ ગયો. તેની પહેલાં શેરશાહ અને ફીરોજશાહે તેવાં કામ થોડાં ઘણાં કરાવ્યાં હતાં. કેટલીક સરાઇઓ ખાનગી ગૃહસ્થોએ પરોપકાર અર્થે બંધાવેલી હતી. તેમના ખર્ચ માટે જમીન કાઢી આપેલી હતી, અથવા બાંધનારના વંશજ પોતાની ઉપજમાંથી રોકડ રકમ આપતા. સરાઇઓમાં પ્રવાસીઓને જગો ઘણે ભાગે મફત મળતી; કદાચ કોઇક ઠેકાણે થોડીક નાની રકમ પ્રવાસીઓ પાસેથી લેવામાં આવતી. જૈન લોકોએ સરાઇઓનો અને લોકોપયોગી કામોનું આ પહેલાંનું અનુકરણ આજે પણ ચાલુ રાખેલું છે.

(૬) **સરાઈઓના** સ્થળેજ ટપાલના ઘોડાના અને ઉંટના ટપ્પા રહેતા. એ માઇલ ઉપરથી રણશિંગું વાગતું, તે સાંભળતાની સાથે નવીન જનાવરને તેઓ તૈયાર કરતા. ટપાલ આવતાની સાથે જૂના જનાવર ઉપરથી નવા જનાવર ઉપર તેને નાખીને તુરતજ આગળ ચાલુ કરવામાં આવતી. સઘળા

મુસાફરો બહુધા ઘોડે પ્રવાસ કરતા; પરંતુ રજપુતાના વગેરેના રેતાળ પ્રદેશ માટે ઉંટ ઉપયોગમાં લેવામાં આવતાં. સરકારી ટપાલ ઘણી જલદી જતી હતી. પુરંદરના કિલ્લા ઉપર શિવાજી જયસિંહને સ્વાધીન થયો એ વાત ઔરંગજેબને દિલ્હીમાં અગિયાર દિવસે પહોંચી હતી. સરકારી ટપાલ નિયમિત અને વ્યવસ્થિત રીતે ચાલુ રહેતી. માત્ર તે લોકોને ઝાઝી ઉપયોગી થઇ પડતી નહિ. સરકારી કચેરીમાં બન્ને સ્થળે કોઇ ઓળખીતા મનુષ્ય હોય તો તેના વસીલાથી માત્ર ખાનગી પત્રો સરકારી ટપાલ દ્વારા જતા. પરંતુ ઘણા ખરા મોટા મોટા સ્થળે વેપારી મંડળની ખાનગી ટપાલની તજવીજ ચાલુ રહેતી, અને આવા ખાનગી માણસો ઘણી વખત પોતાની બાતમી સાંકેતિક ચિહ્નોથી લખી મોકલતા, જેથી તે સર્વ લોકો જાણી શકતા નહિ. હાલમાં જેવી તારની સાંકેતિક પરિભાષા છે તેવી તે વખતે વેપારી લોકોની સાંકેતિક પરિભાષા હતી. વાંસનાં કે પતરાંનાં ભુંગળાં કરીને તેમાં કાગળ ભરીને ઘોડા વગેરે દ્વારા મોકલવામાં આવતાં, ટપાલની ચોરી માટે અત્યંત સખત શિક્ષા થતી હતી.

(૭) **હાલમાં પરસ્પર વ્યવહારનાં સાધનો** ઘણાં છે, તેથી તે વખતે તે મુદ્દલે નહોતાં એમ નથી. દરસાલ ઠરાવેલા વખતે જુદા જુદા સ્થળે યાત્રા, મેળા, ઓરસ વગેરે ભરાતા ત્યારે માલની ખરીદી અને વેચાણ તો થતુંજ; પરંતુ તે ઉપરાંત સાધુ, વિદ્વાન્ અને બીજા લોકોનું સંમેલન થઇ અનેક વિષયો ઉપર ચર્ચા અને વાદવિવાદ થતો. તેમજ અનેક ધાર્મિક કૃત્યો યજ્ઞ, યાગ, અને સમારંભો પણ થતા હતા, તે વખતે જુદા જુદા માણસોની મુલાકાત થઈ નવીન પરિચય ઉદ્ભવ પામતો.

(૮) **કારીગીરી**—સ. ૧૬૦૫ થી ૧૬૫૭ સુધીનો કાળ હિંદુસ્થાનને માટે અત્યંત આબાદીવાળો હતો. પૃથ્વી ઉપરના સઘળા હુન્નર, કસબ, વિદ્યા વગેરેનો દરબારમાં છૂટથી પ્રવેશ થઈ તેમની ઉન્નતિ થતી ગઈ હતી. અમદાવાદમાં કિનખાબનું, ઢાકામાં મલમલનું અને કાશ્મિરમાં શાલોનું કામ ઉત્તમ થતું હતું. આવા કામને ખુદ બાદશાહનો અને અન્ય શ્રીમાન્ ગ્રહસ્થોનો મોટો આશ્રય મળતો હતો. બાદશાહ પોતે પગારદાર કારીગર રાખીને અને

સામાન આપીને જે માલ તૈયાર થતો તે તે પોતે લેતા. પોતાના વાપર માટે અને જુદે જુદે સ્થળે પોષાક મોકલવા અને ભેટ આપવા માટે જેવો માલ જોઇતો તેવો તેઓ મુદ્દામ કઢાવતા. દૂરના દેશોના રાજાઓને અને દરબારને પોષાક મોકલવા પડતા. આવાં કારખાનાં સરકારી જ હોવાથી તેમાંનો માલ બહાર બજારમાં વેચાણ માટે ઝાઝો આવતો નહિ. પણ સરકારનાજ કારીગર ફાવે તે વેળા ખાનગી રીતે માલ તૈયાર કરતા, અને ઘણી વખત ખાનગી મજૂર કામે લગાડતા; અને આવી રીતે તૈયાર થયેલો માલ બજારમાં વેચાવા આવતો ત્યારે લોકોને મળતો. એકંદરે હાલના જેવું આવા માલનું ભરબજારમાં ખુલ્લું વેચાણ ક્વચિતજ થતું. બાદશાહો અને શ્રીમંતોને જરૂર જેટલો માલ પૂરો પાડતાં બાકી રહેતો તે બહાર આવતો. પહેલાં હિંદુસ્થાનનું રેશમ, રૂ, વગેરે કોઈ પણ કાચો માલ બહાર જતો નહિ, અને કાચા માલની સઘળી વસ્તુઓ અહિંજ તૈયાર થઈ બહાર જતી. તેને લીધે વેપારને અને દેશને મોટો ફાયદો થતો, અને તેને લીધેજ દેશ વિશેષ સધન હતો. કાચો માલ બહાર ન જવાનું એક કારણ એ હતું કે તે વખતે આગગાડીઓ અને આગબોટો વગેરે ન હોવાથી ભારે વજનનો અને મોટા આકારનો માલ બહાર લઈ જવા માટે રસ્તાની મજૂરી બહુ પડતી. આથી થોડા વજનની અને નાના આકારની તથા મૂલ્યવાન વસ્તુઓજ માત્ર અહિં તૈયાર થઈને બહાર જતી. પત્થર, ધાતુ અને લાકડા ઉપર નકશીનાં અને બાહ્ય ભરતનાં કામ, કાપડ ઉપરનું ભરત કામ, અને જુદા જુદા રંગનો ગિલ્ટ–ઢોળ ચઢાવવાનું કામ અહિં પુષ્કળ તૈયાર થતાં હતાં. હિંદુસ્થાનના કારીગરો ઉત્તમ પ્રકારના કસબી તરીકે પ્રસિદ્ધિ પામેલા હતા. ભોજ્ય પદાર્થની સોંઘવારી અને સસ્તી મજૂરીને લીધે એકંદરે કારીગીરીની ચીજો ઝાઝી મોંઘી નહોતી. હાલમાં કાપડ સસ્તું હોવું જોઈએ ત્યાં–આપણા ઘરના બારણે મળી શકે છે તેમ પહેલાં નહોતું. કાપડ ઘણું મોઘું હતું, અને તે નક્કી કરેલા બજારમાંથી અગાઉથી મંગાવીને અને તૈયાર કરાવીને લાવવું પડતું. આથી ઢાકાનું, બનારસી, પૈઠણી, ચંદેરી, બુરાનપુરી એ વગેરે નામ કાપડને મળ્યાં. બાદશાહો અને એશઆરામી શ્રીમંતોની માગણી પુષ્કળ હોવાથી

હરેક પ્રકારના કારીગરને ઉત્તમ આશ્રય મળતો, તેથી કળા આબાદીમાં આવી હતી. દુનિયાના સઘળા લોકોની તલપ હિંદુસ્થાનના માલ ઉપર રહેતી, તેથી પ્રત્યેક કસબ છેક પૂર્ણતાને પામ્યો હતો એમાં નવાઈ નથી. બાદશાહીની જાહોજલાલીનું અને ઐશ્વર્યનું જે વર્ણન પાછળ સ્થળે સ્થળે આવેલું છે, તે ઉપરથી એકંદર વેપારને અને કારીગીરીને તે વખતે કેટલું ઉત્તેજન મળેલું હોવું જોઇએ એની કલ્પના કરી લેવી. માત્ર કાગળનું જ ઉદાહરણ લઇએ. કાગળ તૈયાર કરવાનાં કેટલાંક ઠેકાણાં મુકરર થયેલાં હતાં. આઠમા અને દશમા સૈકાના કાગળ અહિંજ આપણને ઉત્કૃષ્ટ અને મજબૂત બનેલા માલૂમ પડે છે. રસાયણી ક્રિયાથી કાગળને ઉધાઈ વગેરેથી ઈજા ન આવે એવી તજવીજ કરતા. પટણાના ખુદાબક્ષ ગ્રંથસંગ્રહ જેવા સ્થળે આ જૂના કાગળ ઉપરના લેખ જોવા મળે છે. એક પુસ્તક લખવા માટે જુદા જુદા અનેક કસબી માણસોની સહાય લેવી પડતી. પુસ્તક આંકનાર જુદો, તેની કીનારી ઉપર વેલબુટ્ટા કાઢનાર જુદો, તે પછી મુખ્ય લેખક જુદો, વચ્ચે લાલ અથવા બીજા રંગના અક્ષર આવે છે તે લખનાર જુદો, વેલબુટ્ટામાં અનેક રંગ ભરનાર અને વચ્ચે વચ્ચે ચિત્રો વગેરે આવે છે તે તૈયાર કરીને તેમાં રંગ ભરનારા, એમ અનેક શખ્શોના હાથમાંથી પ્રત્યેક પાનું પસાર થતું, ત્યારે એકાદ સમગ્ર ગ્રંથ તૈયાર થતો. અથથી ઇતિ સુધી સર્વ અક્ષર એકસરખા હોઈ તેમાં છેકછાક કે અવ્યવસ્થા કંઇજ ન રહેતી. હાલમાં છાપવાની કળા નીકળ્યાથી, હસ્ત લેખનકળાનો વાસ્તવિક રીતે લોપજ થયો છે એમ કહેવાને કંઇ અડચણ નથી.

ખનિજ દ્રવ્યોની વૃદ્ધિ પણ ઘણી થઈ હતી. લોઢું, સોનું, હીરા, માણેક, કલાઈ, સીસું, ગંધક, સૂરોખાર, મીઠું, હરેક પ્રકારના પત્થર વગેરેનો ઉપયોગ અને તેમનો વેપાર ઘણોજ મોટો હતો. ટેવર્નિયરના પુસ્તકમાં ખનિજ દ્રવ્યનું પુષ્કળ વર્ણન છે.

**૫. ગાદીના વારસા વિષે અનિશ્ચય:**—સામાન્ય રીતે એવું જણાય છે કે મોગલ બાદશાહોના છોકરા તેમના બાપ સામે બળવો કરતા. બાપ જીવતો હોવા છતાં તેને મારીને અગર પદભ્રષ્ટ કરીને પોતે રાજ્ય હરી લેવાને તેઓ

સદા તત્પર રહેતા. બાદશાહને વૃદ્ધાવસ્થામાં વિશેષ દુઃખ પેટના છોકરાં તરફ્થી થતું. આ વિષે કેટલાક માણુસો બાદશાહોને એવો દોષ દે છે કે, તેમણે પોતાના છોકરાઓને મોટા મોટા અધિકાર આપ્યા હતા એ તેમની ભૂલજ હતી. પરંતુ સર્વાંશે આ તેમની ભૂલ હતી એમ કહી શકાય નહિ. ઘણાખરા શાહજાદા પરાક્રમી અને કાર્યદક્ષ હતા. રાજ્ય આબાદીમાં લાવવામાં તેઓ મોટો ભાગ લેતા. બાબરના છોકરાઓથી રાજ્ય ઘણું બળવાન્ બન્યું હતું. ખુશરૂ અને શાહજહાનના જેવા કાર્યદક્ષ છોકરા થોડાજ નીપજશે. ઔરંગજેબના સર્વ ભાઇઓ આરંભથી દૂરના પ્રાંતોમાં ડહાપણથી બંદોબસ્ત રાખતા હતા, તેથીજ શાહજહાનની આરંભની કારકીર્દિ શાન્તિ અને આબાદીવાળી નીવડી હતી. ત્યારે છોકરાઓને મોટા મોટા અધિકાર આપવા માટે બાદશાહને દોષ દેવો વ્યાજબી નથી. બાદશાહના મૃત્યુ પછી કોણ ગાદી ઉપર બેસે એ વિષે નિયમ બાંધેલો નહોતો એ બીના શોચનીય છે. 'બળિયાના બે ભાગ' જેવું હોવાથી બાદશાહના મરણ પ્રસંગે બખેડા શરૂ થતા. અકબરના જેવા ડાહ્યા પુરૂષોએ આ વિષે કાંઇ વ્યવસ્થા બાંધી આપવાનું શ્રેય લીધું હોત તો આવા ઘોટાળા થાત નહિ. એમ છતાં તે કાળજ ઘણે અંશે ખટપટનો હતો, અને આવી ધામધૂમ જગતના ઘણાખરા ભાગમાં તે વખતે ચાલુ હતી. મોગલ વંશના શાહજાદાઓને જન્મપર્યંત કારાગૃહમાં વાસ કરવો પડ્યાનાં અગર અત્યંત નીચ રીતે મૃત્યુ સહન કરવું પડ્યાનાં ઉદાહરણો અન્ય સ્થળે પણ ઘણાં મળી આવે છે. ઔરંગઝેબના મૃત્યુ પછી આમ વિશેષજ બનતું ગયું હતું. શાહજહાન અને ઔરંજેબે પોતાના રાજ્યારોહણ પ્રસંગે કુટુંબના સઘળા રાજકુમારોની કતલ કરી હતી. આ જોઇ, 'હે પ્રભુ, રાજકુટુંબમાં જન્મ આપીશ નહિ,' એમ તેમને લાગ્યું હશે. બિચારાઓને સુખે મરણ પણ નહિ! ખુદ બાદશાહોની પણ મરણ સમયે આવીજ દશા થતી. કોઇ દીકરો કે સંબંધી પાસે ન રહે, અને જીવતાં તે પાસે આવશે એમ લાગે પણ નહિ. અરે, એ કેવું દુર્ભાગ્ય! કુટુંબનાં સર્વ સગાં સંબંધીઓની સમક્ષ મરણ આવે એ કેવી ભાગ્યની વાત, પરંતુ તેમ આ બાદશાહી કુટુંબમાં બની શકતું નહિ. જે બળવાન હોય તે રાજ્ય બથાવી પડીને પોતાને અડચણ કરનાર સર્વ

સંબંધીઓને ઠેર મારવાના નિર્દય પ્રસંગો વારંવાર બનતા હતા !

મુસલમાનોમાં સંતાનના અભાવે વંશવૃદ્ધિ અટકી પડી હોય એમ ઝાઝું બનેલું નથી, એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તેમનું જનાનખાનું મોટું હોઇ લગ્નના નિયમ હિંદુઓના જેવા સખત નહોતા. તેમનામાં સ્ત્રીઓનો પુનર્વિવાહ થાય છે, નજીકના સંબંધીઓનાં એક બીજા સાથે લગ્ન થાય છે, અને એકાદ સ્ત્રી ઉપર કોઇની પ્રીતિ થતાં, લગ્ન ન કરતાં તેને તે પોતાના ઘરમાં લાવી રાખવાને અચકાતો નથી. હિંદુઓનો રિવાજ થોડોક ભિન્ન છે. 'રાખ' હોય તો તેને તે પોતાના ઘરમાં બહુધા લાવીને રાખતો નથી. સારાંશ કે બાદશાહ મરણ પામતાં પાછળ તખ્ત ઉપર કોઇ બેસનાર નથી, એમ એકદમ બનતું નહિ. લૉર્ડ ડલહાઉસીના વખતમાં દત્તકનો પ્રશ્ન મહત્ત્વનો હોઇ ઔરસ સંતતિ ન હોવાથી અનેક હિંદુ રાજ્યો ખાલસા થયાં હતાં, તેવી હકીકત મુસલમાનોના સંબંધમાં બની નથી એ લક્ષમાં રાખવા યોગ્ય છે.

હમેશા એવું માલૂમ પડે છે કે રાજ્યસ્થાપન કરનાર પુરૂષ અકલવાન અને ડાહ્યો હોય છે. તેવો ન હોય તો તેનાથી કદી રાજ્યસંપાદન થઇ શકે નહિ. કોઇપણ દેશમાં જોઇએ તો પહેલા પુરૂષના જેટલા તેની પાછળના પુરૂષો હોશિયાર હોતા નથી. ગિજની મહંમદની પછી નીપજેલા ઘણાખરા પુરૂષો દુર્બળ અને કમઅક્કલ નીવડયા હતા. શિવાજીની પેઠે તેના વંશજો કાર્યદક્ષ નહોતા. એવાં બીજાં સેંકડો ઉદાહરણો મળી આવશે પરંતુ આ નિયમને મોગલવંશ ઘણે અંશે અપવાદરૂપ છે. બાબર બાદશાહ ઘણોજ હુશિયાર હતો, અને જો તે વધુ વખત જીવ્યો હોત તો સર્વેમાં તેનુંજ નામ કદાચ્ પહેલું ગણાયું હોત. તેનો પુત્ર હુમાયૂન છેક નકામો નહોતો, તોપણ શેર શાહ સૂર જેવા વિશેષ કાર્યદક્ષ પુરૂષ સાથે તેને કામ પડયાથી તેની આગળ હુમાયૂનથી ટકી શકાયું નહિ. તેની પછીના પુરૂષો એકસરખા ડાહ્યા અને પ્રજાપાલનમાં દક્ષ નીકળ્યાથી મોગલ બાદશાહનું નામ આખા જગતના ઇતિહાસમાં ચિરસ્મરણીય થયેલું છે. ઔરંગજેબે હઠીલાપણું ધારણ કરીને સર્વસ્વનો નાશ કર્યો. તેવું વર્તન તેણે ન કર્યું હોત તો મોગલ બાદશાહીની કીર્તિની ધ્વજા ઘણા વખત સુધી ફરકતી રહી હોત એવો ઘણાકોનો મત છે. અકબરની

પછી બીજો અકબરજ નીપજે એ જો કે અશક્ય હતું, છતાં જહાંગીર કે શાહજહાન નીપજવો એ કઠીણ નહોતું. અકબરનુંજ અનુકરણ ઔરંગઝેબે અને તેના વંશજોએ ચાલુ રાખ્યું હોત તો આજ જેવી ચીનની સ્થિતિ છે તેવી કદાચ હિંદુસ્થાનની રહી હોત એવો કેટલાકોનો તર્ક છે.

મોગલ બાદશાહ હિંદુઓ ઉપર ધર્મની બાબતમાં જુલમ કરતા નહોતા, એનું કારણ રજપૂતો સાથેનો લગ્ન સંબંધ હતો એમ કેટલાક ગ્રંથકારો કહે છે. રજપૂત રાણીઓનું વજન પોતાના પતિ ઉપર વિશેષ રહેતું, અને તેથી બાદશાહના મનમાંની હિંદુઓ વિષેની દ્વેષબુદ્ધિ ઘણી કમી થઇ હતી. વળી મોગલ લોકો અફઘાન જેવા દુરાગ્રહી નહોતા, તેથી તેમની તરફથી રૈયત ઉપર ધર્મની બાબતમાં જુલમ થયો નહિ. અનેક પ્રસંગે હિંદુઓનો તેમણે બચાવ કર્યાનાં ઉદાહરણો છે. બાબરે સંગ રાણા વિષે અત્યંત પૂજ્ય બુદ્ધિ વ્યક્ત કરેલી છે. ગુજરાતના બહાદુરશાહે સન ૧૬૨૩ માં ચિતોડગડ કબજે કર્યો ત્યારે સંગરાણાની સ્ત્રી કર્ણાવતીએ હુમાયૂન બાદશાહને રાખડી મોકલીને તેની મદદ માગ્યાની વાત પાછળ કહેલી છે. આ રાખડીથી કેવળ હુમાયૂનજ એકલો ચિતોડની રાણીનો ભાઇ થયો હતો એમ નથી, પરંતુ તેની પછીના વંશજો અકબર વગેરે અનુક્રમે ચિતોડગડની રાણીના રાખડીબંધા ભાઈ થયા હતા. હિંદુઓના પરમ દ્વેષ્ટા ઔરંગઝેબે પણ રાણીને પત્ર પાઠવીને ભગિની પ્રેમ ઘણીજ ઉત્તમ રીતે દર્શાવેલો છે. ( લોક હિતવાદી કૃત રાજસ્થાનનો ઇતિહાસ, પાનું ૧૩૦).

ખાસ કારણોને લીધે હિંદુ મુસલમાનોનાં ટંટા અને રસાકસીના ઝગડા થતા તે બાજુ પર રાખતાં હિંદુઓના ધર્માચરણને મુસલમાનો તરફથી ઝાઝો ઉપદ્રવ થતો નહિ. હિંદુઓને તેઓ તુચ્છ સમજી તેમની અવગણના કરતા, પણ તેમના ઉપર જુલમ કરતા નહિ. આરંભમાં હિંદુઓનાં કેટલાંક દેવળોનો નાશ થયો, પરંતુ ખાનગી ધર્માચરણને અથવા પૂજન અર્ચનને તેમની તરફથી પ્રતિબંધ થયો નહોતો. પૂજારી અને ધર્મગુરૂઓના વર્ગ ઉપર મુસલમાનોએ હથિયાર પકડયાં નહોતાં. મુસલમાનોની પ્રાથમિક શાળાઓ ઘણે ભાગે સર્વ ઠેકાણે હતી. ત્યાં કુરાન, સ્થળની જરૂરીયાત પ્રમાણે ફારસી, આરબી,

ઉર્દુ વિગેરે ભાષાઓ, અને હિસાબ પૂરતું ગણિત એટલા વિષયો શિખવાતા. હિંદુઓની કેટલીક શાળાઓ હતી, પરંતુ તેમને સરકારી આશ્રય નહોતો. શ્રીમંત અને આસ્તિક ગૃહસ્થો તે શાળાઓ પોતાના ખર્ચે ચલાવતા. આવી ખાનગી શાળાઓમાં દર વર્ષે સઘળા લોકો યથાશક્તિ મદદ કરતા. વિવિધ ગ્રંથોની નકલો કરીને જ્ઞાનનો ફેલાવો કરવાની બુદ્ધિ જેટલી મુસલમાનોમાં હતી તેટલી હિંદુઓમાં નહોતી. હિંદુ લોકો પોતાનું વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન બહાર પાડવા બહુધા નાખુશ હતા. ધર્મમાં પેસી ગયેલા નવીન નવીન ગાંડા આચાર છોડી દઇને પહેલાંના જેવો અસલ શુદ્ધ આરબી ધર્મ કરવાના મુસલમાનોમાં અનેક પ્રયત્નો થયા હતા. તે સર્વ પાર પડયા નહિ, છતાં મુસલમાનોને યોગ્ય માર્ગે વાળવા માટે તેઓ ઘણા ઉપયોગી થઇ પડયા હતા. [ આજ વિષય ઉપર પાછળ પ્રકરણ ૩ કલમ ૯, પ્ર. ૪ ક. ૫, અને પ્ર. ૧૯ પૈકી કલમ ૨, ૩, ૪, ૮ માં આપેલું વિવેચન જોવું. ]

૭. **અનિયંત્રિત સત્તાનું નિયંત્રણઃ**—મોગલ બાદશાહોની સત્તા સૌથી વધારે અનિયંત્રિત હતી. પ્રજાની જીંદગી, માલમતા, અને સ્વતંત્રતાનું નિયમન કેવળ બાદશાહની મરજી ઉપર આધાર રાખતું. તે રાજ્યની સર્વ જમીનનો અનન્ય માલિક છે એવી સાર્વત્રિક માન્યતા હોઇ, કોઇ પણ પ્રકારના નવીન કર બેસાડવા અને જૂના કાઢી નાંખવા તેને યથેચ્છ છૂટ હતી. ઇજારે કે પટે આપીને દેશનો વેપાર તે પોતાના તાબામાં રાખી શકતો. એક ગામ કે દેશના લોકોને ‘ પોતાની વસ્તી છોડીને બીજે ઠેકાણે રહો ’ એવું કહેવાનો તેને અધિકાર હતો. રાજ્યનાં સર્વ ખાતાંની નોકરીઓ તેના હાથમાં હતી. રાયનો રંક અને રંકનો રાય તે ક્ષણ માત્રમાં કરી શકતો. દંડ, કેદ, બેહાલ કરીને ઠેર મારવું, વગેરે સર્વ પ્રકારની શિક્ષા કરવા માટે તેને સંપૂર્ણ અધિકાર હતો. આ પ્રચંડ રાજકીય હક્કોનું વિક્રાળ સ્વરૂપ લોકોના મન ઉપર ઠસાવવા માટે તે વખતની પરિસ્થિતિ અનુરૂપજ હતી. કલ્પનામાં ન આવી શકે એટલો રાજ્યનો વિસ્તાર, દરબારનો દેદીપ્યમાન દોર દમામ, અગણિત સેના અને તેની અપરંપાર સામગ્રી, આ સઘળાની સાથે સેનાના મોટા મોટા અધિકારી, પ્રાંતોના સુબા, અને દરબારમાં હાજર રહે-

નારૂં પ્રધાન મંડળ વગેરે વરિષ્ટ અધિકારીઓએ બાદશાહ આગળ અત્યંત નમ્રતા દર્શાવવાનો રિવાજ હતો. બાદશાહે મોટાં મોટાં ભપકાદાર નામ ધારણ કરવાની પદ્ધતિ, અને નિદાન ઔરંગજેબ સુધીના સર્વે પુરૂષોએ દર્શાવેલું રાજનીતિ નૈપુણ્ય, વગેરે અનેક કારણો એકઠાં મળ્યાથી બાદશાહની અનિયંત્રિત સત્તાને પુષ્ટિ મળ્યાં જતી હતી. વળી મોગલોએ પોતાનું રાજ્ય તલવારના જોરે મેળવ્યું હતું. પાશ્ચાત્ય દેશોમાં મોટા મોટા જમીનદાર અસ્તિત્વમાં આવીને ખાસ પ્રસંગે તેઓ ખુદ રાજાને પણ બાજુપર ખસેડી મૂકતા તેવા સ્વતંત્ર વંશપરંપરાના સરદારો મોગલોની કારકીર્દિમાં નહોતા. તેમજ સામાન્ય જનસમૂહમાં સ્વત્વની ભાવના કાયમ ન રહેવાથી બાદશાહ ઉપર લોકોનો મુદ્દલે દાબ નહોતો.

ઉપર કહ્યા પ્રમાણે બાદશાહની સત્તા અનિયંત્રિત હતી. છતાં તેનું નિયમન કરનારાં બંધનો બિલકુલ નહોતાં એમ કોઇએ સમજવું નહિ. એક તો મોગલ બાદશાહની પરિસ્થિતિ ચમત્કારિક હતી. વિધર્મી લોકોમાં તે આવી પડેલો હોઇ, આ વિધર્મી લોકો છેક નબળા અને નિસ્તેજ નહોતા. પ્રાચીન વખતની ઉત્તમ લડવૈયા તરીકે તેમની ખ્યાતિ હતી. બીજું, હિંદુસ્થાનના ઘણાખરા મુસલમાન અફઘાન જાતિના હોઈ તેઓ હમેશાં મોગલો તરફ નિરંકુશપણું દર્શાવતા. મોગલોની પહેલાં અફઘાનોનોજ આ દેશ ઉપર અમલ હતો એ તેઓ વીસરી ગયા નહોતા. હાથ નીચેના અધિકારીઓ બાદશાહ આગળ નમતા હતા એ વાત ખરી, તો પણ રાજ્ય કારભાર અને હકુમત વ્યવસ્થિતપણે ચલાવવા માટે બાદશાહને સર્વથા તેમના ઉપર આધાર રાખવો પડતો. પોતાના લશ્કર ઉપર તેનો સર્વ આધાર હોવાથી, તેના સ્વેચ્છિક વર્તન ઉપર ઘણો દાબ રહેતો. ત્રીજું, સામાન્યતઃ લોકોને પોતે પ્રિય છે કે નહિ એની બાદશાહને દરકાર રાખવી પડતી. લોકો પોતાની વિરૂદ્ધ ગયા એટલે પોતાનું નસીબ ફર્યું એમ તે કાળે તેમને લાગે એ સ્વાભાવિક હતું. ચોથું, એક ચમત્કારિક બંધન મોગલોની વર્તણુકથીજ ઉત્પન્ન થયું હતું. એક બાજુએ લડવા છતાં બીજી બાજુએ દેશમાં સ્વસ્થતા કરવાના બાબરે કરેલા પ્રયત્ન અકબરની હુશિયારીથી તે પ્રયત્નોને મળેલું કાયમનું સ્વરૂપ,

અને એકંદરે મોગલોનો અમલ ન્યાય અને સુખવાળો છે એવી થયેલી સાર્વત્રિક માન્યતા, એ વગેરે કારણોથી સર્વ પ્રકારના લોકોમાં રાજ્યકર્તા માટે એક પ્રકારનું વિલક્ષણ અભિમાન અને પ્રેમ ઉત્પન્ન થયાં હતાં. લોકોની આવી સમજ ઉપર હરતાળ મારવા જેવું વર્તન કરવું વિશેષ જોખમનું હતું. છેવટનું બંધન મોગલોના સ્વાભાવિક ગુણોમાંથી ઉત્પન્ન થયેલું હતું. તેમની હુશિયારી, આત્મસંયમ, અને ઉદાર વર્તન વગેરેને લીધે તેમના માટે લોકોમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. સારાંશ કે, બાદશાહની સભા અનિયંત્રિત હોવા છતાં પણ તેનું માઠું પરિણામ લોકોને ઝાઝું સોસવું પડયું નહોતું.

ઔરંગજેબની આખરે ઘણીજ બુરી વ્યવસ્થા થઇ, છતાં એકંદરે મોગલોની કારકીર્દિમાં દેશમાં ઝાઝા બળવા નહોતા. સરહદ્ ઉપરના ઝઘડા માત્ર એક સરખા ચાલુ હતા. કોઇક પ્રસંગે બંડખોર લોકોને ક્રૂર શિક્ષા સહન કરવી પડતી, અને ગુનેગારોને તાંત્રિક ચોકશીથી શિક્ષા થતી. યત્કિંચિત સંશય ઉપરથી મોટા મોટા કામદારો ઉપર પણ જુલમ અને અન્યાય થતો. આ પ્રમાણે કેટલોક વખત ચાલવા છતાં પણ, 'મોગલોના કારભારનું સામાન્ય સ્વરૂપ પહેલાંનાં પ્રાચ્ય રાજ્યોના જેવું જુલમી નહોતું; એટલુંજ નહિ, પણ અર્વાચીન અગર પ્રાચીન કાળમાં પાશ્ચાત્ય દેશોમાં નીપજેલા મોટા મોટા બાદશાહ, પોતાને સમાજ સંરક્ષક કહેવરાવનારા મોટા મોટા ધર્માચાર્યો, પ્રચંડ સેનાના પરાક્રમી નાયક અથવા અમુક વર્ગના વીરપુરૂષોની સાથે મોગલ બાદશાહોની તુલના શોભે તેવી છે.'

બાદશાહનો જુલમ ન લાગવા દેનારી કેટલીક વાતો ઉપર કહી. તેમનું થોડુંક વિશેષ સ્પષ્ટીકરણ કરવું આવશ્યક લાગે છે. બંડ કે ખૂન થવાની ભીતિ રાજ્યકર્તાઓને હોવાથી તેમની લહેર છેકજ બેકાબુ થતી નહિ. ખાવું, પીવું, અને બીજા વ્યવહાર વિષે અબુલફજલની ઐન–ઇ–અકબરીમાં એવા સૂક્ષ્મ નિયમો માલૂમ પડે છે કે, તે ઉપરથી બાદશાહ ઉપર વિષપ્રયોગ અને અનેક ભયંકર પ્રસંગ આવવાની ભીતિ પદે પદે સ્પષ્ટ જણાય છે. પરંતુ આવા પ્રસંગો પ્રત્યક્ષ બન્યાનાં ઉદાહરણો મોગલોના ઇતિહાસમાં ઝાઝાં મળી આવતાં નથી, એ ઉપરથી બાદશાહોનું વર્તન જુલમી અગર ક્રૂર નહોતું એવું

માનવાને અવકાશ રહે છે. ઔરંગઝેબના મૃત્યુ પછી આવા દુષ્ટ બનાવો વારંવાર બનવા લાગ્યા, અને રાજ્યકર્તાઓના નિર્માલ્યપણાનું પરિણામ સર્વેને વેઠવું પડયું. પ્રસિદ્ધ ઇતિહાસકાર ઑર્મે અનેક દુષ્ટ ઘાતકી પ્રસંગોનાં વર્ણન પોતાના પુસ્તકમાં આપેલાં છે. વિષ પ્રયોગ ઉપરાંત બાદશાહને બીજી બીતિ એકાદ અપમાન પામેલા સરદારની કે અમુક વર્ગના લોકોની રહેતી. વિધર્મી લોકોને દુભવવા એ સહેલું નહોતું. અફઘાન લોકોના અત્યંત દુષ્ટ સ્વભાવને તાબામાં રાખવા માટે બાદશાહને વિશેષ ચિંતા રાખવી પડતી. આથીજ સર્વેને સંતુષ્ટ રાખવાનો કોઈ પણ માર્ગ શોધી કાઢવા તરફ અકબરે પોતાનું બુદ્ધિ કૌશલ્ય વાપર્યું હતું. તેણે સ્થાપેલો નવીન ધર્મપંથ ધાર્મિક રીતે વિશેષ ઉપયોગી નહોતો, છતાં રાજ્ય વ્યવસ્થા કાયમ રાખવા માટે તે ઘણોજ ઉપયોગી થયો હતો. અકબરે અત્યંત નિષ્પક્ષપાતની વ્યવસ્થા શરૂ કર્યાથીજ પાછળના રાજાઓનો અલ્પ જુલમ પણ સહન કરવાને લોકો તૈયાર નહોતા. એક વખત સારાનો આનંદ મળ્યા બાદ ખોટાનું દુઃખ વિશેષ દુઃસહ લાગે છે. અકબર બાદશાહે પોતાની સુવ્યવસ્થાથી લોકોના મનમાં સુખની અભિરૂચિ ઉત્પન્ન કરી ન હોત તો ઔરંગઝેબનો જુલમ તેમને દુઃસહજ લાગ્યો હોત, અને કદાચ મોગલ અમલનો અંત પણ ન આવ્યો હોત. પરંતુ જે હકીકત પ્રત્યક્ષ બનવા પામી તે જગતના કોઇ પણ ભાગમાં અને કોઇ પણ કાળમાં તેવુંજ આવ્યું હોત. ઓવેનનો મત તો એવો છે કે ઔરંગઝેબના જે જુલમી વર્તનથી ત્રાસીને રજપુત લોકો તેના શત્રૂ બન્યા હતા, જાટ લોકો ચ્હીડાઇ ગયા હતા, અને મરાઠા લોકોમાં નવીન જુસ્સો ઉત્પન્ન થઇ શિવાજીથી નવીન રાજ્ય સ્થાપન કરી શકાયું હતું, તેજ જુલમી વર્તન તે વખતની પાશ્ચાત્ય દેશોની સ્થિતિ સાથે સરખાવી જોતાં કાંઇજ નહોતું અને બાદશાહના સામર્થ્યથી અને બુદ્ધિથી તે જુલમનો પ્રતિકાર સહેજ થાય એમ હતું. ત્યારે અકબરે ઉત્પન્ન કરેલી સુખની આશાજ મોગલોને બાધક થઇ પડી કહેવાય. આ ઉપરથી અકબરનું સદ્વર્તન દૂષણીય, અને ઔરંગઝેબનું અસદ્વર્તન સ્પૃહણીય-ઇચ્છિવા યોગ્ય હતું, એમ સમજવાનું નથી. સદ્વર્તન કાયમ રાખીને પ્રજાને સંતુષ્ટ રાખવી એજ રાજ્યકર્તાઓને શોભારૂપ છે.

મોગલોની રાજ્ય પદ્ધતિની રચનાજ તેમતા સ્વેચ્છાચાર ઉપર દાબ રાખનારી હતી. હાથ નીચેના અમલદારોને સ્વતંત્રતા ધારણ કરવા માટે જોઈએ તેટલી સવડ હોવાથી બાદશાહને ઘણીજ કાળજીથી વર્તવું પડતું. પ્રધાન મંડળની સલાહની વિરૂદ્ધ તેનાથી વર્તી શકાતું નહિ. મોટા મોટા અધિકાર, યોગ્યતા અને વાકેફગારીવાળા, કુલીન અને વંશપરંપરાથી કામ કરતા આવેલા ઉમરાવ લોકો હમેશાં બાદશાહ પાસે રહેતા. તેમની સલાહ લેઇને તે પ્રમાણે વર્ત્યા સિવાય તેમને ચાલે તેમ નહોતું. ઉમરાવ, ખાન, કે બહાદુર વગેરે ખિતાબ અને માન મરતબો આપવો એ જો કે બાદશાહની મરજી ઉપર સર્વથા હતું, એમ છતાં એક વખત અપાયા પછી બનતા સુધી એવો માન મરતબો વંશપરંપરા ચલાવવાનીજ બાદશાહને ફરજ પડતી. છેકજ અયોગ્ય માણસને મોટાપણું ક્વચિતજ પ્રાપ્ત થતું. યૂરોપમાં પણ એવીજ હકીકત બન્યાનું ઇતિહાસકાર હેલમે લખ્યું છે. કુલીન વંશજો પાસે સરદારી ચાલુ રાખ્યાથી તે સરદાર બાદશાહ સાથે અનુરક્ત રહેતા, અને તેથી કરીને બાદશાહની શક્તિ વધતી. આ પદ્ધતિનું ઉલટી દિશાથી છેવટે જે ખરાબ પરિણામ થતું ગયું તે એવું હતું કે રાજ્યની સઘળી નોકરીઓ વંશપરંપરાને માટે ચાલુ થઇ હતી. યૂરોપમાં પણ આવીજ સ્થિતિ થઇ હતી. એકાદ મનુષ્ય કેવળ સ્વપરાક્રમથી મોટે દરજ્જે ચઢ્યા બાદ તે મૃત્યુ પામતાં તેની નિમણુક વંશપરંપરાં ન ચાલુ રાખતાં તે ખાલસા કરવાનો નિયમ મોગલોએ ઠરાવેલો હતો. એમ છતાં પોતાના ફાયદા માટેજ મૈયત સરદારનાં બાળબચ્ચાંનો બંદોબસ્ત કરીને તેમની પાસેથી બાપનું કામ લેવું સગવડ ભરેલું થઇ પડતું. દેશની સઘળી જમીન નામે બાદશાહની હતી, મોટાં મોટાં ઇનામ અને જાગિર કાઢી આપ્યાથી યૂરોપની પેઠે આ દેશમાં પણ નાના સરદાર અને જાગિરદાર અસ્તિત્વમાં આવતાં તેમની સહાય બાદશાહને મળવા લાગી. રજપૂત સરદારોની સ્થિતિ તો સર્વથા યૂરોપના મધ્યકાલીન જમીનદારોની સ્થિતિના જેવી જ હતી. જમીનદારોને નાખુશ કરવા એ જેમ યૂરોપના રાજાઓને ભારે પડતું, તે પ્રમાણેજ રજપૂત રાજાઓને ઐારંગજેબે દુભવ્યા તેની સાથેજ બાદશાહીનો અંત આવ્યો.

એમ છતાં રાજ્યકારભારમાં પ્રત્યક્ષ રીતે લોકોનો હાથ નહોતો. મુંગા મુંગા હુકમ સાંભળી લેવો અને સ્વસ્થ બેસવું, એ સિવાય બીજો માર્ગ તેમને માટે રહ્યો નહોતો. કદાચ પ્રસંગે છેક હલકા માણસની પણ દાદ લાગતાં કામદારોએ કરેલા અન્યાયનું નિવારણ થતું. પરંતુ આવી દાદ માગવાનો રસ્તો એટલો અગવડ ભરેલો અને સંકટમય હતો કે તેથી લોકોને અન્યાયના નિવારણનું સાધન હતું એમ કરી શકાય નહિ. આમ છતાં પણ ધાર્મિક સ્વતંત્રતા, માલમતાનું સંરક્ષણ, ગ્રામ સંસ્થા વગેરે વિષયોને લગતા કેટલાક રિવાજ લોકોમાં ચાલતા આવેલા હોઇ, 'હું કરૂં તે પૂર્વ દિશા' એવું કરવાનું મનમાં આવે તો તેવા રિવાજોને બાદશાહથી ધુત કરી કઢાય તેમ નહોતું. ઔરંગજેબે 'ગરીબ બિચારા હિંદુઓ'ની લાગણી દુખવ્યાથી કેવો ભયંકર પ્રસંગ આવી પડયો હતો, એ મરાઠાઓના ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે.

અકબર જેવો એકાદ બાદશાહ લોકોને બાપના સ્થાને લાગ્યો હોય, તો પણ મોગલ બાદશાહનું સ્વરૂપ સામાન્ય રીતે મોટા સેનાના નાયક જેવું હતું. તેણે ધારણ કરેલાં ભપકાદાર નામ લશ્કરી જુસ્સાને પ્રકટાવનાર હતાં–રાજ્યમાં બાદશાહની તુરતજ નીચેનો મનુષ્ય મુખ્ય સેનાપતિ હતો. સેના નાયક તરીકેની લાયકી ઉપરથીજ લોકોને પ્રાંતોની સુબેદારીઓ મળતી. તેમનું લક્ષ બહુધાં લશ્કરની વ્યવસ્થામાં ગુંથાયલું રહેતું. ઇંગ્લાંડના રાજા પહેલા વિલિયમના સરદાર ક્રોમવેલના હાથ નીચેના સેના નાયક, અને નેપોલિયન બોનાપાર્ટે જુદા જુદા દેશોમાં લઇ જઇને બેસાડેલા નવીન રાજા, એ સર્વે સાથે મોગલ સુબેદારો ઘણે અંશે સરખાપણું ધરાવે છે. ઉમરાવ વગેરે પદવીઓ કોઇ કોઇ પ્રસંગે બીજી હુશિયારીને લીધે જો કે મળતી, તોપણ સન્માન, સંપત્તિ અને સત્તાના ભંડારની મુખ્ય કુંચી મેળવવા માટે લશ્કરી કળા શરીરમાં જરૂરની ગણાતી. તે કાળ ધામધુમનો હતો, અને હાલના જેવો શાંતતાનો નહોતો, તેથી સરકારી નોકરોજ માત્ર નહિ, પરંતુ અન્ય સર્વે લોકોને પણ પોતાના સંરક્ષણ અર્થે બહુધા પોતાના ઉપરજ આધાર રાખી રહેવું પડતું. રજપૂત રાજાઓને મોગલ દરબારમાં આટલું માન મળવા લાગ્યું, અને તેમની

છોકરીઓનો જનાનખાનામાં પ્રવેશ થયો એનો હેતુ એ છે કે રજપૂત લોકો સામાન્યતઃ ઉત્તમ લડવૈયા હતા. તે વખતે ઉપલી યોજનાથી બાદશાહને મદદ કરનારા ભરોંસાના લોકો મળવા લાગ્યા હતા. દરબારની વ્યવસ્થા તથા બાદશાહ અને અન્ય લોકોના સામાન્ય વ્યવસાય ઉપરથી પણ લશ્કરી જુસ્સો પદે પદે જણાતો હતો. દરરોજ ફોજની ઝડતી અને હાજરી લેવામાં, તેમના સરસામાનની દેખરેખ રાખવામાં, અને અમલદારોની યોગ્યાયોગ્યતા તપાસવામાં ખુદ બાદશાહનો પુષ્કળ સમય ચાલ્યો જતો. દ્વંદ્વ યુદ્ધ, સાટમારીઓ, ચ્હીડવેલા જનાવરોની લડાઇ, વગેરે મનરંજનના અને વીર્યોત્તેજક ખેલો બાદશાહી અખાડામાં એક સરખા ચાલુ રહેતા. શિકારનો તેમને અત્યંત શોખ હતો. ઐને–ઇ–અકબરીમાં આ વિષે પુષ્કળ વર્ણન છે. રાજ્યકારભારની બીજી શાખાઓનાં કામ લશ્કરી પદ્ધતિ ઉપર રચાયલાં હતાં. ન્યાયમંદિરનો દેખાવ આબેહુબ કોર્ટ–માર્શલ એટલે લશ્કરી ન્યાય કોર્ટના જેવો હતો. હાલમાં જે કામ પોલિસના માણસો કરે છે તે તે વખતે લશ્કરી લોકો કરતા. અંગ્રેજોની આરંભની કારકીર્દિની પોલિસ પણ અર્ધી લશ્કરી હતી એ જાણીતી વાત છે. રાજ્યની ભારે ઉપજ લશ્કરના ખર્ચમાંજ વપરાઇ જતી. જ્યારે ઔરંગજેબે મરાઠાઓ સાથે પ્રચંડ યુદ્ધ આરંભ્યુ ત્યારે અકબરે બાંધી આપેલી ખર્ચની પદ્ધતિ બગડી ગઇ, અને જલદીથી ન પતે એવા તે યુદ્ધમાં પૈસાનો ધુમાડો થઇ લશ્કરને પગાર વખત પર મળવા ન લાગ્યો ત્યારે મોગલોનો અંત સમીપ આવી પહોંચ્યો. અબુલફઝલે જમીનની માપણી કરી, ત્યારે પ્રત્યેક પ્રાંતે કેટલા માણસ લશ્કરમાં મોકલવા જોઇએ એ ઠરાવી આપ્યું હતું. ઘણાખરા બાદશાહ યુદ્ધકળા નિપુણ હતા એતો પાછળ કહેલું છે.

૮. **અધિકારની વહેંચણી:**—પ્રધાનમંડળની વ્યવસ્થા પણ છેક સાદી હતી. બાદશાહ પાસે હમેશાં ચાર પ્રધાન રહેતા. તે ચાર અને બાદશાહ મળીને ‘ કાઉન્સિલ ’ કહીએ તો હરકત જેવું નથી. પહેલો વજીર એટલે મુખ્ય પ્રધાન; બીજો અમીર–ઉલ–ઉમરા એટલે મુખ્ય સેનાપતિ; ત્રીજો દીવાન એટલે જમાબંધી કામદાર ( ઍકાઉન્ટન્ટ જનરલ ); અને ચોથો, કોટવાળ એટલે પોલિસ અને ખાસ મંડળનો ઉપરી. ઘણી વખત બાદશાહ બહારના

સભ્ય અને વાકેફગાર માણસોની સલાહ લેતો, તો પણ ઉપલા ચાર મુખ્યત્વે કરીને જવાબદાર રહેતા. પ્રાંતોના અધિકારીઓ ઉપર છેવટની અપીલ બાદશાહ પાસે થતી, અને તેનો નિકાલ કરવા માટે તે દરરોજ મહેલમાંના ન્યાયમંદિરમાં આવી બેસતો હતો. તે વખતના ધોરણે બાદશાહ સર્વે મુસલમાન પ્રજાજનોનો મુખ્ય ખલિફા અથવા ધર્માધ્યક્ષ એટલે યૂરોપના પોપ જેવો હતો, એમ કહેવાને અડચણ જેવું નથી. આ અધિકારથીજ અકબરને નવીન ધર્મ સ્થાપવાને હિમ્મત આવી હતી. એમ છતાં બાદશાહ સુન્નીપંથી હોવાથી શિયા લોક તેને માન આપતા નહોતા. રાજધાનીના શહેરમાં બીજા ન્યાયાધીશ હતા, તે કેટલેક પ્રસંગે બાદશાહને સલાહ આપવા માટે આવતા, અને કેટલેક પ્રસંગે કાજીની મદદથી સ્વતંત્ર ન્યાય કરતા. આ સિવાય વત્તાઓછા કામદાર નીમવા એ બાદશાહની મરજી ઉપર હતું.

એકંદર રાજ્યના જે મોટા વિભાગ કરેલા હતા તેમને 'સુબા' ની સંજ્ઞા આપેલી હતી. તેમના ઉપરી અમલદારને 'સુબેદાર' કહેતા. અકબરના વખતમાં રાજ્યના સુબા હતા. ઔરંગજેબના વખતમાં ત્રણ સુબા વધ્યા હતા. આ પૈકીના કેટલાક સુબેદાર આગળ સ્વતંત્ર થયા હતા. રાજ્ય સુવ્યવસ્થિત ચાલ્યું હતું. ત્યાં સુધી પ્રત્યેક પ્રાંતની વ્યવસ્થા સુબેદાર જાતે પોતાના પ્રાંતમાં રહીને કરતો હતો. પરંતુ ઔરંગજેબ પછી રાજ્યની પડતી શરૂ થઇ અને પહેલાંની વ્યવસ્થામાં કેટલાક ખરાબ ફેરફાર ઘુસી ગયા. બાદશાહનું વજન કમી થવા લાગ્યું, ત્યારે પ્રત્યેક સુબેદાર માંહોમાંહે વધેલી સ્પર્ધા અને વૈમનસ્યનો પ્રતિકાર કરવા માટે રાજધાનીમાં બાદશાહની નજીક રહીને નાના પ્રકારની ખટપટ કરવા લાગ્યો હતો. આમ થવા લાગ્યું ત્યારે પ્રાંતનો કારભાર ચલાવવા માટે ડેપ્યુટી અથવા મદદનીશ નીમવાનો રિવાજ પડયો. તેમજ એક શખસને બે બે ત્રણ ત્રણ કામ સોંપવાનો અનિષ્ટ રિવાજ પણ તે વખતેજ શરૂ થયો. આગળ પ્રસિદ્ધિમાં આવેલો નિજામુલ્મુલ્ક એકજ વખતે માળવા, ગુજરાત અને દક્ષિણ એ ત્રણે પ્રાંતોની સુબેદારી અને બાદશાહની વજીરાત વગેરેનાં વિવિધ પ્રકારનાં કામ પોતાના નામે ચલાવતો હતો. એનો અર્થ એટલોજ કે ધણીમાં ધણીપણું કાયમ ન રહ્યાથી હાથ નીચેના

અમલદાર ફાવે તેમ નિરંકુશ બન્યા હતા. અયોધ્યાનો સુબેદાર બાદશાહનો વંશપરંપરાનો વજીર હોવાનું તેને વજીરના ખિતાબ ઉપરથીજ સ્પષ્ટ જણાય છે.

કર્નલ ટૉડ લખે છે કે, 'બાદશાહના હુકમ પ્રત્યેક પ્રાંતમાં મોકલવામાં આવતા. ત્યાં તે જાહેર રીતે સર્વેને વાંચી બતાવ્યા બાદ, તેનો અમલ બજાવવા માટે તે ન્યાય કચેરીમાં ચોંટાડવામાં આવતા.' પરંતુ તે પળાતા કે નહિ એ જાણવાનો આધાર નથી. બાદશાહ વારંવાર પોતાના ભરોંસાના તપાસણી કામદારોને પ્રાંતે પ્રાંતે મોકલતો હતો. રાજ્યમાં થયેલા અન્યાય અને અંધાધુની બાદશાહને જણાવવી એ તેમનું કામ હતું, આરંભમાં આવા કામદારોને હાથથી સારાં કામ થયાં હશે. પરંતુ બર્નિયરનું કહેવું ખરૂં ગણીએ તો ઔરંગજેબના તપાસણી કામદાર દુરાચરણી હતા એમ જણાય છે.

મોગલોના ઉત્તરકાળમાં પ્રાંતોના ઉપરી મુખ્ય અમલદારને 'નવાબ' કહેવાનો રિવાજ પડ્યો હતો, અને બે ચાર પ્રાંતો મળીને એક ઇલાકો કે 'સુબો' બની તેનો ઉપરી અમલદાર સુબેદાર કહેવાતો. અર્થાત્ નવાબ એટલે હાલનો જીલ્લાનો મુખ્ય અમલદાર અને સુબેદાર એટલે હાલનો ઇલાકાનો મુખ્ય અમલદાર સમજવાને હરકત નથી. નર્મદાની દક્ષિણે મોગલોના પુષ્કળ જીલ્લા હોઇ, સર્વ પ્રાંતો મળીને એકજ સુબો ગણાતો હતો. આજ દક્ષિણના સુબાનું કામ કરતાં નિઝામુલ્મુલ્ક સ્વતંત્ર થયો, અને કર્ણાટકના નવાબને તે પોતાનો તાબેદાર માનવા લાગ્યો. પ્રત્યેક નવાબના હાથ નીચે ફોજદાર એટલે લશ્કરી કામદાર રહેતા. તે સર્વ પ્રાંતમાંના લશ્કરી ખર્ચ અને થાણાંની દેખરેખ રાખીને પોતાની હદમાંનાં બંડ વગેરે બેસાડતો. દિવાન નામના બીજા કામદાર હતા, જેમનું મહત્ત્વ અંગ્રેજોના ભાગમાં સમજાશે. સુબેદાર, નવાબ અને ફોજદાર કેવળ લશ્કરી ધંધાવાળા શખ્સો હોવાથી, સર્વ પ્રકારના હિસાબી કામ માટે પ્રત્યેકની પાસે દિવાન નામનો એક કામદાર હતો. આ દિવાન એટલે હિસાબી કામદાર અથવા એકાઉન્ટન્ટ જનરલ સમજવા અડચણ જેવું નથી. સુબેદારની પાસે રહેનારા દિવાનનું વજન ઘણું ભારે હોઇ સુબેદારના હાથ નીચે તેને કામ કરવાનું હતું, અને બાદશાહ તરફથી તેની નિમણુંક થતી. હિસાબી કામ વિકટ અને વિશેષ અક્કલનું હોવાથી દિવાનની જગાઓ

ઘણે ભાગે હિંદુઓને આપવાનો રિવાજ હતો. આથી દિવાન સુબેદારના વર્તન ઉપર એક પ્રકારે દાબ રાખનારો અધિકારી હતો, રાજ્યમાંના સઘળા નોકરોની નિમણુંકો ખુદ બાદશાહ તરફથી થાય એવો નિયમ કરેલો હતો. કેટલીક વખત કામની સગવડ માટે સુબેદાર અગર બીજા અધિકારીઓ પોતાના હાથ નીચેના નોકરોની નિમણુંકો કામ ચલાઉ કરતો, પરંતુ તે માટે કાયમપણાનો હુકમ બાદશાહ તરફથીજ આવવો જોઇતો હતો. આવો મૂળનો નિયમ અને રિવાજ હોવા છતાં પણ પાછળના દુર્બળ બાદશાહોની કારકીર્દિમાં પ્રાંતોના ઉપરી અધિકારીઓ એકેક અધિકાર બથાવી પડવા લાગ્યા હતા. એમ છતાં તેમણે નીમેલા શખ્સનો કોઇ પ્રતિસ્પર્દ્ધી વગેરે હોય તો તે જઈને બાદશાહને ફરિયાદ કરતો, અને પોતાના પ્રતિસ્પર્દ્ધીની નિમણુક રદ કરવાનો હુકમ બાદશાહ પાસેથી લઇ આવતો. ડુપ્લેના વખતમાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે હરીફાઇ ચાલુ થઈ તેનું મૂળ બીજ આ ધીમે ધીમે બંધ પડતા જતા બાદશાહોના અધિકારમાં છે. એકને કંઈ કામગીરી મળે એટલે બીજાએ તેને મારી પાડવા માટે બાદશાહ પાસે જઇને ખટપટ કરવી, અને કંઇકિ વખત તો ખોટાંજ ફરમાન લાવીને તકરાર ઉપસ્થિત કરવી, એમ બનવા લાગ્યું. આવા પ્રકારના ટંટાઓમાંજ બંગાળા પ્રાંતની દીવાનીનું કામ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને મળ્યું હતું.

સુબેદાર પોતાના તાબાના મૂલક પૂરતા બાદશાહનાજ સર્વે અધિકાર વાપરતો હતો, અને તેના હાથ નીચેના નવાબ પણ ઠરેલું મહેસુલ આપે એટલે તેઓ પણ પોતાના તાબમાં ઘણે ભાગે સ્વતંત્ર રીતે રહી શકતા. આરંભમાં બાદશાહની હુશિયારી અને સખત દેખરેખને લીધે ઉપલી વ્યવસ્થામાં ઘણા દિવસ સુધી ઘોટાળો થયો નહિ. પરંતુ હાથ નીચેના માણસથી ઉપરી સત્તાના હુકમનો અનાદર કરીને સહેલાઇથી સ્વતંત્ર થઈ શકાય એવા પ્રકારનું તે વ્યવસ્થાનું સ્વરૂપ હતું. આ વ્યવસ્થાનું પરિણામ ખરાબ ન આવે તે માટે મોગલ બાદશાહ એક યુક્તિ વાપરતા હતા. વજીર લસ્કરી કામદાર, ઉમરાવ વગેરેને આપવાની જાગીરો તેમને જે પ્રાંત સાથે કંઇપણ સંબંધ ન હોય એવા પ્રાંતમાં આપતા, અને તેમની ઉપરા ઉપરી

બદલીઓ પણ કરતા. અર્થાત્ જાગિરદાર અને સુબેદાર અથવા નવાબનો એક બીજા ઉપર દાબ પડે એવી યોજના કરવામાં આવતી. વળી બાદશાહને દૂરના પ્રાંતોની યથાસ્થિત બાતમી દરરોજ લખી મોકલનારા ‘વાકનવીશ’ મુદ્દામ સર્વ સ્થળે પુષ્કળ રાખેલા હતા. તેમની તરફથી આવેલાં પત્રો વાંચીને જરૂર તે વ્યવસ્થા રોજની કરવી એ બાદશાહને મહત્વનું અને જરૂરી કામ હતું. પ્રાંતિક કામદારોના સ્વેચ્છક વર્તન ઉપર આ પત્રવ્યવહારની પદ્ધતિ એક સારા અંકુશ રૂપ હતી. ઇંગ્લાંડના રાજા પહેલા વિલિયમે પોતાના જાગિરદારોની એવીજ યોજના કરી હતી એ ઇંગ્લાંડના ઇતિહાસ ઉપરથી જણાઈ આવે છે. ઑર્મનો મત એવો છે કે, કામદારોમાં માંહોમાંહે વૈમનસ્ય હોવું એ પોતાના સંરક્ષણનું સાધન હતું એમ બાદશાહ સમજતા. આ જોકે સર્વથા ખરૂં નહિ હોય, તોપણ પાછળના નિર્બળ રાજકર્તાઓના હાથમાંથી થોડી થોડી સત્તા ચાલી જવા લાગી ત્યારે તેઓ માંહોમાંહે દ્વેષભાવ વધારીને એક બીજાની સામે થતા; પણ આવાં કૃત્યથી તે વઢવાડમાંજ પોતાનો અને પોતાના રાજ્યનો નાશ થનાર હતો એ તેઓ કમનશીબે સમજ્યા નહિ. નિરંકુશ કામદારોના હાથમાં પુતળા પેઠે રમનારા તે બાદશાહ કેવી અધમ દશાએ પહોંચ્યા હતા એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

રાજ્યવ્યવસ્થા સરળ રીતે ચાલતી હતી, ત્યાં સુધી સુબેદાર અને તેમના હાથ નીચેના કામદારોની જગા ઉપર લાયક માણસની નિમણુંક થતી હતી. પરંતુ આગળ જતાં આ વ્યવસ્થા બગડ્યાથી લોકોને ત્રાસ થયો હશે એમાં સંશય નથી, ઘણા છેટેના પ્રાંતો અને બાદશાહના મુકામની વચ્ચેનું અંતર, પત્રવ્યવહારમાં થતો વિલંબ, લાંચ વગેરે આપીને બાદશાહના તાબાસણી કામદારોનાં મોંઢાં બંધ કરવાની યુક્તિ, નિમણુંકોમાં કાયમીપણું ન હોવાથી જ્યાંસુધી અનુકૂળતા હોય ત્યાંસુધી હાથ મારી લેવાની કામદારોની આતુરતા, નિરર્થક ડામાડોળમાં થનારા ખર્ચની પંચાત, વગેરે કારણોને લીધે બાદશાહી કામદારો રૈયતને પોતાના રક્ષક જેવા ન લાગતાં થોડે ઘણે અંશે યમદૂત જેવા લાગતા હતા. બાદશાહીની પડતીના સમયમાં લોકોના દુઃખનો પાર રહ્યો નહિ. બાદશાહ કેવળ નામધારી હોઈ તેઓ મહત્ત્વાકાંક્ષી અને

વિવેકશૂન્ય પ્રધાનોના હાથમાં પૂતળાની પેઠે ખેલવા લાગ્યા, ત્યારે ઉપર દર્શાવેલાં કારણોનું પરિણામ વિશેષ ભયંકર નીવડ્યું. સુબેદારોની નિમણુક કરતાં ઉઘાડી લાંચ લેવાવા માંડી, એટલે તેનું અનુકરણ તેઓ પોતાના પ્રાંતમાં ગયા બાદ સ્વાભાવિક રીતે કરે એમાં શી નવાઈ? બર્નિયર કહે છે, કે ઔરંગજેબની આરંભની કારકીર્દિમાં પણ પ્રાંતોની સુબેદારીઓ ઈજારાથી આપવાનો વહીવટ હતો. પરંતુ કર્નલ ડો અને બીજા ગ્રંથકારો આ વાત સાચી માનતા નથી. સુબેદારીઓ ઈજારે આપવાના વહીવટ વિષે વર્ણન કરતાં બર્નિયરની થોડીક ગેરસમજૂત થઈ હશે એવો ઓવેનનો મત છે. સુબેદારનું અનુકરણ તેના હાથ નીચેના નવાબ, ફોજદાર, જમીનદાર, પાલેગાર, વગેરેએ કર્યું હતું. આવા પ્રસંગે ગ્રામસંસ્થાની પદ્ધતિ જ્યાં ત્યાં સતત ચાલુ હોવાથી લોકોનો ઘણો બચાવ થયો હતો. રજપૂતોના રાજ્યમાં માત્ર આવા ઘોટાળા વિશેષ ફેલાયા નહોતા. તેમના વ્યવહાર સ્વતંત્રપણે અને સરળ રીતે ચાલતા.

વજીરી, સુબેદારી, અને લશ્કરી મનસબદારી એ ત્રણે અતિ મૂલ્યવાન ઓદ્ધાઓ માટે સર્વેના મોંમાં પાણી છૂટતું હતું. એમ છતાં એ ત્રણે નોકરીઓ બહુધા કાયમની ન હોઈ કેવળ બાદશાહની મરજીપર આધાર રાખતી. પરંતુ મોગલોના મહેસુલનું પહેલું મુખ્ય દ્વાર જમીનનો કર હતો. જમીનના મુખ્ય બે ભાગ પાડવામાં આવતા. એક સરકારી મહેસુલની જમીન, અને બીજી, ઈનામ કે જાગિર આપેલી જમીન. જમીન માપીને ઠરાવેલા મહેસુલને 'કમાલ' એટલે દર કહેતા. અનાવૃષ્ટિ વગેરે કારણોને લીધે જમીનમાં ઉત્પન્ન ન થાય તો છૂટ આપવામાં આવતી હતી. કમાલ દરમાંથી છૂટ બાદ જતાં બાકી જે સરકારને આપવાની રકમ ઠરતી તેને 'તનખા' કહેતા. બીજું દ્વાર સર્વ પ્રકારના મામુલી હકોનું હતું. મૈયત જાગિરદારોનાં વતન તેમના વારસોને ચાલુ કરતાં સરકારમાં ભરવાનું નજરાણું વગેરે બાબતોનો એમાં સમાવેશ થતો. ત્રીજું દ્વાર ઈજારા અને પટાનું હોઈ, ચોથું વેપારી જણસો ઉપરની જકાતનું હતું. આ છેલ્લાને 'સાહેરનો કર' એવું નામ આપી શકાય. પાંચમું અને છેવટનું દ્વાર ખાસ ઉપજનું હતું. કોઈ પણ શખ્સ બાદશાહ પાસે જાય, ત્યારે ખાલી હાથે જવાની તેને મનાઈ હતી, અને નજરાણા

તરીકે તેને કાંઈ પણ લઇ જવું પડતું. આવાં નજરાણાંની વાર્ષિક ઉપજ કાંઈ નાની નહોતી. અકબર જેવા સારા સ્વભાવના રાજ્યકર્તા આમ આવેલું નજરાણું કોઈ પણ રૂપે પાછું વાળતા.

આ પાંચ દ્વાર પૈકી ઉપર કહ્યું તેમ મુખ્ય દ્વાર જમીનનું ઉપજનું હોઇ, દર દશ વર્ષે જમીનની તપાસ કરીને ઉપજનો ત્રીજો હિસ્સો સરકારમાં લેવાનો વહીવટ અકબરે દાખલ કર્યો હતો, જેનું વર્ણન પહેલાં આવેલું છે.

આ કાળની સામાજિક સ્થિતિનું વર્ણન પુષ્કળ આપવાની જરૂર છે, પરંતુ તેવાં વર્ણન મળ્યાં નથી. સર્વ પ્રકારના લોકોમાં તહેવારોના સમારંભ મોટા ભપકા સાથે થતા હતા. ઘણાંખરાં ઘર અને મહેલ ચોખંડા હોઇ સુંદર અને મજબૂત હતા. હાલમાં જે પ્રમાણે સરકાર તરફથી મોટા મોટા ખિતાબ આપવાનો વહીવટ છે તે પ્રમાણે તે વખતે પણ હોઇ, સારી નોકરી બજાવવા માટે લોકોને ભૂષણપ્રદ પદવીઓ મળતી. કળા કૌશલ્ય અને વેપાર ઉદ્યમની કેટલી આબાદી હતી તેનું વર્ણન સ્થળે સ્થળે આવેલું છે. એકંદરે મોગલ બાદશાહ પ્રજાના સુખ માટે મહેનત કરનાર હતા એમાં સંશય નથી.

૯. **સંતમંડળ અને તેમનો ગ્રંથસંગ્રહ.**—મુસલમાની રિયાસતના ૬૦૦ વર્ષના કાળમાં હિંદુસ્થાનમાં નાના પ્રકારની રાજ્યકીય ઉથલપાથલો થઇ હતી. તેજ પ્રમાણે વિદ્યા, ધર્મ, સમાજ સ્થિતિ વગેરે વિષયોમાં લોકો કેવળ ઉંઘતા નહોતા. આ બાબતોમાં સતત ફેરફાર ચાલુ હતો. તે ફેરફારનો પ્રવાહ કેવા પ્રકારનો હતો, એટલે તેનું પરિણામ લોક સમુદાય ઉપર ઇષ્ટ આવતું હતું કે અનિષ્ટ આવતું હતું એ ઠરાવવું કઠિણ છે. આ વિષે ખાત્રીલાયક માહિતી ઉપલબ્ધ નથી. એમ છતાં આ દિશામાં શ્રમ કરવા ઇચ્છનારને હાલના નાના પ્રકારના શોધો ઘણા ઉપયોગી થઈ પડે એમાં સંશય નથી. હિંદુ લોકોનો ધર્મ અને તેમનો ગ્રંથોનો સંગ્રહ એ બેઉ વચ્ચે ઘણો નિકટનો સંબંધ છે. ધર્મની બાબતમાં હિંદુ લોકોમાં કેટલા પંથ છે તેની કેવળ કલ્પના પણ થવી એ દુર્ઘટ છે. તેની થોડી ઘણી કલ્પના જોઈતી હોય તો વિલ્સનનું 'હિંદુ લોકોના ધાર્મિક પંથ' નામનું પુસ્તક જોવું. અનાદિ કાળથી ચાલતો આવેલો ધર્મ અમે પાળીયે છીએ, અને તેમાં અમે ફેરફાર કર્યો નથી

અને કરનાર નથી, એવી જોકે ઘણે ભાગે લોકોની માન્યતા હતી, છતાં આખી સૃષ્ટિના ચળ સ્વભાવને અનુસરીને લોકોના ધાર્મિક મત અને આચાર એક સરખા બદલાતા હતા. કોઇ પણ વાત સ્થિર રહેતી નથી, અને તેમાં સતત રૂપાંતર થયાં કરે છે. આપણે ખુશીથી તેનો પ્રવાહ ઇષ્ટ દિશા તરફ વાળીએ નહિ તો તે કદાચ અનિષ્ટ દિશા તરફ વળે અને તેનું અનિષ્ટ પરિણામ આપણે ભોગવવું પડે. હિંદુ લોકોની ધાર્મિક માન્યતામાં આજ સુધીમાં અનેક ફેરફાર થયેલા છે. સનાતન હિંદુ ધર્મના દોષો બતાવીને તે દુરસ્ત કરવાના જેવા પ્રયત્ન આજે ચાલી રહ્યા છે તેવાજ તે પહેલાં પણ ચાલ્યા હતા. જાતિભેદનું અનિષ્ટ પરિણામ આજેજ આપણા જાણવામાં આવેલું ન હોઇ, સેંકડો વર્ષથી તેને અટકાવવા માટે પહેલાં અનેક મહાન્ પુરૂષોએ જીવતોડ ખટપટ કરી હતી. ઉપાસ્ય દેવતાઓની સંખ્યા વધેલી જોઇને સંતાપ પામનારા અનેક સાધુ પુરૂષોએ પોતપોતાના ખરા પરમેશ્વરને ઓળખવાના ભિન્ન ભિન્ન માર્ગ પ્રતિપાદન કર્યા છે. આ દેશ ઉપર મુસલમાન લોકોની સત્તા જામતાં મહંમદી ધર્મ હિંદુધર્મનો નવીન પ્રતિસ્પર્ધી ઉભો થયો. પરંતુ હિંદુ અને મુસલમાનો જેમ જેમ એક સ્થળે રહેવા લાગ્યા તેમ તેમ તેમનું વૈર કમી થઈ તેમની એક બીજા માટે આદરબુદ્ધિ વધતી ગઈ. બન્ને ધર્મોમાં ગ્રાહ્ય અંશ ઘણો છે, એવું બન્ને પક્ષોના વિદ્વાન્ લોકો માનવા લાગ્યા અને તે મુજબ બન્ને ધર્મનું એકરૂપ કરવાનો જબરજસ્ત પ્રયત્ન લોકોમાં ચાલુ થયો. આવા નાના પ્રકારના પ્રયત્ન ચાલુ થતાં જે મહાન્ પુરૂષો આગળ નીકળી આવ્યા તેમણે પોતપોતાના મત સ્થાપિત કરવા માટે અનેક સુંદર અને મૂલ્યવાન ગ્રંથો લખ્યા. સંસ્કૃત, અરબી, ફારસી, અને હિંદુસ્થાનની, સર્વ દેશી ભાષાઓમાં પ્રચંડ ગ્રંથસંગ્રહ આ કાળમાં ઉત્પન્ન થયો. અકબર બાદશાહે સર્વ ધર્મમાંનો ગ્રાહ્ય ભાગ લઇને નવીન ધર્મ સ્થાપ્યો હતો એમ પાછળ કહેલુંજ છે. તે ધર્મ નવીનજ સ્થાપવા માટે તેને એકાએક સ્ફૂર્તિ આવી હતી એમ નથી. ધર્મક્રાન્તિ થવી જોઇએ એવી તે વખતે ચોતરફ બૂમ ચાલી રહી હતી, અને તે તરફ દુર્લક્ષ કરવું એ તેને પરવડે તેમ નહોતું. લોકોની માગણીનો તેણે અંતઃકરણપૂર્વક પ્રતિઉત્તર આપ્યો એટલુંજ

કૃત્ય તેણે કરેલું ગણાય. કાંચીનગર, જગન્નાથ, દ્વારકાં, કાશી વગેરે મોટી મોટી નામાંકિત વિદ્યાપીઠો હિંદુસ્થાનના સર્વ ભાગમાં પ્રાચીન કાળથી અસ્તિત્વમાં હતી. આવા ઠેકાણે તૈયાર થયેલા વિદ્યાર્થીઓ સઘળા દેશમાં ફરતા. મોટા મોટા રાજદરબારોમાં તે વિદ્વાનોનું સન્માન થતું. આથી કરીને વિદ્વાન લોકોને આગળ આવવાને અને કીર્તિ પ્રાપ્ત કરી લેવા માટે તે વખતે ઉત્તમ સાધન લોકોના હાથમાં હતાં. હાલમાં છાપવાની કળાનો પુષ્કળ ફેલાવો થયેલો છે, છતાં ગ્રંથો જેવા પ્રસિદ્ધ થવા જોઇએ તેવા થતા નથી. નાના પ્રકારનાં પ્રસિદ્ધિ પત્રો ( Handbills ) અને વર્તમાનપત્રોની જાહેર ખબરો સર્વત્ર ફેલાયા છતાં, અને ટપાલની ઉત્તમ સગવડ મળેલી હોવા છતાં, તે વખતે એકાદ ખરો મૂલ્યવાન ગ્રંથ જેટલો બહોળી રીતે અને ઝડપથી પ્રસિદ્ધ થતો તેટલો આજે થઇ શકતો નથી, એ આશ્ચર્યની વાત છે. સંસ્કૃત ભાષા શિખવાના મોટા મહત્ત્વના બે ગ્રંથો ભટ્ટોજી દીક્ષિતની ‘સિદ્ધાન્ત કૌમુદી’ અને અમરસિંહનો ‘અમરકોશ’ હોઈ, એ બેઉ ગ્રંથો ઉપરથી અધ્યયન કરવાનો રિવાજ આજે પણ છે, અને પહેલાં તો વિશેષ હતો. અમરસિંહ બારમા સૈકાની આખરે ( પૃ. ૧૫૮, ) અને ભટ્ટોજી દીક્ષિત ચૌદમા સૈકામાં થઈ ગયા. છાપખાનાની સહાય સિવાય અને લેખનકળા પણ ઝાઝી આબાદીમાં ન હોવા છતાં આ બન્ને ગ્રંથો તેના કર્તાઓની હયાતિમાંજ હિમાલયથી કન્યાકુમારી સુધી પ્રસિદ્ધ પામીને, અલ્પ સમયમાં સર્વેને મોંઢે રમી રહ્યા. આ ઉપરથી તે વખતે પંડિત લોકોમાં પરસ્પર અતિશય વ્યવહાર ચાલુ હતો એમ જણાય છે. કાંચીનો પંડિત એકાદ નવીન ગ્રંથ તૈયાર કરીને કાશી જાય, ત્યાંના વિદ્વાનોને તે પસંદ પડે એટલે સર્વે તેનો સ્વીકાર કરે, અને તુરતજ તેની સઘળા દેશમાં પ્રસિદ્ધિ થાય, એમ તે વખતે ચાલતું હતું. સર્વ પ્રકારના શાસ્ત્રોને લગતા ગ્રંથો તે વખતે નિર્માણ થતા હતા, છતાં વિશેષે કરીને વેદાંત, ભક્તિ, ઉપાસના વગેરે ધર્મ વિષયક ગ્રંથો તો બહુજ થયા હતા. એકજ જાતિના લોકો વિદ્યાદેવીનો ભંડાર સંભાળે એ સમાજને નુકશાનકર્તા છે, તેથી સર્વેથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય, જાતિભેદ છોડીને સર્વેએ એક ચિત્તે પરમેશ્વરને ભજવો, પરમેશ્વરની દૃષ્ટિમાં સર્વ પ્રાણી સરખા છે, ઉંચા

નીચાનો ભેદ તેની પાસે નથી, જેથી જ્ઞાનની વૃદ્ધિ થાય એવો માર્ગ સર્વેએ સ્વીકારવો, વગેરે મત પ્રતિપાદન કરનારા પુરૂષ અને ગ્રંથ દશમા સૈકાથી નીપજવા લાગ્યા હતા. તેજ વખતે એકાદ સત્તાધીશે ઉપલા મતોને સારૂં વલણ આપીને, સર્વેને પ્રિય એવા ધર્મની કાયમ સ્થાપના કરી હોત તો તે કામ તેને મુસ્કેલ પડયું નહોત. પરંતુ તે કાળ અત્યંત ધામધુમનો હતો. મોગલ બાદશાહી સ્થાપન થતા સુધી કોઈ પણ સ્થળે સ્વસ્થતા થઇ નહોતી. અકબર ગાદીએ બેસતાંજ દેશમાં સ્વસ્થતા થવા લાગી, અને સ્વભાવથીજ તે ખુલ્લા દિલનો અને લોકમતને અનુસરનારો હોવાથી આસપાસ ચાલી રહેલી હીલચાલ તરફ તેણે આંખ આડા કર્યા નહિ. તેણે સ્થાપેલો ધર્મ ઝાઝો વખત કેમ ટકયો નહિ એ જુદોજ પ્રશ્ન છે, પરંતુ તે વખતની લોકમતની સ્થિતિ કેવા પ્રકારની હતી તે તે ઉપરથી સારી રીતે જણાય છે. અકબરના ધર્મ પંથમાં સર્વે ધર્મના સારા મતોનો સમાવેશ થયો હતો ખરો, પરંતુ સામાન્ય અશિક્ષિત અને અવિવેકી જનસમૂહની ઇચ્છા કેવળ ઉચ્ચ મતોથી તૃપ્ત થતી નથી. તેમની શ્રદ્ધા બેસાડવા માટે તેમાં કંઈ પણ ચમત્કારનો ભાગ જોઇએ, અને નવીન દાખલ કરેલા નિયમોનું તેઓ ઉલ્લંઘન કરે તો તેમને કંઇ પણ શાસન થવું જોઇએ. અંતકાળ વખતે અકબરને દુઃખી સ્થિતિ પ્રાપ્ત થઇ હતી, તેને લીધે તેનું પોતાનું લક્ષ તે નવીન ધર્મ ઉપરથી થોડુંઘણું કમી થયું હતું. તેના પુત્રપૌત્રોએ તે બાબતમાં વિશેષ વિચાર કર્યો નહિ, અને આથી તે ધર્મપંથ ત્યાંનો ત્યાંજ રહ્યો હતો. એમ છતાં સઘળા લોકોમાં ઐક્ય ઉત્પન્ન કરવાનો એક જબરજસ્ત પ્રયત્ન તે વખતે થયો હતો એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ છે.

અકબર મરણ પામ્યા બાદ વિચારશીલ અને વિદ્વાન્ લોકોના ધર્મ સુધારણા સંબંધી પ્રયત્નો બંધ પડયા નહોતા. બ્રિટિશ રાજ્યના આરંભ સુધી તે જેવાને તેવાજ ચાલુ હતા, અને બ્રિટિશ અમલમાં પણ તે પ્રયત્નો ચાલુ જ છે. દશમા સૈકાથી જુદી જુદી ભાષાઓમાં ગ્રંથોની વૃદ્ધિ થતી હતી એમ કહેલું છે તે ઉપરથી તે પહેલાં તે થતી નહોતી એમ નથી. પરંતુ તે પહેલાંના કાળનો વિચાર કરવાનું અત્ર પ્રયોજન નથી. ગ્રંથસંગ્રહ જુદી જુદી

ભાષાઓમાં થતો હતો. આરબી અને ફારસી ભાષાઓને ખુદ રાજ્ય કર્તા-ઓનો આશ્રય હોવાથી તેમાં ગ્રંથો ઝપાટાબંધ રચાયાં જતા હતા. સંસ્કૃત ભાષા બોલાતી નહોતી, છતાં તેમાં પણ નવીન ગ્રંથો વધ્યા જતા હતા. અને તે ઉપરાંત હિંદી, માગધી, બંગાળી, મરાઠી, કાનડી, તેલગુ, વગેરે સર્વ ભાષાઓમાં ગ્રંથો લખવાનું કામ ઝપાટા બંધ ચાલ્યું હતું. તે સમજવા માટે હિંદુઓના ધર્મ પંથોનું થોડુંક વિવેચન અત્રે કરવું આવશ્યક છે. મરાઠી સંત મંડળનું વિવેચન મરાઠાઓના વિભાગમાં આવશે. અહિં ફક્ત પ્રકરણ ૧૯ માની ૬ ઠ્ઠી કલમનું જ અનુસંધાન કરવાનું છે.

આજ કાલ હિંદુલોકોમાં જે ધાર્મિક પંથો પ્રચલિત છે, તેમાં શંકરા-ચાર્યે સ્થાપન કરેલા વેદાન્ત માર્ગના અનુસરનાર અને સનાતન હિંદુ ધર્મના પાળનારાનો ઘણો મોટો જથ્થો છે. બીજો વર્ગ વૈષ્ણવોનો, ત્રીજો શૈવોનો ચોથો શાકતો—શક્તિના ઉપાસકોનો,—પાંચમો નાનકશાઈ અથવા સિખ લોકોનો અને છઠ્ઠો જૈનોનો આ ઉપરાંત ગાણુપત (ગણપતિને માનનારા) સૌરપત (સૂર્યના ઉપાસક), સત્નામી, અને શૂન્યવાદિ એવા અનેક પંથો છે, પરંતુ તેમના અનુયાયીઓનો જથ્થો વિશેષ મોટો નથી. ઉપલા પ્રત્યેકમાં નાના પ્રકારના પેટા ભેદ છે, જે અહિં આપવાનું પ્રયોજન નથી. મોટા પુરૂષો અને તેમના ગ્રંથો એટલાનો જ અહિં વિચાર કરવા જેવો છે.

શંકરાચાર્ય ઇસવીસનના ૭મા સૈકામાં થઇ ગયાનું કહેવાય છે શંકરા-ચાર્યે ધર્મ સુધારણાના કામમાં ઘણી તજવીજ કરી હતી. તેણે સ્થાપેલો વેદા-ન્ત માર્ગ ઘણે ભાગે હિંદુસ્થાનમાં ચાલુ છે. તેના વખતમાં ચાલતા વિવિધ પંથોનું ખંડન કરીને તેણે પોતાનો મત સ્થાપ્યો હતો. શંકરાચાર્યના વખતમાં શૈવ અને વૈષ્ણવ એ બન્ને પંથો આબાદીમાં હતા. વૈષ્ણવોમાં જે પેટા ભેદ છે તેમાં શ્રીસંપ્રદાયી પંથ વિશેષ મહત્વનો છે. એની સ્થાપના રામાનુજાચાર્યે બારમા સૈકામાં કરી હતી. આ પુરૂષ વિષે અનેક પ્રકારનો ઇતિહાસ પ્રસિદ્ધ છે. તે દક્ષિણ હિંદુસ્થાનનો રહેનારો હતો. તેને તે પંથના લોકો શેષનારાયણ-નો અવતાર માને છે. તેનો કાળ સ. ૧૧૫૦ થી ૧૨૫૦ ની વચ્ચેનો છે. તેનો જન્મ પેરંબુરમાં થએલો હોઇ કાંચીવરમમાં તેણે અભ્યાસ કર્યો હતો.

તેનો પાછલો કાળ કાવેરી નદી ઉપર શ્રીરંગમ્‌માં વ્યતીત થયો હતો. તેણે આખા હિંદુસ્થાનમાં પ્રવાસ કરીને શૈવ પંથનું ખંડન કર્યું હતું. મ્હેસૂરમાં મૈલકોટા અથવા દક્ષિણ બદિકાશ્રમ નામનું જે દેવાલય છે તે તેણે સ્થાપ્યું હતું. મ્હેસૂરનો જૈનપંથી રાજા વૈતાલદેવ તેનો અનુયાયી બન્યો હતો. રામાનુજે એકંદરે ૭૦૦ મઠ સ્થાપ્યા હતા. તે ઉપરાંત તેણે સ્થાપેલી અનેક ગાદીઓ અદ્યાપિ દક્ષિણમાં ચાલુ છે. આ પંથના લોકો બીજાની નજરે પડેલું અન્ન જમતા નથી તેથી તેઓ એકાંતમાં ભોજન કરે છે. તેમનામાં અનેક ઉપાયોગી ગ્રંથો છે. ખુદ રામાનુજે વ્યાસસૂત્રો ઉપર ટીકા તરીકે શ્રી ભાષ્ય, ગીતા ભાષ્ય, વેદાર્થસંગ્રહ, વેદાંત પ્રદીપ, વેદાન્તસાર વગેરે ગ્રંથો લખેલા છે. વ્યંકટાવાસ નામનો બીજો એક વિદ્વાન્ પંડિત થઇ ગયો. તેણે કરેલા સ્તોત્ર ભાષ્ય, શતદૂષિણી, ચંડમારૂત વૈદિકા, ત્રિંશદ્ધ્યાનં, અને નારદ પંચરાત્રી વગેરે ગ્રંથો પ્રખ્યાત છે. પુરાણો પૈકી તે પંથના લોક વિષ્ણુને લગતાં ૭ પુરાણો માને છે. બીજાં બાર પુરાણ તેઓ તામસ માને છે. ઉપર કરેલા સર્વ ગ્રંથો સંસ્કૃતમાં છે. પરંતુ મદ્રાસ તરફની દેશી ભાષાઓમાં અનેક ગ્રંથો થયેલા છે, ગુરૂને ઉદ્દેશીને એક ગ્રંથ રચાયલો હોઇ, તેમાં રામાનુજનું ચરિત્ર લખેલું છે. આ પંથના લોકો હિંદુસ્થાનમાં ઝાઝા નથી.

ચૌદમા અને પંદરમા સૈકા દરમિયાન દક્ષિણમાં રામાનંદ નામે બીજો એક વિદ્વાન્ સાધુ પુરૂષ નીકળ્યો હતો. તે રામાનુજ પંથીજ હતો. પણ છેવટે તેણે સ્થાપેલો પંથ રામાનુજી પંથનો એક ફાંટો થયેલો છે. રામાનંદીઓ રામભક્ત છે. રામાનંદ પોતે સઘળા હિંદુસ્થાનમાં વૈષ્ણવ પંથનું પ્રતિપાદન કરતો ફર્યો હતો. કાશીમાં પંચગંગાના ઘાટ ઉપર રામાનંદનો મઠ હતો, તે મુસલમાનોએ તોડી નાંખ્યો હતો. એમ છતાં તેના અનુયાયીઓના ઘણા મઠ ત્યાં હોઇ એક પંચાયત સભા છે. ઉત્તર હિંદુસ્થાનના વૈષ્ણવોના વ્યવહાર આ સભા મારફત ચાલે છે. રામાનંદના અનુયાયીઓને રામાવત કહે છે. રામાનંદના બાર શિષ્યો આગળ જતાં પ્રસિદ્ધિમાં આવ્યા હતા. તે સર્વેની સંતમંડળમાં ગણતા તેમણે જાતિભેદ અને કેટલાક અનાચાર મટાડીને ધર્મમાં પવિત્રતા આણવા માટે ઘણો યત્ન કર્યો હતો. તે બાર શિષ્યો નીચે પ્રમાણે

હતા; આશાનંદ, કબીરદાસ, રોહીદાસ ચમાર, રજપૂત રાજા પીપો, સુર-સુરાનંદ, સુખાનંદ, ભવાનંદ, ધનો જાટ, સેનો હજામ, મહાનંદ, પરમાનંદ, અને શ્યાનંદ. આમાં સર્વ જાતિના માણુસોનાં નામ છે, તે ઉપરથી રામાનંદના પંથમાં સર્વે જાતિનો સમાવેશ થતો હતો એમ જણાય છે. ભક્તમાળા નામનો હિંદી ભાષામાં એક મોટો સર્વમાન્ય ગ્રંથ છે, તેમાં પણ એવું કહેલું છે કે, રામાનંદી પંથમાં જાતિભેદ મનાતો નથી. રામાનંદે પોતાના અ-નુયાયીઓને 'અવધૂત'ની સંજ્ઞા આપી હતી. આનો અર્થ એવો છે કે, સંસાર અને સમાજનો પાશ જે તોડે છે તેને માણુસોમાં ઉંચતા કે નીચતા માન-વાની નથી. સારાંશ કે, હિંદુઓના રૂઢ આચારોના મૂળ ઉપરજ રામાનંદે જબરો પ્રહાર કર્યો હતો. શંકરાચાર્ય અને રામાનુજે પોતાના ગ્રંથો કેવળ સંસ્કૃત ભાષામાં લખ્યા હતા, અને બ્રાહ્મણો સિવાય બીજાઓને તેમણે પો-તાના ગ્રંથોમાં દાખલ કર્યા નથી. પરંતુ રામાનંદે આ ભેદાભેદ તોડી નાંખ્યો હતો. તેણે પોતે લખેલા ગ્રંથો પ્રસિદ્ધ થયા નથી, છતાં તેના અનુયાયીઓએ સર્વ દેશી ભાષાઓમાં ગ્રંથો લખેલા હોઇ, ગમે તે જાતિનો માણુસ વૈરાગી ગુરૂ કે મહંત થઇ શકે છે. રામાનંદને બીજા પણ ઘણા શિષ્ય હતા, પરંતુ તેમણે જુદા પંથ સ્થાપ્યા નથી તેથી તેમનાં નામ બહાર આવ્યાં નથી.

ઉપર કહેલો પીપો ગાંગ્રૌણુનો રાજા હોઇ દેવીભક્ત હતો. સંસાર ત્યાગ કરીને તે રામાનંદ સાથે ફરવા લાગ્યો હતો. તેની સ્ત્રી સીતા તેના જેવીજ સાધ્વી હોઇ તેની સાથેજ સંન્યાસવૃત્તિ ધારણ કરીને રહેતી હતી. પીપો અને બીજા ભક્તોની લીલાનાં રસિક વર્ણન ભક્તમાળામાં છે. રામાનંદ પછી આશાનંદ તેની ગાદી ઉપર બેસીને મહંત બન્યો હતો.

ભક્તમાળા નામનો ગ્રંથ નાભાજીએ લખ્યો છે. નાભાજી જાતે અંત્યજ હોઇ જન્માંધ હતો. અગ્રદાસ અને કીલની કૃપાથી તેને સાધુત્વ પ્રાપ્ત થયું હતું. અકબરના સરદાર જયપુરના રાજા માનસિંહના વખતમાં એટલે ૧૭મા સૈકાના આરંભમાં તે હતો. નાભાજીની પેઠેજ સૂરદાસ પણ એક મોટો કવિ હોઇ જન્માંધજ હતો. તે રામાનંદના પંથનો હોઇ તેણે ઘણાં કવન કરેલાં છે.

ભજનના સમયે સુરદાસનાં પદ લોકો મોટી પ્રીતિથી ગાય છે. આંધળા ભીખારી ભિક્ષા માગતા ફરતાં સુરદાસનાં પદો ગાય છે, તેથી આવા ભીખારીઓને સુરદાસ કહેવાનો રિવાજ છે. સુરદાસે એકંદરે સવાલાખ પદો લખ્યાં છે. બનારસની ઉત્તરે શિવપુરમાં તેની સમાધિ છે. તુલસીદાસ નામે બીજો એક સાધુ શાહજહાન બાદશાહના વખતમાં થઇ ગયો. તેની સ્ત્રીએ તેનું મન રામભક્તિ તરફ વાળ્યું હતું. તે પણ મોટો કવિ હોઇ દેશેદેશ ફરતો હતો. જૂનું દિલ્હી શહેર છોડીને નવીન શહેર વસાવવા માટે તેણે શાહજહાન બાદશાહને વિનંતિ કરી હતી, અને તે મુજબ શાહજહાન બાદશાહે હાલનું દિલ્હી શહેર નવું વસાવ્યું હતું એમ કહેવાય છે. નાભાજી સાથે તુલસીદાસ વૃંદાવનમાં રહેતો હતો. આ સ્થળે રહીને તેણે લોકોમાં સીતારામની ભક્તિ વધારી હતી. તુલસીદાસ મૂળનો સરવરીઓ બ્રાહ્મણ હોઇ ચિત્રકૂટ નજીક હાજીપુરનો રહેવાસી હતો. મોટો થયા બાદ એ કેટલાક વખત સુધી બનારસના રાજા પાસે દિવાન હતો. તુલસીદાસે હિંદી ભાષામાં પ્રચંડ ગ્રંથો લખેલા છે. તુલસીદાસ જેવો સર્વમાન્ય કવિ સંસ્કૃત ભાષામાં પણ માલૂમ પડતો નથી. એકત્રીશ વર્ષનો થતાં સ. ૧૫૭૬ માં તેણે રામાયણનું ભાષાંતર શરૂ કર્યું હતું. તુલસીદાસનું રામાયણ ઘણા લોકો મોટા પ્રેમથી વાંચે છે. સપ્તશતિ, રામગુણાવલિ, સીતાવલિ, વિનયપત્રિકા, અને અનેક પદો અને બીજાં કવનો તુલસીદાસે લખેલાં છે. તેણે બંધાવેલું સીતારામનું દેવલ અને મઠ આજે પણ બનારસમાં છે. તુલસીદાસ સ. ૧૬૨૪ માં મરણ પામ્યો હતો.

ખાખી, મલૂકદાસી, અને દાદુપંથી એવા વૈષ્ણવોમાં બીજા પેટાભેદો છે, પરંતુ તે ઝાઝા પ્રસિદ્ધ નથી. પોતાના શરીરે અને કપડાંને ખાખી રંગ લગાડયાથી તેમનું નામ ખાખી પડયું. આ પંથ કીલ્હે સ્થાપન કર્યો હતો. મલૂકદાસ મોટો સાધુ થઇ ગયેલો હોઇ, જગન્નાથમાં તેની સમાધિ છે. દાદુ પંથનો સ્થાપક દાદુ જાતે પીંજારો હોઇ અમદાવાદમાં જન્મ્યો હતો. તે અકબર અને જહાંગીરના વખતમાં થઇ ગયો. મારવાડ અને અજમેર તરફ દાદુપંથી લોકોનો મોટો જથ્થો છે. રોહીદાસ ચમારને રવિદાસ પણ કહે છે.

દક્ષિણમાં રોહીદાસ ચમાર જે પ્રસિદ્ધ છે તે આજ હોવો જોઇએ. ચિતોડની 'ઝાલી' રાણી આ રવિદાસની શિષ્યા હતી. સેનો હજામ રામાનંદનોજ શિષ્ય હોઇ તેણે પણ પૃથક્ પંથ સ્થાપ્યો હતો. બાંધવગડના રાજા એના શિષ્યો હતા. એ વિષે ઝાઝી માહિતી નથી.

આ ઉપર વર્ણવેલા વૈષ્ણવ પંથો રામના ઉપાસક અને ઘણે ભાગે સંન્યાસવૃત્તિ ધારણ કરનારા છે. પરંતુ સુખવાસી સામાન્ય લોકોનો વિશેષ સમૂહ રાધાકૃષ્ણની પૂજા કરનારો હોઇ તે વલ્લભાચાર્યને પોતાનો સંસ્થાપક માને છે. વલ્લભાચાર્ય તૈલંગી બ્રાહ્મણ હોઇ, તે સોળમા સૈકાના આરંભમાં થઇ ગયો. મથુરાની પૂર્વે ત્રણ કોશ ઉપર યમુનાના ડાબા કાંઠે ગોકુળ નામે સ્થળમાં તે આરંભમાં કેટલાક વખત સુધી રહેતો હતો. પછી લોકોને ઉપદેશ કરતો એ આખા હિંદુસ્થાનમાં ફર્યો હતો. વિજયનગરના રાજા કૃષ્ણદેવ પાસે તે સ. ૧૫૨૦ ના અરસામાં હતો. ત્યાં તેણે શૈવ ધર્મના ગુરૂને વાદમાં હરાવ્યો. ત્યારથી લોકો તેને પોતાનો આચાર્ય કહેવા લાગ્યા. પછી ઉજ્જયન, વૃંદાવન વગેરે સ્થળે તેણે પોતાનો ઘણો કાળ ગાળ્યો હતો. કૃષ્ણની પૂજાની હિમાયત કરનારો આ પહેલો મોટો પંડિત હતો. મનુષ્યના સુખવિલાસ પરમેશ્વરને પણ પ્રિય છે, અને તે સર્વેએ અવસ્ય કરવા, એ બિના મૂળ વલ્લભાચાર્યે શિખવી હોઇ, ભિન્ન ભિન્ન પ્રકારની કૃષ્ણલીલા અને ગોપીનૃત્ય એ પણ એણેજ શરૂ કર્યાં હતાં. આ પંથના લોકો ભાગવત પુરાણને મુખ્ય માને છે. આ પુરાણ ઉપર સુબોધિની નામની ટીકા વલ્લભાચાર્યે લખેલી છે. વળી વ્યાસસૂત્ર ઉપરનું ભાષ્ય, સિદ્ધાન્ત રહસ્ય અને એકાંત રહસ્ય વગેરે વલ્લભાચાર્યના ગ્રંથો છે. તેના શિષ્યમંડળે લખેલા ગ્રંથો પણ અનેક છે. જેવા કે વ્રજવિલાસ, વાર્તા, વગેરે. વલ્લભાચાર્યનો પુત્ર વિઠ્ઠલનાથ તેની પછી મોટો ઉપદેશક નિવડયો હતો. વિઠ્ઠલનાથને ઘણા પુત્રો હોઇ તેઓ ભક્તમંડળમાં પ્રખ્યાત થયેલા છે. આ પંથના લોકો ગુજરાત અને માળવા વગેરે ઠેકાણે વિશેષ છે. જગન્નાથ, દ્વારકાં, કાશી, વૃંદાવન વગેરે સ્થળે એમના મોટા મેળા ભરાય છે.

મેડતાના રાજાની પુત્રી મીરાંબાઇની ગણના ભક્તમંડળમાં થાય છે.

એ ઉદેપુરના રાણાને આપેલી હતી. પતિ સાથે તેને ન બન્યાથી રાણી પદ છોડીને તે રણછોડરાયની ભક્ત બની હતી. તેને ભજનારા ઘણા લોકો હોઇ, તેણે કરેલાં પદ લોકોમાં પ્રસિદ્ધ છે. અકબર બાદશાહ પોતાના પ્રસિદ્ધ ગવૈયા તાનસેનને સાથે લઇને મીરાંબાઇની મુલાકાતે ગયો હતો એમ કહેવાય છે.

વૈષ્ણવોમાં મધ્વાચાર્ય નામે બીજો એક મોટો પંડિત નીપજ્યો હતો. તેનો જન્મ ઇ. સ. ૧૧૯૯ માં થયો હતો. તે પણ મોટો કૃષ્ણ ભક્તજ હતો. તેણે ભગવદ્ગીતા ઉપર ભાષ્ય લખ્યું છે. મધ્વાચાર્યનો પંથ મોટો છે. તે આરંભમાં શૈવ હોઇ પાછળથી વૈષ્ણવ થયો હશે એમ લાગે છે. શૈવ અને વૈષ્ણવોમાં ઐક્ય કરવાની તેણે ખટપટ કરી હતી. ઉત્તર હિંદુસ્થાનમાંના રાધાકૃષ્ણની પૂજા કરનાર કેટલાક વૈષ્ણવ નિંબાદિત્ય–નિંબાર્ક નામના સાધુને ભજે છે.

બંગાળા પ્રાંતના વૈષ્ણવો બીજા ભાગોમાંના વૈષ્ણવો કરતાં ઘણા ભિન્ન છે. ૧૫ મા સૈકાની આખરે નદિયા અને શાંતિપુરમાં અદ્વૈતાનંદ અને નિત્યાનંદ નામના બે મોટા વિદ્વાન્ બ્રાહ્મણો લોકોને ધર્મનો ઉપદેશ કરતા હતા. તેમને ચૈતન્ય નામનો ત્રીજો બ્રાહ્મણ ઉપદેશક મળ્યો હતો. ચૈતન્યનાં અનેક ચરિત્ર બંગાળા પ્રાંતમાં પ્રસિદ્ધ છે. તે ૧૬ મા સૈકામાં થઇ ગયો. તેણે વલ્લભાચાર્યની પુત્રી સાથે લગ્ન કરેલું હતું, એમ લખેલું છે. મથુરા, જગન્નાથ અને બંગાળા પ્રાંત વગેરે ઠેકાણે કૃષ્ણની ઉપાસનાનો બોધ કરતો તે ફર્યો હતો. તે સ. ૧૫૨૭ માં મરણ પામ્યો હતો. બંગાળાના વૈષ્ણવ ઉપર કહેલા ત્રણે પંડિતોને પોતાના પ્રભુ સમજે છે. ચૈતન્યના ઉપદેશનો મુખ્ય વિષય ભક્તિ હતી. મુસલમાનોને પણ તે પોતાના પંથમાં લેતો હતો. જાતિભેદ ન માનતાં સર્વ મનુષ્યો સરખાં છે એવો તે બોધ કરતો. ઉપર કહેલા ત્રણે પંડિતોએ લખેલા ગ્રંથો ઉપલબ્ધ નથી. પરંતુ એ પંથે આધારભૂત માનેલા અનેક ગ્રંથો સંસ્કૃત અને બંગાળી ભાષામાં છે. રૂપ અને સનાતન નામના ચૈતન્યના બે પટ્ટ શિષ્ય હતા. તેમણે સેંકડો ગ્રંથો લખેલા છે. વળી ચૈતન્યના શિષ્યોમાં ૭ ગોસાંઇ પ્રસિદ્ધ હોઇ, તેમણે પણ અનેક ગ્રંથો લખ્યા

છે. આ ગ્રંથો બંગાળી ગ્રંથ સંગ્રહમાં વિશેષ મહત્વના છે.

ચરણદાસ નામે દિલ્હી શહેરમાં બીજા આલમગીરના વખતમાં એક વિદ્વાન્ વૈશ્ય વેપારી હતો. લોકોને ઉપદેશ કરવા લાગ્યાથી તેનો પણ વૈષ્ણવોમાં એક જુદોજ પંથ થયેલો છે. આ પંથનો ગ્રંથસંગ્રહ પણ મોટો હોઇ ખુદ ચરણદાસે લખેલા કેટલાક ગ્રંથો છે. આ ઉપરાંત વૈષ્ણવોના બીજા પુષ્કળ પંથો છે, પણ ઐતિહાસિક દૃષ્ટિએ તેમનું મહત્ત્વ વિશેષ ન હોવાથી તે અહિં આપવાનું કારણ નથી. હવે શૈવોમાં મોટા મોટા પુરૂષ કોણ થયા તે જોઇએ.

શિવને ભજનાર લોકો વૈષ્ણવો કરતાં વધારે જુના હોઇ, દક્ષિણ હિંદુસ્થાનમાં તેમનો પુષ્કળ પ્રસાર હતો. બ્રાહ્મણો સિવાય બીજાઓનો શૈવ પંથમાં ઝાઝો પ્રવેશ થયેલો નથી. શૈવ લોકો શંકરાચાર્યને પોતાના ધર્મનો મૂળ ઉત્પાદક માને છે. શંકરાચાર્યે પ્રતિપાદન કરેલા મત પ્રસિદ્ધ કરનારા તેના પોતાના ગ્રંથો ઘણા છે. વળી આનંદગિરિ, માધવાચાર્ય એ પણ આ પંથના મોટા ગ્રંથકારો થઇ ગયા. માધવાચાર્યનો વૃત્તાન્ત પાછળ આવેલો જ છે. દત્તાત્રેયની પૂજા કરનાર પણ શૈવમાં ગણાય છે. એમ છતાં દત્તાત્રેયની પૂજા કરનાર વૈષ્ણવ નથી એમ નથી. કાનફટાજોગી અથવા યોગી નામનો શૈવોનો એક પેટાભેદ ઉત્તર હિંદુસ્થાનમાં વિશેષ પ્રસિદ્ધ છે. તેઓ ગોરખનાથને ભજે છે. ગોરખપુરમાં આ સાધુનું દેવાલય છે. ગોરખનાથ અને કબીર એક વખતે એટલે ૧૫ મા સૈકાના આરંભમાં હયાત હતા. ગોરખનાથ મત્સ્યેન્દ્રનાથનો પુત્ર-શિષ્ય અને આદિનાથનો પૌત્ર હતો. તે ઘણોજ વિદ્વાન્ હતો. સંસ્કૃત ભાષામાં લખેલા તેના બે ગ્રંથો છે, એક ગોરક્ષશતક અને બીજો ગોરક્ષકલ્પ. જંગમ નામે બીજો એક પંથ છે. તેના ગ્રંથો કાનડી અને તેલગુ વગેરે ભાષામાં ઘણા છે. લિંગાયત જંગમનોજ એક ભાગ હોઇ, તે મ્હૈસૂર તરફ પુષ્કળ છે. વ્યાસનાં સૂત્રો ઉપર નિલકંઠનું ભાષ્ય છે, ને ઉત્તર તરફ જંગમ લોકો આધારભૂત માને છે. શૈવોમાં શાક્ત અથવા દેવીભક્ત નામે એક પંથ છે. તે પહેલાં ઘણો ચાલતો. ધર્મના નામે તે લોકો ઘણાં અઘટિત કૃત્યો કરતા, અને તેવાં દુષ્કૃત્યોનું

સમર્થન કરનારા ગ્રંથો પણ તે વખતે પુષ્કળ થયા હતા, જે તંત્રગ્રંથના નામથી પ્રસિદ્ધ છે. તંત્ર ગ્રંથોએ લોકોમાં અનેક પ્રકારનો અનાચાર વધારી દીધો હતો. શૈવોમાં બીજા નાના પેટાભેદ પુષ્કળ છે, પણ તેમનું પાલન હાલમાં છેકજ કમી થવા લાગ્યું છે.

શૈવ અને વૈષ્ણવ ઉપરાંત હિંદુસ્થાનમાં વિશેષ પ્રસિદ્ધિ પામેલો ધાર્મિક પંથ શિખ લોકોનો છે. તેમનો સ્થાપક ગુરૂ નાનક સ. ૧૪૬૯ માં જન્મ્યો હતો. સિખોની હકીકત અન્ય સ્થળે આપવાની હોવાથી અહિં પુનરાવૃત્તિ કરવાની જરૂર નથી. હિંદુ મુસલમાનોનું ઐક્ય કરીને નવીન રાષ્ટ્રીય બળ લોકોમાં ઉત્પન્ન કરનાર મુખ્ય પંથ હિંદુસ્થાનમાં સિખોનોજ છે. સિખોના ગ્રંથ પણ પુષ્કળ છે, અને તેમનાથી લોકોના મન ઉપર બેશક ઘણી મોટી અસર થયેલી છે. તે વખતના ઇતર સાધુઓના ગ્રંથો પણ સિખ લોકો માને છે. બીજો મોટો પંથ જૈનોનો હોઇ, તેમની ઉત્પત્તિ ઘણી પ્રાચીન છે. તેનો ઉત્પાદક મહાવીર બુદ્ધનો સમકાલીન હતો. તેનું વિવેચન કરવાનું આ સ્થળ નથી. જૈનોનો ગ્રંથ સંગ્રહ ઘણોજ મોટો અને તે ઘણે ભાગે સર્વે ભાષાઓમાં છે. તેમનાં પોતાનાં પુરાણો છે, જેવાં કે આદિપુરાણ, ઉત્તરપુરાણ, ચામુંડરાયપુરાણ, ચતુર્વિંશતિપુરાણ વગેરે. હેમચન્દ્ર નામનો એક મોટો ગ્રંથકાર ૧૨ મા સૈકામાં થઇ ગયો. દક્ષિણમાંનાં જૈન પુરાણો નવમા સૈકામાં થયાં હતાં. કલ્પસૂત્ર નામનો ગ્રંથ બારમા કે તેરમા સૈકામાં લખાયો હશે. નવમા અને દશમા સૈકામાં ધારમાં મુંજ અને ભોજ રાજા રાજ્ય કરતા હતા તે વખતે તેમની પાસે મોટા મોટા જૈન પંડિતો હતા. અકબરના વખતમાં પણ જૈન ગ્રંથ પુષ્કળ થયા હતા. જિનપતિસૂરિ, જિનેશ્વર, જિનચંદ્ર, વગેરે આ વખતના મોટા જૈન ઉપદેશકો હતા. જિનચન્દ્ર અકબરના વખતમાં હતો. હર્ષસૂરિ વગેરે કેટલાક ૧૭ મા સૈકાના છે.

આ ઉપરાંત બીજા પંથો, સાધુ અને ગ્રંથો અનેક છે. જહાંગીરના વખતમાં માલવામાં બાબાલાલ નામે એક ક્ષત્રિય જન્મ્યો હતો. એ મોટો સાધુ હોઇ દારા શેખોનો ગુરૂ હતો. આ ગુરૂ શિષ્યના સંવાદ ગ્રંથો ફારસી ભાષામાં લખાયલા છે. પ્રાણનાથ નામે બીજો એક પ્રસિદ્ધ સાધુ ઔરંગજેબની

કારકીર્દિના પાછલા ભાગમાં થઈ ગયો. તેણે હિંદુ, મુસલમાનોનું ઐક્ય કરવાની ખટપટ કરીને નવીન પંથ સ્થાપ્યો હતો. બુંદેલખંડના રાજા છત્રસાલ ઉપર તેનું વિશેષ વજન હતું. વીરભાન નામનો એક બીજો સાધુ સ. ૧૬૫૮ના અરસામાં ઉપદેશ કરતો હતો. ઔરંગજેબની કારકીર્દિમાં સતનામી નામના વૈરાગીઓએ બળવો કર્યાનું કહેલું છે, તે સતનામી પંથનો ઉત્પાદક જગજીવનદાસ નામનો એક અયોધ્યા પ્રાંતનો ક્ષત્રિય સાધુ હતો. તેણે હિંદી ભાષામાં ઘણાએક ગ્રંથો લખેલા છે. શિવનારાયણી નામે બીજો એક ગ્રંથ છે, તેનો ઉત્પાદક શિવનારાયણ મહમદશાહના વખતમાં થઈ ગયો. તેના ઘણાજ ગ્રંથો છે. નાદીરશાહે હિંદુસ્થાન ઉપર સ્વારી કરેલી તે વખતના તે ગ્રંથો છે.

અહિંયાં ઉપર ધર્મ પ્રવર્તક ગ્રંથોનું દિગદર્શન થયું. એ ઉપરાંત ન્યાય, વ્યાકરણ, અલંકાર, તત્ત્વ શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે વિષયો ઉપર થયેલા ગ્રંથો પુષ્કળ છે. બ્રાહ્મણ સિવાયના સંસ્કૃત ગ્રંથકારો ઝાઝા મળી આવતા નથી. ચોતરફ રાજ્યની ઉથલપાથલ, બખેડા, અને રક્તપાતની સતત આવૃત્તિ ચાલુ હોવા છતાં વચ્ચે વચ્ચે આવા મહાન્ ગ્રંથકાર નીપજતા હતા. આસપાસ ચાલી રહેલી ભાંજગડોની દરકાર ન કરતાં તેમણે પોતાનો ઉદ્યોગ ચાલુ રાખ્યો હતો, એ નવાઇની વાત છે. એકંદરે મુસલમાની રિયાસતના કાળની લોકસ્થિતિ અને સાહિત્યનો ઇતિહાસ, શોધક અને વિચારશીલ વિદ્વાનોના હાથે લખાય, તો તે ઘણો ઉપયોગી થઈ પડે.

## પ્રકરણ ૨૮ મું.

## મોગલ બાદશાહી વિષે પ્રવાસીઓના અભિપ્રાય.

૧. પાશ્ચાત્ય પ્રવાસીઓ; રે. ટેરી.
૨. પીટ્રો ડીલા વ્હેલ.
૩ જૉન આલ્બર્ટ્ડ મંડેલ્સ્લો.
૪. ફ્રાન્સિસ બર્નિયર.
૫. જૉન બૅપ્ટિસ્ટા ટેવર્નિયર.
૬. ડૉ. જૉન ફ્રાયર.
૭. થિવેનૉટ.
૮. કૅપ્ટિન હૅમિલ્ટન.
૯. રૉબર્ટ ઑર્મ્.
૧૦. કાર્સ્ટન નીબર.

**૧. પાશ્ચાત્ય પ્રવાસીઓ.**—સામાન્ય જનસમૂહની સ્થિતિ મોગલોના વખતમાં કેવી હતી તે જાણવાનું ઝાઝું સાધન નથી. એમ છતાં યૂરોપીય પ્રવાસીઓએ લખી રાખેલી ઘણી હકીકત મળી આવી છે. મોગલોના વખતમાં યૂરોપીય રાજ્યોના ઘણા માણસોએ હિંદુસ્થાનમાં પ્રવાસ કરીને પાછા ગયા બાદ પોતાના પ્રવાસના વૃત્તાન્તો પ્રસિદ્ધ કર્યા હતા. સામાન્ય રીતે આ દેશના લેખકોના લેખો કરતાં પાશ્ચાત્ય લોકોનું વર્ણન ત્રાહિત દૃષ્ટિથી વિશેષ માર્મિક હોય છે. ઘણા પ્રવાસીઓ જિજ્ઞાસુ અને ચતુર હોઈ, તેઓ ભિન્ન ભિન્ન ઉદ્દેશથી હિંદુસ્થાનમાં આવ્યા હતા. કેટલાકોનાં નામ પાછળ આવેલાં છે. રે. ટેરી નામનો એક પ્રોટેસ્ટંટ અંગ્રેજ પાદરી, ડીલા વ્હેલ નામનો એક રોમનો શોખિન ગૃહસ્થ, ટૅવર્નિયર નામનો એક ફ્રેન્ચ ઝવેરી, થિએનૉટ નામે એક ફ્રેન્ચ ગૃહસ્થ, ફ્રાયર નામનો અંગ્રેજ શસ્ત્રવૈદ્ય, ઍલેકઝાન્ડર હૅમિલ્ટન નામનો એક વહાણનો નાખુદા, કાર્સ્ટેન નીબર નામનો એક પ્રસિદ્ધ જર્મન કારીગર વગેરે પ્રવાસીઓનાં વર્ણનો ઉપલબ્ધ છે. એ સર્વે જુદે જુદે વખતે હિંદુસ્થાનમાં આવ્યા હતા. તેમણે હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં જુદા જુદા કાળમાં પર્યટન કરીને પૃથક્ પૃથક્ હેતુથી અને દૃષ્ટિથી પોતાના વૃત્તાન્તો લખ્યા છે. આથી તેમના લેખો ઘણા મહત્ત્વના અને મનોરંજક થયેલા હોઈ, ઘણાએક લેખોની હાલમાં અંગ્રેજીમાં સુંદર આવૃત્તિઓ પણ નીકળેલી છે.

**રે. ટેરી.** એ સર ટૉમસ રોના એલચી ખાતા સાથે પાદરી હોઈ, સ. ૧૬૧૫ થી ૧૬૧૮ સુધી આ દેશમાં હતો. હિંદુસ્થાનમાં દરેક પ્રકારના ભોજ્ય પદાર્થ અત્યંત સસ્તા અને પુષ્કળ મળે છે, એ જોઇને તે સશક્ત રસાસ્વાદી ગૃહસ્થ ઘણુંજ આશ્ચર્ય પામ્યો હતો. તે લખે છે કે, હિંદુસ્થાનમાં ઘઉં, ચોખા, અને બીજાં સર્વે જાતિનાં ધાન્ય ઉત્તમ પ્રકારનાં હોઈ ઘણાં સોંઘાં મળે છે. અહિંના ઘઉંની રોટલી વિલાયતના ઘઉં કરતાં વધારે ધોળી થાય છે. અહિંના લોકો લોઢાની લોઢી ઉપર તાજી રોટલીઓ શેકીને ખાય છે, અને દહિં વલોવીને માંખણ કાઢે છે, અને એજ તેને મોટો ચમત્કાર લાગ્યો હતો. ઘણાકોના ઘરમાં ગાયો, મેંઢીઓ, બકરીઓ વગેરે દુઝણાં જનાવરો હોઈ, હરણ, સસલાં વગેરે અનેક જનાવરોનું માંસ પુષ્કળ મળે છે.

આવાં ખાદ્ય જનાવરોને પાળવાને જંગલમાં રાખવાની જરૂર પડતી નથી. સઘળા દેશનાં જંગલોમાં તેમની વસ્તી પુષ્કળ છે. હાલ તેને શિકાર કરવાની સત્તા અને છૂટ હોવાથી આ જંગલી જનાવરોનો ખેતરોને ઉપદ્રવ થતો નથી. એમ છતાં વીંછી, માખીઓ, મગર, મચ્છર વગેરેનો ઘણો ત્રાસ છે. સર્વ પ્રકારનાં ખાદ્ય પક્ષીઓ અને માછલાં પુષ્કળ છે. આ પ્રાણીઓ મોટા જથ્થામાં હોવાથી અને ઘણા લોકોમાં માંસાહારનો નિષેધ હોવાથી ઘણું ભાગે માંસ વિના મૂલ્યે મળે છે, એમ કહેવાને હરકત જેવું નથી. પરંતુ હિંદુસ્થાનમાંનો ઘણોખરો માલ તેમને રોકડનાણું આપીને વેચાતો લેવો પડતો. દેશમાં પૈસા આવવાનાં અનેક દ્વાર સતત ખુલ્લાં હોઈ, અહિંનો પૈસો બહાર લઇ જવો એ મોટો ગુન્હો મનાતો હતો. હિંદુસ્થાનમાં અને બ્રહ્મદેશમાં તે વખતે આ ગુન્હા માટે સખત કાયદા કરેલા હતા.

ટેરીના મત પ્રમાણે, લોકોને કોઇ છેડે નહિ, તો તેઓ ઘણા સૌજન્યથી વર્તે છે. કેટલાક દિવસ બાદ રે. ટેરી સૂરતથી માંડવગડ ગયો હતો. તેની સાથે બાદશાહને આપવાનું નજરાણું હોઇ, વીશ દેશી સીપાઇઓ અને છ ગાડાં જેટલો સરંજામ હતો. આ પ્રવાસ સુમારે ૪૦૦ માઇલનો હતો. રાતે મંડળીનો મુકામ રસ્તા ઉપર થતો, ત્યારે આસપાસ ગાડાં રાખીને વચ્ચે રાવટીઓ ઠોકવામાં આવતી. આખી રાત સીપાઇઓને વારાફરતી પહેરો ભરવો પડતો. વિશેષ ભયનો પ્રસંગ હોય તો પાસેના ગામમાંથી ઘોડેસ્વારોનો પહેરો મેળવવા માટે તેમની પાસે પરવાનો હતો. પરંતુ અડચણનો પ્રસંગ આવ્યા સિવાય તેમનો પ્રવાસ પાર ઉતર્યો હતો. એક ઠેકાણે માત્ર ગામના લોકોના કહ્યા છતાં જબરાઇથી પહેરો ભરવાને આવ્યા, અને બીજે દિવસે સવારમાં મજૂરી માગવા લાગ્યા. તે આપવાની ના કહેતાં ૩૦૦ માણસોએ મળીને ટેરીનાં ગાડાં અટકાવ્યાં. તે વખતે એક અંગ્રેજે પોતાની બંદૂક તાકી, ત્યારે તે બાજુએ તે લોકોએ પણ પોતાનાં ધનુષ્યબાણ સજ્જ કર્યાં. એટલામાં એમ સમજાયું કે દોઢ રૂપિયો બક્ષિસ આપ્યેથી તે સઘળા લોકો ખુશી થઇ જતા રહેશે. તુરતજ તે પ્રમાણે બક્ષિસ લઇ તે લોકો ચાલતા થયા હતા.

પરંતુ માંડવગડ અને સૂરત વચ્ચેના પહાડી પ્રદેશમાં લુંટફાટ કરનારા-

ઓની વસ્તી હોવાથી, પ્રવાસી લોકોને બલુચી, પઠાણ, રજપૂત, વગેરે જાતિના કદાવર માણસોનો પહેરો સાથે લેવો પડતો હતો. આ લોકો એટલા ઇમાની હતા કે તાબાના માલ અને માણસોનું રક્ષણ કરવામાં તે પોતે મરવાને તૈયાર થતાં. ટેરી એવું કહે છે કે, આવો પહેરો હોય તો સોનું અને ઝવેરાત સાથે લઇને ફાવે ત્યાં પરદેશી અંગ્રેજ ગૃહસ્થ સૂરતથી લાહોર સુધી પણ સહેજ એકલો જઈ શકે છે, અને પહેરેગીરોને તેમની ઠરાવેલી મજૂરી આપતાં તેઓ સૂતળીના ટૂકડાને પણ હાથ લગાડતા નથી. હિંદુસ્થાનના નોકર લોકોનું ઇમાન વિલક્ષણ છે. સામાન્ય રીતે તેમનો પગાર અઢી રૂપિયા દર મહિનાનો હોઈ તે ઘણે ભાગે દર પ્રતિપદાની અગાઉ આપવો પડે છે. ફોજમાં અસંખ્ય લોકો હોઈ તેના ઉપરી અધિકારી યુદ્ધકળામાં નિપુણ નથી. સેના નાયકને યુદ્ધ-કળાનું જ્ઞાન ન હોવાથી ફોજ લંગડી છે.

વળી રે. ટેરી કહે છે કે બાદશાહ પોતાના પ્રાંતોના સુબેદારોને ઉપરા ઉપરી બદલે છે, અને એક ઠેકાણે ઘણા દિવસ કોઇને રહેવા દેતો નથી. કોઇએ પોતાને ભારે થઈ ન પડે તે માટે બહુધા દરસાલ તેની બદલી કરવામાં આવે છે. બાદશાહ અને સુબેદારને મૃત્યુની શિક્ષા કરવાનો અધિકાર છે. દેણદારો જો કરજ ન ફેડે તો જામિનસહ તેને કેદની શિક્ષા થાય છે, અથવા બૈરાં છોકરાં સાથે તેમને વેચવામાં આવે છે.

૨. **પીટ્રો ડીલા વ્હેલ, (अ) સૂરત:**—આ ઇટાલિનો ગૃહસ્થ રોમન કેથોલિક પંથનો અભિમાની હતો. તે આ તરફ વેપારના ઉદ્દેશથી આવેલો ન હોઇ, વિદ્વાન્ અને પાદરી હોવાથી ઇજિપ્ત અને હિંદુસ્થાન દેશના ધર્મમાં કંઇક સમતા છે કે કેમ તે જોવા માટે તે આ દેશમાં આવ્યો હતો. પ્રવાસમાં તેની માનિતી સ્ત્રી મરણ પામ્યાથી તેને અત્યંત દુઃખ થયું હતું, અને તેનું શબ મશાલા ભરીને તે સાથે લઇ ગયો હતો. તે સન ૧૬૨૩ ના ફેબ્રુઆરી મહિનામાં સૂરત આવી ઉતર્યો હતો; તે વખતે તેની ઉમર ૩૭ વર્ષની હતી. ડીલા વ્હેલ સાથે એક તેના ઘરમાં ઉછરેલી સુશીલ છોકરી હતી. સૂરતના અધિકારીઓ બંદર ઉપરના ઉતારૂઓનો સામાન ઘણીજ કસોટીથી તપાસે છે, એમ સર્વેની બૂમ હતી. પરંતુ ઉપલી છોકરી સાથે તે અધિકારી

ઘણી સભ્યતાથી વર્ત્યા હતા. તેને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ તેમણે થવા દીધો નહિ. તે વખતના યૂરોપીય વેપારીઓમાં એક વિલક્ષણ રીત દૃષ્ટિએ પડે છે. હિંદુસ્થાન આવનારા ઘણાખરા અંગ્રેજ વેપારીઓ અવિવાહિત હતા. ઇસ્ટ ઇંડિયા કંપનીએ એવો એક સખત નિયમ કર્યો હતો કે હિંદુસ્થાન જનારા લોકોએ પોતાની સ્ત્રીઓને સાથે લઇ જવી નહિ. ડચ લોકોના સંબંધમાં પણ પહેલાં એવોજ નિયમ હતો. પરંતુ આ અરસામાં તેમણે જાવા બેટમાં ન્યુ બટેવિયા નામનું એક નવીન સંસ્થાન સ્થાપેલું હોઇ ત્યાં સહકુટુંબ જઇ રહેનારાઓને પુષ્કળ સવડ આપી હતી. આથી ઘણા ડચ વેપારીઓ વિવાહિત હતા, અને જેમનાં લગ્ન થયેલાં નહોતાં, તેઓ કોઇ રીતે સ્ત્રીઓ મેળવવાની તજવીજમાં લાગેલા હતા. યૂરોપીય સ્ત્રીઓ ન મળતી તો આર્મીનિયન, સિરિયન, અગર હિંદુ સ્ત્રીઓ મળતાં તેઓ તેમની સાથે લગ્ન કરતા. માત્ર એટલુંજ કે તેઓ મૂળની ખ્રિસ્તિ ન હોય તો તેને ખ્રિસ્તિ ધર્મ સ્વીકારવો પડતો. કેટલીક વખત એમ બનતું કે ડચ લોકો બજારમાં ગુલામ તરીકે વેચવા આણેલી છોકરીઓ વેચાતી લેતા અને ખ્રિસ્તિ કરીને તેમની સાથે લગ્ન કરતા અને જાવામાં જઇ રહેતા.

ડીલા વ્હેલ સૂરત આવ્યો તે વખતે ત્યાંના એક શ્રીમાન્ ડચ ગૃહસ્થ પાસે તે જઈ રહ્યો હતો. ડચ અને અંગ્રેજોની વખારોના મુખ્ય અધિકારીઓ મોગલ સરદારોની પેઠેજ મોટા ઠાઠથી બહાર નીકળતા. તેમની સાથે નિશાન, વાદિત્ર, અને તીરકામઠાંવાળા સીપાઇનો કાફલો ચાલતો, આ ઠાઠ કેવળ શોભા માટે હતો. આ દેશના નોકરોની મજુરી ઘણી થોડી હતી. દર મહિને ત્રણ રૂપિયા પગાર આપતાં સારા કુટુંબના નોકર મળી શકતા પણ ગુલામ વેચાતા લેતાં તો નોકરોની ઘણી છૂટ રહેતી. માછલાં અને ચોખા પુષ્કળ હોવાથી તેમના ખોરાકનો ખર્ચ પણ વિશેષ થતો નહિ. ડીલા વ્હેલને હિંદુઓના આચાર વિચાર જોવાનું વિશેષ પ્રિય હતું, સૂરતમાં હિંદુ સ્ત્રીઓને સતી થવાની બંધી હતી. છતાં સુબેદારની ખાસ પરવાનગી લઇને સતી થઇ શકાતું હતું. સૂરતમાં પાર્વતી દેવીની પૂજા ડીલા વ્હેલની દૃષ્ટિએ પડી હતી. તે દેવીનો આકાર એક ઝાડ ઉપર કોતરીને તેની લોકો પૂજા

કરતા, તે દેવીની બાધા ફળે છે એમ સાર્વત્રિક માન્યતા હતી. પાસે એક નાનું સરખું દેવળ હોઇ ત્યાંના ગુરૂના પ્રસાદથી વાંઝણી સ્ત્રીને છોકરાં થાય છે એવી વાત ચાલતી હતી. સૂરતમાં કેટલાક દિવસ રહીને વ્હેલ ખંભાત ગયો ત્યાં એક ડચ વેપારીએ તેની ઉત્તમ બરદાસ્ત કરી હતી. ખંભાતમાં લંગડાં અને આજારી જનાવરોનું અને પક્ષીઓનું પોષણ કરવાની અને તેમનું ઓસડવેસડ કરવાની એક પાંજરાપોળ હોઇ તેનો ખર્ચ હિંદુ લોકો મોટા ભક્તિભાવથી ચલાવતા. ત્યાં ઉંદર પણ પાળવામાં આવતા. તેજ પ્રમાણે બકરાં મેઢાંનાં પણ ત્યાં દવાખાનાં હોઇ મુસલમાન ખાટકીઓને પૈસા આપીને હિંદુ લોકો એ જનાવરોનો છૂટકારો કરાવતા. પાંજરાપોળમાં નિરાશ્રિત ગાયો પણ રાખેલી હતી. ખંભાતના મહાજને બાદશાહને નાણુંની રકમો આપીને ગોવધ બંધ કરાવ્યો હતો. આ નિયમ વિરૂદ્ધ ત્યાં કોઇ મુસલમાન ગોવધ કરે તો તેને મૃત્યુની શિક્ષા થતી હતી.

**(આ) ગોવા:**—વ્હેલ તા. ૨૪ મી માર્ચ સ. ૧૬૨૩ ના રોજ સૂરતથી નીકળી તા. ૮ મી એપ્રિલે ગોવે પહોંચ્યો હતો. ગોવામાં પાદરી લોકોનો જથ્થો વિશેષ હતો. ત્યાંના દેશી લોકો રંગે કાળા હોઇ, ચીંથરેહાલ હતા. પોર્ટુગીઝ લોકોની સંખ્યા થોડીજ હતી. પહેલાં વૈભવ ભોગવીને હાલમાં ડચ અને અંગ્રેજ લોકોના વૈરથી તેઓ છેક નીચોવાઇ ગયા હતા. એમ છતાં પણ હલકી નોકરીઓ સ્વીકારવા તેઓ રાજી નહોતા, અને નિદાન બહારથી તો તેઓ તેવું દેખાડતા. રાતે નિખાલસપણે ભિક્ષા માગતા, પરંતુ આખો દિવસ તેમના ભપકામાં કંઈ કમીપણું જણાતું નહિ. દેશ સમૃદ્ધિવાન્ હોવાથી તેમનો જેમ તેમ પણ નિભાવ થતો. ગમે તેવો સાધારણ નોકર પણ શરીરે રેશમી વસ્ત્ર ધારણ કરીને તલવાર લટકાવીને બહાર નીકળતો. વ્યાવહારિક બાબતમાં તેમનામાં એવી એક વિલક્ષણ સમજ પેસી ગઇ હતી કે ડીલા વ્હેલ સાથે તેની પોતાની છોકરી તરીકે ઉછેરેલી જે બાઇ હતી, તેને તેની પોતાની પાસે તેણે રાખવી એ તેમને અયોગ્ય લાગ્યાથી લોકોના સમાધાન અર્થે તેને ગોવામાં એક બીજા ગૃહસ્થને ઘેર રાખવાની વ્હેલને ફરજ પડી હતી, હમેશના વ્યવહારમાં પણ સ્ત્રી પુરૂષોએ એકત્ર થવું નહિ, એવા

કાયદા તે વખતે ગોવાના પોર્ટુગીઝ લોકોએ કરેલા હતા. તેણે પોતાની મૃત સ્ત્રીનું શબ રોમ લઇ જઇને મોટા સમારંભથી દાટયું હતું, અને પછી સાથે રાખેલી તે બાઇ સાથેજ તેણે લગ્ન કર્યું હતું. આ તરફ આવેલા પોર્ટુગીઝ લોકો પોતાનો મૂળનો ખ્રિસ્તિ ધર્મ ઘણે અંશે વીસરીને આ દેશના લોકની રીત પ્રમાણે પોતાના ધર્મના ઉત્સવો કરવા લાગ્યા હતા. તે વ્હેલને રૂચ્યું નહોતું.

ડીલા વ્હેલે પછી જુદા જુદા હિંદુ રીત રિવાજોનું ઘણું સારૂં વર્ણન આપેલું છે. તે વખતની સ્થિતિ સમજવા માટે તે ઘણું ઉપયોગી છે. ૧૧ મી મેને રોજ સ્પેન દેશથી એક પોર્ટુગીઝ ગૃહસ્થ તુર્કસ્થાન થઇ પગ વાટે ગોવે આવ્યો હતો. ઑકટોબરની આખરે મદ્રિડ શહેરમાં લખેલા પત્રો તેણે સાથે આણ્યાં હતા. આ પ્રવાસ તેણે ઘણો જલદીથી કર્યો હતો એમ તે વખતે લોકો કહેતા. ગોવા શહેરમાં જેટલા ઉત્સવ અને સમારંભ થતા તેટલા જગતના બીજા કોઇ પણ શહેરમાં થતા નહિ હોય. આનું કારણ ત્યાં ઘણા ધર્મ પંથો હોઇ, પાદરી લોકોની સંખ્યા જરૂર કરતાં ઘણીજ વધારે અને સધન હતી. ગોવાના ખ્રિસ્તિ લોકો આળસુ અને નિરુદ્યમી હોવાથી આવા ઉત્સવોમાં કાળક્ષેપ કરવો તેમને પસંદ હતો. ખ્રિસ્તિ લોકો-ની નીતિ કેટલીક ભ્રષ્ટ થઇ હતી તે દર્શાવવા માટે ડીલા વ્હેલે એક ઉદા-હરણ આપેલું છે. ખ્રિસ્તિના મરણના ઉત્સવમાં તેનું ચિત્ર દેખાડવામાં આવ્યું ત્યારે એકઠાં થયેલાં સર્વ સ્ત્રી પુરૂષો મોટેથી રડવા લાગ્યાં. સ્ત્રીઓને તો રડવાનો એવો કંઈ વિલક્ષણ આવેશ આવ્યો હતો કે, તેઓ પોતાની સાથેની દાસીઓને પણ રડવાનું કહેતી, આટલું કર્યા છતાં દાસીઓ ન રડતી તો તેમને મોટેથી મારતી; આથી કરીને તેમનું રડવું દૂર સુધી સંભ-ળાતું. ગોવેથી ડીલા વ્હેલ પછી કર્ણાટકમાં ગયો હતો.

ડીલા વ્હેલને હુકેરીમાં પુષ્કળ મજા જોવા મળી હતી. ગૌરી પૂજાની વખતે કેટલી સ્ત્રીઓએ કરેલો દાંડિયાનો નાચ તેને ઘણો ગમ્મત ભરેલો લાગ્યો હતો, કેટલાક જંગમ* લોકો એક ભારોટીયા ઉપર ટંગાઇને પોતાના દેહને શિક્ષા કરતા હતા. તે દેખાવ ઘણોજ હૃદયદ્રાવક હતો. વાંસાની ચામ-

* સાધુઓનો એક વર્ગ.

ડીમાં દોરી ઘાલીને તેને ભારોટિયાના આંકડે ટાંગતા, અને નીચે માથું રાખીને ઝોકાં ખાતા, અને મુખે ઇશ્વર ભજન કરતા. એક નાચનારી સ્ત્રીએ છેક કલ્પનામાં ન આવી શકે એવી કસરત કરી બતાવી હતી અને હુકેરી શહેરમાં એક દિવસે રાતના વખતે એક સ્ત્રી સતી થઇ હતી. તેનો નિશ્ચય, ધૈર્ય, અને આ સંસારના સુખની ક્ષણભંગુરતા વિષે તેણે આવેશથી કરેલો ઉપદેશ, વગેરે તેના ગુણ જોઇને ડીલા વ્હેલે તેને ધન્યવાદ આપ્યો હતો. હુકેરીમાં અઘોરેશ્વરનું મોટું દેવાલય હતું. દેવની મૂર્ત્તિ ષોડશ ભુજા—સોળ હાથવાળી હતી. તેની પાલખીનો વરઘોડો એક રાતે નીકળેલો ડીલા વ્હેલને જોવા મળ્યો હતો. બીજે દિવસે પ્રતિપદાના ચંદ્રનો ઉત્સવ થયો હતો. હિંદુ લોકોની દેવપૂજા એટલે ગાવું, બજાવવું, નાચવું વગેરેથી મનુષ્યની પેઠે દેવની શુશ્રૂષા કરવી એવો ડીલા વ્હેલનો અભિપ્રાય થયો હતો. પ્રાર્થના કે અધ્યયનમાં કાલક્ષેપ કરનારા ઝાઝા માણસો તેને માલૂમ પડયા નહોતા. સાધુવૃત્તિ ધારણ કરનારા જંગમ સાધુઓથી પણ તેને મોટી ગમ્મત મળી હતી.

(इ) ઓલાઝા:—માંગલોરની હદ ઉપર ઓલાઝા નામનું જે શહેર હતું ત્યાં ડીલા વ્હેલ ગયો હતો. હિંદુઓની વસ્તીમાં પ્રવાસ કરવાનું તેને ઘણું કષ્ટપ્રદ લાગતું. હિંદુ લોકોના આચાર તેને ઘણા ગુંચવાડા ભરેલા લાગ્યા હતા. માછલાં કે માંસનો આહાર ત્યાં નિષેધ્ય મનાયેલો હોઇ, ચોખા, ઘી, દૂધ, વગેરે પદાર્થ મેળવવા માટે પણ પ્રયાસ પડતો. ડીલા વ્હેલ ત્યાંથી માંગલોર ગયો હતો. માંગલોરમાં તે યોગીરાજને મળ્યો હતો. યોગીરાજ નામે યોગી લોકોનો રાજા હોઇ, તેને દર વર્ષે ૩૦ હજાર રૂપિયાની ઉપજનો પ્રદેશ કાઢી આપેલો હતો. આ રાજા ઘણે ભાગે ખેડૂતની ઢબે રહેતો હતો. તે વૃદ્ધ, અને હુશિયાર દેખાયો હતો, પરંતુ તેનામાં વિદ્યાનો છાંટો નહોતો.

(उ) કાલિકોટ:—માંગલોરથી ડીલા વ્હેલ કાલિકોટના ઝામોરીન રાજાને મળવા માટે ગયો હતો. તે વખતે પોર્ટુગીઝ લોકોનો વકીલ કાલીકોટ અને કોચીના રાજાઓનો ટંટો મટાડવા માટે જતો હતો. રાજમહેલમાં રાજાએ તેની સત્કાર સાથે મુલાકાત લીધી હતી. રાજા સુમારે ૩૦ વર્ષનો હોઈ, સોના મોતીથી તે મઢેલો હતો. પાસે બ્હેનની બે છોકરીઓ બેઠેલી

હતી. તે બ્હેનને રાણીનો ખિતાબ હતો. સર્વેનાં શરીર કમ્મર શિવાય છેક ઉઘાડાં હતાં. કાલિકોટમાં બીજી વિશેષ હકીકત બની નહિ. ગોવે પાછો આવીને ડીલા વ્હેલ સન ૧૬૨૪ના માર્ચ મહિનામાં બસરા અને અલેપ્પોના માર્ગે યૂરોપ ગયો હતો. તે વખતે અંગ્રેજોએ મોગલોનાં વહાણ પકડેલાં હોઇ, તેનું બાદશાહે વેર લીધું હતું, તે હકીકત બ્રિટિશ રિયાસતમાં આપેલી છે.

૩. **જૉન આલ્બર્ટ ડ મંડેલ્સ્લો.**—આ મુસાફર આ દેશમાં આવ્યો ત્યારે ૨૪ વર્ષની ઉમ્મરનો હતો. હોલસ્ટેનના ડયૂક તરફથી ઇરાનના શાહ પાસે આવેલા એલચી ખાતા સાથે તે ઇરાનમાં આવ્યો હતો, અને ત્યાંથી નીકળીને સૂરત બંદરે સ. ૧૬૩૮ ના એપ્રિલ મહિનામાં ઉતર્યો હતો. ત્યાંના અધિકારીઓએ સર ટોમસ રોની પેઠેજ તેનો સત્કાર કર્યો હતો. સૂરતના અંગ્રેજ સંસ્થાનના મુખ્ય અધિકારીને ઘેર તે રહ્યો હતો. અંગ્રેજો અને શાહજહાન વચ્ચે સારો સ્નેહભાવ હતો. સપ્ટેમ્બર મહિનામાં સૂરતથી નીકળેલા એક કાફલા સાથે તે અમદાવાદ ગયો હતો. સાથે ચાર અંગ્રેજ વેપારીઓ હતા. તેની સાથે બાર યૂરોપીઅન સિપાઈ અને બાર દેશી સિપાઈઓનો પહેરો હતો. અંગ્રેજ અને ડચ વેપારીઓએ દેશી પોષાક ધારણ કર્યો હતો, કારણ કે પરદેશી લોકોને રસ્તા ઉપર વિશેષ ભય રહેતો. રસ્તામાં તેણે ભરૂચ અને વડોદરે મુકામ કર્યો હતો. અમદાવાદમાં આરબખાન નામનો 'રાજા'ના ખિતાબવાળો મોગલોનો સુબેદાર હતો. તે અધિકારી ધનાઢ્ય હોઈ, તેની છોકરી શાહજાદા સુજાને પરણાવેલી હતી. તેની પાસે ૧૨ હજાર લશ્કર અને ૫૦ હાથી હતા. મંડેલ્સ્લોએ બે વખત આરબખાનની મુલાકાત લીધી હતી; તે આરબખાનને ઘણો પ્રિય થઈ પડયો હતો, અને તેનાં આગ્રહથી તેણે આ દેશનો પોષાક ધારણ કર્યો હતો. આરબખાને તેને મિજબાની આપી હતી. બીજી મુલાકાતના વખતે આરબખાન ઘણા કામમાં હતો. તે વખતના મોગલ સુબેદારોમાં આરબખાન શૂરો અને લાયક મનુષ્ય હતો. અંગ્રેજ અને ડચ વેપારીઓના દેખતાં તેણે આઠ નાચનારીઓને ફાંસીની શિક્ષા કરી હતી; તેમનો અપરાધ એટલોજ હતો કે, હુકમ પ્રમાણે તે હાજર થઈ નહોતી. આ કડક શિક્ષા માટે તે યૂરોપીઅન ગૃહસ્થોએ આશ્ચર્ય પ્રદર્શિત

કર્યું હતું. તે વખતે આરબખાન બોલ્યો, 'ગૃહસ્થો, જો લોકો મારો હુકમ પાળવામાં ઢીલ કરે તો આ સુબેદારીનું કામ પળ ભર પણ મારાથી થઈ શકે નહિ.' બીજા એક કાફલા સાથે મંડેલ્સ્લો આગ્રે ગયો હતો. રસ્તામાં રજપૂત લોકો સાથે એને અનેક ઝઘડા થયા હતા. આગ્રા શહેરની શોભા જોઈને મંડેલ્સ્લો ચકિત થયો હતો. ઘણાખરા દેશોનો આગ્રા સાથે વેપાર ચાલતો હતો. આવનારા અને જનારા માલ ઉપર દશ ટકા જકાત લેવાનો વહીવટ હતો. શહેરના રસ્તા સારા પહોળા હતા. પ્રવાસીઓ માટે ત્રણ ત્રણ મજલાની ૮૦ ધર્મશાળાઓ હતી. પ્રત્યેક ધર્મશાળામાં ભોંયરાં, તબેલા વગેરે હોઈ, એક અધિકારી નીમેલો હતો, જે પ્રવાસીઓને ઘાસ દાણો અને બીજો સામાન પૂરો પાડતો. થોડાજ વખતમાં મંડેલ્સ્લોને આગ્રેથી તાબડતોબ સૂરત નાસી જવું પડયું હતું, કારણ કે ઇસ્પહાનમાં હતો ત્યારે તેણે એક મનુષ્ય સાથે કલહ કરીને તેને ઠેર માર્યો હતો, અને તે મરનાર માણસનો કોઈ સગો તેને આગ્રામાં મળ્યાથી કદાચ એકાદ વખત મળતાં તે પોતાને ઠેર મારશે એવી તેને ભીતિ ઉત્પન્ન થઈ હતી. ત્યાં ઇસ્ટ ઇંડિયા કંપનિ તેની સાથે યોગ્ય રીતે વર્તી. સ. ૧૬૪૦માં તે ઇંગ્લાંડ ગયો, અને ત્યાંથી જર્મનીમાં કેટલોક વખત લસ્કરમાં નોકરી કરીને પેરિસમાં કોલેરાથી તે મરણ પામ્યો હતો.

૪. **ફ્રાન્સિસ્ બર્નિયર.**—એ શાહજહાન બાદશાહના વખતમાં આવેલો હોઈ, તે વખતે તેનું વય ૩૦ વર્ષનું હતું. રાજ્યદરબારનાં કામોમાં મંડેલ્સ્લો કરતાં તે વિશેષ કુશળ હતો. સ. ૧૬૫૫ થી ૧૬૬૭ સુધી ૧૨ વર્ષ તે હિંદુસ્થાનમાં હતો. આરંભમાં યૂરોપમાં અનેક વિદ્વાન્ ગૃહસ્થો પાસે રહીને અભ્યાસ કર્યા બાદ તે ફ્રાન્સ દેશમાં થઇ ઈજિપ્ત ગયો હતો. ત્યાં કેટલાક દિવસ રહી તે સ. ૧૬૫૫ માં સૂરત ઉતર્યો હતો. તેણે લખેલી હકીકત વિશેષ મહત્ત્વની છે. ફ્જલખાન નામના સરદાર સાથે તેનું ઓળખાણ થતાં બર્નિયર તેની સાથે રહ્યો હતો. ફ્જલખાન ઘણો સજ્જન ગૃહસ્થ હોઈ ઔરંગજેબનો મુખ્ય વજીર હતો. ફાજલખાનનેજ દાનેશમંદખાનનું બીજું નામ મળ્યું હશે એમ લાગે છે. દાનેશમંદખાનના આશ્રયે બર્નિયર દિલ્હીમાં રહ્યો હતો, અને તેનું બીજું નામ નેમતખાન અલી હોઈ તેણે અનેક ગ્રંથો કરેલા છે.

તેનું ભાષણ ઘણું ઠઠ્ઠાખોર હતું. બર્નિયરે ફજલખાનને યૂરોપની ભાષાઓ શીખવી હતી, અને તેના માટે અનેક સુંદર લૅટિન ગ્રંથોનાં ભાષાંતર કર્યાં હતાં. બર્નિયર જવા લાગ્યો ત્યારે તેની પાસેથી ફજલખાને નાના પ્રકારના સુંદર ગ્રંથો યૂરોપથી મંગાવી લીધા હતા. ઔરંગજેબે રાજ્ય પ્રાપ્તિ માટે જે કારસ્થાન કર્યાં હતાં તેમનું આબેહુબ અને ચિત્રવેધક વર્ણન બર્નિયરે કરેલું છે. તે વર્ણન તેણે યૂરોપમાં પાછા ફર્યા બાદ લખેલું છે. એ ઉપરાંત ટૅવર્નિયર નામે એક ફ્રેન્ચ ઝવેરી સન ૧૬૪૦ થી ૧૬૬૭ સુધી હિંદુસ્થાનમાં ફર્યો હતો; તેણે મોગલ રિયાસતનું વર્ણન કરેલું હોઈ તે પણ ઘણું ઉપયોગી છે.

૫. **જૉન બૅપ્ટિસ્ટા ટૅવર્નિયર.**—આ એક પ્રસિદ્ધ ફ્રેન્ચ ઝવેરી હોઈ સ. ૧૬૪૧ થી ૧૬૬૮ ની વયમાં એટલે ડીલા વ્હેલ ગયા બાદ વીશેક વર્ષ પછી હિંદુસ્થાનમાં વેપારના ઉદ્દેશથી ફર્યો હતો. તે કેવળ વેપારી હોવાથી તેનો વૃત્તાન્ત ધંધો ઉદ્યમ કરનારને જેટલો ઉપયોગી છે તેટલો બીજાઓને નથી. તે યૂરોપથી પગરસ્તે ઇરાન સુધી આવીને પછી જળ માર્ગે હિંદુસ્થાનની તેણે ઘણી ખેપો કરી હતી. છેવટના વખતે પાછા જતાં માત્ર તે આફ્રિકાનું ચક્કર મારીને જળ માર્ગે ગયો હતો. ઇસ્પહાન શહેરમાંથી નીકળીને તે કંદહાર, કાબૂલ, લાહોર વાટે થઈને આગ્રે આવતો, અને ક્વચિત્ ઇરાનના અખાતમાં થઈ સૂરત ઉતરતો. આગ્રા અને સૂરત તેનાં હિંદુસ્થાનમાં મુખ્ય ઠેકાણાં હતાં. સૂરતથી આગ્રે જવું થાય તો તે કોઈ વખત બુરાનપુર, ઇંદોર, અને ગ્વાલિયર તરફ થઈ જતો, અને કોઈ વખત વડોદરા, અમદાવાદ ઉપર થઈ જતો. બંગાળામાં પણ અલ્હાબાદ, બનારસ, પટણા, રાજમહાલ, ઢાકા, હુગલી, વગેરે સ્થળે તે પ્રવાસ કરતો, સારાંશ કે, ઇરાન અફઘાનિસ્તાન, અને હિંદુસ્થાનના ઘણાખરા ભાગમાં તે ફર્યો હતો. સૂરત થઈ દેવગડના રસ્તે ગોવળકોન્ડે, અને ત્યાંથી પૂર્વે મચ્છલીપટણ જઈને ત્યાંથી દક્ષિણમાં ડચ સંસ્થાન પુલિકટ, અંગ્રેજોનું મદ્રાસ બંદર અને પોર્ટુગીઝોનું સેંટ ટોમનું બંદર વગેરે જોઇને ફરીથી કર્ણાટકમાંના ગંડિ કોટાના મજબૂત કિલ્લા આગળ થઈ તે ગોવળકોંડે ગયો હતો. પશ્ચિમ તરફના મલબાર અને કાનડા ભાગોની માત્ર તેને વિશેષ માહિતી નહોતી.

હિંદુસ્થાનમાં આગગાડી થતા પહેલાં પ્રવાસની પદ્ધતિ દરરોજ નીમેલા કોશ ચાલીને ઠરાવેલા મુકામે જઈ ઉતરવાની હતી. તે વખતે હિંદુસ્થાનમાંનો પ્રવાસ જેટલો સોઈવાળો અને સુખકર હતો. તેટલો ફ્રાન્ચ અને ઈટાલિ દેશોમાં નહોતો; એમ ટૅવર્નિયરનું કહેવું છે. યૂરોપના જેવા ઘોડા અને ગધેડાં ન હોઈ, આ દેશમાં બળદગાડીમાં, પાલખીમાં કે બળદ ઉપર બેસીને લોકો પ્રવાસ કરતા. શિગરામને બે બળદ જોડીને, તેમાં બે માણુસ બેસતાં. પરંતુ ટૅર્નિયર જેવા સુખીઆ ગૃહસ્થને એક ગાડીમાં એકલાજ જવું ઠીક લાગતું. ગાડીમાં જરૂર જેટલો સામાન રહેતો. ટેવર્નિયરે પોતાની ઇલાયદી ગાડી રાખી હતી. ગાડી અને બે બળદ મળીને સઘળા સરંજામનું ૬૦૦ રૂપિયા ખર્ચ થયું હતું. રોજ શુમારે ૪૦ માઇલ દોડતા જઇને સાઠ સાઠ દિવસ તે બળદ એક-સરખો પ્રવાસ કરતા. અર્ધા દિવસની મજલ થયા બાદ ઘી અને ગોળમાં ઘહુંનો આટો ભેળવીને તેની રાતબ બળદને ખાવા આપતા. આવી ગાડી ભાડે કરતાં દિવસનો એક રૂપિયો ભાડું પડતું. સૂરતથી આગ્રે કે ગોવળકોંડે જવાના ચાર દિવસ લાગતા, અને તે પ્રત્યેક માટે ૪૦–૪૫ રૂપિયા ભાડું થતું. જેમને વિશેષ ખર્ચ કરવાનું સામર્થ્ય હોય તેઓ મેનામાં જતા. મેનો સુંદર દેખાતો હોઇ મશરૂથી મઢેલો હતો. તેને છ ભોઇ ઉચકતા, અને એક સખસ છત્રી ધરીને બાજુએ ચાલતો. તેઓ બહુવા ઘણુાજ જલદી જતા. દર આ-સામીને દર મહિને ચાર રૂપિયા પગાર આપવો પડતો. સાઠ દિવસથી વિશેષ લંબાઇનો પ્રવાસ હોય તો તેઓ રોજના પાંચ રૂપિયા પગાર લેતા. પોતાની મોટાઇ લોકોને બતાવવા માટે ૨૫–૩૦ તીરંદાજ સાથે રાખવા પડતા. કેટ-લાકની પાસે નાની બંદૂકો પણ રહેતી. કોઇ કોઈ વાર લોકો સાથે નિશાન લઇ ફરતા. ડચ અને અંગ્રેજ વેપારીઓ પોતપોતાની કંપનીના ચિહ્ન માટે હમેશાં નિશાન સાથે રાખતા. તીરંદાજ લોકો પહેરાના ઉપયોગમાં પણ આ-વતા, અને રાતે મુકામ ઉપર વારાફરતી જાગતા બેસતા. એ પહેરેગીરો પોતાની નોકરીમાં કદી પણ કસૂર કરતા નહિ, કારણુ જે ઠેકાણેથી તેઓને લેવામાં આવતા ત્યાંનો તેમનો અમલદાર તેના પ્રમાનીપણુા માટે જામિન ગણાતો હતો, આવી રીતે પોતાના માટે તે જામીન રહે તે માટે દરેક આ-

સામી અમલદારને બે રૂપિયા આપતો હતો. મોગલોના વખતમાં હિંદુસ્થાનના રસ્તા ઘણા સારા હતા. રોમન લોકોની પેઠે મોગલોનું પણ રસ્તા સાફ રાખવા તરફ વિશેષ લક્ષ રહેતું. વળી દૂરના પ્રાંતો ઉપર અમલ રાખવો, અને બંડ બેસાડવાં એ બન્ને વાતો રસ્તા સિવાય થઇ શકતી નહિ. ઉત્તર તરફના રસ્તા જેટલા ઠેઠ દક્ષિણ તરફના રસ્તા સારા નહોતા. હૈદરાબાદથી મચ્છલી-પટ્ટણ જનારો મોટો રસ્તો ગોવળકોંડાના સુલતાનોના તાબામાં હતો. તે પ્રદેશમાં નદીઓ, તળાવ, અને પર્વત વિશેષ હોવાથી રસ્તા ઘણાજ મુશ્કેલી ભરેલા હતા. હૈદરાબાદથી કન્યાકુમારી સુધી જનારો રસ્તો હિંદુરાજાઓના પ્રદેશમાં હતો. તે ઘણો ખરાબ હોવાથી ઘણોખરો માલ બળદની પીઠ ઉપર લઇ જવો પડતો. કેટલેક સ્થળે ગાડી ચાલવાને અડચણો હોવાથી મેનામાં જવું પડતું. પરંતુ ત્યાં ભોઇ ઘણા જલદી ચાલતા હોવાથી છેક દક્ષિણ તરફ-નો પ્રવાસ ઉત્તર કરતાં જલદી અને સુખરૂપ થતો હતો. મુસલમાની પ્રદેશ-માં માંસ વગેરે વેચાતું મળવાની સવડ હતી, પરંતુ તેવી સવડ કેટલાક હિંદુ પ્રદેશમાં નહોતી. કેટલાંક ગામોમાં માંસાહાર વર્જ્ય ગણાતો હોવાથી દૂધ અને ધાન્ય સિવાય બીજું કાંઇ મલતું નહિ. યૂરોપીય પ્રવાસીઓને તો નિદાન આ મોટી અડચણ લાગતી. ઠંડીની મોસમમાં ઘણોક પ્રવાસ લોકો દિવસે કરતા, પરંતુ ઉનાળામાં દિવસે ગરમી હોવાથી બહાર ન નીકળી શકાયાથી ઘણીજ મજલ રાત્રે કરવી પડતી. ચોરો વગેરેની ભીતિને લીધે કિલ્લાબંધી ગામોના દરવાજા રાત પડતાની સાથે બંધ થતા, અને પછી બહારના માણસોથી અંદર અને અંદરનાં માણસોથી બહાર જઇ શકાતું નહિ. કોઇ પણ ઠેકાણે ચોરી કે લુંટફાટ થાય તો ત્યાંના અમલદાર ઉપર સઘળી જવાબદારી હોવાથી શહેરના દરવાજા વહેલા બંધ કરવાની ફરજ પડતી. આથી પ્રવાસ કરતી વખતે ટૅવર્નિયર સાંજે ખાણું સાથે લઇને દિવસ ઘણો હોય તે વખતે બહાર નીકળતો, અને પછી રાતે પ્રવાસ કરતો. ટૅવર્નિયરના કહેવાથી તે વખતની ટપાલની વ્યવસ્થા સારી હતી એમ જણાય છે. તે વ્યવસ્થાથી ટપાલ ઘોડા કરતાં જલદી જતી. રસ્તા ઉપર દર છ માઇલે નાની ઝુંપડીઓ બાંધેલી હોઇને, તેમાં પગે દોડનારા ટપાલવાળા તૈયાર રહેતા.

પાછળના દોડનારાઓએ ટપાલ લાવી આપ્યા બાદ, નવા માણસો તે લઇને આગળના મુકામે દોડતા જતા. આવા પ્રકારની ઘણાંખરાં રાજ્યોમાં ટપાલની વ્યવસ્થા હતી. જે ઠેકાણે રસ્તા બાંધેલા નહોતા, ત્યાં ઝાડોની નિશાનીઓ ઉપરથી રસ્તો ધ્યાનમાં રાખવાનો રિવાજ હતો. જે પ્રદેશમાં ઝાડ નહોતાં ત્યાં ૫૦૦ પગલાંનાં અંતર ઉપર પત્થરનો ઢગલો કરીને તેને ચુનાથી ધોળતા. આથી કરીને અંધારી રાતે અને ચોમાસાના છેક અંધારામાં પણ ટપાલવાળાઓને રસ્તો જડવાને અડચણ પડતી નહિ. ઉપર કહેલા પત્થરોના ઢગલા દુરસ્ત કરી રાખવા અને તેમને ધોળવાનું કામ જે તે ગામના લોકોને સોંપેલું હતું. ઘણોખરો વેપાર બળદોની પીઠ ઉપર અગર મોટાં મોટાં ગાડાં મારફતે ચાલતો. ઘોડા અને ગધેડાં ઝાઝાં નહોતાં. ઉંટોનો ઉપયોગ મોટા વજનનો સામાન લઇ જવા માટે કરવામાં આવતો. માલની લાવ લઇજા વણજારી પોઠોથી કરવામાં આવતી. ઘઉં, ચોખા, દાળ, મીઠું વગેરે જણસો લાદેલા દશ દશ બાર બાર હજાર બળદ એકદમ નિકળતા અને જે ઠેકાણે જે માલ પાકતો ત્યાં તેનો પરસ્પર બદલો કરતા. સાંકડી વાટ આવે ત્યારે આવો કાફલો ચાલતો હોઇ રસ્તો ખુલ્લો થતા સુધી બે બે ત્રણ ત્રણ દિવસ મુસાફરોને મુકામ કરવો પડતો. આવી પોઠોવાળાને લમાણા કે મણેરી કહેતા. કેટલેક સ્થળે તેમને વણજારા કહેવાનો પણ રિવાજ હતો. તેઓ હમેશાં તંબુ-માં રહેતા અને બૈરાં છોકરાંને સાથે રાખતા. ઘઉં, ચોખા, દાળ, મીઠું, એ ચાર મુખ્ય જણસો લાવનારી ચાર મુખ્ય જાતિ હોઇ, પ્રત્યેક જાતિમાં સુ-મારે એક લાખ માણસ હતાં. દરેક જાતિના લોક એકજ જણસની લાવ લેઇજા કરતા. પ્રત્યેકનો એક નાયક હોઇ તેનો રૂઆબ રાજા જેવો જણાતો. તેના ગળામાં મોતીનો કંઠો રહેતો. બે કાફલા એકઠા થતા તો વાટ મેળવવા માટે કેટલીક વખત યુદ્ધ થયા વગર રહેતું નહિ. આવો યુદ્ધનો પ્ર-સંગ આવ્યાથી વેપારને ઘણો ધક્કો લાગે છે એવું જોઇને, ઔરંગજેબ બાદ-શાહે મીઠું અને ઘઉંની વણજારવાળાને મળીને પુષ્કળ બંદોબસ્ત કર્યો હતો, અને તેમને બક્ષિસ આપીને ઠેકાણે આણ્યા હતા. ચાર જણસોના ચાર કાફલા પોતાનાં કપાળ ઉપર જુદાં જુદાં ચિહ્ન ધારણ કરતા. લિંગાયતોની

રીત પ્રમાણે તેમના ગળે એક નાનો સરખો ડબો રહેતો. તેઓ પોતાનાં ઢોરાંપર અમર્યાદ મમતા રાખતા. વિશેષે કરીને જેને છોકરૂં ન હોય તે તો જનાવરોને છોકરાં જેવાંજ માનતા. સ્ત્રીઓ પોતાના શરીરે જુદા જુદા ફૂલોના આકારનાં છુંદણાં પાડતી. દરરોજ સવારમાં પુરૂષો જનાવરો ઉપર બોજો લાદતા. સ્ત્રીઓ તંબુ વગેરે સામાન આટોપી લેતી, અને સર્વે માણસો દેવની પૂજા કરીને બહાર નીકળતા. પ્રત્યેક કાફલામાં દેવ અને પૂજારી સાથે હોઇ દેવને ઉંચકી લેનાર સુંદર બળદ પણ ઠરાવેલો હતો. ગાડાંનો કાફલો હોય તો તેમાં સો બસેં ગાડાં હોય પ્રત્યેક ગાડાંને દશ બાર બળદ જોડેલા હોઇ, સાથે સંરક્ષણ માટે ચાર સિપાઇઓ રહેતા. તેઓ ગાડાં પકડી બેઉ બાજુએ ચાલતા, અને ગાડાં ગબડી ન પડે તે માટે તેમનાં દોરડાં પકડી રાખતા.

ટૅવર્નિયરે બીજી પણ ઘણી માહિતી પોતાના પુસ્તકમાં લખેલી છે. તે પોતે વિદ્વાન્ ન હોવાથી પૈસા અને વેપાર સિવાય તેણે બીજું કંઈ ઝાઝું લખેલું નથી. તેમજ તેનું વર્ણન ઘણે ઠેકાણે કંટાળા ભરેલું અને નીરસ થયેલું છે. હિંદુસ્થાનમાં જુદી જુદી જગોએ કઈ ચીજ કેવી ઉત્પન્ન થાય છે, અને તે શા શા કામમાં આવે છે વગેરે વેપારને ઉપયોગી માહિતી તેના પુસ્તકમાં પુષ્કળ છે. હિંદુસ્થાનના વેપારની તે કાળની સ્થિતિ જાણવાની જેમને ઇચ્છા હોય તેમણે તે પુસ્તક અવશ્ય વાંચવું. હિંદુઓની 'સતી,' વૈરાગી, ફકીર, હાથી, વાઘ, પશુ, પક્ષી. દેવાલયો, તળાવ, મસીદો વગેરે નાના–પ્રકારના વિષયોનાં વર્ણનોથી તેનું પુસ્તક ભરેલું છે. પરંતુ તેમાં ટેરીની અક્કલ અને ડીલા વ્હેલની જિજ્ઞાસા જણાઈ આવતી નથી. પુસ્તકનાં તરજુમો અંગ્રેજીમાં છપાયલો છે.

૯. ડૉકટર જૉન ફ્રાયર, ( એમ. ડી. કૅમ્બ્રિજ ) આ થિએનૉટની પછી છ સાત વર્ષે એટલે સ. ૧૬૭૩માં હિંદુસ્થાનમાં આવ્યો હતો. તે વખતે અંગ્રેજો અને ડચ વચ્ચે યુદ્ધ શરૂ થયાથી, અંગ્રેજોનાં દશ વહાણ લડાઈનો સામાન લઈ મદ્રાસ આવ્યાં હતાં તે વખતે તે યુદ્ધમાં કંપનીના ડૉક્ટર તરીકે તે હિંદુસ્થાન આવ્યો હતો. ઈંગ્લાંડથી ગ્રેવસૅંડ બંદરેથી વહાણ નીકળીને છ મહિને સ. ૧૬૭૩ ના જૂન મહિનામાં સિંહળદ્વીપનું ચક્કર લઇને મદ્રાસ આવ્યાં

હતાં. મદ્રાસની દક્ષિણે ૩૦ માઇલ ઉપરથી મદ્રાસના કિલ્લા ઉપર ડચ લોકોમાં નિશાન દેખાયાથી, અને મદ્રાસની આજુબાજુએ ડચ લોકોમાં વહાણ ફરતાં જણાયાથી, ડૉ. ફ્રાયરનાં વહાણ ઉત્તરે મછલીપટ્ટણ જઇને ઉતર્યાં હતાં. મછલીપટ્ટણમાં અંગ્રેજોની વખારો હતી, છતાં તે શહેર ગોવળકોંડાના સુલતાનના તાબામાં હતું. તે વખતે યૂરોપથી વહાણ આવતાં ત્યારે વખારોમાં મોટો આનંદ પ્રદર્શિત કરવામાં આવતો. વહાણો ઉપરથી તોપોના અવાજ થઈ રણશિંગડાં વગાડવામાં આવતાં. પરંતુ વખારમાંના લોકોથી તેના ઉત્તરમાં તોપો છોડી શકાતી નહિ, કારણ કે પરદેશી વેપારીઓએ તોપો રાખવી નહિ, અને માંહોમાંહે લડવું નહિ, એવો સુલતાનનો તેમને સખત હુકમ હતો. આથી તેમની પાસેની તોપો તેઓ ગુપ્ત રાખતા, અને તેવો ખાસ પ્રસંગ આવ્યા સિવાય તે ઉડાવતા નહિ. વિલાયતથી ખજાનો આવ્યો હતો, તે સુરક્ષિત રીતે વખારમાં આવી પહોંચ્યો હતો. આ દેશના લોકોનો કાળો રંગ, માથાં ઓડેલાં હોઈ ને વચમાં રાખેલી એક લાંબી ચોટલી, કમરની લંગોટી સિવાય સઘળું ઉઘાડું શરીર અને કાનમાંની સોનેરી મુરકીઓ, વગેરે જોઇને ડૉ. ફ્રાયરને ગમ્મત પડી હતી. આ હલકા મજૂર લોકોની વાત થઈ. પરંતુ બંદર ઉપર ઉંચી જાતના અને સભ્ય પોષાક પહેરેલા ઘણા લોકો હોઈ તેઓ આ પરદેશી લોકોનાં કામ કરવાને તૈયાર હતા. તેઓ અંગ્રેજી ભાષા જાણતા હતા. મચ્છલીપટ્ટણ કૃષ્ણા નદીના કાંઠા ઉપર છે. દક્ષિણ કાંઠા તરફનો પ્રદેશ પહેલાં હિંદુ રાજાઓના તાબામાં હતો. આ વખતે તે પ્રદેશ ઉપર ગોવળકોંડાના કુતુબશાહે સ્વારી કરીને ત્યાં પોતાનો અમલ બેસાડયો હતો. સુલતાને મદ્રાસના અંગ્રેજો ઉપર હલ્લો કર્યો, પણ સેંટ જ્યૉર્જ કિલ્લા ઉપરની તોપોથી તેને પાછા હઠવું પડયું, ત્યારે સુલતાને ચાર પાંચ માઇલ દક્ષિણ તરફ જઈને પોર્ટુગીઝ લોકોનું સેંટ ટૉમેનું સંસ્થાન કબજે કર્યું, અને ત્યાંની સર્વ તોપો લઈ લીધી. તે વખતે પોર્ટુગીઝ લોકો અંગ્રજોના સેંટ જ્યૉર્જ.ના કિલ્લા ઉપર જઇ રહ્યા. આવી સ્થિતિમાં ફ્રેન્ચ લોકોનો એક આરમાર કોરોમાંડલ કિનારા ઉપર આવ્યો હતો. સુલતાન સાથે લડીને ફ્રેન્ચ લોકોએ સેંટ ટૉમે પાછું લીધું. આ યુદ્ધમાં ડચ લોકોએ સુલતાનને મદદ કરવાની

તૈયારી કરી હતી. મચ્છલીપટ્ટણમાં હિંદુ અને મુસલમાન બન્નેની વસ્તી હોઈ, છીંટ તૈયાર કરવાનું કામ આ બંદરમાં સારૂં થતું. જમીન ઉપર કાપડ પાથરી નાનાં નાનાં છોકરાં પણ તેના ઉપર એટલી જલદીથી છાપો પાડતા કે તે ઉપર નજર ઠરતી નહિ. કેટલાક વખત પછી ડચ લોકોનો ફ્રેન્ચોએ પરાભવ કર્યો, ત્યારે ડૉ. ફ્રાયરથી ખજાનો લઈ મદ્રાસ આવી શકાયું. આ વખતે મદ્રાસનો-વેપાર જરા મંદ પડી ગયો હતો. સેંટ ટૉમે પાછું લેવા માટે સુલતાને અંગ્રેજ અને ડચની મદદ માગી, ત્યારે મદ્રાસના ગવર્નર લેંગહૉર્નને મોટી પંચાત પડી. કારણ કે યૂરોપમાં તે વખતે અંગ્રેજોને ફ્રેન્ચો સાથે મિત્રાચારી હોઈ ડચ લોકો સાથે યુદ્ધ ચાલુ હતું. આ તરફ ફ્રેન્ચોએ પણ અંગ્રેજોની મદદ માગી હતી સુલતાનને મદદ કરતાં ઇંગ્લાંડ અને ફ્રાન્સના રાજાઓને ડોવર આગળ થયેલા તહનામાનો ભંગ થાય, અને ફ્રેન્ચોને મદદ કરતાં સુલતાન સાથે અણબનાવ થાય. આ ભાંજગડો આગળ આવવાનીજ છે. ફૉર્ટ સેંટ જ્યૉર્જ કિલ્લામાં તે વખતે શુમારે ૫૦ ઘર હતાં. અંગ્રેજ ગોરા લોકોની સંખ્યા શુમારે ૩૦ હતી, અને પોર્ટુગીઝ લોકો સેંટ ટૉમે છોડીને મદ્રાસના કિલ્લામાં રહ્યા હતા. તેમની સંખ્યા ત્રણ હજાર હતી. કિલ્લાની બહાર 'કાળું શહેર' વસેલું હતું, તેમાં સઘળા દેશી લોકો રહેતા. તેમાં એક દેવાલય હોઇ તેમાં તે લોકો પોતાનો સઘળો ખજાનો રાખતા. અહિં હિંદુઓની સંખ્યા મોટી હોઇ મુસલમાન ઝાઝા નહોતા. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની નોકરીમાં એકંદરે ૩૦૦૦૦ દેશી લોકો હોઇ તેમના ઉપર કંપનીનો અમલ હતો. શહેર બહાર ખેતરો અને બાગો ઘણાં હોઇ અંગ્રેજ લોકો પોતે પણ ખેતી કરતા. કિનારા ઉપર અનેક સ્થળે પરદેશી લોકોની કિલ્લેબંધી હિંદુસ્થાનના રાજાઓએ કરવા દીધી, એનું કારણ ડૉ. ફ્રાયર એવું કહે છે કે તે રાજાઓ પાસે આરમાર ઘણે ભાગે ન હોવાથી, શત્રુ આવતા ત્યારે બંદર ઉપરનાં સ્થળ સંભાળવાનું કઠણ પડતું, તેથી યૂરોપીઅન લોકો આવી રહ્યાથી સહેલાઇથી પોતાનું સંરક્ષણ થશે, અને તેમની સાથે સ્નેહથી વર્તતાં તેમની તરફથી પોતાને મદદ પણ થશે એવું તે રાજા ધારતા. આ યૂરોપીઅન લોકોની શક્તિ વિશેષ છે, અને તેઓજ આગળ પોતાના ધણી થશે એ તે વખતે કોઇના પણ ધ્યાનમાં આવ્યું નહોતું.

સ. ૧૬૭૩ ના ઑક્ટોબર મહિનામાં મદ્રાસ છોડીને ડા. ફ્રાયર મુંબઈ આવ્યો હતો. તે વખતે મુંબઇ બેટ પોર્ટુગીઝ લોકો પાસેથી અંગ્રેજોના તાબામાં આવ્યે થોડાંક વર્ષ થયાં હતાં. ત્યાંની હવા ઘણી ખરાબ હોઇ અંગ્રેજ લોકોને માફક નહોતી. વળી તે લોકો ઘણો અત્યાચાર કરતા. તેમને પોતાની સ્ત્રીઓ અહિં લાવવાની પરવાનગી મળી હતી. છતાં તેમની સંતતિ નિઃસત્વ અને હલકી નીપજવા લાગી હતી. મુંબઇથી ડૅા. ફ્રાયર સૂરત ગયો હતો. ઔરંગઝેબની જુલમી રાજ્યપદ્ધતિથી સૂરતની વ્યવસ્થામાં આ વખતે ઘણો ફરક પડયો હતો. સૂરતમાં મુસલમાન લોકોનું રહેવું ઠાઠનું હતું. હિંદુ લોકો ધનાઢ્ય હતા, છતાં ડોળથી રહેતા નહિ, કારણ તેમના ઉપર મુસલમાન અધિકારીઓનો ડોળો રહેતો. ફકીર અને બીજા મુસલમાન ભિક્ષુકોનો પસારો અત્યંત હોઇ તેમને ફાવે તે ગૃહસ્થ ઉપર ભર રસ્તામાં ઝડપ મારતા. એ ' પરમેશ્વર, અમે ફાટાં તૂટાં કપડાં સાથે રસ્તામાં ફરિયે, અને આ ખ્રિસ્તિ કાફરો મોટા ઠાઠથી ઘોડા ઉપર બેસી જાય એવો તારા ઘરમાં કેમ અન્યાય હશે!' એવી તેઓ બુમ પાડતા. એમ છતાં આ ફકીરો શ્રીમંત મુસલમાન ગૃહસ્થોને વિશેષ ત્રાસ આપતા હતા. ઔરંગજેબ પોતે ફકીરની વૃત્તિથી રહેતો હોવાથી લોકો પણ તેમજ કરવા લાગ્યા હતા. ઇશ્વરભક્તિના નામે તેઓ ફાવે તેવાં નિંદ્ય કૃત્ય કરતા, કોઇ કહેતો કે, " મારે મસીદ બાંધવી છે, અને તેમાં થનારો ખર્ચ મળતા સુધી તે પોતે ઝાડ ઉપર ઉંધે માથે ટંગાતો. આવીજ પૈસા કઢાવવાની કેટલીક યુક્તિઓ બીજા લોકો કરતા. ગરીબ હિંદુ લોકો પણ તેમને ધર્મી ન કહે તો તે ગુન્હો થઇ કાજી આગળ તેને દંડ ભરવો પડતો, નહિતો મુસલમાન ધર્મ સ્વીકારવો પડતો, શાહુકાર કે દુકાનદારો પાસે જઇને એ ફકીર લોકો ત્રાગું કરવા લાગતા, અને તેથી કરીને પૈસા કઢાવતા. ખુદ નવાબનું પણ તેની આગળ કાંઇ ચાલતું નહિ. શિવાજીની સ્વારી વિષે ડૅા. ફ્રાયરે કેટલીક હકીકત લખેલી છે. સૂરતની ખાડીમાં મોગલોનાં મોટાં મોટાં ઘણાં વહાણ હતાં. તે ઘણે ભાગે અહિં આવેલાં ગરીબ અંગ્રેજ મજૂરોએ તૈયાર કરેલાં હતાં. ઉત્તમ વહાણો શુમારે ૧૦૦ હતાં, અને નાનાં નાનાં તો ઘણાંજ હતાં. વહાણો

હોવા છતાં યૂરોપીઅન લોકોનો પરવાનો અને ટંડેલ સાથે લીધા સિવાય તેમને પ્રવાસ કરવાની છાતી ચાલતી નહોતી. પોર્ટુગીઝ, ડચ અને અંગ્રેજ, એ ત્રણેના પરવાના સાથે રાખ્યાથી તેમને રસ્તામાં તે લોકો તરફથી લુંટ થવાની ભીતિ ન રહેતી. મોગલોના વહાણ ઉપર તોપો હતી, પરંતુ તે ઘણે ભાગે શોભાની હતી. મક્કાના યાત્રાળુઓના લાવલઇજા કરનારાં ચાર મોટા વહાણ હમેશાં ચાલતાં હતાં, સૂરત બંદર ગુજરાતના સુબેદારના તાબામાં હતું. મીરજુમલાનો પુત્ર મહંમદ અમીરખાન તે વખતે ગુજરાતનો સુબેદાર હતો. તે અમદાવાદમાં રહેતો હતો. મરાઠા, રજપૂત અને કોળી વગેરેનો ગુજરાતમાં વિશેષ ઉપદ્રવ હતો, નહિતો સૂરત બંદરને તે વખતે જગતના વેપારમાં પહેલું પદ મળ્યું હોત, ઔરંગઝેબ બાદશાહ મોહોરમના વખતે શિયાલોકોને તાબુત બનાવીને હસન હુસેનનું સરઘસ કાઢવા દેતો નહિ. હિંદુઓની મૂર્તિપૂજા જેવા ગાંડા આચાર તેમાં છે, એમ તે કહેતો, હિંદુ લોકો ઉપર તેણે વિશેષ જુલમ કર્યો હતો. આ જુલમ તેઓ કેમ સહન કરતા એ વિષે ફ્રાયરને મોટી નવાઇ લાગી હતી.

સન ૧૭૭૬ માં ડૉ० ફ્રાયર સૂરતથી મુંબઇ ગયો હતો. ત્યાંથી જુન્નરના મુસલમાન નવાબે જનાનખાનામાંની એક બાઇને ઔષધ આપવા માટે તેને બોલાવ્યાથી તે જુન્નર ગયો હતો. નવાબે તેનું આતિથ્ય ઉત્તમ પ્રકારે કર્યું હતું. અનુકૂળ મુહુર્ત આવતા સુધી રોગીની તેને મુલાકાત થઇ નહિ. સારો દિવસ આવતાં નવાબ ડૉ० ફ્રાયરને જનાનખાનામાં લઈ ગયો. ત્યાં આસપાસ પડદા નાંખેલો એક પલંગ હતો. ફ્રાયરે પડદામાંથી પોતાનો હાથ અંદર ઘાલીને પલંગ ઉપરના માણસની નાડી તપાસી. તે સારા માણસની નાડી જેવી તેને જણાઈ. પાછળથી તેને સમજાયું કે વૈદ્યની પરીક્ષા કરવા માટે એક અશક્ત મજૂરનો હાથ પ્રથમ તેને બતાવવામાં આવ્યો હતો. પછી આજારી બાઇનો હાથ તેણે જોયો, પરંતુ તેની સાથે તેની નજરોનજર મુલાકાત થઈ નહિ. ફ્રાયરે લોહી કાઢી તે બાઈનું દરદ મટાડયું. પછી બીજા પ્રસંગે એક બાઈને જોવા માટે ડૉ. ફ્રાયર ગયેલો તે વખતે પડદો છૂટી પડી નીચે પડયો, ત્યારે સર્વે સ્ત્રીઓ એકદમ તેની નજરે પડી, પરંતુ કોઈ નાસી

થઈ નહિ. તેમણે પોતાના હાથથી પોતાનાં મુખ ઢાંકી દીધાં, અને આંગળી-ઓની ફાટમાંથી તેઓ ડૅા. ફ્રાયર તરફ જોવા લાગી. ત્યાં ફળનાં છોતરાં અને શિવણુ કામના ટૂકડા જ્યાં ત્યાં પડયા હતા, તે ઉપરથી તે બાઇઓ ઘરનાં કામ કરતી હતી એમ ફ્રાયરે ધાર્યું. જુન્નરના નવાબ સાથે ફ્રાયરને તુરતજ સારો ઘરોબો થયો. તે વખતની સ્થિતિ વિષે બન્નેને ઘણી વાતચિત થઈ. તે જો વેપારમાં લક્ષ આપે તો સારો ફાયદો છે એવું ફ્રાયરે તેને કહ્યું, પરંતુ નવાબે વેપારની દરકાર કરી નહિ. કોઈ રીતે પણ મરાઠાઓ સાથે મોગલોને સલાહ ન થતાં બન્નેનું યુદ્ધ કાયમ રહે, એટલોજ નવાબનો હેતુ હતો. આનું કારણ એટલુંજ કે જ્યાં સુધી યુદ્ધ ચાલુ હોય, ત્યાં સુધી ફાવે તેટલી ફોજના આંકડા કાગળ ઉપર બતાવીને મોટી મોટી નિમણુકો બાદશાહની ત્રીજોરીમાંથી લઈ શકાતી હતી. શિવાજી સાથે સલાહ થતાં ફોજ કમી થવાથી પોતાને મળતો લાભ જતો રહેશે એવી સર્વને ભીતિ હોવાથી, ઔરં-ગજેબના સરદારોએ સમાધાન કરવાની દિશાજ પકડી નહિ. જુન્નર કિલ્લાનો અધિકારી જુદોજ હતો. તે મૂળનો બ્રાહ્મણ હોઈ મુસલમાન થયેલો હતો. ઔરંગજેબની તેના ઉપર મહેરબાની હતી. શિવાજીને તેણે અનેક વખત ફસાવ્યો હતો. તુરતજ ડૅા. ફ્રાયર મુંબઈ પાછો આવીને કારવાર ગયો હતો. શિવાજીએ કારવાર અને આસપાસનો પ્રદેશ વિજાપુરવાળા પાસેથી કબજે કરેલો હોઈ, કારવારમાં અંગ્રેજોની પણ વખારો હતી. કારવારથી ડૅા. ફ્રાયર ગોવે ગયો હતો. પોર્ટુગીઝ સ્ત્રીઓ સ્વરૂપે સુંદર હોઈ પડદામાં રહ્યાથી તેને નિઃસત્ત્વ દેખાઈ હતી. તેઓ ઉત્તમ પ્રકારની રસોઈ હાથે તૈયાર કરતી. ગોવે પણ મરાઠા લોકો આવી પહોંચ્યા હતા, તેથી વિશેષે કરીને ગાયનું માંસ મેળવવાને પોર્ટુગીઝ લોકોને મોટી પંચાત પડવા લાગી હતી. તેમજ હીરા માણેક, જળાઉ અને ઇમારતી લાકડું, વગેરે જણસોનો વેપાર પોર્ટુગીઝ લોકો કરતા હતા, તે પણ મરાઠાઓના આવવાથી બંધ પડયો હતો. કેટલાક દિવસ બાદ ડૅા. ફ્રાયર કારવારની દક્ષિણે ગોકર્ણ ગયો હતો. ગોકર્ણ હિંદુ લોકોનું પવિત્ર સ્થાન મનાયલું હોઈ ત્યાં દરસાલ ઘણા મેળા ભરાતા. ત્યાં બ્રાહ્મણોનો સમૂહ મોટો હોઈ, વિદ્યા ઉપાર્જન કરવા માટે અનેક વિદ્યાર્થીઓ આવી રહ્યા

હતા. પરંતુ ઘણા ખરા લોક વિદ્યાની પ્રાપ્તિને બદલે ઇશ્વરભક્તિમાં નિમગ્ન થયેલા દેખાયા હતા. ગોકર્ણથી મુંબઇ પાછા આવીને ડૉ. ફ્રાયર ઇરાનમાં ગયો હતો, અને ત્યાંથી પાછા આવીને સ. ૧૬૮૧ માં તે યૂરોપ જવા રવાના થયા હતો. મોગલ ઇતિહાસે જુદું વલણ લીધું તે અરસામાંજ તે હિંદુસ્થાન છોડી ગયો હતો.

૭. **થિએનૉટ.**—આ ગૃહસ્થ વિશેષ યોગ્યતાવાળો હતો. તે કુલીન કુટુંબનો હોઇ પેરિસના વિશ્વવિદ્યાલયમાં તેને શિક્ષણ મળેલું હતું. તે જાન્યુઆરી સ. ૧૬૬૬ માં સૂરત ઉતર્યો હતો, જે વખતે તેનું વય ૩૪ વર્ષનું હતું. તે ફક્ત એકજ વર્ષ હિંદુસ્થાનમાં રહ્યો હતો, પરંતુ તેટલા કાળમાં તેણે કરેલું સૂક્ષ્મ અવલોકન તેનું ડહાપણ દર્શાવ્યા વગર રહેતું નથી. અમદાવાદમાં થિએનૉટે એક મસીદ જોઇ હતી. પહેલાં ત્યાં હિંદુ દેવાલય હોઇ ઔરંગજેબે તે તોડીને ત્યાં મસીદ કરી હતી. તે વખતે તે સ્થળે બાદશાહે ઘણી ગાયો મારીને તે જગા ભ્રષ્ટ કરી ફરીથી હિંદુઓને માટે નિરૂપયોગી કરી દીધી હતી. આસપાસની સંગેમરમરની ભીંત ઉપર જૈન મૂર્તિઓ કોતરેલી હતી. મુસલમાનોને મૂર્તિ પસંદ ન હોવાથી બાદશાહે સઘળી મૂર્તિઓનાં નાક તોડાવી નાંખ્યાં હતાં. ડીલા વ્હેલે વર્ણવેલાં પશુ, પક્ષીઓનાં પાંજરાપોળો થિએનૉટે અમદાવાદમાં જોયાં હતાં. તે ફરીથી પાછો સૂરત આવ્યો હતો. રસ્તામાં ગરાશિયા લોકોનો ઉપદ્રવ હતો. તે વખતે લુંટ, ચોરીનો ત્રાસ ન થાય તેટલા માટે ચારણ લોકોને સાથે રાખવાનો રિવાજ હતો. ભાટ લોકોમાં ચારણ નામે એક જાત હોઇ, લોકો તેને પવિત્ર સમજીને તેમને કોઇ છેડતું નહિ. ચારણને કોઇ ઠેર મારે તો લોકો તેને જાતિભ્રષ્ટ માનતા. આથી પ્રવાસી લોકો પોતાની સાથે ચારણ જાતિનો એક પુરૂષ તથા એક સ્ત્રી દરરોજ રૂપિયા બે આપીને રાખતા. પ્રવાસીઓ ઉપર કોઇ હાથ નાંખવા આવ્યું હોય તો આ ચારણ માગું કરીને આત્મહત્યા કરવા તૈયાર થતા, એટલે લુચ્ચા લોકોને પોતાનું દુષ્કર્મ કરતાં અટકવું પડતું. પરંતુ થિએનૉટે ચારણને સાથે લીધા નહોતા. ચારણ લોકો પોતેજ લુચ્ચાઇ કરવા લાગ્યા હતા, એમ થિએનૉટનું માનવું હતું. રસ્તામાં એક વખતે ગરાશિયા ચોરો તેને મળ્યા હતા

ત્યારે થોડા પૈસા આપ્યા બાદ તેમની સમજુત થઇ હતી. બીજે એક સ્થળે ગરાશિયા લોકોનો રાજા સર્વ મુસાફરો પાસેથી અર્ધા રૂપિયાનો કર વસુલ લેતો હતો. તે કર આપ્યેથી તેના ટપ્પામાં ચોરી થતી તો તે માલ ભરી આપતો. વિશેષે કરીને વેપારીઓને તે ઘણો ઉપયોગી થઇ પડતો. ચોરોએ લીધેલો માલ જેવો ને તેવો તે માલિકોને પાછો અપાવતો. તેજ રાજા સૂરતથી આગ્રે જનારા વણજારી કાફલામાંના પ્રત્યેક શખ્સ પાસેથી દશ રૂપિયા કર લેતો, અને તે મટે તે સર્વે લોકોને મિજબાની આપીને ખુશ કરતો, અને પોતાની હદ પૂરી થતા સુધી પોતાના સ્વાર સાથે આપીને તેમને પહોંચતા કરતો. ખંભાતથી ભરૂચ સુધીના સર્વ પ્રદેશનો તે માલિક હોઇ ત્યાંના લોકોને ગરાશિયા કહેતા. સૂરતના મુસલમાનોની ન્યાય પદ્ધતિનું વર્ણન થિએનૉટે આપેલું છે. બીજાં સ્થળોની પેઠેજ મુફ્તી અથવા મુલ્લાં અને કાજી પાસે ઇન્સાફનું કામ હતું. વાકનવીસ નામનો કામદાર શહેરના સર્વ હાલહવાલ બાદશાહને લખી જણાવતો. સૂરતમાં બે નવાબ હોઇ એક કિલ્લાનું સંરક્ષણ કરતો, જ્યારે બીજો શહેરની વ્યવસ્થા રાખતો. બન્નેનાં કામ બરાબર વહેંચાયલાં હતાં. શહેરના નવાબ પાસે સઘળું દિવાની કજિયાનું કામ હોઇ, લોકોને તાબડતોબ ન્યાય મળતો હતો. ઘણુંખરૂં કામ સોગંદ ઉપર ચાલતું. હિંદુને 'ગાયના સોગંદ લઈ ખરૂં કહું છું, ખોટું કહું તો ગાયનું માંસ ખાધા બરાબર છે,' એવા સોગંદ લેવા પડતાં. હિંદુ લોકો વગર વિચાર્યે સોગંદ લેતા નહિ. સોગંદ લેવા કરતાં કજિયામાં હારવું તે સારૂં એમ તેમને લાગતું. ફોજદારી ગુન્હા કોટવાળ પાસે જતા. ન્યાયાધીશ, પોલિસ, તુરંગનો સુપરિન્ટેન્ડેન્ટ અને શહેરનો માજીસ્ટ્રેટ એ સર્વેનાં કામ કોટવાળ પાસે હતાં. નવાબ કે કોટવાળને દેહાન્ત શિક્ષાનો અધિકાર ન હોઈ, તે ખુદ બાદશાહ પાસે હતો. મુકરદમાની તપાસ કરીને તેની હકીકત બાદશાહને જણાવ્યા બાદ તેની તરફથી હુકમ આવે તેવી શિક્ષા કરવામાં આવતી. કોટવાળ રાતે શહેરમાં ત્રણ વખત ફેરણી કરતો; નવ વાગે, બાર વાગે, અને ત્રણ વાગે. સઘળાં નાકાં ઉપર પહેરો હોઈ, રાતે રસ્તા ઉપર કોઈ શખ્સ માલૂમ પડે તો તેને એકદમ કેદ કરીને ફટકા વગેરે માર્યા સિવાય છોડતા નહોતા. ચોરીઓ પકડી

આપવા માટે કોટવાળ જવાબદાર હતો. શહેર બહારના આસપાસના બંદોબસ્તનું કામ ફોજદાર પાસે હતું. શિવાજીએ સુરતમાં લુંટ કરેલી તેની હકીકત થિએનૉટે આપેલી છે. શિવાજી પાસે તોપો ન હોઈ, ખ્રિસ્તિ લોકોએ પોતાની વખારોની આસપાસ તોપો ગોઠવી દીધાથી તેમને કોઈએ છોડયા નહિ, એવું થિએનૉટનું કહેવું છે. શિવાજી દિલ્હી ગયો તે વખતની હકીકત થિએનૉટે આપેલી છે. ઔરંગઝેબનો વિચાર શિવાજીને ઠેર મારવાનો હતો, પરંતુ રજપૂત રાજાઓની મદદ શિવાજીને હોવાથી, તેઓ બંડ કરશે એમ ધારીને બાદશાહે શિવાજીને ઠેર માર્યો નહિ. દિલ્હીથી લાહોરના રસ્તા ઉપર ઠગ લોકોનો ઉપદ્રવ હતો. નાયર અને પોલિયા લોકોની થોડી ઘણી હકીકત થિએનૉટે આપેલી છે.

૮. **હૅમિલ્ટન**—કૅપ્ટિન ઍલેક્ઝાન્ડર હૅમિલ્ટન સ્કૉટલાંડનો રહેનારો હોઈ સ. ૧૬૮૮ થી ૧૭૨૩ સુધી હિંદુસ્થાનમાં વેપાર કરતો હતો. ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે તેને સંબંધ નહોતો. તે કંપનિને હિંદુસ્થાનના વેપારનો સંપૂર્ણ પટો આપવામાં આવ્યો હતો, તે તેણે માન્ય રાખ્યો નહિ. સિંધ પ્રાંતમાં તે ઘણું ફર્યો હતો. એ સરહદ ઉપરનો પ્રાંત હોવાથી તેને બેઉ બાજુના લોકો તરફથી ઉપદ્રવ થતો હતો. આ કિનારા ઉપર મોટાં બંદર વસેલાં ન હોઈ, મુખ્ય શહેર ઠઠ્ઠા તે દેશની અંદર આવેલું હતું. સ. ૧૬૯૯ માં એક મોટો કાફલો ઠઠ્ઠે ગયો, ત્યારે તેના ઉપર આસપાસના લુંટારૂ લોકોએ છાપો મારીને સેંકડો વેપારીઓને નિર્દય રીતે કાપી નાંખ્યા હતા, અને સઘળો માલ લુટી લીધો હતો. પછી ત્રણ મહિને કૅપ્ટિન હૅમિલ્ટન મલબારથી શુમારે એક લાખ રૂપિયાની કિમ્મતનો માલ લઇને સિંધ પ્રાંતમાં ગયો હતો. તે માલ વેચાતો લેવા માટે ઘણા લોકો રાજી હતા. પરંતુ માલ ઠઠ્ઠે સુરક્ષિત રીતે પહોચાડવાની પંચાત હતી. ઠઠ્ઠાના નવાબ પાસેથી સ્વાર મળ્યા હતા પરંતુ તે સ્વારોને પણ લુંટારા લોકો સાથે અનુસંધાન હતું. છેવટે પોતાના સર્વ હથિયારબંધ ખલાસીઓને સાથે લઇને, બીજો જે એક કાફલો ઠઠ્ઠા શહેરમાં જતો હતો, તેની સાથે હૅમિલ્ટન નીકળ્યો. રસ્તામાં લુંટારા લોકો માર્યા ગયા, અને હૅમિલ્ટન ઠઠ્ઠે સુરક્ષિતપણે પહોંચ્યો. લુંટારા લોકોની ખબર

લઈ નાંખવા માટે ઠઠ્ઠાના લોકોએ તેનો ઉત્તમ રીતે સત્કાર કર્યો, નવાબે તેને નજરાણું મોકલ્યું, એના માલ ઉપરની જકાત તેણે માફ કરી, અને માલના વેચાણમાં તેને કંઈ અડચણ આવે તો તે દૂર કરવાનું પણ વચન આપ્યું હતું. સિંધ પ્રાંતમાંથી ગુજરાતમાં આવીને હૅમિલ્ટન મલબારમાં ગયો હતો. રસ્તા ઉપર ચાંચિયા લોકોનો તેને ભારે ઉપદ્રવ થયો હતો. મોગલો અને અંગ્રેજોને અણબનાવ હતો. મહારાષ્ટ્ર અને કર્ણાટકના લોકો અંગ્રેજોને મળી ગયા નહોતા.

૯. ઑર્મ્.—બંગાળા પ્રાંત વિષે કેટલીક માહિતી રૉબર્ટ ઑર્મ્ અને બર્નિયરે આપેલી છે. ઑર્મે મરાઠાઓનો ઇતિહાસ લખેલો હોઈ, તે સ. ૧૭૫૦ ના અરસામાં કેટલાંક વર્ષથી બંગાળા પ્રાંતમાં રહેતો હતો. બંગાળાની જમીન ઘણી ફળદ્રુપ હોઈ, થોડા શ્રમે પુષ્કળ ઉપજ આપનારો પ્રાંત બંગાળા જેવો બીજો સઘળી પૃથ્વીમાં નહોતો. અહિં ચોખાનો મુખ્ય પાક હોઇ, તે વખતે છૂટક વેચાણમાં પૈસાના શેર ( ૪૦ તોલા ) ચોખા મળતા. બીજાં ધાન્ય, શાક, ફળફળાદિ તો લખલુંટ થતાં. શેરડીની ખાંડ જ્યાં ત્યાં થતી હતી, અને માંસાહાર કરનારાઓ માટે સર્વ પ્રકારનાં ભક્ષ્ય પ્રાણી, અને દૂધ, મીઠું, વગેરે જણસોની વિલક્ષણ સમૃદ્ધિ હતી. અહિં આવીને વેપાર કરનારા અંગ્રેજોને તો પુષ્કળ અનુકૂળતા હોઇ, તેમને બેહદ આનંદ થતો. રૂપિયાનાં ૨૦ મરઘાં વેચાતાં મળતાં. ઘેટાં બકરાં તેટલાંજ સસ્તાં હતાં. અહિંની સ્ત્રીઓ સ્વરૂપે સુંદર અને સ્વભાવે મીલનસાર હોવાથી તે વખતના યૂરોપીઅન લોકોમાં એક કહેવત પડી ગઇ હતી, જેની મતલબ એવી હતી કે, બંગાળામાં આવનારા પરદેશી લોકોને સોએ દરવાજા ખુલ્લા છે, પરંતુ એક વખત અંદર આવ્યા બાદ બહાર જવા માટે એક પણ માર્ગ નથી. ત્યાંની અને વિશેષે કરીને સમુદ્ર કાંઠાના પ્રદેશની હવા પરદેશી લોકોને માફક નહોતી. આરંભમાં અંગ્રેજ અને ડચ લોકોનાં માણસો ટપોટપ મરવા લાગ્યાં હતાં. ત્યારથી એવો નિયમ કરવામાં આવ્યો હતો કે, હિંદુસ્થાનમાં બનતો અને સર્વેને પસંદ પડેલો પંચ નામનો દારૂ અને પરસ્ત્રીસંગ છોડી દેવો, અને પાન સોપારીની દુકાન ઉપર કોઇએ જવું નહિ. વળી બોર્ડો, કૅનેરી, અને શિરાજનો દારૂ લેતાં હવા નડતી નથી એમ તે લોકોને જણાઈ આવ્યું, અને

પછીથી લોકો ઓછા મરવા લાગ્યા. બંગાળા પ્રાંત નહેરો અને ખાડીઓથી ભરેલો હતો. પહેલાંના લોકોએ વેપારની સગવડ માટે સર્વ પ્રાંતોમાં મોટી મોટી નહેરો ઘણો શ્રમ અને ખર્ચ કરીને તૈયાર કરી હતી. તેમાંનું પાણી પીવામાં ઉત્તમ મનાતું. નહેરોની બન્ને બાજુઓએ ગામ વસેલાં હોઈ, ત્યાંના લોકો નહેરોના પાણીથી સર્વ પ્રકારના પાક નીપજાવતા. શેરડી અને રેશમી કીડાઓમાં ઝાડની મોટી મોટી વાડીઓ હતી. આસપાસની નહેરો વચ્ચે આ વાડીઓના નાના નાના સુંદર બેટ દેખાતા. આરાકાનના પોર્ટુગીઝ લોકો કિનારા ઉપરના લોકોને વારંવાર લુંટતા, તેથી ત્યાંના બેટ ઉજડ પડેલા હતા. અર્થાત્ વાઘ, ડુક્કર, વગેરે જંગલી પ્રાણીઓને રહેવાનું તે સ્થાન થઇ પડ્યા હતા. એમ છતાં બંગાળાની નિઃસત્ત્વકારક હવાનું પરિણામ લોકોની પ્રકૃતિ ઉપર ચમત્કારિક નીવડ્યું હતું, એમ ઑર્મનું કહેવું છે. હિંદુસ્થાનની હવા એકંદરે લોકોને નિઃસત્ત્વ બનાવનારી છે; તેમાં બંગાળાની તો વિશેષ. સઘળા હિંદુસ્થાનમાં બંગાળાના લોકો અશક્ત બાંધાના અને દુર્બળ હતા. શૌર્ય, સહનશીલતા, શક્તિ વગેરે ગુણોનો તેમનામાં અભાવ હતો. લોકોની વસ્તી પુષ્કળ હોઈ રેશમી અને સૂતરાઉ કાપડ તૈયાર કરવાનો ધંધો એટલા વેગથી ચાલતો કે મોગલ બાદશાહીમાં બંગાળા જેટલું સારૂં વણાટ કામ બીજે કંઈ પણ થતું નહિ.

૧૦. **કાર્સ્ટન નીબર.**—નીબર નામના રોમના એક પ્રસિદ્ધ ઇતિહાસકારનો બાપ કાર્સ્ટન નીબર હિંદુસ્થાનમાં આવ્યો હતો. તે જર્મનિમાં હાનોવરમાં જન્મેલો હોઈ, ડેન્માર્કના રાજા પાંચમા ફ્રેડ્રિકની નોકરીમાં તે ઇજિપ્ત દેશમાં આવ્યો હતો. ત્યાંથી સન ૧૭૬૩ માં તે મુંબાઈ અને સૂરત આવીને સ. ૧૭૬૭ માં પાછો ગયો હતો. મુંબઇ બેટ માત્ર અંગ્રેજોના તાબામાં હોઇ આસપાસનો સર્વ પ્રદેશ મરાઠાઓના તાબામાં હતો. મુંબઇમાં સર્વ જણસ સાષ્ટી નામના ફળદ્રુપ બેટમાંથી અગર બીજે ઠેકાણેથી લાવવી પડતી. સાષ્ટી મરાઠાઓનાજ તાબામાં હોઇ તેના ઉપર યૂરોપીઅન લોકોનો ડોળો હતો. મુંબઈની હવા ધીમે ધીમે સુધરતી જતી હતી, પરંતુ યૂરોપથી આવનાર લોકો ગોમાંસ, ડુક્કરનું માંસ, મદ્ય વગેરે પદાર્થોનું બે શુમાર સેવન

રાખતા, અને એકાએક મૃત્યુના ભોગ થઈ પડતા. યૂરોપીઅન કપડાં મુંબઈની ઉષ્ણુ હવાને યોગ્ય ન હોવાથી તેમનાં શરીર શેકાઈ જતાં, નીબર લખે છે કે, 'આ દેશના લોકોને કાંઈ રોગ નડતો નથી, અને તેઓ ઘણા વખત જીવે છે એનું કારણુ એ કે તે લોકો શરીરની આસપાસ ખુલ્લી હવા આવ્યાં કરે એવાં ઢીલાં અને પગ સુધી પહોંચે તેવાં કપડાં વાપરે છે, મદ્યપાન અને માંસાહાર કરતા નથી, અને રાત્રિનું ભોજન દિવસ અસ્ત થયા બાદ ઘણુા વખત પછી કરે છે' યૂરોપીઅન આચાર વિચાર હિંદુસ્થાનને લાગુ પડતા નથી, એ તે વખતના લોકોને પણુ જણાઈ ચૂક્યું હતું. મુંબઈની વસ્તી એક લાખ ચાલીશ હજાર હતી, અને તે પાછલાં વીશ વર્ષની અંદર ઘણી વધી હતી. એમાં યૂરોપીઅન લોકો ઘણા થોડા હતા. સૂરતમાં મનુષ્યોનું દવાખાનું મુદ્દલે ન હોઈ, નિરુપયોગી અને નિરાશ્રિત જનાવરો માટે માત્ર હિંદુઓનું દવાખાનું હતું, તે જોઈ એને મોટું આશ્ચર્ય લાગ્યું હતું.

આવા પ્રકારની હકીકત પાશ્ચાત્ય પ્રવાસીઓએ લખેલી છે. અમે કેવળ તૂટક દિગ્દર્શન કરાવેલું છે. હિંદુ લોકોની તે વખતની અંતઃસ્થિતિ વિષે વિશેષ માહિતી મળી નથી એ શોચનીય છે. હિંદુ રાજ્યનીતિ વિષે પાશ્ચાત્ય ગૃહસ્થોએ વિશેષ હકીકત આપેલી નથી. કૅપ્ટિન હૅમિલ્ટને પોતાનો મત આ પ્રમાણે આપેલો છે. 'સ્વરાજ્ય કરતાં મોગલોના અમલમાં રહેવું હિંદુ લોકોને સારૂં લાગતું, કારણુ કે મોગલોએ લોકો ઉપર કરનો બોજો વિશેષ લાધ્યો નહોતો. જે કર આપવો પડતો તે અધિકારીઓની મરજી ઉપર આધાર રાખતો ન હોઈ મુકરર કરેલો હતો, અને પ્રત્યેક માણુસ તે અગાઉથી જાણુતો હતો. હિંદુ રાજા મરજી પ્રમાણે લોકો ઉપર કર બેસાડતા. મનનો દ્રવ્યલોભ એજ લોકો પાસેથી પૈસા વસુલ કરવાનું પ્રમાણુ મનાતું, તેઓ ક્ષુલ્લક કારણો ઉપરથી પાડોશીઓ સાથે લડાઈ ઉભી કરતા. આથી તેમની મહત્વાકાંક્ષા અને મૂર્ખતાનું પરિણામ સર્વ રૈયતને ભોગવવું પડતું, અને દેહ સંબંધી અને દ્રવ્ય સંબંધી તેમને અત્યંત નુકસાન વેઠવું પડતું.' એકંદરે ઇતિહાસનાં સામાજિક અને સાંપત્તિક એવા બે મુખ્ય અંગ માટે વિશ્વસનીય માહિતી મળતી નથી.

# પ્રકરણ ૨૯ મું.

## મોગલ બાદશાહીની પડતીનો કાળ.

### સ. ૧૭૦૭–૧૭૪૮.



૧. **બહાદુરશાહ,** ( ૧૭૦૭–૧૨ ).—મોગલ બાદશાહીની પડતીનો કાળ એટલે ૧૮ મા સૈકાનો ઇતિહાસ છે. હિંદુસ્થાનના ઇતિહાસમાં એ સૈકું અનેક કારણોને લીધે મહત્ત્વનું છે. મરાઠા, શિખ, અંગ્રેજ વગેરેનો ઉદય આ સૈકામાંજ થયો હતો. જગતની પરિસ્થિતિમાં મોટી મોટી અને સાંપત્તિક ભાંગફોડ આજ વખતે થયેલી છે. એમ છતાં આ સ્થળે સવિસ્તર વિવેચન માટે જગા ન હોઇ, ફક્ત મોગલ બાદશાહીનો ઉપસંહાર અમે કરીશું.

ઔરંગજેબે તેના મરણ પહેલાં મૃત્યુપત્ર કરીને સઘળું રાજ્ય પોતાના ત્રણે પુત્રોને વહેંચી આપ્યું હતું. પરંતુ તે વ્યવસ્થા અમલમાં ન આવતાં તે ત્રણે માંહોમાંહે લડવા લાગ્યા. મોટો પુત્ર મુઆઝીમ તે વખતે કાબુલનો સુબેદાર હતો. નાનો કામબક્ષ વિજાપુરના કારભાર ઉપર હોઇ, બીજો આઝીમ મરણ સમયે બાપની પાસે હતો, અને તેનાજ તાબામાં સર્વ ફોજ હતી. વજનદાર સેનાપતિ ઝુલ્ફિકારખાનની તેને મદદ હતી. બાપના મૃત્યુપત્રનો અનાદર કરીને તે પોતાને સઘળા રાજ્યનો બાદશાહ કહેવરાવવા લાગ્યો. તેમજ સઘળી ફોજ લઇને તે દિલ્હી તરફ જવા નીકળ્યો. મુઆઝીમને આ ખબર પડતાંજ તે પણ પોતાના ભાઇની ખબર લેવા માટે કુચ કરીને દક્ષિણ તરફ જવા લાગ્યો. તેનો વડો પુત્ર મોઇઝ્–ઉદ્–દીન મુલતાનમાં અને બીજો પુત્ર અઝીમ–ઉશ–શાન બંગાળામાં હોવાથી તેમણે તેણે પોતાને ત્વરાથી આવી

મળવા લખ્યું. આદિલશાહ દિલ્હી પાસે આવી દાખલ થતા પહેલાંજ મોઇઝુદ્દીન અને અજીમ-ઉશ-શાન બાપને આવી મળ્યા. આજીમશાહ ત્વરા કરતો ગ્વાલિયર સુધી આવ્યો. તેનું તોપખાનું અને પાયદળ સાથે ન આવી શકયાથી પાછળ રહ્યું. પોતાનો ભાઇ આગ્રા આવીને પડેલો છે, એવું સાંભળીને તે લાગલોજ તેના ઉપર ચઢી ગયો. મેવાડ અને મારવાડના રાજા મુઆજીમને મળી ગયા. તા. ૩૧ મી મે સને ૧૭૦૭ ને દિવસે જાજવ આગળ બન્નેનાં લશ્કર એકઠાં મળતાં ઘણું જબરૂં યુદ્ધ થયું. આજીમશાહ આટલો જલદી આવી પહોંચશે એમ મુઆજીમે ધાર્યું નહોતું, તેથી તે શિકારે ગયેલો હતો. પરંતુ ત્વરાથી પાછા આવીને તે લડાઇમાં સામેલ થયો. આ પ્રમાણે બન્ને લશ્કર પૂરજોસથી લઢતાં હતાં તેવામાં એકદમ જોરથી પવન છૂટતાં દિશાઓ ધુંધવાઇ ગઈ, અને આજીમશાહની ફોજનાં માણસોની આંખોમાં ધૂળ પેસી ગઈ. આથી તેનું નસીબ ફર્યું. 'ક્ષણભર સંકટ વેઠીને ચાલ્યા જાઓ, પાછળ રહેલી ફોજ આવી મળતાં ફરીથી લડાઈ કરીશું,' એ વગેરે ઝુલ્ફિકારખાને આજીમશાહને કહ્યું; પણ તે તે રાજપુત્રને રૂચ્યું નહિ, ત્યારે ઝુલ્ફિકારખાન ચાલ્યો ગયો. પછી આજીમશાહ લઢતો હતો તેવામાં તેને ખબર મળી કે, તેના બે પુત્રો બેદરબખ્ત અને વલ્લી જેઓ ડાબી અને જમણી બાજુએ લડતા હતા તેઓ, અને દતિયા તથા કોટાના રાજા અને બીજા હાથ નીચેના મોટા મોટા સરદાર લડાઇમાં પડયા. આવી સ્થિતિમાં નિરાશાથી તેણે પોતાનો હાથી ટોળામાં નાંખ્યો. તેની સાથે તુરતજ તે શત્રુઓના હાથે મારી ગયો. તેનો નાનો છોકરો અલી તેહાર મુઆજીમના હાથમાં જીવતો પકડાયો, પરંતુ મુઆજીમ તેની સાથે મમતાથી વર્ત્યો. લડાઈ પૂરી થતાં મુઆજીમે બાદશાહી પદ ધારણ કર્યું, અને પોતાને બાહાદુરશાહ કહેવરાવવા લાગ્યો. ઝુલ્ફિકારખાન, તેનો બાપ આસદખાન અને આજીમશાહના બીજા સર્વ સરદારો તેને શરણે આવતાં તેણે તેમને ક્ષમા આપી. રજપૂત રાજાઓ તરફ તો મૂળથી બાહાદુરશાહનું વલણ વિશેષ હતું.

કામબક્ષ હજી દક્ષિણમાં હતો. તેને બહાદુરશાહનું કામ પસંદ પડયું નહિ, તેથી બહાદુરશાહને સવડ મળતાંજ તે પોતે તેના ઉપર ચઢી ગયો. તા. ૧૪

મી ફેબ્રુઆરી સન ૧૭૦૮ ને રોજ દક્ષિણમાં હૈદરાબાદ નજીક બન્નેનો ભેટો થયો. કામબક્ષ લડાઇમાં માર્યો ગયો એટલે સર્વે રાજ્ય બહાદુરશાહના તાબામાં આવ્યું. તે વખતે ઇંગ્લાંડમાં ઍન રાણી રાજ્ય કરતી હતી.

બહાદુરશાહની કારકીર્દિમાં મહત્ત્વની બે બીના બની હતી. એક, શંભાજીના પુત્ર શાહુનો છૂટકો થઇ તેને મરાઠાઓનું રાજ્ય મળ્યું, અને બીજી, સિખ લોકોના ટંટા. પહેલાંની હકીકત મરાઠાઓના ભાગમાં આપેલી છે. આ વખતે ઝુલ્ફિકારખાન પાસે દક્ષિણનો કારભાર હતો. પરંતુ બાદશાહ દિલ્હી તરફ જવા લાગ્યો ત્યારે તેણે ઝુલ્ફિકારખાનને પોતાની સાથે લીધો. આથી દાઉદખાન પન્ની નામના એક હુશિયાર કામદારને તેણે ઝુલ્ફિકારખાનના મદદનીશ તરીકે દક્ષિણમાં નીમ્યો, અને પછી બાદશાહ દિલ્હી તરફ ચાલી નીકળ્યો. રસ્તામાં રજપૂત રાજાઓ સાથે તેને લડવું પડયું હતું, પરંતુ પંજાબ તરફ સિખ લોકોએ બળવો કર્યાના સમાચાર આવ્યાથી, રજપૂતોની માગણીઓ કબૂલ રાખીને તેમની સાથે તેણે મિત્રતા કરી. આ હકીકત સ. ૧૭૦૯ માં બની હતી.

૨. **સિખ લોકોનો ઉદય.**—સિખ લોકોનું નામ પ્રથમજ આ કારકીર્દિમાં આવેલું છે. આથી પ્રસ્તુત સમયનાં તેમનાં કૃત્યોનું વર્ણન કરતા પહેલાં તેમનો થોડોક આરંભનો ઇતિહાસ આપવાની જરૂર છે.

પાછળના પ્રકરણમાં ધાર્મિક સ્થિતિ વિષે થોડુંક વિવેચન કરવામાં આવેલું છે, તે ઉપરથી આ અરસામાં બસેં ત્રણસેં વર્ષથી ધર્મસુધારણા તરફ સર્વે લોકોનું લક્ષ લાગ્યું હતું, અને જાતિભેદ વગેરે સમાજને હાનિકર્તા રિવાજ તોડીને હિંદુ, મુસલમાનોનું સંમેલન કરવાના પ્રયત્ન ચાલુ હતા એ જણાઈ આવ્યું હશે. સિખોનો પંથ આવા પ્રયત્નોનું પરિણામ હતો. તેમનો સંસ્થાપક બાબા નાનક ઉર્ફે નાનકશાહ ઇ. સ. ૧૪૬૯ માં દહેરા ગામમાં જન્મ્યો હતો. એ ગામ લાહોરથી ૩૦ ગાઉ ઉપર રાવી નદીના કાંઠે આવેલું છે. આરંભમાં તે હિંદુ હોઇ ધાન્યનો વેપાર કરતો હતો. પછી તે કબિરનો શિષ્ય બન્યો, અને લોકોને એકેશ્વરવાદનો ઉપદેશ કરવા લાગ્યો. તે વખતે દિલ્હીમાં બહલોલ લોદી રાજ્ય કરતો હતો. તેના તાબામાં પંજાબ પ્રાંતમાં નાના નાના હિંદુ

જમીનદાર રાજા રાજ્ય કરતા હતા. તે પૈકી એક રાજાએ નાનકને પોતાના મુલકમાં ધર્મનો ઉપદેશ કરવાની રજા આપી. તે ઉપદેશ કરતો અને દૈવી ચમત્કાર બતાવતો આખા હિંદુસ્થાનમાં ફર્યો. તેમજ તે મક્કા તથા મદીનાં ગયાનું પણ કહેવાય છે. ધર્મના કામમાં આગ્રહ ન હોવો જોઇએ, કોઇએ મનોભાવથી કરેલી ઇશ્વરની સેવા તેને એક સરખી પ્રિય છે, એ તેના બોધનો મુખ્ય મુદ્દો હતો. આ ઉપદેશનું વિશેષ પરિણામ, પંજાબમાંજ આવ્યું. તેના અનુયાયીઓનું 'સિખ' નામ પડયું. 'સિખ'–'શીખ' એ સંસ્કૃત 'શિષ્ય' શબ્દનો અપભ્રંશ છે. નાનકના શિષ્યો તે 'સિખ' થયા. નાનકે પોતાના શિષ્યોનો એક નવીન પંથ કાઢયો. આ પંથ પાળનારાઓએ સર્વ મનુષ્યો સાથે મિત્રભાવથી વર્તવું એવો ઉદ્દેશ હતો. અંગદ નામના પોતાના એક મુખ્ય શિષ્યને નાનકે આ નવીન પંથનું આધિપત્ય આપ્યું હતું. અંગદ પછી અમરદાસ સિખોનો આગેવાન થયો. અમરદાસે કજરાવળ નામનો કિલ્લો બંધાવ્યો હતો, તેના મનમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવાનો વિચાર હતો. પરંતુ રાજ્ય પ્રાપ્તિના છંદમાં પડયાથી ધર્મ નાશ પામે છે એવું લાગવાથી ઘણાઓએ અમરદાસને છોડી દીધો, અને તેઓ નાનકના પૌત્ર ધર્મચંદને ભજવા લાગ્યા. આ નવીન પેટાશાખાને 'ઉદાસી' અને 'નિર્મળ'નાં નામ મળ્યાં છે. હિંદુસ્થાનનાં મોટાં મોટાં શહેરોમાં સિખપંથોના જે ઉપદેશકો પ્રસિદ્ધિમાં આવ્યા, તે આ 'ઉદાસી' અને 'નિર્મળ' શાખાના હોઇ રાજકીય બાબતોમાં મન ઘાલતા નહિ. સિખોના ધર્મગ્રંથને 'આદિ ગ્રંથ'ની સંજ્ઞા હોઇ, તે પંજાબી અને હિંદી ભાષામાં લખેલો છે. તેમાંનો કેટલોક ભાગ નાનકનો પોતાનો, અને કેટલાક ભાગ કબીર, રામનંદન વગેરેના છે, નાનકથી ચોથો ગુરૂ અર્જુનમલ્લ નામે જહાંગીરના વખતમાં થયો. તેણે આ આદિગ્રંથ સઘળો એકઠો જમાવ્યો. આરંભના મોગલ બાદશાહ ધર્મની બાબતમાં આગ્રહી ન હોવાથી તેમના વખતમાં સિખોનું મહત્ત્વ બહુ વધ્યું. પંજાબના ફળદ્રુપ દુઆબમાં તેઓ નિવાસ કરી રહ્યા. પાંચમા ગુરૂ રામદાસ ઉપર અકબર બાદશાહની વિશેષ મહેરબાની હતી. આજ સાધુના નામથી વસેલું રામદાસપુર નામનું શહેર પંજાબમાં પ્રસિદ્ધ છે. રામદાસે એક મોટું લોકોપયોગી તળાવ બંધાવ્યું હતું,

તેને અમૃતસરનું નામ મળતાં તેના ઉપરથી હાલના અમૃતસર શહેરનું નામ પડ્યું છે. આ શાન્તિના કાળમાં સિખ લોકો ધનાઢ્ય થયા. આવી રીતે વધતું ગયેલું સિખોનું વજન પાછળના આગ્રહી મુસલમાનોથી સહન થયું નહિ. સ. ૧૬૬૦ માં અર્જુનમલ્લને પકડી તેમણે ઠેર માર્યો. આ કૃત્યથી સિખ લોકો ચ્હીડાઈ ગયા. અર્જુનમલ્લના પુત્ર હરગોવિન્દને આગેવાન બનાવીને તેઓ પોતાના શત્રુનું વેર લેવા લાગ્યા. પરંતુ આ બંડ તરફ તે વખતના મુસલમાન અધિકારીઓનું વિશેષ લક્ષ ગયું નહિ. તેમને ઉત્તર તરફના પહાડોમાં હાંકી મૂક્યાથી તે બંડનો તે વખતે જરૂર પૂરતો બંદોબસ્ત થયો. પરંતુ તે પછીથી સિખોએ પોતાના આચરણમાં ઘણો ફેરફાર કર્યો. નાનકે શિખવેલી શાન્તિભરેલી રહેણી છોડી દઇને તેઓ લડાયક બન્યા, અને આસપાસના મુલકમાં લુંટફાટ કરીને સ્વરક્ષણની તૈયારી કરવા મંડ્યા. તેમજ તેમનામાં પણ માંહોમાંહે કલહ ઉત્પન્ન થવા ઉપરાંત મોગલ અધિકારીઓએ તેમની સામે હથિયાર પકડ્યાં. આ માંહોમાંહેના વૈમનસ્યનું પરિણામ એ આવ્યું કે, સ. ૧૬૭૫ માં તેમણે પોતાના ગુરૂ તેઘબહાદુરનો વધ કર્યો. તેઘબહાદુરના વધ વખતે ઔરંગજેબે સિખોનો ઘાણ કાઢ્યો હતો.

તેઘ બહાદુરની પછી તેનો પુત્ર ગુરૂગોવિંદ સિખ લોકોનો ૧૦ મો ગુરૂ થયો. એ ચતુર અને ચાલાક હોઈ તેના વખતથી સિખોના પંથમાં નવીન જમાનો શરૂ થયો. લશ્કરી પદ્ધતિ ઉપર સિખોનું એક નવીન પ્રજાસત્તાક મંડળજ તેણે સ્થાપ્યું એમ કહીએ તો ચાલે. ગુરૂગોવિંદ ઉત્કૃષ્ટ ઉપદેશક હોવા સાથે શૂરો યોદ્ધો પણ હતો. પોતાના લોકોને બોધ કરવાની તેણે નવીન રૂઢિઓ દાખલ કરી. જાતિ ભેદનો તદ્દન નાશ કરી સર્વે લોકો સાથે સરખી રીતે વર્તવાના તેણે નિયમ કર્યા. પોતાના અનુયાયીઓને તેણે એક જાતનો નવીન લશ્કરી પોષાક આપ્યો. સિપાઇગીરીની નિસાની તરીકે પોતાની પાસે પ્રત્યેકે લોઢાની લાકડી રાખવી, અને શરીર ઉપરના વાળ ન કાઢતાં તેમને વધવા દેવા, એવું તેણે ઠરાવ્યું. હિંદુઓને ખુશ રાખવા માટે ગોવધની મનાઈ કરીને હિંદુઓના દેવતાને માન આપવુ અને બ્રાહ્મણોની પ્રતિષ્ઠા સાચવવી એ વગેરે તેણે ઠરાવ્યું. સારાંશ કે આજપર્યંત સિખોની શૌર્ય માટે જે ખ્યાતિ

છે, તેનો ઉત્પાદક ગુરૂગોવિંદ હતો. વિચિત્ર નાટક નામે સિખોમાં એક પ્રસિદ્ધ ગ્રંથ છે, તેમાં આ પુરૂષનાં કૃત્યોનું વર્ણન છે. તેને 'દશમા પાદશાહકા ગ્રંથ' એમ પણ કહે છે. લડાઇના પ્રસંગે 'વાઃ ગુરૂજીકા ખાલસા,' 'વાઃ ગુરૂજીકી ફતેહ,' એવા શબ્દોનો ઉચ્ચાર કરવા માટે ગુરૂગોવિંદે તાકીદ આપી. 'ખાલસા' શબ્દનો અર્થ ઐક્ય થાય છે. તેથી આપણે સર્વે લોકો એક હોઈ ગુરૂ સાથે આપણી એકતા છે, એવો ઉપલા શબ્દોનો અર્થ થાય છે. આ ઉપરથીજ સિખ ફોજને 'ખાલસા ફોજ' કહેવાનો રિવાજ પડેલો છે. 'ગુરૂમતા' નામનું એક સિખ સરદારોનું મંડળ ગુરૂગોવિંદે સ્થાપ્યું હતું. એ મંડળ અમૃતસરમાં વખતોવખત એકત્ર થતું, અને તે વખતે સિખોની ઉન્નતિ માટે શા ઉપાય કરવા એ વિષે વિચાર થતો. આ મંડળના સભાસદોની ચુંટણી કેવા તત્ત્વ ઉપર થતી તે બરાબર સમજાતું નથી, છતાં લશ્કરી કામમાં હાથ નીચે થોડાંક માણસ રાખીને જેઓ લોકનાયક તરીકે કંઈક સરદારી બજાવતા તેમને આ સભામાં બેસવાનો અધિકાર હતો. આ દેશના લોકોના વિચારમાં લોકનિયુક્તત્વ દાખલ થયાનું આ પહેલુંજ ઉદાહરણ છે, એમ કહેવાને હરકત નથી, તેના બે નાના પુત્રો જોરાવરસિંહ અને ફતેહ-સિંહ સરહિંદ આગળ ભીંતમાં ચણાઈ ઠેર મરાયા હતા. મોટા બે પુત્રો પહેલાં લડાઇમાં માર્યા ગયા હતા. આવી રીતે પોતાના વંશનો નાશ થયેલો જોઇને ગુરૂગોવિંદની માએ માથું કૂટીને જીવ આપ્યો હતો. આ પ્રમાણે તેઘ બહાદુરના સંકેત અનુસાર તેના વંશનો હૃદયદ્રાવક રીતે અંત આવ્યો. ઔરંગજેબના લશ્કર સાથે લડતાં ગુરૂગોવિંદ છેક થાકી ગયો. આખરે મોગલ ફોજે ગુરૂગોવિંદનાં સઘળાં થાણા લીધાં, અને નાના પ્રકારે જુલમ કરીને તેના પક્ષનો છેક ઘાણ કાઢી નાખ્યો. તે છેક તેજહીન અને હતવીર્ય થઈ જંગલોમાં ભટકવા લાગ્યો, અને છેવટે નાંદોડમાં તેના એક શત્રુએ તેનું ખૂન કર્યું, (સન ૧૭૦૮). ગુરૂગોવિંદજ સિખોનો છેલ્લો ઉપદેશક હતો. તેની પછીના પુરૂષો સેના નાયક તરીકે પ્રસિદ્ધ છે. તેમનાં કૃત્યો ઉપરથી તેમને ધર્મોપદેશકનું નામ શોભે તેમ નથી, હવે પછી સિખ લોકોનું ધર્મસ્વરૂપ છેક નાશ પામીને કેવળ લશ્કરી સ્વરૂપ વધતું ગયું. ઔરંગજેબની કારકીર્દિમાં

સિખો ઉપર જે જુલમ ગુજર્યો તેનુ વેર તેમણે જલદીજ લીધું. બંદા નામે કોઇ એક ક્રૂર, સાહાસિક અને હિમ્મતવાન વેરાગી ગુરૂગોવિંદનો પ્રિય શિષ્ય હતો. તેના હાથ નીચે એકઠા થઇને સિખ લોકો ચ્હીડાઇને મોગલોના રાજ્યમાં પેઠા. પંજાબમાંનો મુલક ઉજડ કરતા તેઓ મોગલો ઉપર ચઢી આવ્યા. મુસલમાનોની મસિદો તોડી. મુલ્લાં મંડળની અને સ્ત્રીપુરૂષોની તેમણે કતલ કરી. દયા, માયા વગેરે કાંઇપણ મનમાં ન લાવતાં તેમણે મનસ્વી ક્રૂરતા કરીને શહેરોનાં શહેર કાપી નાખ્યાં. મુએલાંનાં પ્રેત પણ ચીરી કાઢીને તે પશુઓને ખાવા દીધાં. આ પ્રમાણે હકીકત મુખ્યત્વે કરીને સરહિંદમાં બની. આવું આચરણ કરતા તેઓ ઠેઠ દિલ્હી સુધી આવવા લાગ્યા. આ વખતે જે મુસલમાનો સિખ ધર્મ સ્વીકારીને તેમનામાં આવી મળ્યા તેમને માત્ર તેઓએ જીવતદાન આપ્યું. છેવટે બહાદુરશાહે તેમના ઉપર સ્વારી કરીને તેમને પહાડોમાં હાંકી કાઢયા, અને બંદાને ઘેરી લીધો. અનેક સંકટો આવ્યા છતાં પણ સિખોએ બાદશાહની ફોજને દાદ દીધી નહિ. છેવટે અનેક સામગ્રીનો ટોટો પડતાં લોકો જીવની દરકાર કર્યા વિના મોગલોના ઘેરામાંથી પાર ચાલી નીકળ્યા, અને કિલ્લો મોગલોના હાથમાં આવ્યો. એમ છતાં સિખોનો બંદોબસ્ત થતા પહેલાં બહાદુરશાહને મૃત્યુએ સપડાવ્યો. તે સન ૧૭૧૨ ના ફેબ્રુઆરી મહિનામાં લાહોરમાં મરણ પામ્યો. તે વખતે તેનું વય ૭૦ વર્ષનું હતું.

બહાદુરશાહની કારકીર્દિ એકંદરે શાન્તિમાં ગઈ. તે દયાળુ અને વિચારવાન હતો. તેના ભાઈ તેની વિરૂદ્ધ લડીને નાહક મરણ પામ્યા, છતાં તેમનાં બાળબચ્ચાં તરફ તે ઘણી મમતાથી વર્ત્યો હતો. તે બુદ્ધિમાન્, સારાસારના વિચારવાળો, અનુભવી અને મીલનસાર હોવાથી, કોઇ પણ કામ તે પાર પાડી શકતો. ઔરંગજેબના વખતમાં પથરાયલી અવ્યવસ્થા મટાડવા તે લાયક હતો. કેટલોક વધુ વખત તે જીવ્યો હોત તો તેણે મોગલોનો વૈભવ ફરીથી સ્થાપન કર્યો હોત. તેનામાં હિંમત કે સાહસ વિશેષ નહોતું, તેમજ ક્રૂરતા પણ નહોતી, રાજ્ય મળ્યું તે વખતેજ તે વયોવૃદ્ધ હોવાથી રાજ્યમાં વિશેષ ઉથલપાથલ કરવાની તેનામાં શક્તિ રહી નહોતી.

**૩. જહાંદારશાહ,** (સ. ૧૭૭૨)—બહાદુરશાહને ચાર છોકરા હતા.

મોઇઝ-ઉદ્‌-દીન, અઝીમ-ઉશ્‌-શાન, ખુજિસ્તા આખ્તર, અને રૂફી-ઉલ-કદર, બાદશાહ મરણ પામતાંજ આ છોકરાઓમાં ગાદી માટે કજિયા શરૂ થયા. બીજા છોકરાં અઝીમ-ઉશ્‌-શાન ઉપર બાપની વિશેષ મહેરબાની હતી. બાદશાહી ખજાનો અને મહોર તેના તાબામાં હોવાથી ફોજને કબજામાં લઇ તેણે સર્વ સત્તા ધારણ કરી. પરંતુ બીજા ત્રણ છોકરાઓને ઝુલ્ફિકારખાને ઉશ્કેરીને અઝીમ-ઉશ્‌-શાન સાથે લડાવ્યા. તે યુદ્ધમાં અઝીમ-ઉશ્‌-શાનનો પરાભવ થયો, અને ઝપાટાબંધ ચાલી નીકળવાનો પ્રયત્ન કરતાં તે રાવી નદીમાં પડીને મરણ પામ્યો. પાછળ રહેલા ત્રણ ભાઈઓમાં લડાઈ ચાલુ થઈ. ખુજિસ્તા આખ્તર લડાઇમાં માર્યો ગયો, અને મોઇઝ્‌-ઉદ્‌-દીન જહાંદારશાહ નામ ધારણ કરીને બાદશાહ થયો. બીજેજ દિવસે બાકી રહેલો નાનો શાહજાદો રૂફી-ઉલ-કાર જહાંદારશાહ સાથે લડીને મરણ પામ્યો. જહાંદારશાહે તા. ૯ મી જૂન સને ૧૭૧૨ ને રોજ દિલ્હી શહેરમાં ફતેહના આનંદ સાથે પ્રવેશ કર્યો.

જહાંદારશાહ બાદશાહી સત્તા ધારણ કરવાને લાયક નહોતો. તેના જેટલો દુરાચરણી અને ક્રૂર સ્વભાવનો બાદશાહ મોગલોમાં થયેલો નથી. તેના ભાઈઓ અને કાકાઓનાં જે છોકરાં હયાત હતાં તે સર્વેનો તેણે વધ કરાવ્યો. આસદખાન અને ઝુલ્ફિકારખાનને માત્ર તેણે મોટે દરજ્જે ચઢાવ્યા. લાલકુંવર નામની તેની એક રાખ હતી, તેના નીચ સંબંધીઓને બહુ માન આપીને તેણે દરબારના સર્વ માણસોનાં મન દુભવ્યાં. ઝુલ્ફિકારખાનના હાથમાં સઘળી સત્તા હતી. તેની ગર્વિષ્ટ અને જુલમી વર્તણુંક કોઈને પસંદ પડી નહિ. આ તરફ બાદશાહનું સ્વચ્છંદી વર્તન ઝુલ્ફિકારખાનને નાપસંદ પડ્યાથી તે બન્ને વચ્ચે અણબનાવ થયો. એટલામાં બંગાળા પ્રાંતમાં ગરબડ ઉઠી. શાહજાદો અઝીમ-ઉશ્‌-શાન પહેલાં બંગાળાનો સુબેદાર હોઈ, તે જ્યારે બહાદુરશાહને આવી મળ્યો હતો ત્યારે પોતાનાં બૈરાં છોકરાંને બંગાળામાં રાજમહાલમાં રાખ્યાં હતાં. ફરૂખશિયર નામે તેને એક પુત્ર હોઈ, તે દૂર હોવાથી જહાંદારશાહના પંઝામાંથી બચી ગયો હતો. બડા સૈયદ નામનું એક પ્રખ્યાત કુટુંબ અકબરના વખતથી હિંદુસ્થાનમાં રહેતું હોઈ, તેમાંના સૈયદ

હુસેનઅલી અને સૈયદ અબ્દુલ્લા નામના બે સરદાર તેના પક્ષમાં આવી મળ્યા. આ બન્ને સગા ભાઈ હોઈ હુસેનઅલી બહારનો અને અબ્દુલ્લા અલાહાબાદનો સુબેદાર હતો. તેમણે પોતાની ફોજો એકઠી કરી, ત્યારે બાદશાહ ઝુલ્ફિકારખાનને સાથે લઈને જાતે તેમના ઉપર ચઢી ગયો. તા. ૨૮ મી ડિસેમ્બર સ. ૧૭૧૨ ને રોજ બન્ને પક્ષનો આગ્રા નજીક મેળાપ થતાં, લડાઈ થઈ જહાંદારશાહનો પરાજય થયો, અને લાલકુંવરને લઈને તે નાશી ગયો. પરાભવ પામેલી ફોજને એકઠી કરીને ઝુલ્ફિકારખાન દિલ્હી તરફ આવ્યો.

ત્યાં જહાંદારશાહ આસદખાનના ઘરમાં સંતાઈ પેઠેલો તેને માલૂમ પડયો. પરંતુ એટલા અરસામાં દરબારી મંડળ ફરૂખશિયરને જઈ મળ્યું. તે વખતે પોતે એકલાએજ જહાંદારશાહને મદદ કરવી એ ઝુલ્ફિકારખાનને ઉચિત લાગ્યું નહિ. તા. ૧ લી જાન્યુઆરી સ. ૧૭૧૩ ને દિને ફરૂખશિયરે બાદશાહી પદ ધારણ કર્યું. જેમણે જેમણે તેને મદદ કરી હતી તેમને તેણે મોટી મોટી જગાઓ આપી. તે પૈકી ચિંકિલિજખાનની હુશિયારી જોઇને તેને તેણે નિજામુલ્મુલ્ક અસોફજાનો ખિતાબ આપ્યો. પછી તે સમારંભથી દિલ્હી આવવા લાગ્યો, ત્યારે આસદખાન અને ઝુલ્ફિકારખાન તેની સામે ગયા. તેમનો ફરૂખશિયરે સારો સત્કાર કર્યો. પરંતુ મીરજુમલા નામનો એક હલકો મનુષ્ય વજીર હોઈ, તેને તે બે જણ શત્રુ સમાન લાગતા હતા. તેના માણસોએ ઝુલ્ફિકારખાન અને જહાંદારશાહને પકડીને ઠેર માર્યા, અને વૃદ્ધ આસદખાનના દેખતાં તેમના મુડદાં હાથીના પગે બાંધીને દિલ્હી શહેરમાં ફેરવ્યાં. બીજાં માણસોની પણ કતલ થઈ. જહાંદારશાહ મરણ પામ્યાથી કોઇને ખોટું લાગ્યું નહિ, પણ ઝુલ્ફિકારખાન જેવો આબરૂદાર અને લાયક મનુષ્ય નાશ પામ્યાથી સર્વ લોકોએ ઘણો શોક કર્યો.

**સિખો સાથે યુદ્ધ.**—બાદશાહીમાં આવી અંધાધુની ચાલી રહ્યાથી વચગાળે સિખ લોકોને ઠીક ફાવ્યું હતું. તેમનો મુખ્ય નાયક બંદા લાહોરની ઈશાને ૧૦૦ માઇલ ઉપર આવેલા લોહગડ નામના કિલ્લામાં જઈ રહ્યો હતો. ત્યાંથી તે બહાર આવ્યો, અને નીચે મેદાનમાં આવીને પહેલાં કરતાં પણ વિશેષ જુસ્સાથી મોગલ રાજ્યમાં ધાંધળ મચાવવા લાગ્યો. છેવટે

અબ્દુલ સમીદ નામના હુશિયાર સરદારને ફરૂખશિયરે તેની સામે મોકલ્યો. આ સરદારે સિખોનો પરાભવ કરીને ઘણાકોને ત્યાંને ત્યાંજ ઠેર માર્યા, અને બંદા સુદ્ધાં ૭૪૦ માણસોને પકડીને દિલ્હી મોકલ્યા. તે લોકોની કતલ દિલ્હી શહેરમાં સાત દિવસ સુધી એકસરખી ચાલુ હતી. બંદાની તો તેણે ઘણી માઠી દશા કરી. બીજાં સર્વ માણસોની કતલ થયા બાદ તેને ઉંચો પોષાક પહેરાવીને અને પાંજરામાં પૂરીને ચૌટા આગળ આણ્યો. આસપાસ તેના અનુયાયીઓનાં શિર ભાલા ઉપર ધોચેલાં મૂક્યાં હતાં. પ્રથમ તો તેના છોકરાઓને તેમણે બાળીને મારી નાંખ્યા, અને છેવટે તપાવેલા ચિમટાથી તેનું માંસ તોડીને તેમણે તેના પ્રાણ લીધા. બંદા છેવટ સુધી મોટા ધૈર્યથી વર્ત્યો, અને ઇશ્વર ઉપર ભરોંસો રાખીને સર્વ હાલ તેણે શાન્તિથી સહન કર્યા. આ ઉપરાંત અનેક રીતે સિખોની આ વખતે પડતી કરવામાં આવી. કેટલાક સિખોનો એવો મત છે કે, બંદા મુસલમાનોના હાથમાં ન સપડાતાં સિખ પ્રાંતમાં ગયો હતો, અને ત્યાં સ્વધર્મનો ઉપદેશ કરતો ઘણાં વર્ષ શાન્તિમાં રહ્યો હતો.

આ પછી શુમારે ૩૦ વર્ષ સુધી સિખોએ માથું ઉચક્યું નહિ. નાદિરશાહે હિંદુસ્થાન ઉપર સ્વારી કરી, એ સંધિ સાધીને સિખ લોકો મુલકમાં ઉપદ્રવ કરવા લાગ્યા. તુરતજ રાજ્ય સ્થાપવાનું કામ તેમણે હાથમાં લીધું. લાહોરના સુબેદારને ન ગણકારતાં તેઓ લોકો પાસેથી મહેસુલ એકઠું કરવા લાગ્યા. કાબુલના સુલતાન અહંમદશાહ અબ્દલ્લીએ હિંદુસ્થાનમાં જે પરિશ્રમ આરંભ્યો, તે તેમને ઠીક અનુકૂળ પડયો. પાછળથી અહંમદશાહ પણ મરણ પામ્યો, અફઘાનિસ્તાનમાં અવ્યવસ્થા થઈ રહી, અને મોગલ બાદશાહ સર્વ રીતે પરાધીન થઇ પડયો. આવી સ્થિતિમાં સિખોએ પંજાબના પૂર્વ ભાગમાં સતલજ અને રાવી વચ્ચેના દુઆબમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેમનામાં પોતાના નવીન રાજ્ય માટે અભિમાન ઉત્પન્ન થયું. તે વખતે સિખોનાં અનેક નાનાં નાનાં રાજ્ય અસ્તિત્વમાં આવ્યાં, જે પૈકી કેટલાંક આજે પણ હયાત છે. શત્રુઓથી પોતાનો બચાવ કરવા માટે સિખ લોકોને એક પ્રકારની નવીન વ્યવસ્થા અમલમાં આણવી પડી. તેમની નાની નાની ટોળીઓ સ્થાપન થઈ;

અને પ્રત્યેક ટોળીએ પોતાની અંતર વ્યવસ્થા ફાવે તેવી રાખવી, પરંતુ પ્રસંગે સર્વેએ એકમત થઇને લડાઈમાં જવું, એવો રિવાજ પડયો. આ પ્રત્યેક ટોળીનું નામ 'મિસલ' હોઈ, સર્વે સરદારોની જે સભા ભરાતી તેને 'ગુરૂમતા' કહેતા. જે વેળા સિખોનું પ્રજાસત્તાક રાજ્ય પૂર આબાદીમાં હતું, તે વખતે આવી મિસલો બાર હતી, પરંતુ રણજિતસિંહ નામનો જે પરાક્રમી સિખ રાજા આગળ નીપજ્યો, તેણે સતલજ નદીની પશ્ચિમ તરફની અને ઉત્તર તરફની મિસલોનો નાશ કર્યો, અને પોતેજ સર્વેનો રાજા થયો, તેજ પ્રમાણે સતલજ અને યમુના વચ્ચેની મિસલોએ અંગ્રેજોનો આશ્રય લીધો, તેથી તે પણ જલદીથીજ તૂટી ગઇ. સન ૧૮૦૫ માં સિખોએ જે ગુરૂમતા ભરી હતી તેજ છેલ્લી હતી. તે પછી તેમની સભા ભરાઈ નથી. આટલી હકીકત પ્રસ્તુત ભાગ સમજવા માટે પૂરતી છે. સિખોનું મહાત્મ્ય વિશેષ છે, અને તેમના હાથથી આગળ અવર્ણનીય પરાક્રમ થયેલાં છે, જેમનું વર્ણન બ્રિટિશ રિયાસતમાં આવશે.'

૪. **ફરૂખશિયર**, (સ. ૧૭૧૩–૧૯).—સૈયદોની મદદથીજ ફરૂખશિયરને રાજ્યાસન પ્રાપ્ત થયું હતું. અર્થાત્ તેનો ઉપકાર વાળવા માટે તેણે સૈયદ અબ્દુલ્લાને વજીર નીમીને હુસેનઅલીને સેનાપતિ બનાવ્યો. એ સૈયદ પરાક્રમી અને ઉચ્ચ વર્ણના હોઈ, બાદશાહને નામધારી બનાવી દઈને સર્વ અધિકાર પોતાના હાથમાં રાખવાનો તેમનો વિચાર હતો. બાદશાહને આ વાત પસંદ પડી નહિ. તેની મહેરબાનીના કેટલાક માણસો હતા, જેઓ સૈયદોની વિરૂદ્ધ ખટપટ કરવા લાગ્યા. બંગાળાના ઢાકા શહેરના કાજી ઉપર બાદશાહની મહેરબાની હતી, તેથી તેને તેણે મીરજુમલાનો ખિતાબ આપીને પોતાની પાસે રાખ્યો. આ મનુષ્ય સૈયદોની વિરૂદ્ધ વર્તવાને બાદશાહને ઉશ્કેરણી કરવા લાગ્યો.

સન ૧૭૧૫માં કલકત્તાના અંગ્રેજોએ દિલ્હીમાં બાદશાહ પાસે એલચી મોકલીને બંગાળાના સુબેદાર વિરૂદ્ધ ઘણી ફરિયાદ કરી. આમાં તેમની ખાસ દાદ સંભળાવાનું એક ચમત્કારિક કારણ બન્યું. બાદશાહને પાઠું નીકળીને ભારે મંદવાડ થયો, અને સર્વે વૈદ્યોના ઉપાય નિષ્ફળ ગયા. આવા વખતે

અંગ્રેજ વકીલ સાથે ડૉ. હૅમિલ્ટન નામનો એક શસ્ત્રવૈદ્ય હતો. તેને બાદશાહનું ઓસડ કરવાની વિનંતિ થતાં, તેણે શસ્ત્ર પ્રયોગ કરીને થોડાજ સમયમાં બાદશાહને સાજો કર્યો. આ મંદવાડથીજ બાદશાહનું અજિતસિંહની પુત્રી સાથે ઠરેલું લગ્ન મુલતવી રહ્યું હતું. તે બાદશાહ સારો થયાથી નિર્વિઘ્ને થઇ શક્યું. હૅમિલ્ટનનો ઉપકાર બાદશાહે બહુ ભારે માન્યો, પરંતુ તેણે પોતાના માટે બાદશાહ પાસેથી કાંઇપણ ન લેતાં, તેને અરજી કરી કે, બંગલાના સુબેદાર વિરૂદ્ધ કંપનીએ જે તકરારો ઉઠાવેલી છે, તે બાદશાહે માન્ય રાખવી. પોતાના કૃત્યનું શું પરિણામ આવશે તેની બાદશાહને કલ્પનાજ નહોતી. તેણે કંપનિની માગણીઓ કબુલ રાખીને તેને વેપારની સનંદ કરી આપી, જેનો ઉલ્લેખ બ્રિટિશ રિયાસતમાં કરેલો છે.

રજપૂતો સાથેનો પ્રસંગ—ઔરંગજેબ બાદશાહ મરણ પામતાંજ રજપૂત રાજાઓ મોગલોનું વેર લેવાના કામે લાગ્યા. બાદશાહે તેમણે દાદ દીધી નહિ, અને પોતાનામાં સામર્થ્ય નથી એમ જાણીને તે પણ તેમની માગણીઓ કબુલ કરીને મુક્ત થયો. પછી અંબર અને મારવાડના રાજા ઉદયપુર જઇને રાણા અમરસિંહને મળ્યા, અને તે વખતે તેમણે એ કોલકરાર નક્કી કર્યા, (સ. ૧૭૧૦) જે રજપૂતોના ઇતિહાસમાં મહત્ત્વના છે. અકબરના વખતથી મોગલો સાથે બેટી વ્યવહાર કરીને કેટલાક રજપૂત રાજાઓએ પોતાના કુળની પવિત્રતાનો નાશ કર્યો હતો, તેથી તેવા કુટુંબો સાથે ઉદયપુરના રાજકુટુંબને શરીરસંબંધ થતો નહિ. આવો નિષેધ કરનારો નિયમ તેમણે બંધ કરીને આ વખતે એવું ઠરાવ્યું, કે (૧) હવે પછી કોઈએ પોતાની દીકરી મુસલમાનોને આપવી નહિ, (૨) પહેલાંની પેઠે માંહોમાંહેનો બેટી વ્યવહાર ચાલુ કરવો, (૩) ઉદયપુરની દીકરીથી જયપુર અને જોધપુરમાં પુરૂષ સંતતિ થાય તો તેનો તે રાજ્યમાં ગાદી ઉપર વિશેષ હક્ક છે એવું સમજીને, બીજી છોકરીઓથી થયેલી સંતતિને ત્યાંનું રાજ્ય મળે નહિ, સારાંશ કે, નાશ પામેલો વૈભવ પાછો મેળવવા માટે ઐક્ય કરવાના હેતુથી રજપૂત રાજાઓએ ખાસ આ કોલકરાર કર્યા, અને તે પાળવાના સોગંદ લીધા. આ કરારથી ઇષ્ટ હેતુ સિદ્ધ ન થતાં ઘણું

અનિષ્ટ પરિણામ આવ્યું. આ તહનામું તોડવાનો પહેલોજ પ્રસંગ ફરૂખશિયરની કારકીર્દિમાં આવ્યો. રજપૂત રાજાઓ સ્વતંત્ર થઈને મોગલોને ખંડણી ભરતા બંધ થયા, એ બિના દિલ્હી દરબારને ન રૂચતાં તેમને શિક્ષા કરવાનો વિચાર ચાલ્યો, મારવાડના રાજા અજિતસિંહ રાઠોડ ઉપર ચઢી જવાનો હુસેનઅલીને હુકમ મળ્યો. પરંતુ હુસેનનોજ નાશ થવો જોઇએ, એમ બાદશાહના મનમાં આવ્યાથી તેણે અજિતસિંહને કહાવી મોકલ્યું કે, ' જેમ બને તેમ ખટપટ કરીને હુસેનનો પરાભવ કરવો. ' દિલ્હી દરબારમાં આ ફાટ જોઇને અજિતસિંહે હુસેન સાથેજ સલાહ કરી અને બાદશાહને શરણે જઇને પોતાની પુત્રી ફરૂખશિયરને આપવા કબુલ કર્યું. પછી તુરતજ આ લગ્ન દિલ્હીમાં મોટા ઠાઠથી થયું, હુસેનઅલી દિલ્હી પાછો આવ્યા બાદ બાદશાહ પાસેથી મીરજુમલાને ખસેડીને તેને બહાર પ્રાંતનો સુબેદાર નીમી મોકલ્યો, અને આ પ્રમાણે સૈયદો તે વખતે નિર્ભય થયા.

૫. **સૈયદ ભાઇઓનાં કાવતરાં.** " (સ. ૧૭૧૯–૨૦)—બાદશાહનું અજીતસિંહની પુત્રી સાથે લગ્ન થયું, તે વખતે હુસેનઅલીની દક્ષિણના સુબેદાર તરીકે નિમણુંક થઇ. પહેલાં દાઉદખાન પન્ની ઝુલ્ફિકારખાનના મદદનીશ તરીકે દક્ષિણનો કારભાર કરતો હતો, અને આ વખતે તેની ગુજરાતના સુબેદાર તરીકે કાયમ નિમણુંક થઈ હતી. તેને બાદશાહે ગુપ્ત રીતે લખી મોકલ્યું કે, હુસેનખાન દક્ષિણમાં દાખલ થતાંજ તેની સાથે લડીને તેને મારી નાખવો. તે મુજબ હુસેનઅલી આવતા પહેલાંજ દાઉદખાન 'સુબેદાર'ની પદવી ધારણ કરીને બુરાનપુરમાં તૈયારી સાથે રહ્યો હતો. તા. ૨૫ મી ઑગસ્ટ સ. ૧૭૧૫ ને રોજ બન્ને સરદારો મળ્યા. બુરાનપુર નજીક લડાઇ થતાં દાઉદખાનનો જય થવાની તૈયારી હતી, એવામાં એક ગોળી વાગવાથી તે પડયો, અને હુસેનઅલીને જય મળ્યો. દાઉદખાનની સ્રી મૂળે હિંદુ હોઈ, તેણે પોતાના પતિના મરણની હકીકત સાંભળતાંજ આત્મહત્યા કરી.

પછી હુસેનઅલીના હાથમાં દક્ષિણનો કારભાર આવ્યો. તેનો નાશ કરવા માટે બાદશાહે મરાઠાઓ સાથે ગુપ્ત ગોઠવણ કરી. મરાઠા સરદાર સેનાપતિ ત્ર્યંબકરાવ ડાભાડે ખાનદેશમાં પરાક્રમ કરી રહ્યો હતો, તેને બાદ-

શાહે પોતાના પક્ષમાં ખેંચી લીધો. પરંતુ હુસેનઅલી ઓછો ઉસ્તાદ નહોતો. તેણે શાહુ રાજા સાથે તહનામું કરીને મરાઠાઓની માગણીઓ કબુલ કરી. આથી બાદશાહને વિશેષ ક્રોધ આવ્યો. અને તે સૈયદોના નાશ માટે ઉઘાડી રીતે ખટપટ કરવા લાગ્યો. વજીર અબ્દુલ્લાએ પોતાની ફોજ વધારી અને હુસેનને ત્વરા કરીને દિલ્હી બોલાવ્યો. તે વખતે દિલ્હીમાં બે ઉઘાડા પક્ષ પડયા. અબ્દુલ્લા વજીર આળસુ હોવાથી તેનું કામ કરવા માટે મદદનીશ વજીર નીમ્યો હતો. પહેલાં ઇનાયતુલ્લા નામનો મદદનીશ વજીર હતો, પણ તેને કાઢયા બાદ રતનચંદ નામનો એક હિંદુ ગૃહસ્થ આ વખતે કામ કરતો હતો. પરંતુ રતનચંદનો કારભાર પસંદ ન પડતાં બાદશાહે તેને પણ કાઢી મૂક્યો. આજ સંધિ વખતે મીરજુમલા પોતાનો કારભાર છોડીને દિલ્હી આવ્યો. આથી બાદશાહના કપટ વિષે વજીરના મનમાં વિશેષ સંશય આવ્યો. પરંતુ સૈયદોનો પરાભવ કરવાનું સામર્થ્ય બાદશાહમાં નહોતું, તેથી તેમની સમજુત કરવા માટે બાદશાહે મીરજુમલાને મુલતાન તરફ હાંકી મૂક્યો. એમ છતાં બાદશાહે પોતાની મસલતો છોડી દીધી નહિ. તે વખતે જયપુરનો રાજા માનસિંહ અને બીજા માન કરી લોકોની બાદશાહને મદદ હતી. કેમકે જયસિંહ અને સૈયદોને અણબનાવ હતો. દક્ષિણના સુબેદાર ચિંકિલીજખાનની મુરાદાબાદના હલકા પ્રાંત ઉપર નિમણુક થયેલી હતી, તેથી તે પણ બાદશાહનું વૈર લેવા માટે તૈયાર હોઇ બહારના સુબેદાર શેરબુલંદખાન સાથે તે દિલ્હી આવ્યો. તેમને અબદુલ્લાએ પોતાના પક્ષમાં ખેંચી લીધા. એટલામાં તા. ૩૧ મી ડિસેંબર ૧૭૧૮ ને રોજ દિલ્હીમાં હુસેનઅલી પણ આવીને ભાઈને મળ્યો. આવતી વખતે બાલાજી વિશ્વનાથ પેશવાના હાથ નીચે તેણે મરાઠી ફોજ મદદ માટે આણી હતી. હુસેન આવતા પહેલાં અબદુલ્લાની ખબર લેવા માટે જયસિંહે બાદશાહને ઘણું ઉશ્કેર્યો, પરંતુ તેનું કાંઈ વળ્યું નહિ. હુસેન આવતાની સાથે તેણે પ્રથમ રાજા જયસિંહને બાદશાહ પાસે તેના દેશમાં મોકલાવ્યો. એક હલકા કાશ્મિરી ગૃહસ્થ ઉપર આ વખતે બાદશાહની મહેરબાની થયેલી હોઈ, તેને તેણે રૂકનુદૌલાનો ખિતાબ આપ્યો હતો, અને તેના તંત્રથી બાદશાહ ચાલતો. પછી બાદશાહને

ઝાઝી મદદ ન રહી, ત્યારે તે સૈયદોની માગણીઓ કબૂલ કરીને તેમને શરણે ગયો. તેમણે મહેલને ઘેરો ઘાલીને બાદશાહને પોતાના તાબામાં લીધો. આ તરફ શહેરમાં બળવો થયો. સંતાજી (કંથાજી ?) કદમના હાથ નીચે ૧૫૦૦ મરાઠા સ્વાર હુસેનની ફોજને મળવા માટે શહેરમાં જતા હતા, તે વખતે બાદશાહની ફોજે રોકીને તેમનો સર્વેનો શિરચ્છેદ કર્યો. એટલામાં ફરૂખશિયરને પદભ્રષ્ટ કરેલો છે, એવું સૈયદોએ શહેરમાં જાહેરનામું લગાડ્યું. તેમણે એક શાહજાદાને નવીન ખિતાબ આપીને સપ્ટેંબર ૧૭૧૯ માં તખત ઉપર બેસાડ્યો. તે પછી બે મહિને સૈયદોએ પ્રથમ ફરૂખશિયરની આંખો ફોડીને પછી ઝેર દઇને મારી નાખ્યો. આ રાક્ષસી કૃત્યથી શહેરમાં ત્રાસ વર્તાયો. નવીન બાદશાહ ત્રણ મહિનાની અંદરજ ક્ષય રોગથી મરણ પામ્યો. બીજો એક રાજકુમાર ગાદી ઉપર બેઠો, પરંતુ તે પણ તુરતજ મરણ પામ્યો. ત્યારે રોશન–અખ્તર નામના બહાદુરશાહના એક ૧૮ વર્ષના પૌત્રને મહંમદશાહનો ખીતાબ આપીને સૈયદોએ તખ્ત ઉપર બેસાડ્યો. મહંમદશાહ ભણેલો હોઇ, તેની મા હુશિયાર હતી. વચલા બે અલ્પ સમય રાજ્ય ભોગવી ગએલા શાહોનાં નામ પડતાં મૂકી, ફરૂખશિયર પછી મહંમદશાહજ બેઠો એમ સમજી લેવું એવું કર્યું. આ પ્રમાણે આ રાજ્યક્રાન્તિ સમાપ્ત થઇ.

ફરખશિયર ઘણો દુર્બળ હતો. તેની કારકીર્દિમાં હિંદુ અને મુસલમાનોનો અમદાવાદમાં મોટો બળવો થયો હતો. ત્યાંના મુસલમાન સુબેદાર દાઉદખાન પન્નીએ હિંદુઓનો પક્ષ લીધો હતો તેમજ શિયા અને સુન્નીઓના પણ અનેક બળવા આ કારકીર્દિમાં થયા હતા.

૬ **મહમદશાહ.**—મહમદશાહ ગાદી ઉપર બેઠો, પરંતુ સૈયદોનું વજન કમી થયું નહોતું. તેમના કબજામાંથી એકદમ છૂટા થવાનું અશક્ય હોવાથી તેમનાજ તંત્રથી બાદશાહ ચાલવા લાગ્યો. આ કામમાં તેને તેની માની સારી મદદ હતી. આરંભમાંજ મરાઠાઓની સર્વ માગણીઓ કબુલ કરીને પેશવા બાલાજી વિશ્વનાથ અને તેની ફોજને તેણે દીલ્હીથી દક્ષિણ તરફ રવાના કરી. તેમની માગણીઓ કબુલ ન કરવા જેટલી તાકાદ બાદશાહમાં હવે રહી નહોતી. બાદશાહી સહી સિક્કા સાથેના જેવા હક્ક આ

વખતે મરાઠાઓને પૂર્ણ રીતે મળ્યા હતા, તેવા પહેલાં, કદી ન મળેલા હોઈ, એજ જોર ઉપર મરાઠાઓની સત્તા આગળ વધતી ગઇ.

આ કારકીર્દિની બીજી મહત્ત્વની બિના નિજામુલ્મુલ્કે સ્વતંત્રતા ધારણ કર્યાની છે, સૈયદ હુસેનઅલી તેને શિક્ષા કરવા અત્યંત તત્પર હતો. બાદશાહને પાછળ એકલો રાખવો એ સલામતી ભરેલું નથી એમ સમજીને તેને સાથે લઇને હુસેનઅલીએ સન ૧૮૨૦ ના ઓગસ્ટ મહિનામાં દક્ષિણ તરફ કૂચ કરી. નીકળતા પહેલાં બાદશાહના પક્ષના માણસોએ હુસેનને મારા મોકલીને રસ્તામાં ઠેર મરાવવાનો ઘાટ રચ્યો હતો. તે મુજબ મીરહૈદર નામનો એક તાર્તરિ એક દિવસે હાથમાં અરજ લઇને હુસેનની પાલખી પાસે આવ્યો, અને હુસેન અરજ વાંચવામાં ગુંથાયલો હતો તેવામાં તેને ઠેર કર્યો. પછી હુસેનના માણસોએ થોડોક બળવો કર્યો, પરંતુ બાદશાહે સમય સૂચકતા વાપરીને પોતાનો બચાવ કર્યો. વજીર અબ્દુલ્લાએ ભાઇના મરણના સમાચાર તા. ૧૬ મી સપ્ટેમ્બરને રોજ જાણ્યા, ત્યારે ફકીરુલકદર નામના બહાદુરશાહના એક પૌત્રને ગાદી ઉપર બેસાડી ફોજ એકઠી કરી તે મહંમદશાહ સાથે લડવા આવ્યો. બન્ને પક્ષો વચ્ચે રસાકસી ભરેલી લડાઇ થતાં તા. ૨૪ મી ઓકટોબરને રોજ અબ્દુલ્લા જખમી થઇ મહંમદશાહના હાથમાં સપડાયો. પછી બાદશાહે વિજયોત્સવ સાથે રાજધાનીમાં પ્રવેશ કર્યો. મહંમદ અમીરખાન નામનો બાદશાહની પ્રીતિનો એક સરદાર સૈયદોનો પરાભવ કરવામાં આગેવાન હોઇ, તેનેજ બાદશાહે વજીરાત આપી. સૈયદોનો નાશ થયાથી સર્વ લોકોને આનંદ થયો. નિજામુલ્મુલ્લક, સર્વ પ્રાંતોના સુબેદારો, યૂરોપિયન અને બીજા માણસો સર્વે તરફથી બાદશાહને આનંદપ્રદર્શક પત્રો મળ્યાં. આ પ્રમાણે આ રાજ્યક્રાન્તિ પાર પડતાં મોગલ બાદશાહનો સુખકર અમલ ફરીથી ચાલુ થયો એમ ક્ષણમાત્ર ઘણાકોને લાગ્યું; અને મહમદશાહની ચોતરફ વાહવા થઈ રહી.

**૭. ચિંકિલીજખાન, નિજામશાહીનો ઉદય.**—મોગલ બાદશાહીના ઉત્તર કાળમાં નિજામુલ્મુલ્લક મોટો કાર્યકુશળ પુરૂષ નીવડયો. તે શહાબુદ્દીનખાન ઉર્ફે ગાજી-ઉદ્દીનનો છોકરો હતો. ઔરંગજેબે સ. ૧૬૮૭ માં

દક્ષિણમાં સ્વારી કરી, ત્યારે શહાબુદ્દીનખાન તેની પાસે એક તુરાની મોગલોની ટોળીનો આગેવાન હતો. ખાનદેશમાંનો રામશેજા નામનો મરાઠાઓનો કિલ્લો લેવા માટે બાદશાહે તેને મોકલેલો તે વખતે કિલ્લેદારે તેની ઠીક ખબર લઇ નાંખી હતી. પછી બાદશાહના મોટા પુત્ર મુઆજીમની મદદે બાદશાહે શહાબુદ્દીનને કોંકણમાં મોકલેલો તે વખતે રાયગઢ નજીક નિજામપુર આગળ શંભાજીની એક ટોળીનો શહાબુદ્દીને પરાભવ કર્યાથી, બાદશાહે ખુશ થઇને તેને ગાજીઉદ્દીનનો ખિતાબ આપ્યો હતો. તેના પુત્ર કમરૂદ્દીનખાનનેજ ઔરંગજેબે ચિંકિલીજખાનની પદવી આપી હતી, તે સર્વ ચઢાઇઓમાં હાજર હોઇ, તેના શિક્ષણમાં નાનપણથી સારી રીતે તૈયાર થયેલો હતો. વિજાપુરનું રાજ્ય ખાલસા થયું ત્યારે ત્યાંના પ્રદેશનો કારભાર બાદશાહે તેને સોંપ્યો હતો. ફરૂખશિયર તખ્ત ઉપર બેઠો તે વખતે ઝુલ્ફિકારખાન સાથે તેને અણબનાવ થયાથી ચિંકિલીજખાને સૈયદોને મદદ કરી હતી તે ઉપરથી તેને નિજામુલ્મુલ્ક અને અસોફજાના ખિતાબ મળ્યા હતા. તે પછીના દરબારના બનાવોમાં તેનો થોડો ઘણો હાથ હતો. એમ છતાં નાનપણથીજ દક્ષિણમાં તેનો કાળ થયેલો હોવાથી, ત્યાં પોતાની મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કરી લેવાનો મૂળથી તેનો વિચાર હતો. દાઉદખાન પન્નીની ગુજરાતમાં નિમણુક થઇ તે વખતે દક્ષિણની આખી સુબેદારી નિજામુલ્મુલ્કને મળી હતી. આ કારભાર તેણે ઘણી હુશિયારી અને ડહાપણથી ચલાવવા માટે તેની ખ્યાતિ થયેલી છે. મરાઠાઓના ઇતિહાસ સાથે આ પુરૂષને અને તેણે સ્થાપેલા વંશને અત્યંત નિકટ સંબંધ છે, જેની હકીકત મરાઠાઓના ભાગમાં આવશે. મરાઠાઓની સત્તા આ સાર્વભૌમ કરવાનો વિચાર પેશવાઓના મનમાં મૂળથી હતો, અને તેજ પ્રમાણે મોગલ રાજ્યનો દક્ષિણ ભાગ પોતાના તાબામાં લેવાના નિજામે ભગીરથ પ્રયત્ન કર્યા હતા. આથી જ પેશવા અને નિજામના કુટુંબો વચ્ચે ચાલુ વૈર દૃષ્ટિએ પડે છે. આ વેરનો ઇતિહાસ અને મરાઠી રાજ્યનો ઉત્તર કાળનો ઇતિહાસ લગભગ સમકાલીન છે. નિજામ અને મરાઠાઓનાં રાજ્યોની વચ્ચે સ્વાભાવિક હદ ન હોવાથી, તે બન્ને વચ્ચે સહેજમાં કાયમનો કલહ જામ્યો. શાહુ અને તારાબાઇનું યુદ્ધ ચાલુ થતાં

નિઝામ તારાબાઇને મળ્યો, દાઉદખાન પન્નીએ પેશવા સાથે મિત્રાચારી રાખી એ તેને પસંદ પડયું નહિ. મરાઠાઓનો માંહે માંહેનો ઘરનો કલેશ કાયમ રાખીને પોતાનો બચાવ કરવો એ નિઝામના વંશે પોતાનું કર્તવ્ય માનેલું જણાય છે, પ્રત્યેક પ્રસંગમાં આ બિના સ્પષ્ટ થયા વગર રહેતી નથી. નિઝામનો ગુપ્ત હેતુ ફરૂખશિયરના જાણવામાં આવ્યો, અને સૈયદ હુસેનને તેણે દક્ષિણનો સુબો નીમી મોકલ્યો ત્યારે નિઝામને મુરાદાબાદનો સુબો નીમ્યો. આથી નિઝામનો ઘાટ થોડોક વખત મુલતવી રહ્યો. રાજધાનીમાં સૈયદ અને બાદશાહ વચ્ચે ઝપાઝપી ચાલતી હતી. તેવામાં નિઝામ દિલ્હી આવ્યાં, પરંતુ તેને સૈયદો સાથે ગોઠતું આવ્યું નહિ, અને સૈયદોએ તેની માળવાના સુબાની જગોએ નિમણુક કરી. તેણે માળવાનો બંદોબસ્ત સારી રીતે કર્યો, પરંતુ થોડાજ વખતમાં તેણે પોતાની દૃષ્ટિ દક્ષિણ તરફ ફેરવી. ત્યાં તેના મળતિયાઓ ઘણા હોઇ, કોલ્હાપુરની તારાબાઇની તેને વિશેષ મદદ હતી. મોગલોની ફોજ ત્યાં ઝાઝી નહોતી, અને સૈયદોથી તેનો બંદોબસ્ત થવાનો વિશેષ સંભવ નહોતો. એમ છતાં માળવાની ઉત્તર તરફની સરહદ ઉપર નિઝામના બંદોબસ્ત માટે સૈયદોએ થોડીક ફોજ મોકલી આપી. આથી તે ચીડાયો, અને સ. ૧૭૨૦ ના એપ્રિલ મહિનામાં માળવા છોડીને તે ઉઘાડી રીતે દક્ષિણમાં આવ્યો. આશીરગડનો કિલ્લો અને બુરાનપુર શહેર તેના તાબામાં સહેલાઇથી આવ્યાં. વરાડનો સુબેદાર ઘોસખાન પોતાની ફોજ સાથે તેને આવી મળ્યો. માળવામાં જે બાદશાહી ફોજ સૈયદોએ રાખી હતી, તેનો ઉપરી દિલાવર અલીખાન નિઝામની પુંઠ પકડતો આવ્યો. બુરાનપુર નજીક બન્ને વચ્ચે લડાઇ થતાં દિલાવરઅલી પડયો, અને તેની સઘળી સામગ્રી નિઝામને મળી. આલમઅલી નામનો બીજો એક મોગલ સરદાર દક્ષિણમાં હતો. તે હુસેન સૈયદનો ભત્રિજો હોઇ તેની વતી દક્ષિણનો કારભાર કરતો હતો. તેને દિલાવરઅલીની પરાભવ પામેલી ફોજ જઇ મળી, અને તે તુરતજ નિઝામ સાથે લડવા માટે વરાડમાં ગયો. નિઝામનો બંદોબસ્ત પણ વિશેષ હતો. બીજો વરાડમાં પેનઘાટમાં બાલાપુર નામના એક નાના શહેર આગળ એકઠા થયા, ( તા. ૮ મો ઑગસ્ટ, સ. ૧૭૨૦ ), આ લડાઇમાં

આલમઅલી અને મોગલોના બીજા શૂરા સરદાર પડયા, અને નિજામને જય મળ્યો. આજ લડાઇ નિજામની સ્વતંત્રતાનો પાયો હતી, એમ કહેવાને હરકત નથી, મરાઠાઓના સંબંધમાં પણ આ લડાઇ મહત્ત્વની છે. સેનાપતિ ખંડેરાવ ડાભાડેના હાથ નીચે શાહુએ મરાઠાઓની ફોજ આલમઅલીની મદદ માટે રાખી હતી, અને કોલ્હાપુરના શંભાજીની મદદ નિજામને હતી, આજ લડાઇમાં દામાજી ગાયકવાડે પરાક્રમ કર્યાથી તેના વંશનો ઉદય થયો.

આ પ્રમાણે નિજામે સ્વતંત્રતા ધારણ કર્યાના સમાચાર દિલ્હીમાં જણાતાંજ સૈયદ હુસેનઅલી બાદશાહને સાથે લઇને પૂરતી તૈયારીથી દક્ષિણમાં આવવા નીકળ્યો. રસ્તામાંજ તેનું ખૂન થયું હતું એ વાત પાછળ આવેલીજ છે. હુસેનઅલી મરણ પામ્યા બાદ નિજામે બાદશાહને સંતોષ દર્શાવનારા પત્ર મોકલ્યા હતા. સૈયદ અબ્દુલ્લાનો નાશ થયા બાદ મહંમદ અમીનખાન સ. ૧૭૨૧ ના જાન્યુઆરીમાં મરણ પામ્યો. તે વખતે બાદશાહે નિજામને વજીર બનાવ્યો, અને અમીનખાનના દીકરા કમરૂદ્દીનખાનને મોટે દરજ્જે ચડાવ્યો. પરંતુ પોતાનું દક્ષિણનું કામ છોડીને નિજામથી એકદમ દિલ્હી જઇ શકાયું નહિ. સ. ૧૭૮૨ ના આરંભમાં ને દિલ્હીમાં દાખલ થયો, ત્યાં બાદશાહમાં રાજ્ય કારભારમાં જોઇતું કાંઇ પણ ચાતુર્ય નથી અને તે વ્યસનને અધીન થઇને સઘળો વખત પોતાના સોબતીઓની ખુશામતમાં મગ્ન રહે છે, એવું જોઇને નિજામે તેને ઠેકાણે આણવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે નિષ્ફળ ગયો. દરબારના લોકોથી પણ નિજામનું મહત્ત્વ સહન થયું નહિ. હૈદર કુલીખાન નામનો બીજો એક હુશિયાર સરદાર ગુજરાતનો સુબો હોઇ, તેની સાથે નિજામની સ્પર્ધા ચાલુ થઇ. આ વઢવાડમાં નિજામ અને હૈદર બન્નેનો દરજ્જો ઘટાડવાનો બાદશાહે ઘાટ રચ્યો. તેણે ગુજરાતની સુબેદારી નિજામને આપી, ત્યારે નિજામ તુરતજ ફોજ સાથે ગુજરાતમાં ગયો, અને હૈદરકુલીનો પરાભવ કરીને તેણે ગુજરાત પ્રાંતને પોતાના દક્ષિણના મુલક સાથે જોડી દીધો. તેમજ ગુજરાતમાં પોતાના મામા હમીદખાનને રાખીને પોતે દિલ્હી પાછો આવ્યો. આથી કરીને નિજામની સત્તા અત્યંત વધી પડી. તેની વ્યવસ્થા કડક હોઈ રહેણી સાદી અને નિયમિત હતી, પરંતુ

સ્વચ્છંદી મહમદ સાથે તેને છેક અણબનાવ થતાં મંદવાડનું બહાનું કાઢીને તેણે પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું, અને કેટલીક નવીન પદ્વીઓ સંપાદન કરીને તે દક્ષિણમાં આવ્યો. (સ. ૧૭૨૩). ત્યાં તેનો પગ પેસે નહિ એવી દરબારમાં તજવીજ ચાલી રહી. મુબારીઝખાન નામનો એક શૂરો મોગલ સરદાર હૈદરાબાદ અને કર્ણાટક પ્રાંતમાં કામ કરતો હોઈ, તેને અને નિઝામને વૈર હતું. તેને બાદશાહે પોતાના હસ્તાક્ષરનો પત્ર મોકલીને જણાવ્યું કે, 'નિઝામ માથાફરેલ થઇને સ્વતંત્રતા ધારણ કરે છે તેથી તેની સાથે લડીને તેને ઠેર મારી નાંખવો, અને આ સિદ્ધ થતાં દક્ષિણનો કારભાર તમનેજ સોંપવામાં આવ્યો છે એમજ તમારે સમજવું.' નિઝામ પણ દક્ષિણમાં ઘણી ત્વરાથી ગયો નહિ, તેથી મુબારીઝખાનને સઘળી તજવીજ કરવાને સમવડ મળી. સન ૧૭૨૪ ના ઑક્ટોબર મહિનામાં દોલતાબાદ નજીક સુંદરખેડા આગળ લડાઇ થતાં મુબારીઝખાન અને તેના બન્ને પુત્રો માર્યા ગયા. નિઝામે મુબારીઝખાનનું શિર બાદશાહ પાસે મોકલીને ઉલટું એવું જણાવ્યું કે આ બંડખોર માર્યો ગયાથી રાજ્યનો એક શત્રુ કમી થયો છે. બાદશાહનું કપટ તો તે જાણતો હતોજ. જય મળ્યા બાદ નિઝામ તુરતજ ગોવળકોંડા અને હૈદરાબાદ ગયો, એટલે દક્ષિણનો સર્વ ભાગ તેને સ્વાધીન થયો. આ પછી તે કોઇકજ વખત બાદશાહને નજરાણું મોકલતો હતો. પરંતુ એકંદરે સન ૧૭૨૪ નું વર્ષ નિઝામશાહીની સ્વતંત્ર સ્થાપનાનું હતું એમ કહેવાને હરકત નથી. આ પછી નિઝામને મરાઠાઓ સાથે ઘણાક પ્રસંગો આવ્યા, જેમનું વર્ણન આ ભાગમાં આવી શકશે નહિ.

આ વખતે ગુજરાત, માળવા, અને દક્ષિણ, એ ત્રણે પ્રાંતનો કારભાર નિઝામ પાસે હતો, મુબારીઝખાન મરણ પામ્યાના સમાચાર બાદશાહે જાણ્યા ત્યારે તેણે ગુજરાત અને માળવા ઉપર સ્વતંત્ર કામદાર નીમ્યા. શેરબુલંદખાન નામના કાબુલના સુબેદારની નિમણુંક ગુજરાતમાં થઇ, અને રાજા ગિરિધરની માળવામાં થઇ. પરંતુ નિઝામના મામા હમીદખાને ગુજરાતનો કારભાર શેરબુલંદને સ્વાધીન કર્યો નહિ. કંથાજી કદમ અને પિલાજી ગાયકવાડને ગુજરાતની ચોથ સરદેશમુખી આપવાનું કબૂલ કરીને હમીદખાને તેમની

મદદ લીધી હતી. સુજાતખાન નામે શેરબુલંદનો જે સરદાર આગળ આવ્યો હતો, તેનો હમીદખાને મરાઠાઓની મદદથી પરાભવ કર્યો, અને છેવટે શેરબુલંદખાનનો પણ મરાઠા સરદારોએ પરાજય કર્યો. પરંતુ યુદ્ધમાં મરાઠાઓનો બહુ નાશ થયો. શેરબુલંદખાને મરાઠાઓના ગુજરાત ઉપરના હક્ક ચાલુ રાખવાનું કબુલ કર્યું, એટલે હમીદખાનને ગુજરાત છોડી જવું પડયું. (સ. ૧૭૨૪).

માળવા અને ગુજરાત બન્ને પ્રાંતો હાથમાંથી ગયાથી નિઝામને ઘણું નુકશાન થયું. તે વખતે મરાઠાઓમાં તેનીજ બરાબરીના પુરૂષ નીપજ્યાથી તેમની આગળ તેનું બરાબર ચાલ્યું નહિ. શેર બુલંદખાને મરાઠાઓને ખંડણી આપવાનું કબુલ કર્યું, તે દિલ્હીમાં પસંદ ન પડતાં તેને સ. ૧૭૩૨માં તે પ્રાંતમાંથી ખસેડીને બાદશાહે જોધપુરના રાજા અભયસિંહને ગુજરાતનો કારભાર સોંપ્યો. આ વ્યવસ્થાથી દિલ્હી દરબારને ફાયદો થયો નહિ. મરાઠાઓએ અભયસિંહના હાથમાંથી તે પ્રાંત તુરતજ છીનાવી લીધો. ગુજરાત પ્રાંતની પેઠે માળવામાં પણ મરાઠાઓએ પોતાનાં થાણાં બેસાડયાં. ત્યાંના અધિકારી રાજા ગિરિધરદાસ નાગરને સન ૧૭૨૯ માં બાજીરાવ સાથે લડાઇ થતાં તેમાં તે પડયો. પછી તેના ભત્રિજા દયારામે મરાઠાઓ સાથે કેટલાક વખત સુધી ટક્કર લીધી, પરંતુ તે પણ સન ૧૭૩૨ માં ચિમનાજી આપા સાથે લડતાં માર્યો ગયો. પછી માળવાનો કારભાર બાદશાહે મહંમદખાન બંગ નામના એક અફઘાન સરદારને સોંપ્યો. અલાહાબાદની સુબેદારીનું કામ પણ મહંમદખાન પાસે જ હતું. આ બન્ને પ્રાંતોની વચ્ચે બુંદેલા રાજા છત્રસાલનો મુલક હતો. તેના ઉપર મહંમદખાને સ્વારી કરી ત્યારે બાજીરાવે છત્રસાલને મદદ કરીને મહંમદખાનનો પરાજય કર્યો. તે વખતે દિલ્હી દરબારમાં મરાઠાઓની ઘણીજ ધાસ્તી પડી. આવો કઠિણ પ્રસંગ આવ્યો ત્યારે બાદશાહે જયપુરના રાજા સવાઇ જયસિંહને માળવાનું કામ સોંપ્યું. જયસિંહ બાજીરાવનો મિત્ર હોઇ તેને કલહ પ્રિય નહોતો. તે વખતે બાદશાહની પરવાનગી લઈને સઘળા માળવા પ્રાંતનો કારભાર તેણે મરાઠાઓને સોંપ્યો. તે વખતે માળવામાં સિંધિયા અને હોલ્કરની સત્તા સ્થાપન થઇ (સ. ૧૭૨૪). મરાઠાઓ એટલેથીજ તૃપ્ત થયા

નહિ. તેમણે છેક દિલ્હી ઉપર પોતાનું નિશાન માંડયું. વજીરખાન, દૌરાન, તેમજ કમરૂદીનખાન અને અયોધ્યાના સુબેદાર સાદતખાને બાજીરાવને શિક્ષા કરવાનો પ્રયત્ન કર્યો, પણ તે પાર પડયો નહિ. તે વખતે નિઝામના મુલકમાં સેંકડે બે ટકા ચોથાઇ વસુલ કરવાની બાદશાહે બાજીરાવને પરવાનગી આપી. આમાં બાદશાહનો ઉદેશ એટલોજ હતો કે દક્ષિણના મુલક ઉપર સ્વામિત્વ મળ્યાથી બાજીરાવ એકદમ ત્યાં ચાલ્યો જાય અને નિઝામ પરભાર્યું બાજીરાવ સાથે વૈર આરંભીને તેનો પરાભવ કરે. બાદશાહનો પહેલો ઉદ્દેશ પાર પડયો નહિ. બાજીરાવને વિશેષ આશા પડયાથી તે ચાલ્યો ગયો નહિ. માત્ર નિઝામે તેની સાથે ટક્કર લેવાની ખાસ તૈયારી કરી પોતે સ્વતંત્ર થવા માટે દિલ્હી દરબારનું વજન કમી કરવા સારૂ જેવી આરંભમાં નિઝામની ખટપટ હતી તેવી હાલમાં નહોતી. બાદશાહ છેકજ દુર્બળ થયાથી મરાઠાઓ તેને પૂર્ણ રીતે તાબામાં લઇને ખુદ નિઝામને પણ ગળી જવાને તૈયાર થયેલા હતા. આવા કટોકટીના પ્રસંગે નિઝામ અને બાદશાહ બન્ને વચ્ચે સંપ થતાં બન્નેએ મરાઠાઓનોનો બંદોબસ્ત કરવાની સંપૂર્ણ તૈયારી કરી. ભોપાળ નજીક શિરોજ આગળ મુસલમાનો અને મરાઠાઓ વચ્ચે ભારે લડાઇ થઈ (૧૭૩૭) મોગલો અને મરાઠાઓનું આ છેવટનું જબરૂં યુદ્ધ હતું. તેમાં નિઝામનો પરાભવ થતાં તેણે બાજીરાવ સાથે સલાહ કરી. જેથી સઘળો માલવા પ્રાંત અને નર્મદા તથા ચંબલ વચ્ચેનો મુલક કાયમનો મરાઠાઓને મળ્યો.

પછી નાદીરશાહે દિલ્હી ઉપર સ્વારી કરી તે વખતે નિઝામ રાજધાનીમાં હતો. નાદીરશાહ તેના દેશમાં ચાલ્યો ગયો બાદ નિઝામનું વજન ઘણુંજ વધ્યું. તુરતજ તે દિલ્હી છોડીને દક્ષિણમાં આવ્યો અને આવતી વેળા તેણે પોતાના મોટા પુત્ર ગાજીઉદ્દીનને દિલ્હીમાં બાદશાહ પાસે કાંઈ મહત્તના કામ ઉપર રાખ્યો. વળી વજીર કમરૂદ્દીનખાનની પણ તેને વિશેષ સહાય હતી. તેના બીજા છોકરા નાસિરજંગે બંડ કરી તેને ઘણોજ ત્રાસ આપ્યો. સન ૧૭૪૩ માં નિઝામે કર્ણાટકમાં સ્વારી કરીને ત્યાંનો બંદોબસ્ત કર્યો. પછી આ પુરૂષના હાથથી વિશેષ મહત્ત્વનું કૃત્ય થયું નહિં. સન

૧૭૪૮ ના જુન મહિનામાં દિલ્હી જતાં રસ્તામાં બુરાનપુર આગળ આ પરાક્રમી પુરૂષ મરણ પામ્યો. તે વખતે તેનું વય ૧૦૪ વર્ષનું હતું.

મોગલ બાદશાહીની પડતીના સમયમાં જે પરાક્રમી પુરૂષો મુસલમાનોમાં પ્રસિદ્ધ પામ્યા તેમાં નિજામુલ્મુલ્કની ગણના થાય છે. હાલના નિજામના વંશનો તે મૂળ પુરૂષ હતો. પડવાની તૈયારીમાં આવેલી મોગલ બાદશાહીને ટેકો આપી સંભાળી લેવાની તેના જેટલી શક્તિ તે વખતે બીજા કોઇનામાં નહોતી. કેટલાક વખત સુધી તે પડતીમાં આવેલા રાજ્યને સંભાળી રાખવામાં તેણે પોતાના સામર્થ્યનો ઉપયોગ કર્યો હતો. પરંતુ બીજી સઘળી હકીકત તેની વિરૂદ્ધ હોવાથી તેનો તે પ્રયત્ન ફતેહમંદ ન થતાં, છેવટે ત્રાસીને પોતાનુ હિત સાધવાના કામે તે લાગ્યો હતો. આજ ઉદ્યોગનું ફળ હાલના નિજામી રાજ્યની સ્થાપના છે.

૮. **નાદિરશાહની સ્વારી,** (સ. ૧૭૩૮–૩૯.)—અફઘાનિસ્તાનમાં કંદહારની નજીકના પ્રદેશમાં ખિલજી, અને હિરાતની આસપાસ અબ્દાલી નામના લોકો રહેતા હતા. આ અફઘાન લોકોએ ઇરાન ઉપર સ્વારીઓ કરી હતી. ઇરાનમાં સફવી વંશનો હુસેનશાહ રાજ્ય કરતો હતો તેવામાં મહંમદ નામના અફઘાન સરદારે ઇસ્પહાન શહેર કબજે કરીને હુસેનને કેદ કર્યો, અને ઇરાનનું રાજ્ય તે બથાવી પડ્યો (૧૭૨૨). પરંતુ આ અફઘાન લોકોનો અમલ ઇરાન ઉપર ઝાઝા દિવસ ટક્યો નહિ. મહમદ સન ૧૭૨૪ માં મરણ પામ્યો, અને તેનો પુત્ર અશરફ ઇસ્પહાનના તખ્ત ઉપર બેઠો. આજ વખતે ઉત્તર તરફથી રૂશિયા, અને પશ્ચિમ તરફથી તુર્ક, તથા પૂર્વ તરફથી અફઘાન એમ ત્રણે ઇરાન દેશ ઓહિયાં કરી જવાની તજવીજમાં હતા. ઉત્તર તરફ રૂશિયામાં આ વખતે પીટર રાજા રાજ્ય કરતો હતો. શાહ હુસેન અફઘાનોના હાથમાં પકડાયો ત્યારે તેનો પુત્ર તમસ્પ ઇશાન તરફના પહાડી પ્રદેશમાં જઇને સ્વતંત્રતાથી રહેવા લાગ્યો હતો. તેણે રૂશિયા અને તુર્કસ્તાનના બાદશાહોની માગણીઓ કબૂલ કરીને તેમની સાથે મિત્રાચારી બાંધી હતી, પરંતુ તે તેને વિશેષ ઉપયોગી થઇ પડી નહિ. પછી કાસ્પિયન સમુદ્રના કાંઠા ઉપરની કાજાર નામની તુર્ક ટોળીના એક સરદારે તમસ્પને મદદ કરી. આજ પુરૂષ

નાદિરકુલી હોઇ, એજ આગળ નાદિરશાહના નામથી પ્રસિદ્ધ થયો. નાદિરનો બાપ ઘેટાંના ચામડાના કોટ, ટોપીઓ, વગેરે બનાવીને વેચતો હતો.

નાનપણથી નાદિરનું આયુષ્ય અનેક પ્રકારના સાહસમાં ગયું હતું. ૧૭ વર્ષની ઉંમરે તે ઉઝબેક લોકોના હાથમાં સપડાયો હતો. ત્યાંથી છૂટયા બાદ તે લુંટફાટ કરીને રહેવા લાગ્યો હતો. આ તરફ અફઘાનોએ ઇરાન દેશ કબજે કર્યો ને ધામધુમમાં કેટલાંક માણુસ પાસે રાખીને નાદિરે હિરાતનો કિલ્લો હસ્તગત કર્યો, અને ત્યાંનો અમલદાર, જે તેનો કાકો હતો, તેને તેણે ઠેર માર્યો. હિરાતમાં ફરીને તે શાહ તમસ્પને મદદ કરવા લાગ્યો. પ્રથમ તો ઇરાની લોકોને મોકલીને તેનામાં તેણે આવેશ ઉત્પન્ન કર્યો, અને ૧૭૩૦ ના શુમારે અફઘાન લોકોનો પરાજય કરીને તેણે શાહ તમસ્પને ઇસ્પહાન લઇ જઇ ત્યાંના તખ્ત ઉપર બેસાડયો. તેના રાજ્યમાં સ્વસ્થતા કરીને, રૂશિયા કાસ્પિયન સમુદ્રથી આગળ વધે નહિ, એવો બંદોબસ્ત કર્યો. આરબ અને તુર્ક લોકો ધીમે ધીમે આગળ વધતા હતા તેમને તેણે પાછા હઠાવ્યા. આ પ્રમાણે અનેક યુદ્ધો કરીને પાંચ વર્ષની અંદર ઇરાન રાજ્યની હદ પ્રાચીન કાળમાં હતી તેટલી વિશાળ બનાવી. સન ૧૭૩૬ માં શાહ તમસ્પને બાજુ પર ખસેડીને ઇરાનનું રાજ્ય પોતે બથાવી પડયો. નાદિર સુન્નીમતનો હોઈ, ઇરાન દેશ પહેલાંથી પાકો શિયાપંથી હતો. ઇરાનનું રાજ્ય લીધા બાદ તેણે થોડાજ દિવસમાં ઘણાખરા લોકોને સુન્નીપંથ સ્વીકારવા ફરજ પાડી. સન ૧૭૩૭ માં તેણે અફઘાનિસ્તાન દેશ જીતીને ઇરાન સાથે જોડી દીધો, અને અફઘાનોએ જે જે અનર્થ કર્યા હતા તેમનું પૂરેપૂરૂં વેર લીધું. એમ છતાં પાછળથી સૌમ્યવૃત્તિ ધારણ કરીને તે લોકોને તેણે એટલો બધો ફાયદો કરી આપ્યો કે તેઓ તેના માટે જીવ આપવાને તૈયાર થયા. આ પ્રમાણે નાદિર-ની સત્તા અને અમલ ઘણાં વધ્યાં, અને તેના રાજ્યની હદ મોગલ રાજ્ય સાથે આવી મળી. હિંદુસ્થાનમાં આ વખતે મોટી ગરબડ ચાલી છે એવું તેના જાણુવામાં આવ્યું. હિંદુસ્થાન ઉપર સ્વારી કરતાં (૧) પોતાના ગરીબ અને શૂરા સિપાઇઓને સહેજે કામ મળશે, (૨) હિંદુસ્થાનની સંપત્તિથી ઇરાનની ગરીબાઇ મટાડી શકાશે, અને (૩) હિંદુસ્થાનની અવ્યવસ્થા પણ

મટશે, એવો હેતુ મનમાં લાવીને તે માટે તે કાંઇ પણ સબબ શોધવા લાગ્યો. તે સબબ મળતાં ઝાઝી વાર લાગી નહિ. નાદિરના તાબાના કેટલાક અફઘાન લોકો ગિજની નજીક મોગલ રાજ્યમાં જઇ રહ્યા હતા. તેમને પાછા આપવા માટે નાદિરશાહે દિલ્હીના બાદશાહને લખ્યું. તે માગણી કબૂલ કરવા જેટલું બાદશાહમાં સામર્થ્ય નહોતું, અને આવી માગણી કરવા જેટલો નાદિરશાહને અધિકાર છે એમ પણ તેને લાગ્યું નહિ. આથી દિલ્હીથી તે પત્રનો કાંઇ પણ જવાબ ગયો નહિ, એટલે નાદિરશાહ એકદમ મોગલોના મુલક ઉપર ચઢી આવ્યો, અને ગિજની, કાબૂલ વગેરે શહેર કબજે કરીને હોડીઓના પૂલ ઉપરથી સિંધુ નદી ઉતરીને આ તરફ આવ્યો. મરાઠાઓના કામકાજમાં બાદશાહ ગુંથાયલો હોવાથી, તેને નાદિરશાહ તરફ લક્ષ આપવાને સવડ મળી નહિ. રસ્તામાં નાદિરશાહને કોઇ પણ સ્થળે અટકાવ થયો નહિ. પંજાબમાંની ફોજ પરાભવ પામીને પાછી આવી, ત્યારે બાદશાહ પોતાનું લશ્કર જમાવીને બહાર નીકળ્યો. નિજામુલ્મુલ્ક તેને આવી મળ્યો. અયોધ્યાના સુબેદાર સાદતખાનને તેણે તેડું મોકલ્યું. કર્નૂલ આગળ મોગલ ફોજની છાવણીએ મુકામ નાંખ્યો. આ વખતે રજપૂત રાજાઓએ બાદશાહને મદદ કરી નહિ. સાદતખાન અને નિજામ પણ અંદરખાનેથી બાદશાહને અનુકૂળ નહોતા. સન ૧૭૩૯ ના ફેબ્રુઆરી મહિનામાં મોગલ બાદશાહ અને નાદિરશાહ વચ્ચે લડાઇ થતાં વજીર ખાન ડૌરાન માર્યો ગયો, અને સાદતખાન કેદ થયો. તે વખતે નિજામને નાદિરશાહ પાસે વાત કરવા મોકલીને પાછળથી મહંમદશાહ પોતે નાદિરશાહની છાવણીમાં જઇ તેને મળ્યો. પછી તે બન્ને બાદશાહ દિલ્હીમાં રાજમહેલમાં આવી રહ્યા. નાદિરશાહે સઘળા શહેરમાં પોતાના પહેરા બેસાડ્યા, અને બરાબર બંદોબસ્ત રાખવા માટે સખત તાકીદ આપી. દિલ્હીના લોકોને આ કામ પસંદ પડ્યું નહિ. બે દિવસ જ્યાં ત્યાં શાંતતા રહ્યા બાદ ત્રીજે દિવસે નાદિરશાહ મુઆની ખોટી ગપ શહેરમાં ફેલાઇ, અને તેની સાથે દિલ્હીના લોકો ઇરાની લોકોનાં ખૂન કરતા નીકળી પડ્યા. તે વખતે નાદિરશાહ સંતાપ પામીને શહેરમાં ફરવા નીકળ્યો ત્યારે ઇરાની લોકોનાં શબ તેની દૃષ્ટિએ પડ્યાં, અને તે ફરતો હતો તે દરમિયાન લોકોએ પોતાનાં

ઘરોમાંથી તેના ઉપર ગોળીઓની વૃષ્ટિ શરૂ કરી. એક ગોળી પાસેના એક ઉમરાવને વાગતાં તે મરણ પામ્યો, ત્યારે અતિશય ક્રોધ આવ્યાથી નાદિરશાહે દિલ્હીના સર્વે લોકોની કતલ કરવા માટે પોતાના માણસોને હુકમ આપ્યો. તે વખતે રાજધાની ઉપર જે અનર્થ ગુજર્યો તે સાંભળીને શરીરે રોમાંચ થાય છે. ઇરાની લોકોએ સઘળું શહેર બાળી તથા લુંટીને ઉજડ કર્યું. મુડદાંના ઢગલા અને લોહીની નદીઓથી સર્વે રસ્તા ભરાઇ ગયા. ત્રીશ હજાર કરતાં વધારે માણસોના પ્રાણ ગયા. આ સઘળો સંહાર થતો જોઇને મહંમદશાહ આંખમાં પાણી આણીને નાદિરશાહ પાસે ગયો, અને તે અટકાવવા માટે તેણે તેને વિનંતિ કરી. 'હિંદુસ્થાનના બાદશાહની માગણી નિષ્ફળ નહિ જાય' એમ કહીને નાદિરશાહે કતલ બંધ કરવાનો હુકમ આપ્યો. તે એકદમ અમલમાં આવતાં કતલ બંધ થઈ, પણ પછી બે મહિના સુધી દિલ્હી શહેરમાં રહીને નાદિરશાહે લુંટ કરાવી. બાદશાહથી માંડીને એક ઝુંપડામાં રહેનાર સુદ્ધાં કોઇ પણ આ લુંટમાંથી બચ્યું નહિ. સાદતખાન આરંભથી તેને મળેલો હતો. તેની પાસેથી પણ પૈસાની માગણી થતાંજ તે સરદારે ઝેર ખાઇને પ્રાણ ત્યાગ કર્યા. નાદિરશાહના હાથમાં કેટલી માલ મિલકત આવી તે બરાબર કહી શકાય તેમ નથી. નવ કરોડથી ત્રીસ કરોડ સુધીનો જુદા જુદા ગ્રંથકારોએ અડસટ્ટો કરેલો છે. તે ઉપરાંત દિલ્હીમાંનું મયૂરાસન અને કોહિનૂર હીરો નાદિરશાહ ઇરાન લઇ ગયો. જતી વખતે તેણે મહંમદશાહને બાદશાહી ગાદી ઉપર બેસાડયો, અને તેને અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો. 'બાદશાહ વિરૂદ્ધ બંડ કરશો તો હું ફરીથી આવીને તમારો સંહાર કરીશ,' એવી સર્વે લોકોને જાહેર ધમકી આપીને, અને દિલ્હીની એક રાજકન્યા સાથે પોતાના પુત્રનું લગ્ન કરીને, નાદિરશાહ ઇરાનમાં પાછો ગયો. જતી વેળા સિંધુ નદીની પશ્ચિમ તરફનો સર્વે મુલક તેણે પોતાના રાજ્ય સાથે જોડી દીધો. પછી મધ્ય એશિયાનાં રાજ્યો તેણે જીતી લીધાં. હિંદુસ્થાનમાં કરેલાં દુષ્ટ કૃત્યોથી નાદિરશાહનો સ્વભાવ ઘણોજ નિષ્ઠુર બન્યો હતો. ઉત્તરોત્તર તે પોતાના માણસોને એટલો હેરાન કરવા લાગ્યો કે તેમના મનમાંની તેના ઉપરની પ્રીતિ નાશ પામી. ખુદ પોતાના

પરાક્રમી પુત્રની આંખો તેણે ફોડાવી નાંખી. (સ. ૧૭૪૩) શિયાધર્મી ઇરાની લોકોને તો કંઇ પણ આશ્રય રહ્યો નહિ. આખરે તેના માનિતા અફ્ઘાન લોકો પણ તેનાથી કંટાળ્યા. એમ કરતાં કરતાં એક અફ્ઘાન સરદારના હાથે તેનું સ. ૧૭૪૭ માં ખૂન થયું. પછી તે અફ્ઘાન લોકોમાંના અહંમદખાન અબ્દાલી નામના સરદારે પોતાના લોકોની આગેવાની સ્વીકારીને ઇરાનના તાબામાંથી અફ્ઘાનિસ્તાનનો મુલક છોડાવીને કંદહારમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. તેણે પોતાનું અબ્દાલી ઉપનામ ફેરવીને દુરાનીનું ધારણ કર્યું. આજ પાણિપતની રણભૂમિ ઉપર પ્રસિદ્ધિ પામેલો અહંમદશાહ અબ્દાલી છે. નાદિરશાહ ઘણો પરાક્રમી પુરૂષ થઇ ગયો. તેનો જન્મ હલકા કુળમાં થયેલો હોઇ તેને કંઇ પણ વિદ્યા આવડતી નહોતી. પરંતુ નસીબ અને અક્કલના જોરે અનેક રાજ્યોની ઉથલપાથલ કરવાને તે સમર્થ થયો હતો. તેના વિષે તેના માણસો ગર્વ ધરે છે, પરંતુ નામ લેતાંજ તેઓ કંપે છે અને તેને શાપ દે છે.

નાદિરશાહની સ્વારીથી મોગલોની સભાને વિલક્ષણ ધક્કો પહોંચ્યો. દિલ્હી શહેરમાં આજ અનેક સૈકાંથી વાસ કરી રહેલી લક્ષ્મી ક્ષણ માત્રમાં નાશ પામી. ' નિદ્રા અને વિશ્રાંતિ આ શહેરમાંથી નાસી ગઇ; પ્રત્યેક ઘરમાં અને ઓરડીમાં દુઃખના નિસાસા સંભળાવા લાગ્યા; અને સઘળું ઉત્તર હિંદુસ્થાન શોકસાગરમાં ડૂબી ગયું. આ વિપત્તિમાંથી મોગલો પોતાનું માથું ઉંચકી શક્યા નહિ.

૯. **પ્રાંતિક અમલદારોનું સ્વતંત્ર થવું:**—નાદિરશાહે સિંધુ નદીની પશ્ચિમ તરફનો મુલક લીધાથી અફ્ઘાનિસ્તાનમાંની મોગલ સત્તા નષ્ટ થઇ. દક્ષિણમાં નિજામુલ્મુલ્ક સ્વતંત્ર રાજ્ય કરવા લાગ્યો. મહારાષ્ટ્ર, ગુજરાત, માળવા, વરાડ વગેરે અનેક પ્રાંતો મરાઠાઓએ લીધા. રજપૂત રાજાઓ કાયમના સ્વતંત્ર બન્યા. પંજાબ પ્રાંત સિખ લોકોએ લઇ લીધો. આ બધી હકીકત ઉપર આવી ગયેલીજ છે. પરંતુ આ કારકીર્દિની આખરે જે બીજા બે મોટા પ્રાંત બાદશાહના તાબામાંથી ગયા તે બંગાળા અને અયોધ્યા હતા. કર્ણાટક પ્રાંત ઉપર નિજામ અને મરાઠા પોતાનો હક્ક હોવાનું કહેતા હતા.

વળી જાટ અને રોહિલાઓએ બાદશાહી મુલક ઉપર હાથ મારી કેટલોક કબજો કરી લીધો. સારાંશ કે, સઘળા દેશમાં એક છત્રી અમલ કેટલાક દિવસ ચાલીને, પછી ફરીથી તેના વિભાગ થવાનો જે ક્રમ અનેક વખત મુસલમાની રિયાસતમાં દેખાઇ આવ્યો હતો, તેજ મોગલોની આખેરીએ ખરો પડીને જે સ્વતંત્ર શાખાઓ આ વખતે હયાતિમાં આવી તેમની સાથે અંગ્રેજ લોકોના ઘણાખરા ઝઘડા થયેલા છે. આથી મોગલ બાદશાહીની હકીકત પૂરી કરતા પહેલાં આ સ્વતંત્ર શાળાઓનું વર્ણન આપવું આવશ્યક છે.

(૧) બંગાળા પ્રાંત. (અ) મુર્શીદકુલીખાનઃ—મોગલ બાદશાહીના જે ટૂકડા થયા તેમાં બંગાળા પ્રાંતનો ઇતિહાસ અનેક કારણોને લીધે મહત્ત્વનો છે. આ પ્રાંત મૂળથી સધન હોઈ, અંગ્રેજ વેપારીઓને વિશેષે કરીને આ પ્રાંતમાંથી ધનની પ્રાપ્તિ થયેલી છે. મોગલ બાદશાહીના ઉત્તર કાળમાં બંગાળા પ્રાંતનો ઈતિહાસ મુસલમાની ભાષામાં વિશેષ વિસ્તારથી લખાયલો છે. વળી હૉલ્વેલે તે કાળની બંગાળા પ્રાંતની ઘણી હકીકત લખી રાખેલી છે. ઔરંગજેબની કારકીર્દિના પાછલા ભાગમાં બંગાળાની રૈયત ઉપર ધર્મ સંબંધી જુલમ અત્યંત થયો હતો. ત્યાંના સુબેદારે બાદશાહના હુકમ અક્ષરશઃ અમલમાં મૂક્યા. ઘણાઓએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો, અને અનેક જણાઓએ બંડ કર્યાં. તે વખતે ઔરંગજેબે ત્યાંના સુબેદારને પાછો બોલાવીને પોતાના પૌત્ર અજીમઉસ્શાનને બંગાળા, બહાર અને ઓઢિયા એ ત્રણે પ્રાંતોનો નિજામ બનાવ્યો, અને મીરજાફરખાન નામના એક મૂળે હિંદુ હોઈ વટલાઈને મુસલમાન થયેલા ગૃહસ્થને તે પ્રાંતની દીવાની આપી. અજીમનો કારભાર વિશેષ ધ્યાનમાં રાખવા યોગ્ય નીવડ્યો નહિ. તે બહુધા ચેનબાજીમાં નિમગ્ન રહેતો. જાફરખાને ઔરંગજેબની મહેરબાની અનેક પ્રસંગે સંપાદન કરી હતી. ખર્ચ કમી કરીને મહેસુલ વધારવા માટે તે પ્રખ્યાત થયો હતો. પહેલાં તે વરાડમાંના નાના સરખા ઓદ્ધા ઉપરથી હૈદરાબાદનો દિવાન થયો હતો, અને ત્યાંથી તેની નિમણુક બંગાળામાં થઇ હતી. અજીમ અને જાફરખાનને બન્યું નહિ. જાફરનો ગુપ્ત રીતે વધ કરવાની અજીમે કરેલી તજવીજ નિષ્ફળ ગયાથી તેણે જાફરખાનની

ક્ષમા માગવી પડી. એમ છતાં જાફરે ઔરંગઝેબ પાસે ફરિયાદ કરી, ત્યારે બાદશાહે અજીમને કારભાર ઉપરથી ખસેડીને જાફરખાનને નિઝામી અને દિવાની એ બેઉ કામ સોંપ્યાં (૧૭૦૨), અને તેજ વખતે મુર્શીદકુલીખાન-નો તેને ખિતાબ આપ્યો. આજ નામથી આગળ તે પ્રસિદ્ધ થયો છે. મુર્શીદનો કારભાર બંગાળામાં અનેક કારણોથી ચિરસ્મરણીય થયેલો છે. તેનો અમલ અત્યંત કરડો હોઈ, સરકારનું મહેસુલ વસુલ કરવામાં તે લેશ પણ દયા કે માયા બતાવતો નહિ. મુસલમાની ધર્મની વૃદ્ધિ કરવા માટે દીર્ઘ પ્રયત્ન કર્યા હતા. સારાંશ કે, તેની જાતિના માણસોએ તેની કાર્યદક્ષતાની અત્યંત પ્રશંસા કરેલી હોઇને વિજાતીય લોકોએ માત્ર તેની નિંદા કરેલી છે. એમ છતાં પોતાના કામમાં હુશિયાર અને પોતાના માલિકના હિતમાં તત્પર તે ગણાયલો છે. અંગ્રેજો સાથે તેને કદી પણ બન્યું નહિ. અંગ્રેજ વેપારીઓ હિંદુસ્થાનના વેપારથી શ્રીમંત બનીને પાછા દેશ જાય એ તેનાથી સહન થયું નહિ, તેથી તેમના વેપારમાં તેણે અનેક અડચણો નાંખી. તેનાજ ત્રાસથી કંટાળીને સ. ૧૭૧૫ માં ફરૂખશિયર બાદશાહ પાસે અંગ્રેજ વેપારીઓએ ફરિયાદ કરી હતી, અને તે વખતે તેણે તેમને અનેક સગવડો આપી હતી. મુર્શીદ કુલીએ પોતાનો સઘળો કારભાર ચોખ્ખો રાખીને સરકારની ઉપજ ઘણી વધારી. આથી બંગાળા પ્રાંતમાં તેની કારકીર્દિમાં સ્વતંત્ર રાજ્ય થયેલું કહેવાય નહિ. તેણે પ્રાંતના મુલકના ભાગ પાડી તેમને 'ચકલા'નું નામ આપ્યું, અને તે પ્રત્યેક ભાગ ઉપર તેણે જુદા જુદા અમલદારો નીમ્યા. આજ વ્યવસ્થા કાયમ રહીને તેણે નીમેલા અમલદારો પાસેનાં કામ વંશપ-રંપરાને માટે ચાલુ રહ્યાં, અને તેજ લોકો પોતાને જમીનદાર રાજા કહેવરા-વવા લાગ્યા. આજે પણ આ જમીનદાર રાજાઓ બંગાળા પ્રાંતમાં પોતપોતાનાં વતન ભોગવે છે. મુર્શીદ કુલીખાન સન ૧૭૨૫ માં મરણ પામ્યો. મુર્શીદા-બાદ તેણેજ વસાવ્યું હતું.

(આ) સુજાખાન (૧૭૨૬–૧૭૩૯)–મુર્શીદકુલીને છોકરો ન હોઈ, ફક્ત એક દીકરી હતી. તે સુજાખાન નામના એક તુર્કી ગૃહસ્થને પરણાવેલી હતી. મુર્શીદની હયાતિમાં સુજાખાન પાસે ઓરિસા પ્રાંતનો કારભાર હતો.

તે પોતાની બૈરી સાથે કટકમાં રહેતો હતો, પરંતુ તેની સાથે બૈરીને બન્યું નહિ, તેથી તે થોડાજ વખતમાં નીકળીને બાપ પાસે ચાલી ગઇ. તેના પેટે એક સરફરાજખાન નામનો પુત્ર સુજાખાનને થયો હતો, અને તે તેના દાદા પાસે રહેતો હતો. સુજા સાથે મુર્શીદને દ્વેષભાવ હોઈને, સરફરાજખાન ઉપર તેની પ્રીતિ હતી. પોતાના પછી પોતાની જગોએ દિલ્હી દરબાર સરફરાજખાન-ની નિમણુક કરે, એવી મુર્શીદકુલીએ ઘણી ખટપટ કરી. પરંતુ તે પાર પડતા પહેલાં તે મરણ પામ્યો, અને તેની સઘળી દોલત સરફરજખાનને મળી. આ તરફ સુજાખાને બંગાળાનો કારભાર મેળવવાને સંપૂર્ણ તૈયારી કરી, અને તે એકાએક નીકળીને મુર્શીદાબાદ આવ્યો. સરફરાજખાન પોતાને કાર-ભાર મળે એવી ક્ષણે ક્ષણે રાહ જોતો બેઠો હતો. નવીન કારભાર મળતાં બાદશાહ તરફથી આવતી ઝાલર મૂકેલા પાલખી, માછલીના ચિહ્નવાળો જરી પટકો વગેરે સામાન સુજાખાન તરફ આવ્યો. તે પ્રમાણે સુજાખાને સુબેદાર-ની પદવી ધારણ કરી, અને તેનો પુત્ર સરફરાજખાન તેના શરણે ગયો. સુજાખાન પાસે હાજીમહંમદ અને અલીવર્દીખાન નામના બે ભાઈ હતા. હાજીમહંમદ મોટો હોઇ ખટપટી હતો. સુબેદારની મરજી સંપાદન કરીને સઘળો કારભાર તેણેજ ચલાવ્યો. નાનો ભાઈ અલીવર્દીખાન મૂળથી સિપાઇગીરીમાં કુશળ હોઈ તેની પાસે ફોજનો સર્વ અખતિયાર હતો.

આ બે ભાઈઓ ઉપરાંત સુજાખાનને બે વજનદાર હિંદુ વેપારીઓની મદદ હતીઃ એક આલમચંદ અને બીજો જગતશેઠ. આલમચંદને રાય રાય-ણુનો ખિતાબ મળેલો હોઈ સર્વ કામની તેને સારી માહિતી હતી. ધણીની મરજી સંપાદન કરીને પૈસા કેમ પેદા કરવા એ તે સારી પેઠે જાણતો હતો. જગતશેઠ મુર્શીદાબાદનો નામાંકિત વેપારી હોઈ, તેણે સુજાખાનને પૈસાનો પુષ્કળ ટેકો કરીને તેને સુબેદારી મેળવી આપી હતી. સુજાખાન સ્વભાવે આળસુ અને ઢીલો હતો. વિશેષ ટંટા બખેડા ન થતાં કારભાર સરળ રીતે ચાલે એટલીજ તેને ઇચ્છા હતી. મુર્શીદકુલીએ બેસાડેલા અનેક કર તેણે માફ કર્યા. પરંતુ ઉપર કહેલા ચાર માણસોની ચોકડીને સઘળું કામ સોંપીને તે ચેનબાજીમાં રહેવા લાગ્યો. તેણે બહાર પ્રાંતની વ્યવસ્થા અલીવર્દીખાનને

સોંપી. આ સર્વ હકીકત જોઈને સરફ્રરાજખાનનો પિત્તો ખસી ગયો. સુજાખાનનો નાશ કરવા માટે ઉપર કહેલા બે મુસલમાન કારભારીઓ ટાંપી બેઠા હતા. તેમણે પોતાનાં કામ બહારથી સારાં કરીને પ્રજાનાં મન સંપાદન કરી રાખ્યાં. અલીવર્દીખાને બહાર પ્રાંતના માથા ફરેલ રાજાઓને પૂરેપૂરી શિક્ષા કરી. પટણા અને મોંગીર વચ્ચે ચકવાર જાતના શૂરા હિંદુ લોકો રહેતા હતા. તેમની સાથે લડીને અલીવર્દીખાને ઘણા નવીન કર બેસાડયા. આ ચકવારોની ભીતિને લીધે કિનારા ઉપર રહેનારા યૂરોપીય વેપારીઓને પોતાના બચાવ માટે આરમાર રાખવા પડયા. કારણ કે સાથે ફોજનો જાપતો હોવા સિવાય તેમનો માલ ગંગા નદીમાં થઈને ઉપર સુરક્ષિત જતો નહિ. અલીવર્દીખાને અનેક કપટ કરીને ચકવાર લોકોનો નાશ કર્યો. વચગાળે ઘણી વખત તેની અફઘાન ફોજે નિરંકુશપણું દર્શાવ્યું ત્યારે અલીવર્દીખાને સર્વેનો કપટથી પરાભવ કર્યો. આ તરફ દિલ્હીદરબારમાં લાંચ વગેરે આપીને સુજાખાનની વિરૂદ્ધ તેની ખટપટ ચાલુજ હતી. છેવટે સન ૧૭૩૯ માં દિલ્હીથી પરભારી અલીવર્દીખાનની નિમણુક બહાર પ્રાંત ઉપર સ્વતંત્ર રીતે થઈ. તે વખતે સુજાખાન પસ્તાવામાં પડયો, અને વેર લેવાના વિચારમાં હતો તેવામાં તે એકાએક મરણ પામ્યો. હાજીમહંમદે ઝેર દઈને તેને મરાવ્યો એમ કહેવાય છે.

સુજાખાન આ સંક્રમણ કાળમાંનો પુરુષ હતો. મોગલોની રાજ્યવ્યવસ્થા ખડખડી રહેલી હોવા છતાં પણ જૂના રિવાજોના જોરે અત્યાર સુધી ઘણા પ્રકારની વ્યવસ્થા ચાલુ હતી. મુર્શીદકુલી જેવો સુજાખાન જુલમી નહોતો. સર્વ પક્ષોને ખુશ રાખવા માટે તે ઘણી કાળજી રાખતો હતો. કોઇપણ પરોણો તેની પાસે આવે તો તે તેની ઉત્તમ બરદાસ્ત રાખતો. એકંદરે સુજાખાનની કારકાર્દિમાં લોકો સુખી હતા.

(૬ **સરફ્રરાજખાન** ( ૧૭૩૯–૧૭૪૦ ).—સુજાખાનની પછી તેનો પુત્ર સરફ્રરાજખાન સુબેદાર થયો. તે સર્વાંશે ઉદ્ધતપણાથી વર્ત્યો. બાપના વખતની ચોકડીને અધિકાર ઉપર રાખીને તે તેમની સાથે ખરાબ રીતે વર્ત્યો. જગતશેઠનું તેણે માન ખંડન કર્યું. અર્થાત્ જ્યાં ત્યાં સરફ્રરાજ વિરૂદ્ધ ગુપ્ત યુક્તિઓ યોજાવા લાગી. અલીવર્દીખાનને સુબેદારની પદવી અપાવવાની

ખટપટ સર્વ લોકો કરવા લાગ્યા. આ પ્રસંગે દિલ્હીથી સરફરાજખાનને ટેકો મળવાનો સંભવ નહોતો. નાદિરશાહની સ્વારી પછી દિલ્હી દરબારમાં કાંઈપણ સત્ત્વ રહ્યું નહોતું. બન્ને હિંદુ શાહુકારોની સલાહથી સરફરાજખાને હાજીખાનને દરબારમાંથી હાંકી કાઢ્યો, ત્યારે તે અનાયાસે પોતાના ભાઇને જઇને મળ્યો. ત્યાં બન્ને ભાઇઓએ પાછળના કામની સઘળી તૈયારી કરી, અને બન્ને જણ ફોજ સાથે મુર્શિદાબાદ ઉપર ચઢી આવ્યા. રસ્તામાં અલીવર્દીખાનની અફઘાન ફોજ પૈસા માટે તેના સામે ઉઠી. આ પ્રસંગે ઉમીચંદ (ઉમેદચંદ્ર) નામનો શાહુકાર અલીવર્દીખાનને ઘણો ઉપયોગી થઈ પડ્યો. આગળ કલાઇવ સામે જેને કામ પાડેલું તે આજ ઉમીચંદ હતો. તેણે વિલક્ષણ રીતે ફસાવીને અફઘાન સરદારોને સમજાવ્યા. પછી લડાઇ થતાં સરફરાજખાન માર્યો ગયો, અને બંગાળાની સુબેદારી અલીવર્દીખાનને મળી, (૧૭૪૦). આ કામમાં મુસ્તીફાખાન નામના સરદારની તેને સહાય હતી. આલમચંદરાયે પોતાના ધણી સરફરાજખાન સાથે વિશ્વાસઘાત કરીને અલીવર્દીખાનને સહાય કરી, તેથી તે હિંદુ શાહુકારની સત્યનિષ્ઠ સ્ત્રીએ તેને એટલો સખત ઠપકો આપ્યો કે, તેથી હીરાકણી ચૂસીને તેણે પ્રાણ તજ્યા. અલીવર્દીખાનની કારકીર્દિ બ્રિટિશ રિયાસતમાં આપેલી છે.

(૨). **અયોધ્યા:**—અયોધ્યા પ્રાંત મોગલ બાદશાહીનો એક મોટો સુબો-પ્રાંત હતો, મહંમદશાહે તે પ્રાંતનું કામ સાદતખાન નામના એક હુશિયાર સરદારને સોંપ્યું હતુઃ આ સાદતખાન મૂળે ખુરાસાનનો એક વેપારી હોઇ દિલ્હી દરબારમાં પ્રસિદ્ધિ પામ્યો હતો. સૈયદોની વિરૂદ્ધ તેણે મહંમદશાહને ખરા મનથી સહાય કર્યાથી બાદશાહની તેના ઉપર મહેરબાની હતી. તે કારકીર્દિમાંની અનેક ચઢાઇઓમાં તે હાજર હતો. તેણે પોતાના પ્રાંતનો કારભાર ઘણે ભાગે સ્વતંત્ર રીતે કર્યો હતો. નાદિરશાહની સ્વારીમાં નિઝામુલ્મુલ્કનો પરાભવ કરવાના હેતુથી તેણે કાંઇક કપટ કર્યું, અને અંદરખાનેથી તે નાદિરશાહને મળી ગયો હતો. કોઇ રીતે પોતાના દ્રવ્યને નાદિરશાહ ધક્કો લગાડે નહિ એટલોજ તેનો ઉદ્દેશ હતો, પરંતુ તે પાર પડ્યો નહિ. છેવટે નાદિરશાહે તેનું સઘળું દ્રવ્ય છીનાવી લીધું, અને તેનું ઘણું અપમાન કર્યું,

ત્યારે તેણે ઝેર ખાઇને પ્રાણ ત્યાગ કર્યા (૧૭૩૯). તેનો પુત્ર સફદરજંગ બાપની પછી અયોધ્યાનો સુબેદાર થયો. તેણે કેટલાક દિવસ સુધી બાદશાહની વજીરીનું કામ કર્યું, તેથી અયોધ્યાના સુબેદારને વજીરની સંજ્ઞા પ્રાપ્ત થતાં તે આગળ ઘણા દિવસ સુધી રહી હતી. સફદરજંગ સન ૧૭૫૪ માં મરણ પામ્યો. તેનો પુત્ર સુજા-ઉદ્-દૌલા અયોધ્યાનો નવાબ થયો. સુજાઉદદોલાની હકીકત ઇંગ્રેજોના ભાગમાં આવશે. સ્વતંત્ર થયેલા અયોધ્યાના પ્રાંતને પાછો દિલ્હીના તાબામાં આણવા માટે બાદશાહોએ પ્રયત્ન કર્યા હતા, પરંતુ તે પાર પડયા નહિ.

(૩) **કર્ણાટક:**—કર્ણાટક પ્રાંતનો દક્ષિણના સુભામાં સમાવેશ થતો હતો. ત્યાં ચંદાસાહેબ અને અન્વરૂદ્દીન વચ્ચે કજિયો થતાં તેમને અનુક્રમે ફ્રેંચો અને અંગ્રેજોની સહાય મળી, અને તેથી તે પાશ્ચાત્ય પ્રજાઓનો દક્ષિણ હિંદુસ્થાનમાં પ્રવેશ થયો હતો, જે હકીકત બ્રિટિશ રિયાસતમાં આપેલી છે.

૩. **મહંમદશાહનું મૃત્યુ:** (સ. ૧૭૪૮).—આ કમનસીબ બાદશાહને કોઇ પણ રીતે મુદલે સ્વસ્થતા પ્રાપ્ત થઇ નહિ. નાદિરશાહની સ્વારીથી બાદશાહનાં ગાત્ર છેકજ ગળી ગયા જેવું થયું. આ તરફ મરાઠા લોકો સઘળો દેશ પાદાક્રાંત કરતા જતા હતા. જો કે અનેક મુસલમાની સરદારો પ્રાંતોનો કારભાર સ્વતંત્રતાથી કરવા લાગ્યા હતા એમ ઉપર કહેલું છે, તો પણ બાદશાહની મુખ્ય સત્તા હરી લેનારા તેના મોટા શત્રુ મરાઠાજ હતા. બાદશાહનું માત્ર નામ તેઓણે નાશ કર્યું નહિ, પરંતુ વસ્તુતઃ હિંદુસ્થાનના કારભારનાં મુખ્ય સૂત્રો મરાઠાઓએ ઘણા વખત સુધી ચલાવ્યાં હતાં.

સન ૧૭૪૮ માં અફઘાનિસ્તાનના અહંમદશાહ અબ્દલીએ હિંદુસ્થાન ઉપર સ્વારી કરી. તેની સાથે બાદશાહે વડા શાહજાદા અહંમદને મોકલ્યો. સરહિંદ આગળ લડાઇ થતાં અહંમદે અફઘાનોનો પરાભવ કર્યો, અને તેમને તેમના દેશમાં હાંકી કાઢયા. આ સ્વારીમાં વજીર કમ્રૂદ્દીનખાન, તેનો પુત્ર મીરમનુ, અને મીરમનુનો સાળો ગાજીઉદ્દીન, અને અયોધ્યાનો સુબેદાર અબ્દુલ મનસૂરખાન ઉર્ફે સફદરજંગ વગેરે સર્વે સરદારોની શાહજાદાને મદદ

હતી. આવી એકત્ર થવાની સંઘશક્તિ પાછળ દર્શાવવામાં આવી હોત તો બાદશાહનો ઘણે અંશે બચાવ થયો હોત. મીરમનુને પંજાબ પ્રાંતનો કારભાર આપવામાં આવ્યો જે તેણે સારો ચલાવ્યો. આ તરફ દિલ્હી શહેરમાં બાદશાહ માંદો પડી મરણ પામ્યો, ( એપ્રિલ સને ૧૭૪૮ ) એ અત્યંત દુર્દૈવી હતો. નાદિરશાહના મરણ પછી કમરૂદ્દીનખાન તેનો વજીર હોઇ સરહિંદની લડાઇમાં માર્યો ગયો હતો.

સન ૧૭૪૮ નું વર્ષ હિંદુસ્થાનના ઇતિહાસમાં મહત્ત્વનું છે. એજ વર્ષમાં નિજામુલ્મુલ્ક મરણ પામ્યો, અને તેના પુત્રોએ ટંટા ઉત્પન્ન થઇ દક્ષિણમાં યુરોપીઅન લોકોનો પ્રવેશ થયો. પછી થોડાજ દિવસમાં સદરહુ રાજા મરણ પામ્યો, અને મરાઠાઓની સત્તાએ જુદુંજ સ્વરૂપ ધારણ કર્યું.

## પ્રકરણ ૩૦ મું.

## મોગલ બાદશાહીનો અંત.

### સ. ૧૭૪૮–૧૮૦૩.

૧. અહંમદશાહ અને રોહિલાનું બંડ.
૨. બીજો આલમગીર અને નજીબખાન.
૩. અહંમદશાહ અબ્દલ્લીની સ્વારીઓ.
૪. અલી ગોહર ઉર્ફે શાહઆલમ.
૫. નજીબખાન, જાટ અને મરાઠા.
૬. શાહઆલમની દિલ્હીમાં સ્થાપના.
૭. મહાદજી સિંધિયાની મદદ.
૮. ગુલામ કાદરનાં દુષ્કૃત્ય.
૯. દિલ્હીના મોગલ વંશનો અંત.

**૧. અહંમદશાહ અને રોહિલાઓનું બંડ.**—શાહજાદા અહંમદે સરહિંદમાં અહંમદશાહ અબ્દાલીનો પરાજય કર્યો, તે વખતેજ તેના બાપના મૃત્યુના સમાચાર તેના જાણવામાં આવ્યા હતા. તુરતજ પાછા આવીને તે તખ્ત ઉપર બેઠો. સફદરજંગને તેણે પોતાનો વજીર નીમ્યો. તેની કારકીર્દિની શરૂઆત સારી થઇ, પરંતુ તેનું સદ્ભાગ્ય ઝાઝા દિવસ ટક્યું નહિ. નિજામુલ્મુલ્કનો મોટો પુત્ર ગાજીઉદ્દીન અમીર ઉમરાવનો ખિતાબ ધારણ કરી નાપતિ થયો. તેના નાના ભાઇ નાસિરજંગને દક્ષિણની સુબેદારી આપવામાં

આવી. બાદશાહે જો રાજ્યકારભારમાં જાતે લક્ષ આપ્યું હોત તો કદાચ ફાયદો થયો હોત. પરંતુ ચોતરફ શત્રુ ઉત્પન્ન થયા છતાં, તે વિષયવિલાસ-માં નિમગ્ન રહ્યો. દિલ્હીની આસપાસ મરાઠાઓ ઘેરા ઘાલતાજ હતા. તે સિવાય રોહિલખંડ અને પંજાબ એ બે પ્રાંતમાં ઘણી ગરબડ ઉઠી હતી.

ગંગા અને યમુનાની પૂર્વે હિમાલયને લગતા પ્રદેશમાં રોહિલા નામના સુન્નીપંથી અફઘાન લોકો ઘણા દિવસથી વસતા હતા. બાબર બાદશાહને હિંદુસ્થાનની સ્વારીમાં તેમની મદદ મળેલી હોવાથી તેમને તે બાદશાહે ઉપર કહેલો મુલક રહેવા માટે કાઢી આપ્યો હતો. તેના ઉપરથી તે ભાગનું નામ રોહિલખંડ પડયું હતું. આ મુલક અયોધ્યા પ્રાંતની પશ્ચિમે છે. રોહિલા લોકો વધારે શૂરવીર અને અદેખા હોઇ, તેમનાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્ય સિવાય મુખ્ય શહેર બરેલી હતું. અયોધ્યાના સુબેદારને તેમની વિશેષ બ્હીક લાગતી હતી. તે જાતે શિયાપંથી હોવાથી અને રોહિલા અફઘાન સુન્નીપંથી હોવાથી તેમને હમેશાં અણબનાવ રહેતો. અલીમહંમદ નામનો રોહિલા લોકોનો એક અગ્રેસર હતો. મહંમદશાહ રાજ્ય કરતો હતો તે વખતે અલીમહંમદે રોહિલ-ખંડમાંના મોગલ અધિકારીઓને ઠેર મારીને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. (૧૭૪૪). મહંમદશાહ તેનો કંઇ અટકાવ કરી શક્યો નહિ. પરંતુ વજીર સફદરજંગે તેને ઘણો ત્રાસ આપ્યો. સ. ૧૭૪૯માં અલીમહંમદ મરણ પામ્યો. તેનો છોકરો નાનો હોવાથી, દુંદીખાન અને રહેમતખાન નામના બે પ્રસિદ્ધ સરદાર તેનો કારભાર કરવા લાગ્યા. રહેમતખાન 'હાફેઝ રહેમતખાન'ના નામથી પ્રસિદ્ધ છે. રોહિલાઓને શિક્ષા કરવા માટે સફદરજંગ બાદશાહી ફોજ લઇને આવ્યો, પણ તેમાં રોહિલાઓએજ તેનો પરાજય કર્યો. તે વખતે સિંધિયા, હોલ્કર, અને સુરજમલ્લ જાટ એ ત્રણેની મદદ લઇને વજીરે રોહિલા-ઓનો નાશ કર્યો, અને તેમને ઠેઠ ઉત્તર તરફના પહાડી પ્રદેશમાં હાંકી કાઢયા. આ મદદ માટે વજીરે મરાઠાઓને રોહિલખંડ ઉપર ચોથાઇ લેવાનો હક આપીને, તેમાંનો કેટલોક મુલક કાયમને માટે કાઢી આપ્યો. મરાઠા અને રોહિલાઓને આગળ સતત વૈર જામતાં જે અનેક રક્તપાત થયા તેની આ શરૂઆત હતી.

અહંમદશાહ દુરાનીએ સ. ૧૭૪૮માં પંજાબ ઉપર સ્વારી કરેલી, તેમાં તેનો પરાજય થયો હતો. એમ છતાં તેનો કાયમનો બંદોબસ્ત કરતા પહેલાંજ મહંમદશાહ મરણ પામ્યાથી તેના પુત્ર અહંમદને હાથમાંનું કામ અધુરૂં મૂકી દિલ્હી પાછા જવું પડયું હતું. અહંમદશાહ અબ્દાલીએ સન ૧૭૫૧માં ફરીથી પંજાબ ઉપર સ્વારી કરી, તે વખતે વજીર સફદરજંગ રોહિલાઓ સામે લડવામાં ગુંથાયલો હતો, એટલે બાદશાહ લાહોર અને મુલતાન એ બે પરગણાં અબ્દાલીને આપીને તેને વિદાય કર્યો. આ વાત વજીર સફદરજંગને પસંદ પડી નહિ.

બાદશાહના દરબારની સ્થિતિ હમણાં ઘણી ભયંકર થઇ હતી. સફદરજંગ વજીર અને ગાજીઉદ્દીનને વઢવાડ થઇ, અને બન્ને વચ્ચે યુદ્ધ થવાનો સમય આવ્યો હતો. ગાજીઉદ્દીનને મરાઠાની સહાય હતી. પરદેશી શત્રુઓથી પોતાનું રક્ષણ કરવા માટે દરબારને મરાઠાઓ વિશેષ ઉપયોગી થઇ પડતા હતા. તે પ્રસંગે કામ પૂરૂં થયા બાદ તેઓ બેસી રહે તેવા નહોતા. પોતાના બાઇ પાસેથી દક્ષિણની સુબેદારી પોતે મેળવવી, એવા ઉદ્દેશથી ગાજીઉદ્દીન મરાઠાઓની મદદ લઇને દક્ષિણમાં ગયો. ત્યાંજ પછી તેનું સન ૧૭૫૨માં ખૂન થયું. દક્ષિણમાં જતી વખતે તેણે પોતાના સોળ વર્ષના છોકરા શાહાબુદીનને દિલ્હીમાં રાખ્યો હતો. તેનેજ આગળ ગાજીઉદ્દીન અને અસ્મદ્‌–ઉલ–મુલ્કના ખિતાબ મળ્યા. ઇતિહાસમાં તે બીજા ગાજીઉદ્દીનના નામથી પ્રસિદ્ધ છે. પહેલો ગાજીઉદ્દીન દક્ષિણમાં ગયાથી વજીર સફદરજંગને ઘણું ખરાબ લાગ્યું હતું, પરંતુ તેનો પુત્ર બાપ કરતાં પણ વિશેષ યુક્તિબાજ હતો એ તેના લક્ષમાં આવ્યું નહિ. સફદરજંગ સઘળી સત્તા બથાવી પડે છે એવું જોઇને ગાજીઉદ્દીને મરાઠાઓની મદદ લઇને વજીર સાથે યુદ્ધ આરંભ્યું. નિજામુલ્મુલ્ક અને સાદતખાન વચ્ચે અહંમદશાહની કારકીર્દિમાં થયેલા યુદ્ધ સાથે આ યુદ્ધનું ઘણું સરખાપણું છે. તેમાં સફદરજંગનો પરાજય થયો. કમરૂદ્દીનખાનના જમાઇ ઈંતિજમ–ઉદ્‌–દૌલા ઉર્ફે ખાનખાનાનને બાદશાહે પોતાનો વજીર બનાવ્યો. તે વખતે સફદરજંગ ડહાપણ વાપરીને અયોધ્યા પ્રાંતમાં સ્વસ્થપણે રહેવા લાગ્યો. તેને સુરજમલ્લ જાટની સહાય હોઇ, આ પ્રમાણે બે પક્ષ થયા. આવા પ્રસંગે બાદશાહે એક કાયમનો નિશ્ચય કરીને એકજ

પક્ષનો આશ્રય લીધો હોત તો તેનો નિભાવ થયો હોત. પરંતુ તેણે બન્ને સાથે મિત્રાચારી દર્શાવ્યાથી તેનો ઘાત થયો અંદરખાનેથી તેણે જાટને પત્ર લખ્યો, અને પોતે ગાજીઉદ્દીનને મળવા ફોજ લઇને નીકળ્યો. બાદશાહનો પત્ર ગાજીઉદ્દીનના હાથમાં જઇ પડ્યો. તે વખતે તેને બાદશાહનું કપટ સમજાતાં ગાજીઉદ્દીનની પુંઠ પકડતો દિલ્હી આવ્યો. હોલ્કર અને ગાજીઉદ્દીનની ફોજોએ બાદશાહને દિલ્હીમાં પૂર્યો. વજીર ખાનખાનાને બાદશાહને તજી દીધો, અને બાદશાહે ગાજીની સમજૂત કરવા માટે દરવાજા ઉઘાડીને તેને અંદર દાખલ કર્યો. ગાજીએ મહેલમાં દરબાર ભરાવ્યો, અને નીચે પ્રમાણે ભાષણ કર્યું. આ બાદશાહમાં રાજ્ય કરવાની ચતુરાઇ નથી. તેનાથી મરાઠાઓનો બંદોબસ્ત થતો નથી. મિત્રો સાથે તેણે વિશ્વાસઘાત કરેલો છે. તેથી સૌને પદભ્રષ્ટ કરીને તૈમૂરશાહના બીજા લાયક વંશજને તખ્ત ઉપર એસાડવો એજ યોગ્ય છે. આ યોજના એકદમ અમલમાં પણ આવી. ગાજીઉદ્દીને બાદશાહની આંખો ફોડાવી તેને કેદમાં નાંખ્યો, અને બીજા એક રાજપુત્રને આલમગીરનું નામ આપીને ગાદી ઉપર એસાડ્યો, (જુલાઇ સન ૧૭૫૪) તેજ વખતે ખાનખાનાનની વજીરી જઇ તે ગાજીઉદ્દીનને મળી. આ વખતે બાદશાહી અમલ નીચે વિશેષ મુલક રહ્યો નહોતો. માત્ર દિલ્હીની આસપાસ ઘણોજ થોડો પ્રદેશ રહ્યો હતો.

૨. **બીજો આલમગીર અને નજીબખાન:**—આનું નામજ માત્ર આરંગજેબનું હતું, પણ તે બિચારાના હાથમાં તરણા સરખી સત્તા રહી નહોતી. ગાજીઉદ્દીને પોતાના રક્ષણનો સારો બંદોબસ્ત કર્યો. અયોધ્યાનો સુબેદાર આજ અરસામાં મરણ પામ્યાથી તેનો એક શત્રુ કમી થયો. ખાનખાનાનને તેણે કેદમાં રાખ્યો હતો. ફોજના માણસોએ બળવો કર્યાથી તે માટે કડક શિક્ષા કરીને તેણે ચોતરફ પોતાની ધાક એસાડી. બાદશાહથી પણ તેની સત્તા સહન ન થયાથી બન્નેને થોડા વખતમાં અણબનાવ થયો.

હવે પછીના બાદશાહીના ઇતિહાસમાં એક રોહિલા કુટુંબનું નામ ઘણું આગળ આવેલું છે. તેનો મુખ્ય પુરૂષ નજીબખાન હતો. રોહિલા પઠાણોના દુંદીખાન નામના એક વડા સરદારનો આ નજીબખાન જમાઇ હતો. નજીબ-

ખાનને તેના સસરાએ રોહિલખંડમાં થોડોક કારભાર સોંપ્યો હતો, સફ્દર-જંગ અને ગાજીઉદ્દીનની વઢવાડમાં કોઈ વખતે આનો તો કોઈ વખતે તેનો પક્ષ સ્વીકારીને તે પ્રસિદ્ધિમાં આવ્યો હતો. અહંમદશાહ બાદશાહ અને ખાનખાનાન વજીરની સાથે યુદ્ધ કરતાં ગાજીઉદ્દીનના હાથ નીચે નજીબખાન કામ કરતો હતો. તે ધામધુમમાં તેણે સહરાનપુર નજીક કેટલોક મુલક બથાવી લીધો હતો. ગાજીઉદ્દીન પાસે રહીને તે યોગ્ય દરજ્જે ચઢયો હતો, છતાં ગાજીને આલમગીરની સાથે અણબનાવ થયો ત્યારે તે બાદશાહના પક્ષમાં મળી ગયો. અને તે પક્ષની મદદ માટે તેણે અફઘાનિસ્તાનના અહંમદશાહ અબ્દાલીને હિંદુસ્થાનમાં બોલાવ્યો. અહંમદશાહ સન ૧૭૫૭ માં આ તરફ આવ્યો, ત્યારે નજીબખાન ઉઘાડી રીતે તેને જઈ મળ્યો.

**૩. અહંમદશાહ અબ્દાલીની સ્વારીઓ; ત્રીજી સ્વારી.**— અહંમદશાહના વજીર કમરૂદ્દીનખાનનો પુત્ર મીરમનુ પંજાબમાં હતો. અહંમદ-શાહ અબ્દાલીને લાહોર અને મુલતાનનાં પરગણાં મળ્યાં હતાં તેમનો બંદોબસ્ત પણ તે અફઘાન બાદશાહે મીરમનુનેજ સોંપ્યો હતો. આ મીરમનુ હુશિયાર હોઈ સર્વને તેનો કારભાર વિશેષ પસંદ પડયો હતો, અને તેણે ત્યાં ઉત્તમ કીર્તિ સંપાદન કરી હતી. સ. ૧૭૫૪ ની આખરે મીરમનુ ઘોડા ઉપરથી મરણ પામ્યો, તે વખતે અબ્દાલીએ પંજાબની વ્યવસ્થા મીરમનુની વિધવાને સોંપીને ત્યાંનો કારભાર તેના નાની વયના પુત્રને આપ્યો. તે ઉપરાંત અદિની બેગ નામના બીજા એક શખસને તે વિધવાનો મદદનીશ નીમવામાં આવ્યો હતો. આવી વ્યવસ્થા ચાલુ થતાં, વજીર ગાજીઉદ્દીનના મનમાં પંજાબ પ્રાંત પાછો લેવાનો વિચાર કર્યો. સન ૧૭૫૫ માં મીરમનુની છોકરી સાથે લગ્ન કરવાના વિચારથી તે પંજાબમાં ગયો. શાહજાદો અલીગૌહર તેની સાથે હતો. મીરમનુની વિધવા અને છોકરી ઉપર છાપો મારીને તેણે તેઓને પકડયાં, અને પંજાબ પ્રાંત પાછો લઈને તે તાબડતોબ દિલ્હી ચાલ્યો આવ્યો. આ કૃત્યથી અબ્દાલીને ગુસ્સો આવ્યાથી અને નજીબખાન રોહિલાએ તેને ઉશ્કે-ર્યાથી, તે જોરથી આગળ વધીને વગર હરકતે એકાએક દિલ્હી આગળ આવ્યો. ગાજીઉદ્દીનને મરાઠાઓની મદદ હતી. મરાઠાઓએ દિલ્હીમાં પોતાનું

કાયમનું થાણું રાખ્યાથી દિલ્હીમાંના ઉમરાવ મ્હીડાતા હતા. ગાજીઉદ્દીનને કાઢ્યા સિવાય મરાઠાઓ ખસનાર નથી એમ તેઓ ધારતા હોવાથી, તે મંડળ એકદમ અહ્‌મદશાહ અબ્દાલીને જઇ મળ્યું. હિંદુસ્થાનનું સાર્વભૌમ પદ મેળવવાની મરાઠાઓની ઘણા દિવસની ખટપટ સફળ થવાનો યોગ નજીક આવ્યો હતો; અને હરેક પ્રયત્ન કરીને ઘણા દિવસ ભોગવેલો પોતાનો વૈભવ કાયમ રાખવા માટે બધા મુસલમાનો અને વિશેષે કરીને ચુસ્ત અફઘાનો પ્રયત્ન કરતા હતા. આ અફઘાનોના હાથમાં સત્તા જાય એ ગાજીઉદ્દીનને ફાયદાકારક ન હોવાથી, તે મરાઠાઓના પક્ષમાં હતો. અયોધ્યાનો સુબેદાર શિયા પંથી હોઇ અફઘાનો તરફ ખાસ પ્રીતિ ધરાવતો નહોતો, તેથી તેનું વલણ ઘણે અંશે મરાઠાઓ તરફ હતું. અફઘાન અમલ હિંદુસ્થાનમાં ચાલુ થાય તો પોતાનો નિભાવ નહિ થાય એ તે જાણતો હતો. આથી બને તેટલા તટસ્થ આને પોતાનો બચાવ કરવાનો તેનો ઇરાદો હતો. સારાંશ કે, આ અબ્દાલીની સ્વારીઓએ હિંદુસ્થાનનું રાજ્ય પ્રાપ્ત કરવા માટેના હિંદુ અને મુસલમાનો વચ્ચે થયેલા ઝઘડાની કેવળ શરૂઆત હતી. આ ઝઘડાનો નિકાલ આગળ ચાર વર્ષે પાણિપતની રણભૂમિ પર થવાનો હતો. અબ્દાલી આવતાંજ તેના ઉપર ચઢી જવા માટે ગાજીઉદ્દીને નજીબખાનને મોકલ્યો, પરંતુ તે તો ઉઘાડી રીતે જઈને અબ્દાલીને મળ્યો તે વખતે તે વજીર તદ્દન ગભરાઇ ગયો. અબ્દાલીએ દિલ્હી સર કરીને બાદશાહ અને ગાજીને તેણે કેદ કર્યા, (તા. ૧૧મી સપ્ટેમ્બર સ. ૧૭૫૭). ગાજીઉદ્દીનને હવે કાંઇ ઉપાય રહ્યો નહિ. મીરમનુની છોકરી સાથે તેણે લગ્ન કરેલું હોવાથી સાસુની મરજી સંપાદન કરીને તેણે તેની મારફત માફી માગી. પરંતુ ભારે લાંચ લીધા સિવાય અબ્દાલીએ ગાજીને છોડ્યો નહિ. છેવટે 'દુઆબ પ્રાંત લુંટીને તમને ભરપૂર પૈસા આણી આપું છું', એવું કબુલ કરીને તે છૂટયો, અને દુઆબમાં ચાલ્યો ગયો. અબ્દાલીએ પોતાના સરદાર જહાનખાનને જાટોનો મુલક લૂંટવા મોકલ્યો, અને પોતે દિલ્હીમાં રહીને ત્યાં લૂંટ અને કતલ ચલાવીને ઘણો અનર્થ કર્યો. દુઆબમાંથી ગાજીએ થોડી ઘણી લૂંટ આણી, પરંતુ જાટોએ તો અફઘાનોને પૂરેપૂરી શિક્ષા કરી તેમજ

આગ્રાના કિલ્લેદારોએ પણ અબ્દાલીને દાદ દીધી નહિ. તેનું વૈર લેવા માટે અબ્દાલીએ પુરાતન અને ધનાઢ્ય મથુરા ક્ષેત્ર ઉપર પોતાનો મોરચો ફેરવ્યો. તે સ્થળ ઉપર એકાએક છાપો મારીને તેણે જે હજારો બ્રાહ્મણો, સાધુસંતો, તાપસી, વૈરાગી, બૈરાં છોકરાં વગેરે જે જે આગળ આવ્યાં તેમની કતલ કરીને લોકોનાં ઘર અને દેવળો લૂટ્યાં, સ્ત્રીઓની બેઆબરૂ કરી, અને ગાયો મારીને તેમના લોહીથી દેવોને સ્નાન કરાવ્યું.

દિલ્હીમાંના લોકોનું સંકટ તો અવર્ણનીય હતું. નાદિરશાહ કરતાં અબ્દાલીના અફઘાનો વિશેષ ધર્મચુસ્ત હતા. વળી તેમની ધનની તૃષ્ણા પૂરી કરવાની લોકોની તાકાદ પણ છેક નાશ પામી હતી. અબ્દાલીએ દિલ્હીમાં બે મહિના મુકામ કર્યો. તેટલા કાળમાં તેણે લોકોને છેક પીલી નાખ્યા. પછી તે ગંગાના કાંઠેનાં અનુપ શહેરમાં પોતાની છાવણીમાં ગયો, અને ત્યાં તેણે દિલ્હીના રાજ્યની વ્યવસ્થા કરી. નજીબખાનને તેણે અમીર–ઉલ ઉમરાવ નીમ્યો. અમીર ઉલ્ ઉમરાવ પાસે મહેલ અને ફોજની વ્યવસ્થા રહેતી હતી. ગાજીઉદ્દીનને તેણે વજીરી આપી, અને પોતાના પુત્ર તૈમૂરશાહને પંજાબમાં રાખીને પોતાનું અને તૈમૂરશાહનું લગ્ન દિલ્હીની બે રાજ્યકન્યા સાથે કરીને તે સ્વદેશમાં ચાલ્યો ગયો.

**ચોથી સ્વારી:**—અબ્દાલી ગયાથી ગાજીઉદ્દીનને પોતાના શત્રુઓનું વૈર લેવાનું ઠીક ફાવ્યું. પોતાના હાથે ઉછરેલો નજીબ ઉદ દૌલા તેનો મુખ્ય શત્રુ હતો, ગાજીએ મરાઠાઓની મદદથી નજીબને તેના અધિકાર ઉપરથી ખસેડીને તેના દેશમાં હાંકી મૂક્યો અને તેના બીજા મળતિયાઓને તેણે કેદમાં રાખ્યા. શાહજાદો અલીગૌહર માત્ર તેના પંઝામાંથી છૂટીને નાસી ગયો. તે પ્રથમ સિકંદરામાં નજીબખાન પાસે ગયો, અને ત્યાંથી લખનૌ જઇને સુજા–ઉદ–દૌલાની મદદથી તેણે બંગાળામાંના અંગ્રેજો ઉપર પોતાનો મોરચો ફેરવ્યો. આ તરફ રાઘોબા દાદા મરાઠાઓની મોટી ફોજ લઈને ઉત્તર હિંદુસ્થાનમાં આવ્યો. દિલ્હીમાં તેણે ગાજીનો અમલ બેસાડયો, અને પંજાબમાં જઇને તૈમૂરશાહને તેણે હાંકી મૂક્યો. મરાઠાઓનો યશસ્વી ભગવો ઝુંડો તેણે અટક આગળ રોપ્યો (સ. ૧૭૫૭). પેલી બાજુએ મરાઠાઓની બીજી એક

ફોજે નજીબખાનને પણ તેના મુલકમાં હાંકી મૂક્યો.

આ બીના સાંભળીને અહંમદશાહ અબ્દલીને અત્યંત ક્રોધ વ્યાપ્યો. હિંદુસ્થાનના મુસલમાનોને પણ મરાઠાઓ પોતાનો વૈભવ છીનાવી લે છે એવું લાગ્યાથી, સર્વેએ મળીને એકમતે અબ્દાલીને સહાય કરવાનો વિચાર કર્યો. નજીબખાન અને બીજા સરદારોએ અહંમદશાહને તેડું મોકલ્યું. તે વખતે પંજાબનો બંદોબસ્ત સારો રાખીને ત્યાંજ અહંમદશાહને અટકાવવો, અને નજીબખાનને કેદ કરીને તેણે કરેલો એકસંપ તોડી નાંખવો, એ બે મહત્ત્વની બાબતોમાં મરાઠાઓએ છેક ઓછી કાળજી રાખી, તેનું ફળ તેમને મળ્યા વગર રહ્યું નહિ. સન ૧૭૫૯ માં અહંમદશાહ ચોથી વાર હિંદુસ્થાનમાં આવ્યો. એક પછી એક સર્વે મરાઠાઓનાં ઠેકાણાં તેણે લીધાં, ત્યારે ગાજી-ઉદ્દીન ઘણોજ ગભરાયો, અને શું કરવું તે તેને સૂઝયું નહિ. પોતાનો બચાવ કરવા માટે એક સાધુના દર્શનને બહાને બાદશાહને બહાર કાઢીને ઠેર મરાવ્યો. પછી બીજા એક રાજકુમારને ગાદી પર બેસાડીને તે સઘળી વ્યવસ્થા કરતો હતો, એટલામાં અહંમદશાહ આવી પહોંચ્યો. તે વખતે ગાજીઉદ્દીન નાસીને જાટોના મુલકમાં જઈ રહ્યો. ત્યાંથી કેટલાક દિવસે તે દક્ષિણમાં આવ્યો. પરંતુ નિજામશાહીમાં તેને આશ્રય ન મળતાં તે જંગલોમાં ગરીબ સ્થિતિમાં ભટકતો હતો. સન ૧૭૯૦ માં સૂરતમાં તે અંગ્રેજોના પોલિસ સિપાઈઓના હાથમાં સપડાયો. તે વખતે ગવર્નર જનરલે તેને નાનીશી નિમણુંક બાંધી આપીને તેણે મક્કે મોકલ્યો, અને ત્યાંજ પછી તે મરણ પામ્યો. સૈયદોની પેઠેજ ગાજીઉદ્દીનની ઉથલપાથલો બહુ જબરી હતી. પાણિપતની રણભૂમિ પર મરાઠાઓને યશ મળ્યો હોત તો કદાચ તેની ખટપટો ઉપયોગી થઈ પડી હોત.

બીજા આલમગીર સાથે મોગલ બાદશાહીનો અંત આવ્યો એમ કહેવાને હરકત નથી. પણ બંગાળા તરફ નાસી ગયેલા શાહજાદા અલીગૌહરે શાહઆલમ નામ ધારણ કરીને ઘણાં વર્ષ દુઃખમાં ગાળ્યાં. તેનું કષ્ટમય ચરિત્ર કહેતાં મોગલ બાદશાહીનો ઈતિહાસ પૂરો થાય છે.

૪. **અલીગૌહર ઉર્ફે શાહઆલમ.**—ઘણા દિવસ ચાલેલા હિંદુ

મુસલમાનોના યુદ્ધનો પાણિપતના રણક્ષેત્ર ઉપર નિકાલ આવ્યો. મરાઠાઓનો સંપૂર્ણ નાશ થતાં, તેમની સાર્વભૌમ રાજ્ય સ્થાપવાની ખટપટ વ્યર્થ ગઈ. એમ છતાં મરાઠાઓના નાશથી મુસલમાનોને પણ ફાયદો થયો નહિ. મુસલમાનોની શક્તિનો પણ પાણિપતના યુદ્ધમાં નિઃપાત થયો. અબ્દાલીએ પોતાના દેશમાં પાછા જતી વખતે શાહજાદા અલીગૌહરને એવો સંદેશો મોકલ્યો કે, 'દિલ્હીમાં આવીને તમે તમારૂં રાજ્ય કરો.' તેણે નજીબ-ઉદ-દૌલાને અમીર-ઉમરાવગીરી આપીને સુજા-ઉદ-દૌલાને વજીરી આપી; અને ગૌહરના પુત્ર મીરઝાં જવાનબખ્તને દિલ્હીનું રાજ્ય સોંપીને અબ્દાલી પોતાને દેશ પાછો ગયો. આ પછી તેણે હિંદુસ્થાનના કારભારમાં ડખલ કરી નહિ.

શાહજાદો અલીગૌહર અયોધ્યાના સુબેદાર સુજા-ઉદ-દૌલા પાસે ગયેલો એવું પાછળ કહેલું છે. સુજા વિશેષ ચતુર અને કાર્યસાધક હોવાથી તે આ દુર્બળ શાહજાદાની મરજી પ્રમાણે વર્તીને પોતાને નુકશાન કરે તેવો નહોતો. તેણે તેને સહાય આપી નહિ, ત્યારે શાહજાદો અલાહાબાદ ગયો. અલાહાબાદનું પરગણું મહંમદ કુલીખાન નામના સુજાના એક સગા પાસે હતું. બંગાળા પ્રાંતમાં તે વખતે અંગ્રેજ અને સુબેદાર મીરજાફર વચ્ચે કલહ ઉત્પન્ન થયો હતો. આવી સંધિ વખતે બંગાળા પ્રાંતની સુબેદારી મહંમદ કુલીને આપવાનું કરીને, બન્નેએ મળીને તે પ્રાંતમાં પ્રવેશ કર્યો, (નવેમ્બર ૧૭૫૯). બહાર પ્રાંતમાં કનોટી ગામમાં અલીગૌહરને પોતાના બાપનું ખૂન થયાની ખબર મળી. તુરતજ તે 'શાહઆલમ' નામ ધારણ કરીને પોતાને પાદશાહ કહેવરાવવા લાગ્યો. સુજા-ઉદ-દૌલાને વજીર બનાવીને નજીબખાનને તેણે સેનાપતિ નીમ્યો. તે વખતે તેનું વય ૪૦ વર્ષનું હતું. તે દેખાવડો અને ધાટીલો હોઈ, મોટા મનનો અને ઉદાર હતો. પરંતુ ક્રૂરતા અને હિમ્મતભરેલા નિશ્ચય કરતાં દયા અને સહનશીલતાના ગુણ તેનામાં વિશેષ હોવાથી અંતે તેનો ઘાત થયો. શાહઆલમે બહાર પ્રાંતના કારભારી રામનારાયણનો પરાભવ કર્યો, (૧૭૬૦). પછી મુર્શિદાબાદ ઉપર ચઢી જવાનો તેણે એ વખત પ્રયત્ન કર્યો, પરંતુ અંગ્રેજો અને મીરજાફરે તેને આગળ આવવા દીધો નહિ. ચંદ્રનગરમાંના ફ્રેન્ચોના આગેવાન મિ. લૉએ બાદશાહને મદદ કરી, પરંતુ

બાદશાહના અનુયાયીઓ એક મતવાળા ન હોવાથી લૉના પ્રયત્ન ફતેહમંદ થયા નહિ. તે કહે છે, 'સુજાઉદ્દૌલા જેવા માણસો મને આ કામમાં મનથી સહાય કરે તો હું અંગ્રેજોને હાંકી કાઢું; એટલુંજ નહિ પણ રાજ્યની સારી વ્યવસ્થા કરી મૂકું.' પટણા લેવાનો પ્રયત્ન કરતાં એ વખત બાદશાહની ફોજનો ઘાણ વળ્યો. તે વખતે અંગ્રેજોનો સેનાપતિ કૅપ્ટિન નોકસ હતો. આ બાજુએ મહંમદ કુલીખાન પાછો જતાં સુજાઉદ્દૌલાએ તેને ઠેર મારીને તે પ્રાંત કબજે કર્યો. સ. ૧૭૬૧ ના આરંભમાં અંગ્રેજોએ બાદશાહનો બીજી એક વાર પરાભવ કરીને લૉને કેદ કર્યો. તે વખતે બાદશાહ અને અંગ્રેજો વચ્ચે સલાહ થઈ. અંગ્રેજોએ મીરજાફરને કાઢી મીરકાસમને બંગાળાની સુબેદારી આપી હતી. આ અને બીજાં અનેક કામ માટે બાદશાહની મંજૂરી જોઈતી હતી, તેથી પટણાની વખારમાં ભોજનના મેજનું એક નાનું સરખું સિંહાસન બનાવીને ત્યાં અંગ્રેજોએ દરબાર ભર્યો, અને બાદશાહ પાસેથી જોઈતા કરાર તેમણે કરાવી લીધા, (સ. ૧૭૬૧). અંગ્રેજોએ બાદશાહને બંગાળા પ્રાંત માટે ૨૪ લાખ રૂપિયા ખંડણી આપવી એવું ઠર્યું. પોતાને દિલ્હી પહોંચાડવા માટે બાદશાહે અંગ્રેજોને દબાણ કર્યું પણ તેમણે તે માન્યું નહિ. આ તરફ પાણિપત આગળ મરાઠાઓનો નાશ થતાં ગાજીઉદ્દીનની ભીતિ રહી નહિ, એટલે શાહઆલમને દિલ્હી લાવી તેને ગાદી ઉપર બેસાડવાનો હુકમ અબ્દાલીએ સુજાઉદ્દૌલા અને નજીબખાનને આપેલો સાંભળીને શાહજાદો અંગ્રેજોને છોડીને સુજા પાસે ગયો. સુજાએ તેને બનારસ, અલાહાબાદ વગેરે સ્થળે બે વર્ષ રાખીને ઠેકાણે આણ્યો. એટલામાં મીરકાસમને પણ અંગ્રેજોએ કાઢી મૂક્યાથી તે અને ક્રૂરતામાં બહાદુરી મેળવનાર તેનો યૂરોપિયન નોકર, વૉલ્ટર રેન્હાર્ટ ઉર્ફે સુમરૂ, એ બન્ને સુજાને જઈ મળ્યા. તે સર્વેએ સ. ૧૭૬૪ માં બહાર પ્રાંતમાંના પટણા ઉપર સ્વારી કરી, પરંતુ બકસાર આગળ જબરી લડાઈ થતાં બાદશાહનો પરાભવ થયો, (ઓકટોબર ૧૭૬૪). પછી અંગ્રેજો અને બાદશાહ વચ્ચે કોલકરાર થયા. બાદશાહે બંગાળા પ્રાંતની દીવાની અંગ્રેજોને આપી. અંગ્રેજોએ કોરા અને અલાહાબાદ, જે અયોધ્યાના વજીરનાં પરગણાં હતાં, તે બાદશાહને પરબાર્યાં આપ્યાં. સુજાને

આ વ્યવસ્થા પસંદ ન પડતાં તેણે મરાઠા અને રોહિલાઓની મદદ લઇને ફરીથી બંગાળા ઉપર સ્વારી કરી. પરંતુ અંગ્રેજોએ તેને દાદ દીધી નહિ, એટલુંજ નહિ પણ તેઓ ઉલટો અયોધ્યાનો મુલક કબજે કરે છે એવી સુજાને ભીતિ પડી, ત્યારે તેણે બાદશાહ સામે થયેલા કોલકરાર મુંગા મુંગા કબૂલ કર્યા (૧૭૬૫). આ પ્રમાણે અંગ્રેજ કંપની બાદશાહની નોકર બની. ( જુઓ બ્રિટિશ રિયાસત ).

આ વખતથી બાદશાહ અલાહાબાદમાં રહેવા લાગ્યો. તેને દિલ્હી પહોંચાડવાની હામ સુજા ભીડી શક્યો નહિ. આ વખતે મીરઝાં નઝફખાન નામનો એક સત્યનિષ્ઠ ઇરાની સરદાર બાદશાહ પાસે હોઈ, તે તેને આખર સુધી બહુ ઉપયોગી થઈ પડ્યો. તે પહેલાં મહંમદ કુલીનો દોસ્ત હોઈ, અંગ્રેજોની ભલામણથી બાદશાહ પાસે નોકરીમાં રહ્યો હતો. દરસાલ એક લાખ રૂપિયાની નિમણુક લઇને કોરા પ્રાંતનો કારભાર બાદશાહે તેને સોંપ્યો હતો. સુજાએ પોતાના પુત્ર સાદતઅલીને બાદશાહની વજીરી આપી.

૫. **નજીબખાન, જાટ અને મરાઠા.**—બાદશાહ પૂર્વ તરફ ફરતો હતો તે અરસામાં અબ્દાલીની વ્યવસ્થા પ્રમાણે તેનો પુત્ર જવાનબખ્ત અને નજીબઉદ્દૌલા રોહિલો દિલ્હીમાં રહીને બાદશાહની સત્તા જમાવતા હતા. પાણિપતના ઘોર સંગ્રામથી ઉત્તર હિંદુસ્થાન તરફ લક્ષ આપવાને મરાઠાઓને સવડ રહી નહિ. મરાઠાઓનાં દુઆબમાંનાં થાણાં નજીબે એક પછી એક પાછાં લીધાં. તેજ પ્રમાણે સુરજમલ્લ જાટે પણ મરાઠાઓનાં થાણાં ઉઠાડીને પોતાનો અધિકાર વધાર્યો. સુમરૂએ આ સુરજમલ્લની નોકરી સ્વીકારી. આરંભમાંજ નજીબખાનને આ જાટો ઉપર હથિયાર ઉઠાવવાં પડ્યાં. કેટલોક વખત યુદ્ધ ચાલ્યા બાદ નજીબની ફોજે પુષ્કર નજીક એકાએક જાટ લોકો ઉપર છાપો માર્યો, અને સુરજમલ્લનું માથું કાપીને પોતાના ધણી પાસે મોકલ્યું. આવા કઠિણ પ્રસંગે જાટ લોકોએ સુરજમલ્લના પુત્ર જવાહીરસિંહને પોતાનો રાજા બનાવીને મલ્હારરાવ હોલ્કર સાથે મિત્રતા કરી, પરંતુ તે ઉપયોગી ન થયાથી જાટોએ નજીબખાન સાથે કોલકરાર કર્યા. પછી જવાહીરસિંહે જયપુરના રાજા માધવસિંહ ઉપર સ્વારી કરી, પરંતુ તે સ્વારીમાં જવાહીરનું

ખૂન થયું, અને પાછળથી જાટોના રાજ્યમાં ઘણો ઘોટાળો થઇને, કેટલેક દિવસે સુરજમલ્લનો છેલ્લો પુત્ર રણુજિતસિંહ ભરતપુરની ગાદી ઉપર બેઠો. રણુજિતસિંહે જાટોનું રાજ્ય ઉચ્ચ દશાએ આણ્યું, અને જ્યાં ત્યાં સ્વસ્થતા કરી.

સ. ૧૭૬૬ માં બાદશાહે અલાહાબાદથી મરાઠાઓને કહેણુ મોકલ્યું કે, મને દિલ્હી લઈ જઈ તખ્ત ઉપર બેસાડો. બાદશાહના આ કૃત્યથી અંગ્રેજોને વિશેષ ધાસ્તી પડી. મરાઠાઓ બાદશાહનો પક્ષ લે, એ તેમને અત્યંત હાનિકારક લાગ્યું. પણુ તે વખતે મરાઠાઓથી તે કામગીરી ઉપાડી લેવાઈ નહિ. દિલ્હીમાં નજીબખાનના પણુ ઘણા શત્રુ ઉત્પન્ન થયા હતા, તેથી તેણે બાદશાહ તરફ લક્ષ આપ્યું નહિ. સન ૧૭૬૭ માં સિખોએ નજીબખાનને વિશેષ ત્રાસ આપ્યો ત્યારે અફઘાનિસ્તાનના અહંમદશાહે તેને મદદ કરીને સિખોને પાછા હઠાવ્યા. આ વખતે સુજાઉદ્દૌલાને અહંમદશાહે ધમકી આપી, પરંતુ તે કાબેલ વજીરે તેની દરકાર કરી નહિ.

દક્ષિણુમાંના ટંટા મળ્યા બાદ મરાઠા સરદાર મહાદજી સિંધિયા અને તુકોજી હોલ્કરે સન ૧૭૬૮ માં ઉત્તર હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો. મહાદજી અને નજીબખાન રોહિલાને હાડવૈર હતું. જાટો પાસેથી ખંડણી લઇને, રોહિલખંડમાં ધાંધલ મચાવીને, અને દુઆબ પ્રાંત હસ્તગત કરીને તે મરાઠા સરદાર દિલ્હી ઉપર ચઢી આવ્યા. નજીબખાનને કંઈજ આધાર રહ્યો નહોતો. પરંતુ સ. ૧૭૭૦ માં તેનો કાળ થવાથી તે મહાદજીના પંઝામાંથી છૂટયો, નહિ તો અનેક વિશ્વાસઘાતી કામ માટે તે શૂરા મરાઠા વીરે આ હિકમતી પઠાણનું સારી રીતે વૈર લીધું હોત. તેવામાં હોલ્કરની નજીબખાનને સહાય હોવાથી તેનો ઠીક બચાવ થયો હતો.

મુસલમાનોની પડતીના કાળમાં નજીબખાન છેવટનો મુત્સદ્દી હતો. તે શૂરો, ચતુર અને ચાલાક હતો. મુસલમાનોનું અભિમાન ધરીને કાફર મરાઠાઓને આગળ ચઢી ન આવવા દેવા માટે તેણે જબરજસ્ત ખટપટ કરી હતી. પાણિપતના ઘોર યુદ્ધનો પ્રસંગ મરાઠાઓ ઉપર તેને લીધેજ આવ્યો હતો. નજીબખાનના જેવો પુરૂષ તે વખતે નીપજ્યો નહોત તો, અથવા

પહેલાં તે હાથમાં સપડાયો હતો તે વખતે મરાઠામાં એ વખતસરજ તેનો બંદોબસ્ત કર્યો હોત તો દિલ્હીમાં મરાઠી સત્તાની સ્થાપના ખચિત થઇ હોત એવો ઘણાકનો મત છે. અંગ્રેજો સાથે સ્નેહ રાખીને નજીબખાનના ધોરણેજ બાદશાહ વર્ત્યો હોત તો મોગલ રાજ્યનો ઉદ્ધાર થયો હોત, એવું અંગ્રેજ ગ્રંથકારોનું કહેવું છે. નજીબખાનની ખરી યોગ્યતાના સંબંધમાં મરાઠી અને અંગ્રેજ ગ્રંથકારો વચ્ચે મોટો વાદ છે. મરાઠી ગ્રંથકારોએ તેના વિષે એક પણ સારો શબ્દ કાઢેલો નથી, અને અંગ્રેજ ગ્રંથકારો તેથી ઉલટી રીતે વર્ત્યા છે. આવા અત્યંત વિરોધની એકવાક્યતા કરવી કઠિણ છે. એમ છતાં બન્ને લેખકોના હેતુ ધ્યાનમાં લેતાં ખરી હકીકત થોડે ઘણે અંશે સ્પષ્ટ થાય છે. મોગલ સત્તા તો નાશ પામીજ હતી, પરંતુ પાછળથી કોનું રાજ્ય થશે એટલોજ પ્રશ્ન હતો. મરાઠાઓને આ કામમાં ઘણે ભાગે યશ મળ્યો હતો. અંગ્રેજો પાછળ રહીને બને તેટલો લાગ સાધતા હતા. મરાઠા અને અંગ્રેજો એ બન્નેને રાજ્ય સ્થાપન કરવાની પોતાની કુશળતા વિષે પોત-પોતાની ખામી લાગતી હતી. તે વખતે બન્નેને એક બીજા માટે વૈરભાવ રહેતો હતો એમાં નવાઇ નથી. અંગ્રેજોને નજીબખાન જોઇતો હતો, અને મરાઠાઓને તે પસંદ નહોતો. નજીબખાન હશે તો મરાઠાઓ માથાફરેલ થશે નહિ એમ અંગ્રેજો ધારતા. આ ધ્યાનમાં લઇને નજીબખાનની ખરી યોગ્યતા ઠરાવવી જોઈએ. એક અંગ્રેજ ગ્રંથકારે નજીબખાન વિષે નીચેનો અભિપ્રાય આપેલો છે. ‘ મોટાઇ અને સૌજન્યના ગુણો એક વ્યક્તિમાં વાસ કરે ને એવું ઉદાહરણ હિંદુસ્થાનમાં ફક્ત નજીબખાનનું છે. કેવળ પોતાના ઉત્તમ શૌર્યથી, પ્રામાણિકપણાથી અને દૃઢ નિશ્ચયથી તે ૫૦ સ્વારોના અમ-લદારથી આટલા મોટા દરજ્જે ચઢયો હતો. તેને લખતાં વાંચતાં આવડતું નહોતું, છતાં જગતના અનુભવ અને અંગની હુશિયારીથી તેને કોઇ વાતે ન્યૂનતા રહી નહોતી. તેના મનના ઐાદાર્ય અને હિંમતવાનપણાથી તેનું નીચ અને હલકું કુળ ઢંકાઇ ગયું હતું. હાલમાં તેનું વય ૯૦ વર્ષનું હોઇ, તે રોગથી જર્જરિત થઇને શ્રમથી થાકી ગયેલો છે.’ ( વેરેલ્સ્ટનો કૅાર્ટ ઑફ ડાયરેક્ટરોને પત્ર, તા. ૨૪ મી માર્ચ સન ૧૭૬૮. ) નજીબખાનની પછી

તેનો પુત્ર ઝએતાખાન બાપનું કામ કરવા લાગ્યો. કુંદીખાન પણ આજ અરસામાં મરણ પામ્યો. રોહિલાઓ પૈકી હાફિઝ મહંમદખાન માત્ર બાકી રહ્યો હતો.

૬. **શાહઆલમની દિલ્હીમાં સ્થાપના:**—નજીબખાન ગુજર્યા બાદ તેના પુત્ર ઝએતાખાને તો હમેશની ખંડણી પણ બાદશાહને આપવાનું બંધ કર્યું, એટલુંજ નહિ પણ દિલ્હીમાંની બેગમો સાથે તેણે ખટપટ કરીને જનાનખાનાની મર્યાદાનો ભંગ કર્યો. સુજાઉદ–દૌલા અને અંગ્રેજોએ બાદશાહને દિલ્હી પહોંચાડયો નહિ, ત્યારે નાઇલાજે મરાઠાઓની સહાય લેવાની બાદશાહને ફરજ પડી. મરાઠા અને બાદશાહની વચ્ચે તહનામું થયું, તેમાં દશ લાખ રૂપિયા તેણે મરાઠાઓને આપવા અને મરાઠાઓએ બાદશાહને દિલ્હી પહોંચાડવો એવું ઠર્યું. બાદશાહના કોરા અને અલાહાબાદનાં પરગણાં પણ લઈ લેવાનું મરાઠાઓના મનમાં હતું એમ જણાય છે. સન ૧૭૭૧ ના આરંભમાં ઉપલા કામ વિષે બાદશાહે કલકત્તે વકીલ મોકલીને અંગ્રેજોની સલાહ પૂછી. અંગ્રેજોએ તો મરાઠાઓની મદદ લેવી એ અત્યંત અવિચાર ભરેલું છે, એમ બન્યા તેટલા જુસ્સાથી તેને પાછું જણાવ્યું. સુજાઉદ–દૌલાએ માત્ર તેને પોતાની સંમતિ આપી; પછી તેમાં તેનો જે ઉદ્દેશ હોય તે ખરો. બાદશાહ સાથે એક નાની સરખી ફોજ હતી. તેનો ઉપરી એક મેડોક નામનો ફ્રેન્ચ ગૃહસ્થ હોઇ, તેનો કુલ સેનાપતિ મીરઝાં નજફખાન હતો. એ મહિનામાં બાદશાહ અલાહાબાદ છોડી નીકળ્યો. કોરા પ્રાંતની સરહદ સુધી અંગ્રેજોની એક ટોળી તેને પહોંચાડવા માટે આવી હતી. તેના અમલદારે ફરીથી બાદશાહને ટોકીને કહ્યું કે, 'મરાઠાઓની સોબત કરશો નહિ,' પરંતુ તે આંખો મીંચીને આગળ ગયો. ડિસેમ્બર મહિનામાં—મહાદજીને સાથે લઇને બાદશાહે દિલ્હી શહેરમાં પ્રવેશ કર્યો. મોગલોના પૂર્વ વૈભવનો અનુભવ લેનારાં માણસોનાં મન પોતાનો બાદશાહ પાછો આવેલો જોઇને, તે વખતે આનંદથી ઉભરાઈ ગયાં. ઘણાં વર્ષ વનવાસ ભોગવ્યા બાદ શાહઆલમને હું બાદશાહ છું એમ એક વખત લાગ્યું.

આ વખતે આસપાસના માણસોની ખટપટો ભિન્ન ભિન્ન હતી. તેમ-

નામાં મુસલમાન અને મરાઠા એવા બે પક્ષ હોઇ, અહંમદશાહ અબ્દાલીએ આટલી ખટપટ કરીને ચાલુ રાખેલી મુસલમાનોની સત્તા આગળ ચાલુ રાખવી, અને મરાઠાઓનું વજન નાશ કરવું, એવી મુસલમાનોને ઉત્કટ ઇચ્છા હતી. મરાઠાઓ તો પાણિપતના સંગ્રામના સ્મરણથી દાંત પીસીને પોતાના શત્રુઓનું પૂરેપૂરૂં વૈર લેવાને ટાંપી રહ્યા હતા. સુજા ઉદ્‌–દૌલા અને અંગ્રેજો તટસ્થ રહીને સૌ પોતપોતાનો લાગ કેવી રીતે સાધે છે તે જોતા હતા, આ તરફ ઝબેતાખાન બાદશાહ વિરૂદ્ધ દાંડાઇ કરતોજ હતો. પછી બાદશાહના આવ્યા બાદ એક મહિનાની અંદર મરાઠાઓએ તેની પાસે ઝબેતાખાન સાથે હથિયાર પકડાવ્યાં. આ ચઢાઇમાં બાદશાહના પક્ષમાં મીરઝાં નઝફખાન હતો. એ જાતે ઇરાની હોઇ સુજાઉદ્‌–દૌલાનો સગો હતો. ઝબેતાખાનનો પરાભવ થતાં તે નાઠો, અને તેનાં બૈરાં છોકરાં બાદશાહના હાથમાં સપડાયાં. તે વખતે ઝબેતાખાનના પુત્ર ગુલામ કાદરનું બાદશાહે પુરૂષત્વ નાશ કર્યાનું કહેવાય છે. રોહિલખંડમાંથી મેળવેલી સઘળીજ લુંટ મરાઠાઓએ લીધી, અને બાદશાહને કાંઇ આપ્યું નહિ, તેથી તેને ગુસ્સો ભરાયો. ઝબેતાખાન પાસેથી દોઢ લાખ રૂપિયા દંડ લઈને તેને મરાઠાઓએ તેના પ્રાંતમાં પાછો મોકલ્યો. આ દંડની રકમ ઝબેતાખાનને સુજાઉદ્‌–દૌલાએ ધીરી હતી. સઘળો રોહિલખંડ આ વખતે મરાઠાઓએ કબજે કર્યો હોત, પરંતુ તેમાં મીરઝાં નજફખાન આડે આવ્યો. પછી રોહિલા અને સુજાઉદ્‌–દૌલા વચ્ચે અનેક વાર કામ પડતાં છેવટે યુદ્ધ શરૂ થયું, તેમાં અંગ્રેજોએ સુજાનો પક્ષ લીધો. આ રોહિલાના યુદ્ધની હકીકત અંગ્રેજોના ભાગમાં વૉરન હેસ્ટિંગ્સની કારકીર્દિમાં આવશે.

સિંધિયાના મનમાં બાદશાહનો બંદોબસ્ત સારો કરવાનો વિચાર હતો, પરંતુ વચગાળે તેમાં જુદુંજ વિઘ્ન આવ્યું. પૂનામાં માધવરાવ પેશવા મરણ પામ્યો, અને નારાયણરાવનું ખૂન થયું, તેથી દિલ્હી તરફનાં કામ બહુ અગત્યનાં હોવા છતાં, પણ તે અધૂરાં નાંખીને તેને દક્ષિણમાં પાછા જવું પડયું. આથી નજફખાન અને ઝબેતાખાનની સ્પર્ધાથી ઉત્પન્ન થયેલાં કારસ્થાન જોરમાં આવીને તેમાં બાદશાહનો પક્ષ દુર્બળ પડતો ગયો.

મરાઠા ચાલી ગયા બાદ દિલ્હીમાં જુદા જુદા પક્ષો વચ્ચે ટંટા થયા. ઝબેતાખાન અને નજફખાનના વૈરને લીધે અનેક ભાંજગડો ઉપસ્થિત થઈ. ઝબેતાખાને સિખોની મદદ લીધી, પરંતુ બાદશાહની ફોજે પાણિપત આગળ તેનો પરાભવ કર્યો. આ લઢાઇમાં બાદશાહી ફોજનો સેનાપતિ સુમરૂ હતો. તેને સિરધાનામાં બાદશાહે જાગીર આપી ( ૧૭૭૭ ). સન ૧૭૭૮ માં બાદશાહી ફોજે સિખો ઉપર હલ્લો કર્યો. તે ફોજનું આધિપત્ય શાહજાદા જવાનબખ્ત પાસે હતું. શાહજાદો પરાભવ પામીને પાછો આવ્યો, અને સિખોને ઉત્તર તરફનો મુલક લુંટવાને સવડ મળી; આ યુદ્ધમાં સિખોની બાજુએ આગળ પ્રસિદ્ધિમાં આવેલો રણજિતસિંહ લડતો હતો, પાછળથી મીરઝાં નજફખાને સિખોનો ઘણો સારો બંદોબસ્ત કર્યો. સન ૧૭૭૮ માં સુમરૂ મરણ પામ્યો, અને સિરધાનાની જાગિર તેની સ્ત્રીને મળી. આ બાઇ આગળ જતાં ઘણી પ્રસિદ્ધિમાં આવી હતી. તેનો જન્મ એક આરબ ગૃહસ્થથી વેશ્યાના પેટે થયેલો હોઈ, તે બેગમ સુમરૂ તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. સન ૧૭૮૨ માં શાહઆલમનો સહાયક મીરઝાં નજફખાન મરણ પામ્યો. નજબખાનની પછી નજફખાન કાર્યદક્ષ પુરૂષ નીવડયો હતો એમાં સંશય નથી, તેના મરણથી બાદશાહની બાજુ છેકજ નરમ પડી ગઈ. તેની પછી અફ્રાસિયાબખાન નામે સરદાર બાદશાહનો વજીર થયો. તે ઝાઝા દિવસ ટકયો નહિ. જુદા જુદા સરદારોમાં ખાનગી ટંટા એક સરખા ચાલુ થયા.

૭. **મહાદજી સિંધિયાની મદદ.**—સન ૧૭૮૩ માં સાલબાઇનું તહનામું થતા સુધી મરાઠા દક્ષિણમાં ગુંથાયલા હતા. તે પછી મહાદજી વીજળીની પેઠે ચમકતો ઉત્તર હિંદુસ્થાનમાં આવ્યો. આ વખતે હિંદુસ્થાનમાં તેનું મહત્ત્વ ઘણું વધ્યું હતું, પરંતુ મહાદજીની સલાહ પ્રમાણે બાદશાહે વર્તવું નહિ, એવું કહેવા માટે કલકત્તેથી અંગ્રેજોના એલચી દિલ્હી આવ્યા. સન ૧૭૧૫ માં ફરૂખશિયર બાદશાહને ડૉ. હૅમિલ્ટને સાજો કર્યા પછી દિલ્હીમાં અંગ્રેજોના વકીલ આવ્યા હોય તો તે આજ હતા. ઉપર જણાવેલા વકીલ આવી પહોંચ્યા અગાઉજ નવા થયેલા. મીરઝાં શાફી નામના વજીરનું ખૂન થયું. પછી અફ્રાસિયાબખાન અને મહમદબેગ નામના બેજ સરદારો દિલ્હીમાં

આગેવાન હતા. અનેક સંકટ આવતાં અંગ્રેજો પોતાને મદદ કરે તો ઠીક એમ બાદશાહ ધારવા લાગ્યો. ગવર્નર જનરલ હેસ્ટિંગ્સે બાદશાહને સહાય કરી નહિ, એવો તેના ઉપર પાછળથી આરોપ લાવવામાં આવ્યો હતો. પરંતુ મહાદજી સિંધિયા થોડાજ વખતથી અંગ્રેજોનો દોસ્ત થયો હતો, તેથી બાદશાહનો પણ ગવર્નર જનરલે સ્વીકાર્યો હોત તો મહાદજીને માઠું લાગતાં તે અંગ્રેજોનો શત્રુ બન્યો હોત. મહાદજીને શત્રુ કરવા કરતાં બાદશાહને ન વળગતા રહેવું એ સારૂં છે, એવું હેસ્ટિંગ્સનું ધારવું યોગ્ય હતું. શાહજાદો જવાનબખ્ત લખનૌ જઇને હેસ્ટિંગ્સને મળ્યો, પરંતુ હેસ્ટિંગ્સે મહાદજી સિંધિયા તરફ આંગળી બતાવ્યા સિવાય કાંઈ કર્યું નહિ. મહાદજી સિંધિયા ત્વરાથી આગ્રે આવ્યો, અને ત્યાં બાદશાહ તેને જઇને મળ્યો. આ સંધિ વખતે અફ્રાસિયાબખાન માર્યો ગયો, અને મહાદજી સિંધિયાને બાદશાહે સઘળો કારભાર સોંપ્યો. મહાદજીએ નામની વજીરી અયોધ્યાના સુબેદારને આપીને વકીલ-ઇ-મુલ્લકનો ઓહ્દો પેશવા નામથી લીધો, અને પોતે પેશવાની વતી દિલ્હીમાં રાજ્યનો કારભાર કરવા લાગ્યો. બાદશાહનાં પરગણાં તેના તાબામાં આવ્યાં, અને આગ્રાનો કિલ્લો પણ તેને મળ્યો, આ અરસામાં ઝબેતાખાન મૃત્યુ પામ્યો, અને મહાદજી સિંધિયા સઘળા ઉત્તર હિંદુસ્થાનમાં સર્વોપરિ થયો. સઘળા મોગલ સરદારો પણ તેને શરણે આવ્યા. સ. ૧૭૮૪ માં ઉત્તર હિંદુસ્થાનમાં મોટો દુષ્કાળ પડયો, તેને સંવત ૧૮૪૦ ના વર્ષ ઉપરથી ‘ચાળિશો’ કહે છે.

ઝબેતાખાનનો દીકરો ગુલામકાદર બાદશાહના હાથમાં સપડાયો હતો, એ ઉપર કહેવામાં આવેલું છે. તેનો છૂટકો કેવી રીતે થયો તે જણાતું નથી. પરંતુ બાપ મરણ પામતાંજ તે પોતાના વતનનો માલિક થયો, અને તેણે પોતે ‘નજબ-ઉદ્-દૌલા હુશિયાર જંગ’ની પદવી ધારણ કરી. હિંદુસ્થાનમાંના અફઘાન પઠાણોમાં તે મુખ્ય હતો. મહાદજી સિંધિયા દુઆબમાં જઇને બંદોબસ્ત કરતો હતો, અને તેના મનમાં બાદશાહની સારી વ્યવસ્થા કરવાનો વિચાર હતો. શાહજાદો જવાનબખ્ત્ લખનૌમાં ત્યાંના સુબેદાર પાસે જઈ રહ્યો હતો, તેને પાછો આણવા માટે સિંધિયાએ ખટપટ કરી. ઇસ્ટ ઇંડિયા

કંપનિનો વકીલ મેજર પ્રાયર તે વખતે લખનૌમાં હતો. કંપનીનું તે વખતે એવું ધારવું હતું કે, શાહજાદો પોતાના તંત્રથી ચાલે છે, ત્યાં સુધીજ મરાઠાઓથી પોતાનો બચાવ થઇ શકે તેમ છે, અને તે હાથથી જશે તો પોતાનો કંઈ કબજો રહેશે નહિ. જ્યાં સુધી શાહજાદો મરાઠાઓને મળ્યો નથી ત્યાં સુધી મરાઠાઓએ કરેલી વ્યવસ્થા અધૂરીજ રહેશે. આવો વિચાર કરીને તે વખતના અધિકારીઓએ પોતાની એક નાની સરખી ફોજ દુઆબમાં રાખી, અને શાહજાદાને મદદ કરવાનું પોતે માથે લીધું. આ પ્રપંચ મહાદજી તુરતજ સમજી ગયો, અને પોતાના સંરક્ષણ અર્થે જેટલા કરવા જોઇએ તેટલા ઉપાય તેણે કર્યા. સન ૧૭૮૫ માં ડિ બૉયન નામના ફ્રેન્ચ સરદારને દર મહિને એક હજાર રૂપિયા પગાર આપીને તેણે પોતાની નોકરીમાં રાખ્યો, અને તેની પાસે ફોજની ટૂકડી તૈયાર કરાવી. આ ડિ બૉયન ફ્રાન્સ દેશનો રહીશ હોઈ અનેક સંકટ ભોગવીને તે હિંદુસ્થાનમાં આવ્યો હતો. કેટલોક વખત તે અંગ્રેજોની નોકરીમાં હોઇને સન ૧૭૮૪ માં અંગ્રેજોના વકીલો સાથે તે દિલ્હી આવ્યો હતો. ત્યાં સિંધિયાની સાથે તેને ઓળખાણ થતાં, તેણે ઉપર કહેલી નોકરી સ્વીકારી હતી. તે હુંશિયાર અને શૂરો હતો. સન ૧૭૯૭ સુધી ડિ બૉયને સિંધિયાની નોકરી મોટી પ્રતિષ્ઠા સાથે કરીને શુમારે ૫૦ લાખ રૂપિયાનો અવેજ એકઠો કર્યો હતો, અને પ્રકૃતિ નાદુરસ્ત થયાથી હિંદુસ્થાન છોડીને ફ્રાન્સ દેશમાં સેવૉયમાં પોતાની જન્મભૂમિમાં જઇ સુખરૂપ રહ્યો હતો. તે સન ૧૮૩૦ માં મરણ પામ્યો હતો.

ઉપર કહેલા સરદાર સિવાય આપા ખંડેરાવ, અંબાજી ઇંગલે, લખબા દાદા, રાણાખાન વગેરે મોટા મોટા પરાક્રમી પુરૂષો મહાદજી પાસે આ વખતે હતા. રાજ્યની સુવ્યવસ્થા બાંધી આપવા માટે મહાદજીને અનેક બાબતો કરવી પડી. તેણે પોતે નવીન ફોજ તૈયાર કરી, તેથી પહેલાંના લોકોની ચાલતી આવેલી તહેનાતી જાગિરો તેને બંધ કરવી પડી. રાજા નારાયણદાસ નામનો બાદશાહનો ખાનગી ખાતાનો એક કામદાર હતો, તેને કાઢીને તેની જગોએ શાહનિજામુદ્દીન નામના પોતાની ખાતરીના શખસને મહાદજીએ નીમ્યો. તેમજ ગોસાવી ( ગોસાંઇ ) કુળના મુખ્ય હિંમત બહાદુરના નામે

ચાલતી આવેલી જાગિરનો તેણે હિસાબ માગ્યો. આ બીના લોકોને પસંદ ન પડતાં લોકો અંદરથી મહાદજીનો દ્વેષ કરવા લાગ્યા. તે વખતે રજપૂત રાજાઓ પણ મહાદજી સામે ઉઠયા, તેથી બન્ને વચ્ચે ઘોર સંગ્રામ થયો, એનું વર્ણન મરાઠાઓના વિભાગમાં આવશે. સન ૧૭૮૭ ના મે મહિનામાં લાલ-સોટ આગળ જબરી લડાઇ થતાં મહાદજીનો પરાજય થયો. તેમાં બાદશાહ તરફથી મહાદજીને મદદ હતી, બાદશાહની ફોજના આગેવાન મહંમદબેગ અને ઇસ્માઇલબેગ હતા. મહંમદબેગ તે લડાઇમાં માર્યો ગયો, એટલે પછી ઇસ્મા-ઇલબેગ બાદશાહની ફોજનો ઉપરી બન્યો. મહાદજીનું પલ્લું નીચે નમેલું જો-તાંજ ઇસ્માઇલબેગ રજપૂતોને જઇ મળ્યો. મહાદજી ઉપર આ વખતે ઘણી કટાકટીનો પ્રસંગ આવેલો હતો. તેમાં નભી શકયાથી સર્વેને તેની કાર્યકુશ-ળતા જણાઇ આવી. એટલામાં ગુલામ કાદર રોહિલખંડમાંથી નીકળીને દિલ્હી આવ્યો. તે વખતે રાજ્યધાનીમાં મુસલમાન મંડળે પ્રબળ થઈ મહાદજીની વિરૂદ્ધ મોટું કાવતરૂં રચ્યું. ગ્વાલિયરનો કિલ્લો લખુબા દાદાના તાબામાં હતો. મુસલમાનોએ તેને ઘેરો ઘાલતાં લખુબાએ મોટી ચાલાકીથી કિલ્લાનું સંરક્ષણ કર્યું. બાદશાહે ગુલામકાદરને મોટું સન્માન આપીને મહાદજી વિરૂદ્ધ લડવા માટે ઉશ્કેર્યો. રજપૂતોએ પણ બાદશાહને પોતાના પક્ષમાં લીધો. મહાદજી વિરૂદ્ધ આવી ખટપટ કર્યાથી પોતાના ઉપર તેણે પોતે કેટલું સંકટ ખેંચી આણ્યું, એ બાદશાહના ધ્યાનમાં આવ્યું નહિ. આ સંધિ વખતે શાહજાદો જવાનબખ્ત અયોધ્યાના સુબેદાર પાસેથી મદદ લઇને દિલ્હી આવ્યો, પણ ત્યાં બાદશાહ સાથે તેને બન્યું નહિ. તેણે એક લાંબો લચક પત્ર ઈંગ્લાંડના રાજા ત્રીજા જ્યૉર્જને લખ્યો, અને દાસત્વની હલકી સ્થિતિમાંથી મોગલવંશનો ઉદ્ધાર કરવા માટે તેને વિનંતિ કરી. પછી થોડાજ વખતમાં તે શાહજાદો અંગ્રેજોના છત્રનો સ્વીકાર કરીને બનારસ ગયો, અને ત્યાં સન ૧૭૮૮ ના મે મહિનામાં મરણ પામ્યો. તે વખતે તેની ઉમ્મર ૪૦ વર્ષની હતી.

**૮. ગુલામ કાદરનાં દુષ્ટ કૃત્યો:**—ગુલામ કાદર અને ઇસ્માઇલબેગ સિવાય હિમ્મત બહાદુર ગોસાંઇ અને બેગમ સુમરૂ બાદશાહ પાસે હતાં. પરંતુ આ બેમાં ગુલામ કાદરનો પ્રપંચ કાંઇક વિલક્ષણ હતો. દિલ્હીમાં

ભાંજગડ ચાલતી હતી તેવામાં ઉત્તર તરફથી સિખોએ સ્વારી કરી. તેમના ઉપર ગુલામ કાદર ચઢી ગયો. આ બાજુએ ઇસ્માઇલબેગ અને સિંધિયા તરફના રાણાખાન, ડિ બૉયન, વગેરે સરદારો વચ્ચે આગ્રા નજીક જબરી લડાઇ થઇ. તેમાં ઇસ્માઇલબેગનો પરાજય થઇ દિલ્હીમાં મહાદજીનો અમલ ફરીથી ચાલુ થયો. એમ છતાં મહાદજી એકદમ દિલ્હી ગયો નહિ, કેમકે બાદશાહને ઇસ્માઇલબેગના કહેવાથી રજપૂતોએ ફોડયો હતો. તેને અજમેર આવવાનું કહાવીને તે શહેરની કૂંચી વકીલો સાથે તેમણે બાદશાહને મોકલી હતી. તે શહેર લેવાના ઇરાદાથી બાદશાહ દિલ્હી છોડીને ગયો હતો. તેની સાથે હિમ્મત બહાદુર, બેગમ સુમરૂ, અને ઇસ્માઇલબેગની ફોજો હતી. એટલામાં મરાઠાઓને જય મળેલો સાંભળીને બાદશાહ ભયથી દિલ્હી પાછો આવ્યો. પરંતુ આ તેના દુભાષિયા વર્તનથી મહાદજીને સંશય આવ્યાથી તે મથુરામાં જઇ તટસ્થ રહ્યો. બાદશાહનું દુર્ભાગ્ય પૂર્ણ રીતે આવી પહોંચ્યું હતું, તેથી દિલ્હી જવાની મહાદજીને મતિ સૂઝી નહિ. ગુલામ કાદર અને ઇસ્માઇલબેગે દિલ્હી પહોંચ્યા બાદ જે અઘટિત અને દુષ્ટ કૃત્યો ત્યાં કર્યાં, તેના સ્મરણથી શરીરે કંપારી છૂટે છે, અને ગુલામ કાદરને તેવો રાક્ષસી મનુષ્ય જાણીને અંતઃકરણ દિંગમૂઢ બને છે. બાદશાહ જાતે બીકણ અને નામર્દ હતો, અને તેનું વય લગભગ ૭૦ વર્ષનું હતું. આ વૃદ્ધ અને નિરૂદ્યમી બાદશાહને પદભ્રષ્ટ કરીને તેની જગોએ નવીન બાદશાહને બેસાડીને, મળે તેટલી લૂંટ મેળવવી, અને ફોજ ઉભી કરવી, એવો ગુલામ કાદરનો ધાટ હશે એમ સંભવિત લાગે છે. બહારથી તે બાદશાહને કહેતો કે મરાઠાઓના જુલમમાંથી હું તમને છોડાવવા માટે ખટપંટ કરૂં છું. પરંતુ અંદરખાનેથી તેણે ચળકાઝમાની વગેરે મસલતી સ્ત્રીઓ સાથે વાતચીત શરૂ કરેલી હતી. ‘મારા પુત્ર બેદરબખ્તને ગાદી ઉપર બેસાડો તો હું ૧૦ લાખ રૂપિયા તમને બક્ષિસ આપીશ.’ એવું ગુલામ કાદર આગળ તે બાઇએ કબૂલ કર્યું. આ હેતુથી સેંકડો ક્રૂર અને દુષ્ટ પઠાણ લોકોને સાથે લઇને ગુલામ કાદર દિલ્હી ગયો. ઇસ્માઇલબેગ અગાઉથીજ ત્યાં ગયેલો હતો, પરંતુ ગુલામનો દુષ્ટ ઘાટ તેના જાણવામાં નહોતો. મરાઠાઓની કેટલીક ફોજ દિલ્હી

ના બંદોબસ્ત માટે રહી હતી, પરંતુ મહાદજી મથુરામાં તટસ્થ રહ્યો હતો. ગુલામ કાદર અને ઇસ્માઇલબેગે રાજમહેલ ઉપર તોપોનો મારો ચાલુ કર્યો, એટલે સહેજમાંજ શહેર તેના તાબામાં આવ્યું. મહેલમાં જઇને તેમણે બાદશાહની મુલાકાત લીધી. બાદશાહે ગુલામ કાદરને વજીર તરીકે કાયમ કર્યો, અને તેણે પણ બાદશાહનું સંરક્ષણ કરવાના કુરાન ઉપર સોગંદ લીધા. પછી તેણે ખર્ચ માટે બાદશાહ પાસે પૈસા માગ્યા, અને તેની પાસે પુષ્કળ પૈસા છે, એમ સમજી તેણે પાછળનો અનર્થ કર્યો.

તા. ૨૯ મી જુલાઇ સ. ૧૭૮૮ ને રોજ ગુલામ કાદર એકલોજ કેટલાક બદમાસ અને લુચ્ચા પઠાણ સાથે લઇને બાદશાહ પાસે ગયો, અને ખર્ચ માટે બાદશાહ પાસે પૈસા માગવા લાગ્યો. પોતાની પાસે પૈસા નથી એવો બાદશાહે ઉત્તર આપ્યો, ત્યારે હડકાયલા કુતરાની પેઠે તે બાદશાહના અંગ ઉપર ધસી ગયો, અને બાદશાહે મહાદજીને મદદે બોલાવ્યો છે, એવો એક બનાવટી પત્ર ગજવામાંથી કાઢીને તે બાદશાહને વાંચી બતાવ્યો. તેજ ક્રોધના આવેશમાં તેણે બાદશાહને તે પ્રાચીન અને પૂજ્ય તખ્ત ઉપરથી નીચે ખેંચી આણીને તેના ઉપર લાતોનો પ્રહાર કર્યો અને બેદરબખ્તને આણીને તખ્ત ઉપર બેસાડયો. પછી તે રાક્ષસે તે પદભ્રષ્ટ બાદશાહને અને તેનાં છોકરાંઓને શસ્ત્રરહિત બનાવીને અને સઘળી વસ્તુ તેમની પાસેથી લઇને ત્રણ દિવસ સુધી કારાગૃહમાં પૂર્યાં, અને અન્નપાણી ન આપવા માટે તાકીદ આપી. પછી બેદરબખ્તની સહાયથી તેણે સઘળું જનાનખાનું અને રાજપુત્રોના મહેલો લૂંટીને ઉજડ કર્યા. શાહઆલમને મોતી મહેલમાં પૂર્યો હતો તેની સમક્ષ તેણે શાહજાદા અકબર અને શેખોને પ્રખર તાપમાં ઉભા કરીને બેશુમાર માર્યા, અને જનાનખાનામાંની દાસીઓને પણ મરી જાય ત્યાં સુધી મારીને પોતાના માણસો પાસે તેમની લાજ લૂંટાવી પછી દ્રવ્ય કોઇ સ્થળે પણ દાટેલું હોઇ, બાદશાહ પોતાને તે બતાવતો નથી એમ કહીને તેણે બાદશાહને દિવાન–ઇ–ખાસમાં ખેંચી આણીને ચાબખાથી માર્યો. તે વખતે બાદશાહ કાલાવાલા કરીને બોલ્યો, 'ભાઇરે, મારી પાસે મુદ્દલે દ્રવ્ય નથી, અને દાટેલું પણ નથી. હવે મને હેરાન કરીશ નહિ. એકી

વખતે મારા આંતરડાં કાઢી લે, પરંતુ આ સંકટમાંથી તું મને એકી વખતે મુક્ત કર. બાદશાહ બેહોશ થઇને પડ્યા બાદ ગુલામે જનાનખાનામાંની ખાસા સ્ત્રીઓને બોલાવી મંગાવીને તેમને પણ નાના પ્રકારે હેરાન કરી. આ ચાલતું હતું તેવામાં પૂરી રાખેલા માણસો પૈકી નાના નાના કોમળ બચ્ચાં પાણી વિના વ્યાકુળ થઇ મરણ પામ્યાં ત્યારે ત્યાંજ તેમને દાટવાનો તે દુષ્ટે હુકમ આપ્યો. પછી મલકાઝમાની અને બેદરબખ્તનું પણ તેણે ઘણું અપમાન કર્યું, અને પૈસા માટે સઘળો રાજમહેલ ખોદી નંખાવ્યો. ઇસ્માઇલબેગ શહેર બહાર હોઈ, તેના જાણવામાં મહેલમાંની વાત આવી નહોતી. ગુલામે તેને શુમારે પાંચ લાખ રૂપિયા મોકલીને વિશેષ ભરતી માટે શહેર લુંટાવવાનો સંદેશો મોકલ્યો, પછી એક દિવસ તેણે સર્વે રાજપુત્રોને બોલાવીને તેમની પાસે પોતાની આગળ ગવરાવ્યું, અને તેમને નચાવ્યા. છેવટે થાક્યાનું બહાનું કાઢીને શાહજાદા અકબરની સાથળ ઉપર માથુ મૂકીને પાસેજ તલવાર અને છરો મૂકીને તે ઉંઘી ગયા પછી જાગૃત થયા બાદ તે રાજપુત્રને મ્હેણું મારીને ગુલામ બોલ્યો, ' હું હથિયાર નીચે રાખીને તારી સમક્ષ સુતો હતો, છતાં તેં મારૂં શિર ઉડાવ્યું નહિ. એટલો નામર્દ તું રાજ્ય કેવી રીતે કરીશ ? "

એક વખતે તે તખ્ત ઉપર હુક્કો ગડગડાવતો બેઠેલો હોઇ, હુક્કાની બેસણી ક્યાં છે એમ બાદશાહને પૂછતાં, હું જાણતો નથી એમ તેના કહેતાની સાથે ગુલામે તખ્ત ઉપરથી છલંગ મારીને બાદશાહને નીચે પાડયો, અને તેની છાતી ઉપર બેસીને, ' બેસણી ક્યાં છે તે બતાવે છે કે તારી આંખો ફોડી નાખું ? ' એમ તેને પૂછ્યું. બાદશાહે આંખમાં આંસુ આણીને વિનંતિ કરી કે, ' મારી આંખોથી હવે મારે થોડુંજ સુખ જોવાનું છે. પરંતુ કુરાન વાંચવામાં તે ઉપયોગી થઈ પડે છે, એટલા માટે તો તે રહેવા દે. ' તે દુષ્ટે તે તરફ દુર્લક્ષ કરીને જમૈયાથી તેણે તેની બન્ને આંખો ફોડી નાખી ( તા. ૧૦ મી ઓગસ્ટ ). આ અઘોર કૃત્ય જોઇને બેસાં છોકરાંએ હાહાકાર કર્યો, અને મોગલોના ગત વૈભવનું દર્શક દિવાનખાનું સ્ત્રીઓના આક્રંદથી ગાજી રહ્યું. પછી ગુલામે તે બાદશાહને તરફડતોજ ઘસડી જઈને કારાગૃહ-

માં નાંખ્યો, અને શાહજાદાઓની આંખો પણ ફોડી નાંખુ છું, એમ કહી તે ઉઠયો. પરંતુ લાલા શીતલદાસ નામના હિંદુ ખજાનચીના વચ્ચે પડવાથી તેણે તે કર્મ કર્યું નહિ. પછી એક દિવસ તેણે જનાનખાનામાંની તરૂણ અને સુંદર સ્ત્રીઓને બોલાવીને બહુજ મારી, અને જેમના નખ પણ પરપરૂષોની દૃષ્ટિએ પડયા નહોતા તેમને નવસ્ત્રી કરીને પોતાના લોકો પાસે તેમની આબરૂ લેવડાવી.

આવાં દુષ્ટ કૃત્યો કરવામાં તેનો કાંઇજ હેતુ રહેલો નહોતો. તેની તે વખતે મનુષ્યમાંજ ગણના નહોતી. તે કેવળ પશુ બની ગયો હતો. આ વખતે તેનું જાત્યાભિમાન, ધર્માભિમાન અને મરાઠાઓ પ્રતિનો દ્વેષ એ સર્વ નાશ પામ્યું હતું. આ કૃત્ય વિષે સાંભળીને સઘળા શહેરમાં આક્રંદ થઇ રહ્યું. નાદિરશાહ, અહંમદશાહ કે તૈમૂરલંગે પ્રજાને લુંટી અને બાળી મૂકી, બાદશાહીનો આવો કચરઘાણ વાળ્યો નહોતો. મરાઠા, રજપૂત, કે જાટ જેવા પરધર્મી લોકોને જે ગાદી માટે પૂજ્યભાવ હતો તેનો આવો તિરસ્કાર તેના સ્વધર્મી વજીરથી થાય એ ખરેખર કાળચક્રનો મહિમા સમજવો. સારાંશ કે, ક્રૂર કામમાં ગુલામ કાદર જેટલી નિપુણતા ખુદ બાદશાહના શત્રુઓએ પણ દર્શાવી નહિ. આ પ્રમાણે બાદશાહીના અપકર્ષની હદ રહી નહિ, અને 'બાદશાહી' એ શબ્દમાં કાંઇ પણ અર્થ રહ્યો નહિ. આ અઘોર કૃત્યનું વર્ણન કરવાનો હેતુ માત્ર એટલોજ કે જે મોગલોના કૂળમાં અકબર, શાહજહાન જેવા પ્રતાપી પુરૂષો થયા, તે કુળની અપ્રતિષ્ટા તે વખતે કેવી થતી હતી, તેની વાચકોને સારી કલ્પના આવી શકે.

ઇસ્માઇલખાનને આ અઘોર કૃત્યની ખબર પડતાંજ તેને પણ તિરસ્કાર આવ્યો, અને તેણે રાણાખાનના હાથ નીચેની મરાઠાઓની ફોજ લઇને દિલ્હીમાં પ્રવેશ કર્યો. આ અરસામાં એક દિવસે સંધ્યાકાળે ગુલામ કાદરે રાજકુટુંબનાં માણસોની બળીને રાખ થાય, અને પોતાને નાસી જવાને સવડ મળે, તેટલા માટે દિલ્હીના લાલ બુરજમાં દારૂ ભરીને તેને સળગાવ્યો, (તા. ૧૭ મી ઓકટોબર) તે સાથે મોટો ભયંકર અવાજ થઇ સઘળી દિલ્હી ધ્રુજી ગઇ, અને લોકો ભયભીત થયા. આ સંધિમાં તે એક ગુપ્ત દ્વારવાટે

બહાર નીકળીને નાઠો. રાણા ખાને મહેલમાં પ્રવેશ કર્યો, અને આગ શાન્ત કરીને આ કારાગૃહમાંનાં માણસોને મુક્ત કરીને સર્વેના ખાવા પીવાની અને વસ્ત્રોની વ્યવસ્થા કરીને તે ગુલામ કાદરની પુઠ પકડવા નીકળ્યો. ગુલામ કાદર મીરતમાં જઇ રહ્યો હતો. મરાઠાઓએ મીરતના કિલ્લાને ઘેરો ઘાલ્યો. એક દિવસે રાતે તે કિલ્લામાંથી નાઠો, અને તેના પાપનો પૂર્ણ ઘડો ભરાયાથી એક ખેતરમાં ઘોડા ઉપરથી તે પડી ગયો. તે ખેતરનો માલિક એક કાયસ્થ બ્રાહ્મણ હોઇ તેનું ઘર ગુલામે પહેલાં એક વખત લૂટ્યું હતું. તે બ્રાહ્મણે ગુલામને પકડીને રાણા ખાનને સ્વાધીન કર્યો. બેદરબખ્ત વગેરે તેના બીજા સાથીઓ પણ પકડાયાથી સર્વેને કડક શિક્ષા થઈ. રાણાખાને ગુલામને મથુરાં લઇ જઇને મહાદજીને સ્વાધીન કર્યો. મહાદજીએ તેને ગધેડા ઉપર ઉલટા મોંઢે બેસાડીને તેને મથુરામાં ફેરવીને તેની ફજેતી કરી; પછીથી તેની આંખો ફોડી, ગાળો ભાંડવા લાગ્યાથી તેની જીભ કાપી, અને આખરે નાક, કાન, હાથ, પગ, વગેરે કાપીને તેનો છિન્ન વિચ્છિન્ન ગોળો બાદશાહના સમાધાન માટે દિલ્હી મોકલ્યો. પરંતુ દિલ્હી પહોંચતાં પહોંચતાં તા. ૩ જી માર્ચ સન ૧૭૮૯ ને રોજ તેનું મૃત્યુ થયું. આ પ્રમાણે નજીબખાન રોહિલાના વંશે બાદશાહનો ઉપકાર માન્યો. ગુલામ કાદરના વખતનો કિલ્લો ઘોરીગડ જમીનદોસ્ત કરવામાં આવ્યો.

ગુલામ કાદરે દિલ્હીમાં અનર્થ માંડ્યો હતો તે વખતે મહાદજી મથુરામાં સ્વસ્થ કેમ બેઠેલો તે સમજાતું નથી. જય મળવાની ખાતરી થયા સિવાય પોતે મુસલમાનો સાથે ટક્કર લેવાને બહાર પડવું નહિ, એમ તેણે ધાર્યું હશે, અથવા બાદશાહે અનેક વખત પોતાની સાથે લુચ્ચાઇ કરી હતી, તેથી કેટલાક દિવસ પોતે તટસ્થ રહીને તેના સાથીઓની ખરી યોગ્યતા તેને આપોઆપ સમજવા દેવી, એવો કદાચ મહાદજીનો ઉદ્દેશ હશે. વળી ગુલામ કાદર ખુદ બાદશાહ સાથે આવું નીચ વર્તન કરશે એવી તેને કલ્પના પણ નહોતી, ગમે તેમ હોય, પરંતુ આ વખતે સિંધિયા તરફથી બાદશાહની ઉપેક્ષા થઇ એમાં સંશય નથી. બાદશાહે સિંધિયાની મદદ વારંવાર માગ્યા છતાં તે સ્વસ્થ બેસી રહેલો હતો. આ પત્રો મહાદજીને પહોંચ્યા હશે કે નહિ

એ પણ સંશયની વાત છે. મથુરાંથી દિલ્હી ફોજ જતાં સાત દિવસ લાગતા. સિંધિયાએ બેગમ સુમરૂને બાદશાહની મદદે જવા કહ્યું, પરંતુ એમ કરવાની મહાદજીની પોતાની છાતી ચાલે નહિ, તો તે બાઇ પોતે શી રીતે એમ કરી શકે? એમ છતાં રાયજી પાટિલના હાથ નીચે ૨૦૦૦ સ્વાર અને એક વિશ્વાસુ બ્રાહ્મણને તેણે દિલ્હી મોકલ્યો હતો, પરંતુ ગુલામ કાદરના બંદોબસ્ત આગળ તે ટકી શક્યો નહિ. સન ૧૭૮૮ના ઓક્ટોબર મહિનામાં રાણાખાન, ડિ બોયન વગેરે સરદારો દિલ્હીમાં આવ્યા, અને તેમણે આગ બુજાવીને બાદશાહના કુટુંબને કેદમાંથી મુક્ત કર્યું.

મહાદજીએ પોતાની અડચણ જોઇને ફરીથી મદદ માગી હતી, તે ફોજ હોલ્કરના હાથ નીચે વખતસર આવી દાખલ થઇ, તેથી દિલ્હીમાં જ્યાં ત્યાં આનંદ થઇ રહ્યો. સર્વે લોકોને એવું લાગ્યું કે આપણો છૂટકારો કરનાર સહાયકર્તા આવ્યા. ગુલામ કાદરની વ્યવસ્થા થયા બાદ, મહાદજીએ બાદશાહની નિમણુક વગેરે બાંધી આપી, (સન ૧૭૮૯). આ નિમણુક દર સાલ નવ લાખ રૂપિયાની હતી.

આ વખતેજ મોગલ બાદશાહીનો ખરો અંત આવ્યો એમ અંગ્રેજ ગ્રંથકારો માને છે. એમ છતાં બાદશાહ અને તેના વંશની હકીકત સમાપ્ત કરવાની જરૂર છે. મહાદજીએ વકીલ-ઇ-મુલ્કનું પદ ફરીથી પેશવા માટે લઇને પોતે પેશવાની વતી સઘળી વ્યવસ્થા કરી. બાદશાહે મહાદજીને 'અલિઝાં બહાદુર,' અને 'મદાર-ઉલ-મહાલ' ની પદવીઓ આપી. ઇસ્માઇલબેગે તેની સાથે દોસ્તી કરી અને જાગિર લઇને તે સ્વસ્થ બેઠો. દિલ્હીમાં સ્વસ્થતા થયા બાદ મહાદજીએ રજપૂતોની ખૂશ ખબર લીધી. આ કામમાં ડિબૉયને સારૂં પરાક્રમ કર્યાથી મહાદજીએ તે ફ્રેન્ચ સરદારને દિલ્હી અને મથુરા વચ્ચેનો મુલક જાગિરમાં આપ્યો. ત્યારથી ડિબોયન અલીગડમાં રહેવા લાગ્યો. આ વખતે ફ્રેન્ચોનું વજન પણ ઘણું વધેલું હોઇ, હિંદુસ્થાનના કેટલાક રાજા રજવાડા અંગ્રેજોને છોડી ફ્રેન્ચોને મળી ગયા હતા.

સન ૧૭૯૨ માં અંગ્રેજોના તાબાના બંગાળા પ્રાંતમાંથી ખંડણી વસુલ કરવા માટે બાદશાહે મહાદજીને હુકમ આપ્યો. પણ મહાદજી પૂને હતો, અને

અંગ્રેજો સહેજ નમે તેવા નહોતા, તેથી આ હુકમ અમલમાં આવ્યો નહિ. મહાદજીએ રાખેલી બાદશાહી ફોજમાં ઘણા નામાંકિત યુરોપીઅન ગૃહસ્થ હતા. બેગમ સુમરુની કીર્તિ ભારે હતી. તેણે ફરીથી એક ફ્રેન્ચ ગૃહસ્થ સાથે લગ્ન કર્યું હતું. સારાંશ કે, પાછળનાં દશ બાર વર્ષ બાદશાહની વ્યવસ્થા ઘણીજ સારી ચાલી. મહાદજી સિંધિયા સ. ૧૭૯૩ માં પૂનામાં મરણ પામ્યો.

૯. **દિલ્હીના મોગલ વંશનો અંત:**—મહાદજીના મૃત્યુ પછી સન ૧૮૦૩ સુધી બાદશહાની વ્યવસ્થામાં વિશેષ ફેરફાર થયો નહિ. મહાદજીએ કરેલી વ્યવસ્થા ચાલુ હતી, છતાં બાદશાહની નિમણૂક મરાઠાઓ તરફથી વખતસર પહોંચતી નહિ એવી તકરાર ઉઠી હતી. સન ૧૮૦૩ માં અંગ્રેજ અને મરાઠાઓ વચ્ચે જબરૂં યુદ્ધ થયું, તેમાં તા. ૧૧ મી સપ્ટેમ્બર ને રોજ લડાઇમાં લૉર્ડ લેકને જય મળ્યો, અને સિંધિયાની ફોજ પરાભવ પામી. તા. ૧૬ મી સપ્ટેમ્બરના રોજ બાદશાહે શાહજાદા અકબરને લૉર્ડ લેક સાથે મોકલીને તેને મહેલમાં તેડાવ્યો. રસ્તામાંની ભીડમાંથી માર્ગ કરતો લૉર્ડ લેક મહેલમાં આવ્યો, ત્યારે બાદશાહ અને બીજા માણસોને આનંદ થયો. પછી બાદશાહ અને અંગ્રેજો વચ્ચે જે ઠરાવ થયો તેને 'તહનામા'નું નામ આપેલું નથી. કારણ અંગ્રેજોએ બાદશાહનું રાજ્ય આવી રીતે લડીને પ્રાપ્ત કર્યાથી તે તેમનો તાબેદાર થયો હતો. દિલ્હી શહેર અને આસપાસનો થોડોક મુલક બાદશાહ પાસે તેમણે રહેવા દીધો. આ મુલકની વ્યવસ્થા દિલ્હીમાં રાખેલા રેસિડેન્ટે કરવી એવું ઠર્યું. આ મુલકની ઉપજ સિવાય બાદશાહના ખરચ માટે દર મહિને ૯૦ હજાર રૂપિયાની નિમણૂક અંગ્રેજોએ બાંધી આપી એટલે પેશવાઓએ પોતે જે માન લીધું હતું તેજ અંગ્રેજોએ પોતે લીધું.

આ પ્રમાણે પ્રતાપી મોગલ વંશનું રાજ્ય અંગ્રેજોના તાબામાં ગયું.

સને ૧૮૦૦ ના વર્ષમાં કમનસીબ શાહઆલમ મરણ પામ્યો. તે વખતે તેનું વય ૯૦ વર્ષનું હતું. તેની યોગ્યતા વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. સંકટ સહન કરવાની તેનામાં વિલક્ષણ શક્તિ હતી. પ્રસંગોપાત મનથી નિશ્ચય કરીને એકદમ સાહસ કરવાના ગુણની તેનામાં જરૂર હતી.

તે હોત તો તેની માઠી હાલત થઇ ન હોત, આવું સાહસ કરવાના તેને થોડા પ્રસંગો આવ્યા નહોતા, પરંતુ તે સર્વે તેના નામર્દપણાથી ફોકટ ગયા હતા. એક પ્રકારનું હલકાપણું તેનામાં હોવાથી તેનું વજન કોઇના ઉપર પડ્યું નહોતું.

શાહ આલેમના પુત્ર અકબરને અંગ્રેજ સરકાર તરફથી નિમણુક મળતી હતી. તે બાદશાહનું નામ ધારણ કરીને દિલ્હીમાં રહેતો હતો. સન ૧૮૩૭ માં તે મરણ પામ્યો, ત્યારે તેના પુત્ર મહંમદ બહાદુરશાહને અંગ્રેજ સરકારે નિમણુક આપવાનું ચાલુ કર્યું હતું. અંગ્રેજ સરકાર સાથે તેને વ્યવહારના જે પ્રસંગો આવ્યા હતા, તેમનું વર્ણન અંગ્રેજોના ભાગમાં આપવું યોગ્ય છે. મહંમદ બહાદુરશાહ સન ૧૮૫૭ ની સાલના બંડમાં સામિલ થયાથી અંગ્રેજોએ દિલ્હી શહેર કબજે કર્યું, બાદશાહના પુત્રો અને પૌત્રોને મારી નાંખ્યા, અને બહાદુરશાહને બ્રહ્મદેશમાં કાળા પાણીએ મોકલ્યો.

હાલના સમયમાં દિલ્હીમાં આ મોગલવંશનું નામ નિશાન રહ્યું નથી.

આવી રીતે રાજ્યની અનેક પ્રકારે અવનતિ થયેલી જોઇને કાળચક્રની ગતિની અગાધ કલ્પના મનમાં આવે છે, અને ઇતિહાસની ઉપયોગિતા માલૂમ પડે છે. એટલા માટે રાજા અને પ્રજાએ અવનતિનો માર્ગ ગ્રહણ ન કરતાં, એક બીજાની સહાયતાથી ઉત્તરોત્તર ઉત્ક્રાન્તિ પ્રતિ પ્રયાણ કરવું એજ બન્નેને ભૂષણાસ્પદ છે.



# જુદા જુદા રાજવંશોની વંશાવળી.

## (૧) ગિજનીવંશ.

૧ સુલતાન મહંમદ (સ. ૯૯૯)

૨ મહંમદ (૧૦૩૦) ૩ મસાઉદ (૧૦૩૦) ૮ અબ્દુલ રસીદ (૧૦૫૧)

૪ અહંમદ (૧૦૪૧)

૫ મોદુદ (૧૦૪૧) ૭ અબ્દુલહસન (૧૦૪૯) ૧૦ ઈબ્રાહીમ (૧૦૫૮)

૬ મસાઉદ બીજો (૧૦૪૯) ૯ ફરૂખજાદ (૧૦૫૨)

૧૧ મસાઉદ ત્રીજો (૧૦૯૮)

૧૨ અસ્લાન (૧૧૧૫) ૧૩ બહેરામ (૧૧૧૮)

૧૪ ખુશરૂ (૧૧૫૨)

૧૫ ખુશરૂ મલેક (૧૧૬૦–૮૨)

## (૨) ઘોરવંશના અફઘાન સુલતાનો.



## (૩) ગુલામવંશ.

૧ કુત્બુદ્દીન (સ. ૧૨૦૬)

૨ આરામ ૩ શમ્સુદ્દીન, અલ્તમશ (જમાઇ) (૧૨૧૨)

૪ રૂકનુદ્દીન, ફિરોજશાહ ૫ રઝિયા (૧૨૩૬) ૬ મોઇઝુદ્દીન બહેરામ (૧૨૩૯)

૭ અલા-ઉદ્દીન મસાઉદ (૧૨૪૨)

૮ નાસિરૂદ્દીન મહંમદ (૧૨૪૬)

૯ બલ્બન (ઉપલાનો વજીર) (૧૨૬૬)

મહંમદ — કૈખુશરૂ

બોગરાખાન (બકારાખાં) — ૧૦ કૈકુબાદ (૧૨૮૬-૮૮)

## (૪) ખિલજીવંશ.

મલીક

૧ જલાલુદ્દીન ફિરોજ (૧૨૮૯) શહાબુદ્દીન મસાઉદ

અર્કલીખાન રૂકનુદ્દીન ઉર્ફે ઇબ્રાહીમ ૨ અલાઉદ્દીન (૧૨૯૬) આલ્બસ-બેગ

ખિજરખાન ઉમરખાન ૩ મુબારક (૧૩૧૬-૧૩૨૦)

## (૫) તુઘલખવંશ.




## (૬) સૈયદવંશ.

૧ ખિજરખાન (૧૪૧૬)

૨ મુબારક (૧૪૨૧)

૩ મહંમદ ૧૪૩૫)

૪ અલાઉદ્દીન)(૧૪૪૫–૫૦)

## (૭) લોદીવંશ.

૧ બહૂલોલ-લોદી (૧૪૫૦)

૨ સિકંદર લોદી (૧૪૮૮)

૩ ઇબ્રાહીમ લોદી (૧૫૧૭–૨૬)

## (૮) અણહિલવાડ પાટણનો ચાલુક્ય વંશ.

**૧ મૂળરાજ** સ્થાપનાર, (૯૪૨)
|
**૨ ચામુંડ** (૯૯૭)
|
વલ્લભરાજ — દુર્લભરાજ — નાગરાજ

નાગરાજ
|
**૩ ભીમદેવ** (૧૦૨૬)

રાણી ઉદયામતિ | રાણી બકુલાદેવી

**૪ કર્ણરાજ** (૧૦૭૨) — મૂળરાજ — ક્ષેમરાજ

**૪ કર્ણરાજ**
|
**૫ સિદ્ધરાજ જયસિંહ**(૧૦૯૪)

ક્ષેમરાજ
|
દેવપ્રસાદ
|
ત્રિભુવનપાલ
|
મહીપાલ — કીર્તિપાલ — **૬ કુમારપાળ** (૧૧૪૩) — પેમલદેવી — દેવળદેવી

મહીપાલ
|
**૭ અજયપાળ** (નૈકીદેવી) (૧૧૭૪) — **૯ ભીમદેવ ભોળો** (૧૧૭૯–૧૨૧૫

**૭ અજયપાળ**
|
**૮ બાળમૂળરાજ** (૧૧૭૬–૭૮)

---

## (૯) વાઘેલાવંશ.

ધોળકાનો રાજા લવણપ્રસાદ
|
વીરધવલ (અણહિલપટ્ટણનો રાજા)
|
વીસલદેવ
|

અર્જુનદેવ
|
લવણરાજ
|
સારંગદેવ
|
રાજા કર્ણ (પત્ની કમળાદેવી)
|
દેવલદેવી

---

## (૧૦) ગુજરાતના સુલતાન.

૧ મુજફ્ફરશાહ (૧૩૯૬)
|
તાતારખાન
|
૨ અહમદશાહ (૧૪૧૧)

- ૩ મહંમદશાહ
  - ૪ કુત્બશાહ (૧૪૫૧)
- ૫ દાઉદખાન (૧૪૫૭)
- ૬ મહમુદ બેગડા (૧૪૫૮)
  - ૭ ખલીલ ઉર્ફે મુજફ્ફરશાહ બીજો (૧૫૧૧)
    - ૯ બહાદુરશાહ (૧૫૨૬)
    - ૮ સિકંદરશાહ (૧૫૨૬)

૧૦ મહમદશાહ ૨ જો (૧૫૩૬)
૧૧ અહમદશાહ ૨ જો (૧૫૫૪)
૧૨ મુજફ્ફરશાહ (૧૫૬૧-૭૨)

---

## (૧૧) મહારાષ્ટ્રના બ્રાહ્મણી સુલતાન.



## (૧૨) બેદરની બરીદશાહી.

કાસીમબરીદ (૧૫૦૪)
|
અમીરબરીદ (૧૫૦૪)
|
અલીબરીદ (૧૫૪૯)
|
ઇબ્રાહીમ બરીદશાહ (૧૫૬૨) — કાસીમ બરીદ બીજો (૧૫૬૯)
|
મીર્ઝાઅલી બરીદ બીજો (૧૫૭૨)

## (૧૩) વરાડની ઈમાદશાહી.

ફતેહ-ઉલ્લા ઈમાદશાહ (૧૪૮૪)
|
અલા-ઉદ્દીન ઇમાદશાહ (૧૪૮૪)
દરિયા ઇમાદશાહ (૧૫૨૭)
બુરાન ઇમાદશાહ (૧૫૭૨)

## (૧૪) અહંમદનગરની નિજામશાહી.

૧ અહંમદ નિજામશાહ (૧૪૮૯)
|
૨ બુરાન (૧૫૦૮)
|
શાહતાહીર૧ — ૧ મુર્તુજા નિજામશાહ(બીજો) — ૩ હુસેન (૧૫૫૩) — અબ્દુલકાદર

શાહતાહીર૧
|
૯ અહંમદ (૧૫૯૪)

૧ મુર્તુજા નિજામશાહ(બીજો)
|
૧૨ હુસેન (૧૬૨૬-૩૩)

૩ હુસેન (૧૫૫૩)
|
સુલતાના ચાંદબીબી (લગ્ન સ. ૧૫૬૪ વિજાપુરના આદીલ-શાહ સાથે.) — શાહકાસિમ — ૪ મુર્તુજા (૧૫૬૫) — ૭ બુરાન (૨જો)

૪ મુર્તુજા (૧૫૬૫)
|
૫ મીરનહુસેન (૧૫૮૬)

૭ બુરાન (૨જો)
|
૮ ઇબ્રાહીમ (૧૫૯૪) — ૬ ઇસ્માઇલ (૧૫૮૮)

૮ ઇબ્રાહીમ (૧૫૯૪)
|
૧૦ બહાદુર (૧૫૯૪)
|
૧૩ શાહાજીએ બેસાડેલો છેલ્લો પુરૂષ (૧૬૩૩-૩૭)

## (૧૫) વિજાપુરની આદિલશાહી

૧ યુસુફ આદિલશાહ (૧૪૮૯)

૨ ઇસ્માઇલ આદિલશાહ (૧૫૧૦)




## (૧૬) ગોવળકોંડાની કુત્બુશાહી

૧ સુલતાન કુલી કુત્બ ઉલ્મુલ્ક (૧૫૧૨)



# (૧૭) વિજયનગરનો હિંદુ રાજવંશ.

સંગમ




બુક્ક (બીજો) (૧૩૯૯)　દેવરાય (પહેલો) (૧૪૦૬)

વીરવિજય, લ. નારાયણાંબિકા (૧૪૧૨)

દેવરાય (બીજો) (૧૪૧૯)　પ્રતાપ દેવરાય

મલ્લિકાર્જુન (૧૪૪૯)　વિરૂપાક્ષ (પહેલો) (૧૪૬૫)

રાજશેખર (૧૪૭૮)　વિરૂપાક્ષ (બીજો) (૧૪૮૩)

નરસિંહરાય (વિરૂપાક્ષનો સરદાર) (૧૪૯૦)

વીરનરસિંહ (૧૫૦૯)　કૃષ્ણદેવ (૧૫૦૯)　રંગરાય　અચ્યુતરાય (૧૫૩૦)

સદાશિવરાય (૧૫૪૨–૬૭)

રામરાય (કૃષ્ણદેવનો જમાઇ અને પ્રધાન) (મૃ. ૧૫૬૫)

તિરૂમલ (૧૫૬૭) ચંદ્રગિરિમાં સ્વતંત્ર

વ્યંકટાદ્રિ (મૃ. ૧૫૬૫)

## (૧૮) કાશ્મિરના સુલતાન.

૧ શાહમીર ઉર્ફે શમ્સુદ્દીન (૧૩૨૬)

જમશેદ
૨ શેરઅલી ઉર્ફે અલાઉદ્દીન (૧૩૪૯)
૩ શહાબુદ્દીન (૧૩૬૩)
૪ હિંદાલ ઉર્ફે કુત્બુદ્દીન (૧૩૮૬)
૫ સિકંદર બુતિશકન (૧૩૯૬)

૬ અમીરખાન ઉર્ફે અલીશાહ (૧૪૧૬)
૭ ઝૈનં-ઉલ-અબેદીન (૧૪૨૨)

૮ હાજીખાન ઉર્ફે હૈદર (૧૪૪૨)
૯ હસન (૧૪૭૩)
મહંમદ (૧૪૮૬–૧૪૯૬ અને ૧૫૦૭–૧૫૩૫)

........
૧૦ ફતેહખાન (૧૪૯૬)

## (૨૦) માળવાના સુલતાન.

**ઘોરીવંશ.**

૧ દિલાવરખાનઘોરી (૧૩૮૭)
૨ હુશંગશાહ (૧૪૦૫)
૩ ગજનીખાન (૧૪૩૨)

**ખિલજીવંશ.**

૧ મહમદશાહ ખિલજી (૧૪૩૫)
૨ ગ્યાસુદ્દીન (૧૪૬૯)
૩ નાસરૂદ્દીન (૧૫૦૦)
૪ મહંમદશાહ (૧૫૧૨)

## (૨૩) મુલતાનનો લંગા વંશ.

૧ રાયસિદ્રા ઉર્ફે કુત્બુદ્દીન (૧૪૪૫)
૨ હુસેનશાહ લંગા (૧૪૬૯)
૩ મહંમદશાહ લંગા (૧૫૦૨)
૪ હુસેનસાહ લંગા બીજો (૧૫૨૪)

